# 'સરદારના હુકમ વિના....'

બારડોલી સત્યાગ્રહ સમયનો આ પ્રસંગ છે. બાપુ તો છેટે રહીને, તટસ્થતાથી એ લડત નિહાળી રહ્યા હતા. પણ લડત એવી કટોકટીભરી સ્થિતિમાં આવી પડે કે લોકોને લાગ્યું કે સરકાર હવે સરદાર વલ્લભભાઈને ગમે તે ઘડીએ પકડીને જેલમાં પૂરશે. ત્યારે બાપુ બારડોલી ગયા. એમના આગમનના સમાચાર સાંભળીને આસપાસના ગામડાના માણસો બાપુને મળવા આવ્યા. કેટલીક વાતચીત પછી એમણે બાપુને આગ્રહ કર્યો કે, 'તમે અમારા ગામમાં આવો!'

'વલ્લભભાઈ કહે .નહીં ત્યાં સુધી નહીં'.' બાપુએ જવાબ આપ્યો.

આખરે વલ્લભભાઈએ કહ્યું કે, 'જઈ આવો' ત્યારે બાપુ સરભોણ અને રાયમ ગામે ગયા.

ત્યાં એમનો સત્કાર થયો. લોકોએ કહ્યું કે, 'કંઈક કહો!' ત્યારે બાપુએ આભાર માનતાં કહ્યું: 'સરદારનો હુકમ છે કે તેમના સિવાય કોઈએ બોલવું નહીં એટલે મારાથી ન બોલાય. સરદાર હોત ને હુકમ કરત તો બોલત. આજે તો તમારી બહાદુરી અને સંગઠનને માટે તમને ધન્યવાદ આપું છું. આપણે જેને સરદાર બનાવ્યા તેમના હુકમ અક્ષરે અક્ષર પાળવા જોઈએ. હું સરદારનો મોટો ભાઈ થાઉં એ વાત સાચી છે, પણ જાહેર જીવનમાં જેની નીચે આપણે કામ કરતા હોઈએ તે આપણો પુત્ર હોય કે નાનો ભાઈ હોય તો પણ તેના હુકમ માન્ય રાખવા જ જોઈએ. એ કંઈ નવો કાયદો નથી. પ્રાચીન ધર્મ છે. એ ધર્મનું પાલન કરવા માટે જ શ્રીકૃષ્ણે અર્જુનનું સારથિપણું કર્યું અને યુધિષ્ઠિર રાજાએ રાજસૂય યજ્ઞ કર્યો ત્યારે તેમણે પતરાળાં ઉઠાવેલાં. એટલે આજે તો માત્ર તમને ધન્યવાદ જ આપું છું.'

આમ જાહેર જીવનના એક ધ્રુવ નિયમનો બોધ આપવા સાથે બાપુએ પ્રત્યક્ષ દાખલો પણ આપ્યો.

## સત્યાગ્રહી જીવનદર્શન — શાંતિભાઈ દેસાઈ

[ ગાંધીવિચારદર્શનને અવલોકતી લેખમાળા ☆ લેખાંક ૧૪મો ]

"કેવળ તત્ત્વજ્ઞાનથી જીવનદર્શન પૂરુ નથી થતુ, એને માટે સમાજશાસ્ત્રની જરૂર હોય છે જેમ બધા તત્ત્વજ્ઞાનની પરિસમાપ્તિ વેદાંતમા થાય છે, તેમ બધા સમાજશાસ્ત્રની પરિસમાપ્તિ અહિંસામા થાય છે" (ધર્મચક્રપ્રવર્તન પા ૪) વિનોબાજીની આ વાણી ફિલસૂફી અને વ્યવહારનો આબાદ સમન્વય કરી બતાવે છે. જીવનનુ દર્શન કેવળ તત્ત્વના વિચારથી નહી પણ અહિંસાના આચારથી જ પૂર્ણ બની શકે છે એમ કહેવામા ગાંધીજીની વ્યવહાર્ય ફિલસૂફીનું ઉત્તમ સમર્થન થાય છે વિનોબાજી ગાંધીજીની ફિલસૂફીને એક ડગ આગળ લઈ જાય છે, તેનો વધુ વિકાસ કરે છે અને તેમા રહેલા શાંતિમય ક્રાંતિના તત્ત્વોને વધુ પ્રગટ કરી શકે છે. ભૂદાન આંદોલન જેવા અભૂતપૂર્વ સામાજિક કામ દ્વારા અહિંસક ક્રાંતિની ઝુંબેશ ઉપાડીને વિનોબાજીએ ગાંધીજીની ફિલસૂફીને વધુ સ્ફૂટ કરી, વધુ તેજસ્વી બનાવી અને સાથે જ વધુ વ્યવહાર્ય પણ બનાવી ગાંધી વિચારનુ સંશોધન કરવુ જરૂરી હતુ જ, પણ તે તો તત્ત્વજ્ઞાનનો વ્યવહાર્યમા સમન્વય કરીને જ થાય વિનોબાજી વેદાંતના વિચારનો અહિંસાના વ્યવહાર સાથે સુમેળ સાધી અહિંસાની વ્યવહારુતાને વધારી રહ્યા છે ભૂદાન યજ્ઞ અને તેના વૃદ્ધિગત થતા જતા અંગોપાંગો આના સચોટ અને પ્રત્યક્ષ ઉદાહરણો છે

**ચેતનાની પ્રતિષ્ઠા:** ખરા આનંદની વાત તો એ છે કે વિનોબાજી ગાંધીજીની ઘણી ય ઉત્કૃષ્ટ વાતો આજે નવી નવી રીતે જરૂરી ઉમેરા કરતા પોતાની પ્રતિભાથી તેને વ્યવહારયોગ્ય કરી ભારત અને દુનિયા આગળ રજૂ કરી રહ્યા છે સર્વોદયનો એ જ સિદ્ધાંત તેઓ નવી રીતે રજૂ કરે છે સત્યાગ્રહની પદ્ધતિ તીવ્ર સૌમ્ય સ્વરૂપમા બતાવે છે, સમાધાન કે સમન્વયનો વિચાર તેના સર્વાંગ રૂપે સમજાવે છે, અને પ્રજાતંત્ર, સાચુ સ્વરાજ વગેરે અંગેના વિચારો વધુ સ્પષ્ટતાથી ને સચોટતાથી સવિસ્તાર મૂકયે જાય છે વળી ભૂદાનયજ્ઞ જેવા આમૂલાગ્ર સર્વાંગ કાર્યને વિકસાવીને તેમા અવનવા ઉમેરા પણ કર્યે જાય છે આ બધાથી ગાંધી ફિલસૂફીને પુષ્ટિ મળે છે તેની વૃદ્ધિ સાથે જમાનાની માગ પ્રમાણે તેનો વિકાસ પણ થતો જાય છે ગાંધીજીના મૂળાધાર જેવા ચેતનસત્યને પણ વધુ સ્ફૂટ કરવાનુ કામ પણ થયે જાય છે. ગાંધીજીએ અનાસક્ત કર્મની સાથે તીવ્ર ધગશને યોજી ચેતનાની જગતમા પ્રતિષ્ઠા કરી વિનોબાજીએ પણ ચેતનાની પ્રતિષ્ઠા જ વધારી મૂકી છે અને વધાર્યે જાય છે તેમ તો તેઓ ચેતનાનો મહિમા ગાતા ભૌતિકતાની વિશાળતા છતા તેની ક્ષુલ્લકતા બતાવે છે· "આયનાની માફક દુનિયા પણ મારુ પ્રતિબિંબ સ્વરૂપ છે એ એટલી અનંત, અપાર અને વિશાળ છે કે ક્યાં ય પણ જુઓ તો અસીમ અને અનંત જ નજર આગળ આવે છે આમ છતા ચેતનની સામે આટલી અસીમ અને વિશાળ દુનિયાનુ પણ કઈ મહત્ત્વ નથી રહેતુ જેમ અગ્નિની સામે કપાસના ઢગલાનુ કઈ મહત્ત્વ નથી રહેતુ" (ધર્મચક્રપ્રવર્તન પા ૫૮) ગાંધીજીની માફક વિનોબાજી જગતમા ચેતનાની પ્રતિષ્ઠા કરી રહ્યા છે! તેમને માણસમા અને તેનામા રહેલા ચેતનમા અતૂટ વિશ્વાસ છે અને તેથી તેના વિકાસ માટે અચળ શ્રદ્ધા ધરાવે છે માણસના ભાવિનો અને તેની પ્રગતિનો આધાર જ માણસની ભાવિ શકયતા માટેની શ્રદ્ધામા રહેલો છે માનવ અને માનવજાતે કરવાની શાંતિમય ક્રાંતિની ચાવી જ માનવ પરની આવી શ્રદ્ધા છે તેથી વિનોબાજી કહે છે 'આ શ્રદ્ધા આપણે ન ગુમાવીએ તો સમાજમા શાંતિ મારફતે આપણે ક્રાંતિ લાવી શકીએ' (ક્રાંતિનુ ભાથુ પા ૪) ગાંધીજીએ માનવ પરની શ્રદ્ધાને લીધે સત્યાગ્રહની રીતે સ્વરાજની પ્રાપ્તિ કરી તેવી જ શ્રદ્ધાથી તે જ રીતે વિનોબાજી શાંતિમય આર્થિક ક્રાંતિ માટે મથી રહ્યા છે માણસના ચેતન પર વિશ્વાસ ન મૂકવામા આવે તો વિશ્વાસ મૂકાય કોના પર? ચેતન એટલુ પ્રબળ છે જેની આગળ આ અસીમ જગત નગણ્ય છે તે ચેતન પર શાંતિમય ક્રાંતિ કરવાની આશા ન રાખી શકાય? આ ચેતનનુ વિનોબાજી વધુ વર્ણન કરે છે "હુ એને દરેક દિશામા ફેલી રહ્યુ છુ. હુ ચેતન છુ તે (દુનિયા) મોટી છે પણ તે જડ છે હુ અગ્નિની ચિનગારી છુ, તે કપાસનો ઢગલો છે હુ તેને ખાક કરી શકુ છુ, પણ તે મને બાળી શકશે નહી" (ધ. ચ. પ્ર પા ૫૯) ચેતનની સત્તાના આ વર્ણનમા સ્વામી

રામતીર્થનું એમ છે પણ તેમા કેવળ આત્મમસ્તી નથી પણ વ્યવહારમા અને વ્યવહારકાર્યમા સર્વત્ર આત્મૌપમ્ય પામતા મથતા મહાન આત્માની પ્રેરણાદાયી ચેતના પ્રગટાવનારી ઝલક છે

**ધર્મચક્રપ્રવર્તન**—ચેતન કે ચૈતન્યની આવી શક્તિના બળ પર જ કાર્યનો બધો આધાર રહે એમ વિનોબાજી માને છે ધર્મચક્રપ્રવર્તનના વિચાર અને કાર્યનો આધાર પણ આ મૂળ તત્ત્વવિચાર પર જ છે સમય પકે અને સમય પાકતા યોગ્ય વિચાર ને યોગ્ય પરિસ્થિતિ અને જમાનાની માગ સાથે જોડી દેવામા આવે તો ધર્મચક્રપ્રવર્તન આપોઆપ થાય ભૂદાનયજ્ઞ આજે ધર્મચક્રપ્રવર્તન માટે નિમિત્ત બને છે ભૂદાન સાથે તેને યોજી દેવામા આવેલ છે ધર્મવિચારનો ઝડપી પ્રચાર પણ થાય છે, કારણ ભૂમિની ન્યાયી વહેચણી આજના જમાનાની માગ છે ભૂદાનયજ્ઞ ધર્મપ્રચાર અને ધર્મચક્રપ્રવર્તનના પરસ્પર સબધ અને તેના કાર્ય અંગે તેઓ સ્પષ્ટતા કરે છે આજ વિચાર (ભૂદાનનો) જો આપણુ પાચસો કે હજાર વર્ષ પહેલા સમજાવવા ગયા હોત તો લોકો આપણી વાત સાભળત જ નહી એટલે એ વાતને આપણે જમાનાની જરૂરીઆત સાથે જોડી દઈએ છીએ જેથી ફક્ત સામાન્ય ધર્મપ્રચાર નહી બલ્કે ધર્મચક્રપ્રવર્તન થાય છે સતો અને ઋષિઓ સામાન્ય ધર્મપ્રચાર તો હમેશા કરતા હોય છે પરતુ તેથી ધર્મચક્રપ્રવર્તન નથી થતુ પરંતુ જ્યા પરિસ્થિતિ સાથે ધર્મભાવના વધે છે ત્યા એ લોકોના દિલને સ્પર્શી જાય છે એમાથી જ એક વિરાટ શાન્તિમય ક્રાન્તિ સર્જાય છે અને ધર્મચક્રપ્રવર્તન થાય છે" (ક્રાતિનુ ભાષ્ય પા ૫૦) આનુ નામ જ લોકોના ધર્મશિક્ષણનો અનુબંધ નહી શું? જે ધર્મપુરુષોને લોકોની માગ સાથે ધર્મનો અનુબંધ કરતા આવડે તેના હાથે ધર્મચક્રપ્રવર્તન થાય બુદ્ધે તેમ કર્યું, ગાંધીજીએ પણ તેમ કર્યું અને વિનોબાજી આજની વિચારક્રિયામા તેમ કરી રહ્યા છે અને જગતના

## તું હી

તુ હી અમલ તેજ, તુ છાયા:
શૂન્ય ગગન તુ હી અકલ,
સકલ તુ હી તરલ વસુંની માયા
તવ કિલ્લોલ સુણે શ્રવણન,
તવ રતિ ગતિ નર્તન નયને,
માણુમહી ચીમળ તવ પાસુ
વનફૂલ ફૂલને ચયને
જાગરણે કેવલ નહી
શયને સમ લહુ તવ સ્વપને,
અહરહ ઘડી પણ દૂર નહી
તવ અકમતી રહુ લગને,
લહર લહર આનંદ ધરી રહી
પરશ પુલકમય કાયા

રાજેન્દ્ર શાહ

રાજકારણમા શ્રી નેહેરૂ પણ એ રીત એમની રીતે અજમાવી રહ્યા છે પણ ગાધીજીની જેમ વિનોબાજીના આવા કાર્યમા એક વિશેષતા નજરે ચડે છે એઓ આવા કાર્યમા પોતાના વ્યક્તિત્વને તદ્દન અળગ રાખી શકે છે અને તે એટલે સુધી કે સત્યવિચારને જ આપમેળે ફેલાવા દેવામા તેઓ માને છે અને તે પર પોતના વ્યક્તિત્વનો પ્રભાવ પડવા દેતા નથી વ્યક્તિત્વનો પ્રભાવ તે સત્યવિચારની રજૂઆતમા પડે. તેના વેગથી પ્રચાર કરવામા પડે પરતુ તેની સચ્ચાઈ પર વ્યક્તિત્વની મહોર મારના નથી વિચારનુ સત્યબળ જ એટલુ હોય, રજૂઆત એવી સચોટ અને મર્મસ્પર્શી હોય કે એની મેળે તે પ્રચાર પામે આ વિશેષતાને લીધે જ આટલા થોડા જ વર્ષમા ભૂદાનયજ્ઞ અને તેની પાછળનો ક્રાંતિકારક વિચાર આટલી ઝડપથી ફેલાયો અને ફેલાઈ રહ્યો છે ભૂદાનકાર્યમા વિનોબાજીનો આધ્યત વેદાતી વ્યવહાર સમજવા જેવો છે

**નૈતિકતા જલદી વધે !**—વિનોબાજીની આવી નિષ્ઠાને કારણે તેમણે સમાજના વિકાસ માટે પાયાની વાત પકડી. ભૌતિક વિકાસ કામનો છે પરતુ તેના કરતા નૈતિક વિકાસ પહેલો થવો જોઈએ ભૌતિક ઉન્નતિ જલદી થાય તો નૈતિક ઉન્નતિ કેમ નહી ? આજે ભૌતિક બળો એટલા પ્રબળ બની રહ્યા છે કે જો એની સાથે નૈતિમત્તા એને કાબૂમા રાખે એટલા પ્રમાણમા આગળ ન વધે તો ભૌતિકના માણસને ભરખી જશે તેથી જ વિનોબાએ ભારતને અને ભારત દ્વારા જગતને પડકાર કર્યો આજકાલ જનતાના વિકાસને માટે જે યોજનાઓ કરવામા આવે છે એમાં ત્વરિત પરિણામોની અપેક્ષા રાખવામા આવે છે અને એમ વિચારવામા આવે છે કે ભૌતિક ઉન્નતિ ત્વરિત થઈ જાય અને નૈતિક ઉન્નતિ ધીમે ધીમે થશે પણ નૈતિક ઉન્નતિ જેમ બને તેમ જલદી થાય એવુ હોવુ જોઈએ (હરિજનબધુ ૫, ૧૩૫. તા ૨૫, જૂન '૫૫) ખાદી દ્વારા

[ અનુસંધાન ૨૨મે પાને ]

## 'હું જ મારો એકમાત્ર શિષ્ય છું' — કાકાસાહેબ કાલેલકર

એક દિવસ અમે ઘોડાગાડીમાં બેસીને આશ્રમથી સાબરમતી સ્ટેશને જઈ રહ્યાં હતાં. ગાડીમાં બાપુજી, એક હિન્દી બહેન અને ઘણોબધો સામાન હતો. મારે પણ એમની સાથે સ્ટેશને જવાનું હતું. ગાંધીજીના રિવાજ અનુસાર, મારે માટે પણ ગાડીમાં જગ્યા કરવાની એમણે કોશિશ કરી. ગમે તેટલી ભીડમાં બેસીને વધારેમાં વધારે માણસો માટે ગાડીમાં જગ્યા કરવી એ બાપુની આદત જ હતી. મેં કહ્યું : 'આ રીતે અંદર બેસવા માટે હું તૈયાર નથી. હું બહાર ગાડીવાળા સાથે આરામથી બેસીશ.' મેં એમ જ કર્યું. બાપુજી અને બહેનની વાતચીત હું સાંભળતો હતો. ગાંધીજી હિન્દીમાં બોલતા હતા અને બહેન મોટે ભાગે અંગ્રેજીમાં. ગાંધીજી એને ટોકતા હતા.

એવામાં ગાંધીજીની નજર પેલાં બહેનના નખ પર ગઈ. કહેવા લાગ્યા : 'મેં તને કંઈ કેટલી યે વાર કહ્યું કે, આમ નખ વધારવા એ સારું નથી. એમાં કચરું ભરાઈને ભેગું થાય જ છે.' બહેને ગાંધીજીના કહેવા પર ધ્યાન ન આપ્યું. જવાબમાં ફક્ત 'ઉંહ!' કર્યું.

ગાંધીજીએ તરત ગજવામાંથી ચપ્પુ કાઢ્યો અને બહેનનો હાથ લઈને એકેક કરીને વધેલા નખ ઉતારી નાખ્યા. ગાંધીજીનો સ્વભાવ જ શિક્ષકનો. એક બે વાર કહ્યાં પછી યે કોઈએ કંઈ ન કર્યું હોય તો જાતે કરીને બતાવવાના જ.

પરન્તુ, મને ગાંધીજીનો આ વ્યવહાર રુચ્યો નહીં. અંગ્રેજીમાં એને 'શિવલરી' અથવા 'ગેલન્ટ્રી' કહે છે એવું તો મેં એમાં ન જોયું. પરન્તુ, એક બેદરકાર બહેનની આટલી સેવા અથવા ખુશામદ મહાત્માજી કરે એમાં મને ઔચિત્યભંગ જેવું લાગ્યું. એ વખતે તો મેં એમને કંઈ ન કહ્યું, પણ મનમાં નક્કી કર્યું કે જે ભાવ મનમાં ઊગ્યો છે તે ગાંધીજીથી છુપાવવો એ ઠીક નથી.

તક જોઈને એકાન્તમાં મેં બાપુને કહ્યું કે, 'મને ક્ષમા કરો! દિલમાં જે આવ્યું તે તમને કહેવું જ જોઈએ. તમે જાણો જ છો કે, અમે અનેક લોકો તમને ગુરુ ગણીએ છીએ; તમારા તરફ શિષ્યભાવે જોઈએ છીએ. તમારા વિચાર-વર્તનની અમારા પર ઊંડી અસર થાય છે. આજે તમે ગાડીમાં પેલાં બહેનનો હાથ ગોદમાં લઈને એના નખ ઉતાર્યા એ મને સારું લાગ્યું નહીં. તરુણોને એવું અનુકરણ કરવાની ઇચ્છા થઈ જ જશે અને તમારું ઉદાહરણ આપી પોતાના એવા વર્તનનો બચાવ કરશે.'

ગાંધીજીએ કહ્યું : 'એ બહેનને મેં નખ બાબતમાં ઘણી વાર કહ્યું હતું. તે છતાં એણે ન માન્યું તો એને સમજાવવાની એ જ એક રીત બાકી રહી.' પછી પોતાની વાતને વિસ્તારતાં ગાંધીજીએ કહ્યું : 'તમે મને જે કહ્યું છે એની ચર્ચા મહાદેવભાઈ સાથે કરજો. એ તમને આ બાબતમાં કેટલીક વાત કહેશે.' વાત અહીં પૂરી થઈ.

ત્યાર પછી જ્યારે બધાં આશ્રમવાસીઓ પ્રાર્થના માટે ભેગાં થયાં ત્યારે, પ્રાર્થનાને અંતે બાપુજીએ કહ્યું : 'આજે કાકાસાહેબે એક મિત્રકાર્ય કર્યું.' [હું તો મનમાં ડરી ગયો કે, બાપુજી પૂરી વાત છેડશે. એમને શિખામણ આપવાનો અધિકાર મને થોડો હતો? રહેવાયું નહીં એટલે, એકાંતમાં એમની સાથે વાત કરી. તે આમ પ્રગટ ન થવી જોઈએ. પરન્તુ હવે શું થાય! બોલી તો ચૂક્યો જ હતો. પરન્તુ, બાપુએ પૂરી વાત ન છેડી એટલે મને શાંતિ થઈ.]

ગાંધીજીએ એટલું જ કહ્યું : 'કાકાસાહેબે મને જે કહ્યું તેમાં એમનું કહેવું એવું હતું કે, તે અને તેમના જેવા બીજા અનેક મને ગુરુરૂપે જુએ છે. આજે સૌને કહી દેવા માગું છું કે, હું કોઈનો ગુરુ થવા માગતો નથી, થઈ શકતો પણ નથી. દક્ષિણ આફ્રિકામાં એક ભાઈએ શિષ્ય થવાની ઇચ્છા બતાવી. મેં એ સ્વીકારી— તે સમયે મારામાં એટલું અભિમાન હતું - એની જવાબદારી લઈને હું ઘણો પસ્તાયો. અને મેં અનુભવ્યું કે કોઈના ગુરુ થઈને રાહબરી કરવી એ આસાન નથી. હવે હું એકલો જ મારો શિષ્ય છું. અને ભગવાન જાણે છે કે એ એક શિષ્યને સંભાળવા મારે કેટલી તકલીફ ઉઠાવવી પડે છે. એટલા માટે હું ફરીથી જાહેર કરું છું કે, હું કોઈનો ગુરુ નથી. તમે મને તમારો મોટો ભાઈ કહી શકો છો—કેમકે, મેં આશ્રમ ખોલીને સૌને આમંત્રણ આપ્યું છે.'

['મંગલ પ્રભાત']

☆

મને પ્રકાશ ગમે છે આ એક કારણથી—
અરીસે, સારો-બૂરો મારો કંઈ પ્રભાવ રહ્યો!

## 'કતલ દ્વારા ક્રાન્તિ નહીં આવે!' — જયપ્રકાશ નારાયણ

મિસરમાં નાસર સાહેબને મળવું ત્યાંના મારા કાર્યક્રમમાં મુખ્ય હતું: નાસર રાત્રે મળે છે. હું દસ વાગ્યે એમને મળવા ગયો. લગભગ સાડાબાર સુધી અમે દુનિયાભરની વાતો કરી. વાતચીતથી મને ઘણો સંતોષ થયો.

મેં ઈરાકની વાત કાઢી, 'ત્યાં બાદશાહ અને અન્ય બાળકોની હત્યા થઈ એ ઠીક થયું? એશિયાઈ દેશોમાં આ પ્રકારની કતલ સારી કહેવાય?'

'મિસરની ક્રાન્તિ પહેલાંના કેટલાક દિવસોમાં મને એવો વિશ્વાસ હતો કે રાજકીય હેતુસર કોઈની હત્યા કરવી એ ક્રાન્તિની દૃષ્ટિએ યોગ્ય છે. પરંતુ મિસરની ક્રાન્તિ વખતે એક એવી ઘટના બની જેથી મારો એ આગલો વિચાર સાવ બદલાઈ ગયો હવે મારો એ ચોક્કસ મત છે કે ક્રાન્તિ માટે કોઈની હત્યા કરવાની જરૂર નથી અને એમ કરવું ઉચિત પણ નથી. હું તમને એ વિચાર પરિવર્તનની વાત કરું.' નાસરે કહ્યું.

'રાજા ફારુક પાસે ફોજના એક જનરલે જઈ ને કહ્યું કે, "ફોજમાં કંઈક કાવત્રું ચાલતું હોય એવી ગંધ આવે છે. આપ આજ્ઞા કરો તો અમે બધું ઠીક કરી નાખીએ." અમારા ક્રાન્તિના ગુપ્તચરોએ એ ખબર મને પહોંચાડી.

'મેં વિચાર્યું કે ફારુક કોઈ પગલું આ સંબંધમાં ભરે તે પહેલા એ જનરલને જ ખતમ કરી નાખું. અને એ જનરલને ખતમ કરવાનો પ્લાન મેં ઘડ્યો. ત્રણ અફસરો સાથે હું એના ઘર તરફ ગયો. રાત્રે એ ક્યાંક ગયો હતો અને બાર વાગ્યે ઘરે પાછો ફરવાનો હતો. એ તક સાધી લઈને અમે એના ઘર નજીક છુપાઈ ગયા. બાર પછી જનરલની ગાડી ઘરે આવી. અમે તો નિશાન તાકીને જ બેઠા હતા. જનરલ, જેવા નચિંતાઈથી મોટરમાંથી ઊતરી ચાલવા લાગ્યો કે અમે તેના પર ગોળી છોડી એ ચીસ પાડતો નીચે પડી ગયો. અમે તરત અમારી મોટરમાં બેસીને ભાગ્યા. હું પોતે જ મોટર ચલાવતો હતો. એ વખતે જનરલના ઘરમાંથી એક અત્યંત કરુણ ચીસ મારે કાને પડી. ચીસો સંભળાતી જ રહી. એ કોઈ સ્ત્રીની ચીસો હતી. એ ચીસો સાંભળીને મારું હૃદય પીગળી જતું હતું. મારા મનમાં રહી રહીને કરેલા કાર્યનો ખેદ થયા કરતો હતો. હું વારંવાર ઈશ્વરને પ્રાર્થના કરવા લાગ્યો કે જનરલ મરે નહીં અને બચી જાય. હું મારી બેરેકમાં આખી રાત બેચેનીમા જાગતો જ રહ્યો, મને કેમે કરી ઊંઘ ન આવી. કેમકે, સ્ત્રીના કંઠમાંથી નીકળેલી પેલી ચીસો રહી રહીને મારા કાનોમાં સંભળાયા કરતી હતી. ચીસના પડઘા પડ્યા કરતા હતા.

'સવાર પડી. હું એ જાણવાને ઉત્સુક હતો કે જનરલનું શું થયું? એ મર્યો કે બચી ગયો? અખબાર ખોલ્યુ પણ એમાં એ વિશે કશી ખબર ન હતી. કોલેજ ગયો તો ત્યાં ખબર પડી કે, જનરલ પર રાત્રે હુમલો થયો હતો પણ એ બચી ગયા. ત્યારે મને સંતોષ થયો. મેં ઈશ્વરને પ્રાર્થના કરી. તે દિવસથી મેં નક્કી કર્યું છે કે ક્રાન્તિમાં લોહી વહેવડાવવાનું બહાનું સાવ ખોટું છે.

'જ્યારે અમારી ક્રાન્તિ સફળ થઈ ત્યારે મારા મિત્રોએ મને વારંવાર કહ્યું કે બાદશાહને કાહિરાના ખુલ્લા બજારમાં ફાંસી દેવી જોઈએ જેથી પ્રત્યાઘાતી ઓને બોધપાઠ મળે કે દેશનો દ્રોહ કરવાથી કેવી દશા થાય છે. પણ એ પ્રસ્તાવનો વિરોધ કરનારો હું એકલો જ હતો. ફ્રાંસમાં ક્રાન્તિ થઈ ત્યારે રાબિસ્પિયરે બહુ માણસોને માર્યા. પછી ખુદ એની પણ હત્યા થઈ. એના ફળરૂપે ક્રાન્તિ પણ ખતમ થઈ ગઈ. નેપોલિયન આવ્યો અને બધું પહેલાં જેવું થઈ ગયું. એ તો સ્પષ્ટ છે કે કોઈને કતલ કરવાથી-ક્રાન્તિ નથી થતી.'

આ બધું ખુદ નાસર સાહેબે મને કહી સંભળાવ્યું.

---

એક શેઠે એક સંતસેવક પાસે જઈને વિનંતી કરી: 'મહારાજ, કાલે મારા તરફથી એક સમારંભ યોજાયો છે તેમાં આપ પધારશો અને ઉદ્‌ઘાટનવિધિ કરશો તો મને અત્યંત આનંદ થશે.'

'એવું તે શું છે કે, મારી પાસે તમે ઉદ્‌ઘાટન કરાવવા માગો છો?' સંતે પૂછ્યું.

'હું કારખાનેદાર છું, અને મેં મજૂરો માટે એક નાની ચાલ બંધાવી છે.'

'ઘીને થીજવીને એનું શિવલિંગ બનાવીએ પછી તેમાંથી જ થોડું ઘી કાઢી લિંગ મંમે દિવો કરીએ, એમાં તે હરખાવા જેવું શું છે?' સંતે પૂછ્યું. શેઠ કશો જવાબ આપી ન શક્યા.

ગૌતમ બુદ્ધ જ્યારે ધર્મચક્ર પરિવર્તન કરતા કરતા, વિહાર કરતા કરતા કપિલવસ્તુ નગરીમા આવી ચઢે છે ત્યારે તેમના પિતાને વળી મોહ થાય છે કે સિદ્ધાર્થ જ્યારે અહીં ભિક્ષા લેવા આવશે ત્યારે રાહુલને આગળ કરી તેને ફરી સંસારમા વાળવાનુ શક્ય બનશે પણ બને છે તેમની ધારણાથી ઊલટુ જ જેના જન્મની પ્રથમ ખબર સાભળતા જ સિદ્ધાર્થ બોલી ઊઠ્યા હતા કે, 'રાહુ પેદા થયો !' અને તે પરથી જ જેનુ નામ રાહુલ પડ્યુ તે બુદ્ધના રાહમા રાહુ નીવડી શક્યો નહી પણ બુદ્ધ તેને જ તેઓ આખરે પોતાને રસ્તે લઈ ગયા રાહુલ પણ આખરે બૌદ્ધ ભિક્ષુ થયો

બુદ્ધને સંસારમા ફરી વાળવાની ઇચ્છા રાહુલની નહી પણ તેના દાદાની હતી એટલે તે તેના પ્રયત્નમા નિષ્ફળ ગયો એમ કહી શકાય નહી તે તો બુદ્ધ સાથેના પોતાના સગપણથી પણ અજાણ હતો

તેમ, લવ કુશ પણ રામ સાથેના સગપણથી અજાણ હતા બુદ્ધે તો નવજાત શિશુનુ દર્શન કર્યા પછી ગૃહ ત્યાગ કરેલો પણ રામે તો સીતાને સગર્ભા વનમા વિદાય કરેલા અને પછી વાલ્મીકિ ઋષિના આશ્રમમા જ લવ કુશ જન્મેલા અને કિશોર વય સુધી ત્યા જ ઊછરેલા કિશોર વયે તો રઘુકુળનુ નક્ષત્ર ઝળકી ઊઠ્યુ હતુ છતા રાઘવને તેઓ દીઠે ઓળખતા ન હતા

એ કાળે અયોધ્યામા રઘુકુળભૂષણ રામ અશ્વમેધ યજ્ઞ કરે છે અને વિજયી અશ્વ ફરતો ફરતો વાલ્મીકિ આશ્રમ તરફ અરણ્યમા શત્રુઘ્ન અને લશ્કર સહિત જઈ ચઢે છે ત્યારે અરણ્યમા રમતા અને ધનુર્વિદ્યાનો અભ્યાસ કરતા લવ કુશને તે અશ્વ નજરે પડતા તેને બાધે છે અને પછી તો યુદ્ધ જ જામી પડે છે અશ્વ સાથેના લડવૈયા તો હારે છે તે પછી ભરત લક્ષ્મણ અને હનુમાનજી પણ લડવા આવે છે અને તે સુદ્ધા લવ કુશને જીતી શકતા નથી ત્યારે રામને પોતે પોતાના પુત્રો સાથે યુદ્ધમા ઊતરવા આવવુ પડે છે પછી પરસ્પર ઓળખાણ થાય છે અને યુદ્ધ જીતાતુ તો નથી પણ અટકે છે રામ પુત્રને જીતતા નથી પણ પોતાના અદ્ભુત પરાક્રમે કરીને લવ કુશ જ રામનુ હૃદય જીતી લે છે અને પછી તો સીતા માતા રાઘવના છેલ્લા મિલનથી કૃતકૃત્ય થઈ ધરતી માતાના ખોળામા

સમાઈ જાય છે અને લવ કુશ રામ સાથે અયોધ્યા જાય છે

બન્ને પ્રસંગોમા પુત્ર પિતા પાછળ જ જાય છે, આ સામ્ય વિચારવા જેવુ છે, સરખાવવા જેવુ છે

બુદ્ધ પૂર્વકાળમા રાજવી હતા, અને રાહુલ તો રાજવી કુળમા જ ઊછરતો હતો છતા તે તેને પોતાના ત્યાગમાર્ગે લઈ ગયા રાહુલ તેમના રાહનો રોડો નહી પણ સહ પ્રવાસી જ થયો

લવ કુશનુ તો સાવ નોખુ છે તેઓ તો સાવ નાન પણમા જ અરણ્યમા આશ્રમમા જ ઊછર્યા હતા અને બ્રાહ્મણ ઋષિ સંસ્કારો સાથે જ તેમને ક્ષત્રિયના શસ્ત્ર વિદ્યાના સંસ્કારો પણ મળ્યા હતા અને રામ છેવટે તેમને રાજધુરા પણ સોપે છે

ત્યારે મનમા પ્રશ્ન એ થાય છે કે રામ અને બુદ્ધમા પિતા તરીકે કોણ વધારે સાચુ ? વિચાર કરતા લાગે છે કે બન્ને સાચા હતા બન્નેએ માત્ર પોતાના પુત્રોનુ અનાસક્તભાવે હિત જ કર્યુ રામ માત્ર અન્ય જેવા રાજવી ન હતા તેમ બુદ્ધ કોઈ સામાન્ય સાધુ ન હતા લવ કુશને રામે જેમ ધર્મરાજ્યની દીક્ષા આપી તેમ બુદ્ધ રાહુલને એવી દીક્ષા ન આપી શકત ? એ પ્રશ્ન પણ મનમા ઉદ્ભવે ખરો

બુદ્ધ ત્યાગી અને અનાસક્ત હતા તેમ રામ પણ રાજવી હોવા છતા પરમ ત્યાગી અને અનાસક્ત હતા જ, એમ ન હોત તો દશરથ વચનબદ્ધ બનેલા મોહવશ આગ્રહ કરે છે કે રથમા બેસી અરણ્યમા જઈને પાછો વળે એ જ વનવાસ થતા અને ભરત સુદ્ધા અયોધ્યાની રાજ્યધુરા તેમને સભાળી લેવા કહે છે છતા તેઓ જ આગ્રહપૂર્વક ચૌદ વર્ષ વનવાસ ભોગવે જ છે, વાલીને મારી કિષ્કિંધા જીતે છે રાવણને મારી લકા જીતે છે છતા તે બન્ને રાજ્યો તેના ખરા હકદારને સોપી દે છે અયોધ્યાનુ સામ્રાજ્ય વિસ્તારવાની તેમને લગારેય સ્પૃહા નથી, અને જેને ફરી મેળવવા રાવણ સાથે મહા યુદ્ધ આદર્યુ તે જ જનકનન્દિની સીતાને ધોબીના એક વેણ પર અરણ્યમા મોકલી આપે છે

તો પછી બુદ્ધ અને રામના માર્ગો પ્રથમ નજરે નોખા કેમ લાગે છે ? બુદ્ધનો માર્ગ અંતિમ છે તેઓ પણ આ જગતનો સ્વીકાર કરે જ છે એટલુ જ નહી પોતાને

બુદ્ધત્વ પ્રાપ્તિ થયા પછી યે ફરી લોકકલ્યાણ માટે અરણ્ય છોડીને લોકો વચ્ચે આવે છે, બધેબધ ફરે છે. બુદ્ધ પણ લોકાભિમુખ જ છે. જો કે એમનું લક્ષ્ય પરમ નિર્વાણ છે.

તેમ રામ પણ લોકાભિમુખ જ છે. રાજ્યશ્રી, વૈભવ, સત્તા વચ્ચે તેઓ વસે છે ખરા, પણ જળકમળવત્. અને એ જ ધર્મજીવનની દિક્ષા આપીને લવ-કુશને ધર્મરાજ્ય સોંપે છે.

રાહુલના દાદા તો એને એવી કોઈ દિક્ષા આપવાની કલ્પનાના નથી. હોત તો, ખુદ સિદ્ધાર્થ માટે અલગ રંગ મહેલ, વિલાસભવન ખડું ન કરત, અને તેમને લોકવિમુખ અને ઈશ્વરવિમુખ પણ ન કરત. એટલે બુદ્ધે રાહુલને બૌદ્ધ ભિક્ષુ સંઘમાં લઈને ત્યાગને માર્ગે વાળ્યો એ યોગ્ય જ છે.

રામ અને બુદ્ધના પોતાના પુત્રને પોતપોતાને માર્ગે વાળવામાં દેખીતો વિરોધાભાસ દેખાવા છતાં, કેવી એકતા છે! આ જાતનો તુલનાત્મક અભ્યાસ પણ સાચી જીવન-દિશા બતાવનારો અને પ્રેરક નીવડે એવો છે.

☆

## સુગ્રીવ અને વિભિષણ

રામાયણનાં બે પાત્રો સુગ્રીવ અને વિભિષણ ધર્મમાર્ગે જતા ભારે ધર્મસંકટ અને કુટુંબકલેશ વહોરી લે છે.

રાવણને ય એક વાર મ્હાત કરનારો વાલી નાના ભાઈ સુગ્રીવની પત્નીમા આસક્ત થાય છે અને સુગ્રીવને ગૃહ અને રાજ્ય સુદ્ધાં છોડવું પડે છે. વાલી અને સુગ્રીવ વચ્ચે કલેશ છે સુગ્રીવની પત્નીને કારણે, અને એ એવો ભારે અન્યાય, એવું દુષ્કૃત્ય છે કે સુગ્રીવ ગૃહ અને રાજ્ય છાડે એ કેવળ સ્વાભાવિક છે. એને થયેલો અન્યાય અંગત છે.

જ્યારે વિભિષણને એવો કોઈ અન્યાય મોટા ભાઈ રાવણ તરફથી થયો નથી, પણ વાલીએ જેમ પર સ્ત્રીને કબ્જે કરવાનું દુષ્કૃત્ય કર્યું હતું તેમ રાવણ પણ સીતાહરણ કરી વાલીની પંગતમા જઈ બેઠો હતો. કુંભકર્ણને જેમ એમા કોઈ ભારે દોષ ન દેખાયો તેમ વિભિષણે ય તેમાં દોષ ન જોયો હોત તો રાક્ષસ કુળની રીત જોતાં આશ્ચર્ય ન થાય. આમ છતાં રાવણના એ દુષ્કૃત્યથી દુઃખી થઈ ને વિભિષણ સ્વેચ્છાએ લંકા છોડે છે. સુગ્રીવ અને વિભિષણના ગૃહત્યાગ અને રાજ્ય ત્યાગ વચ્ચે આ એક મહત્ત્વનો તફાવત છે. અને એ કારણે વિભિષણને સત્યાગ્રહીની કોટીમાં સહેજે મૂકીએ. પોતાના અન્યાય માટે માણસ ઝૂઝે, તે ખાતર કરો ત્યાગ કરે એ માનવસ્વભાવ જોતાં, નવાઈભર્યું નથી, પણ પોતાના સ્વજને બીજાને કરેલા અન્યાય ખાતર જે તેની સામે ઝૂઝે છે, અને સ્વેચ્છાએ બધું ત્યાગે છે, તેથી આવી પડતી આફતોને, લાભ ગેરલાભની કશી ગણત્રી વગર જ સ્વીકારી લે છે—આ લક્ષણો સત્યાગ્રહીનાં છે. એ દૃષ્ટિએ સુગ્રીવના વાલી સામેના યુદ્ધ કરતા વિભિષણના રાવણ સામેના યુદ્ધમાં ચઢિયાતી વીરતા જોઈએ તો ખોટું નથી.

મોટા ભાઈએ પોતાને કરેલા અન્યાય માટે ઘર, વારસો છોડનારા નાનાભાઈઓ આજે દુર્લભ નથી, પણ મોટાભાઈએ કોઈ બીજાને દુષ્કૃત્યથી અન્યાય કર્યો હોય અને તેના વિરોધમાં નાનો ભાઈ ઘર, વારસો છોડે એવા દાખલા દુર્લભ છે.

અન્યાય આપણને થાય કે બીજાને—એથી કર્તાના અન્યાયમાં કશો ફેર પડતો નથી. સ્વજન તરીકે તેના મૂગા સાક્ષી બની રહેવું એ સત્યાગ્રહીને ન શોભે, ત્યારે એવી પરિસ્થિતિમાં તેનું કર્તવ્ય શું તે વિભિષણનું ચારિત્ર્ય સ્પષ્ટ બતાવે છે.

અને ધર્મમાર્ગે ઝૂઝતાં સત્યાગ્રહી છેવટે શું પામે છે તે પણ સુગ્રીવ અને વિભિષણના પાત્રો સ્પષ્ટ કહી જાય છે.

☆

# એ સારથિ

રતિલાલ–અનિલ

સિદ્ધાર્થને દેહની ક્ષણભંગુરતા અને માણસની કાળ સામેની પરવશતાનું સૌથી પ્રથમ જ્ઞાન થયું તે પ્રસંગોનો સાક્ષી એમના રથને હાંકનાર સારથિ પણ બન્યો, એટલું જ નહીં, સિદ્ધાર્થ જ્યારે ગૃહત્યાગ કરે છે ત્યારે તેનો એક માત્ર સાક્ષી અને જાણકાર જ નહીં તે માટે નિરુપાયે મદદ કરનારો પણ તે એકલો જ છે. મધરાતે જ્યારે આખી કપિલવસ્તુ નગરી નિંદરને ખોળે પડી છે, બધું જ શાન્ત છે ત્યારે ધર્મસંકટમાં મુકાયેલો એ સારથિ જ સિદ્ધાર્થની આજ્ઞાથી તેમને દૂર દૂર સુધી મૂકી આવે છે. એ મહાભિનિષ્ક્રમણનો તે એક માત્ર સાક્ષી બને છે કેવું તેનું મહદ્ ભાગ્ય' અને કેવું ભારે તેનું ધર્મસંકટ' તે કંઈ સિદ્ધાર્થના મહાન ભાવીને જાણતો ન હતો, તે તો સિદ્ધાર્થ રાજ્યમાં રહ્યા હોત તો તેમનું જેવું ઉજ્જ્વળ ભવિષ્ય (તેની નજરે) હતું તે જ માત્ર કલ્પી શકતો હતો અને ત્યારે તેને કેવી અપાર ગ્લાનિ થઈ હશે ! એને પોતાને તો ખબરે ય નહીં હોય કે માનવ ઇતિહાસના કેવા મહાન, ભવ્ય અને ક્રાન્તિકારી પ્રસંગનો હું સાક્ષી બન્યો છું ! મધરાતે રાજકુંવરને નગરની બહાર મૂકી ગયો હશે ત્યારે તો સિદ્ધાર્થનું સાનિધ્ય હતું એટલે એની વેદના કંઈયે સહ્ય બની હશે; પણ જ્યારે એ એકલો જ રથ લઈને ફર્યો હશે ત્યારે તેના મનમાં શા વિચારો ઘુમરાયા હશે ? કેવોક અસહ્ય ભાર તેના મન પર હશે ! ખરી રીતે આ ભવ્ય પ્રસંગ અદ્ભુત કાવ્યનો છે.

સિદ્ધાર્થ જ્યારે બુદ્ધત્વ પામીને ફરતા ફરતા એ જ નગરીમાં આવી પહોંચ્યા ત્યારે એ સારથિ સાથે તેમનો મેળાપ થયો કે નહીં, તે વિશે કશી જ માહિતી મળતી નથી, એ બુદ્ધચરિતના અભ્યાસુ માટે ખરેખર ખેદનો વિષય છે

મહાભિનિષ્ક્રમણનો જે પ્રસંગ દુનિયાના મોટા ભાગ પર પરિવર્તન લાવનારો નીવડ્યો, ઇતિહાસની એક મહત્ત્વની ઘટનારૂપ બની રહ્યો, એક માત્ર સાક્ષી સારથિના ભાગ્યને જેટલા ધન્યવાદ આપીએ તેટલા ઓછા છે.

એવો જ એક બીજો સારથિ સાંભરે છે રામને વનવાસ માટે અયોધ્યાને પાદરે મૂકી આવનારો સુમંત. પણ રામ તો, આખા જગતથી પ્રગટ અયોધ્યા છોડે છે, એટલે સુમંત કોઈ ધર્મસંકટમાં મુકાતો નથી, પણ જેને તે નગર પર્યટન અર્થે રથમાં બેસાડીને વર્ષો સુધી ફેરવતો અને ફરી અયોધ્યા નરેશના રાજ્ય પ્રાસાદમાં લઈ આવતો તે જ રાજકુંવરને જ્યારે વનવાસ માટે અયોધ્યાને પાદરે મૂકી આવવાની કપરી ફરજ પડી હશે ત્યારે એના મનમાં કેવું ય ભારે મનોમંથન થયું હશે ! એની વેદનાનો તો કોણ જ તાગ કાઢી શકે ?

ચરિત્રકારે તો મહત્ત્વની વ્યક્તિ અને અગત્યના બનાવો આલેખીને જ એક સંપૂર્ણ ચિત્ર દોરવાનું હોય છે, તેથી આ પાત્રોની ઉપેક્ષા થઈ જતી સહજ લાગે. માને લાગે તો તે ખોટું નથી. રાઘવના વિરહની તેમના સારથિને પીડા નહીં જ થઈ હોય એમ તો ન જ કહી શકાય. પણ સિદ્ધાર્થના સારથિ જેવું અસહ્ય ધર્મસંકટ તેને માથે ન હતું એટલું તેના વિશે આશ્વાસન લઈ શકાય છે.

પણ સુમંતને ભાગ્યે વળી બીજો એવો પ્રસંગ આવે છે. ધોબીના ટીકા પરથી જ્યારે રામ સીતાનો ત્યાગ કરી વનવાસ માટે મોકલી આપે છે ત્યારે સીતા માતાને રથમાં લઈ જવાનું પણ એ જ સુમંતને ભાગ્યે આવે છે ! વહેલી સવારે રામનું મોઢું ય જોયા વિના સીતા લક્ષ્મણ સાથે રથમાં બેસી નીકળી પડે છે ત્યારની લક્ષ્મણની વેદના અને ધર્મસંકટનો થોડોઘણો ચિતાર રામાયણકાર આપે છે, પણ સુમંતની મનોવ્યથા તો વાચકે કલ્પી જ લેવાની રહે છે.

દાસોને પણ હૃદય હોય છે, સ્વામી પ્રત્યે અને રામ સીતા જેવાં પ્રત્યે તો અપાર મમતા જ હોય છે. અને છતાં દુઃખના આવા પ્રસંગે તેમને ભાગ લેવાનો અને સાક્ષી થવાનું જ હોય છે અને, જાણે પોતાની વેદના મૂગા મૂગા જ સહન કરવાની હોય છે—એમની કપરી ફરજ અને ધૈર્ય વિશે તો શું કહેવું !

## પૂર્ણયોગ

અહીં નથી કોઈ જ પૂર્ણયોગ,
સામે નથી કોઈ પદાર્થ માસિનો,
ક્યાંયે નથી પૂર્ણવિરામ વ્યાસિનો.
અને. નથી. અલ્પવિરામ. વિયોગ

અનંતની મેર અનંતની મતિ,
સુદૂર તો યે નિત ચંદ્રની મતિ.

મકરન્દ દવે

રામ સીતા વનવાસ જતાં હતા ત્યારે તો આશ્વાસન હતું કે તેઓ ચૌદ વર્ષે પાછાં ફરશે પણ સીતાને અરણ્યમાં મૂકવા જતી વેળા તો એવું કશું આશ્વાસન ન હતું. સીતામાતાની એ અયોધ્યાથી આખરી વિદાય હતી.

સીતાત્યાગ પછી રામના મનોમંથનનો કંઈ પાર ન હતો. સીતાનો ત્યાગ તો એમણે રામરાજ્યના આદર્શ ખાતર કર્યો હતો. તે માટે અંગત કારણ તો કશું હતું જ નહીં. એ બનાવ પછી જ્યારે જ્યારે શોકમાં ડૂબેલા રામને બેસાડીને રથ હાંકવાનું થયું, હશે ત્યારે ત્યારે એ સારથિના મનમાં કેવા ય મનોભાવ જાગ્યા હશે ! અગાઉ સાજોરે નીકળતા એ દમ્પતિના વિહાર સાથે એકલા રામના, શોકમગ્ન રામના વિહારની તુલના એણે નહીં કરી હોય?

લવકુશ સાથે યુદ્ધ કરવા રામ, વાલ્મીકિ ઋષિના આશ્રમ તરફ અરણ્યમાં રથે બેસી જાય છે, ત્યારે સારથિ કોણ હતો એ રામાયણકાર કહેતા નથી. પણ ત્યારે પણ સુમંત જ હોય તો, તેણે સીતાને વનમાં મૂકી જવાના ને રામને યુદ્ધ માટે રથમા લાવવાના પ્રસંગની મનોમન તુલના કરી જ હશે. અને રામની પેઠે, સીતામાતાનાં અંતિમ દર્શનનો યે તે અધિકારી થયો જ હશે.

રામાયણ અને બુદ્ધચરિતનો સર્વાંગી વિચાર કરતાં રામ અને બુદ્ધના જીવનના મહાન પ્રસંગ સાથે જોડાયેલા તેમના સારથિનો વિચાર અવશ્ય મનમા આવે છે એમના અનુભવો, મનોમંથનોનું કાવ્ય કોણ લખશે?

☆

## બાપુનો સારથિ

. ૧૯૨૧ ની સાલનો આ પ્રસંગ છે. બાપુને વર્ધાથી સાઠ માઈલ દૂર આષ્ટી ગામ જઈને તે જ દિવસે પાછા ફરવાનું હતું. બાપુ મોટરમા આષ્ટી ગામે જવા નીકળ્યા. રસ્તામા મોટર ખોટકી. જેમતેમ કરીને બાપુ આષ્ટી ગામ તો પહોંચ્યા પણ પાછા ફરવા માટે બીજી મોટર કરવી પડી. તે પણ રસ્તામાં એવી જગ્યાએ ખોટકી પડી કે જ્યાં કશી મદદ ન મળી શકે. છેવટે એક નજીકના ગામે પહોંચીને ગાડું કરી બાપુએ રાતે એક વાગ્યે ફરી મુસાફરી શરૂ કરી.

મધરાતનો સમય અને મુસાફરીના થાકને કારણે બાપુને ઊંઘ આવતી હતી.

બળદ તો ઘોડાવેગે દોડે—અર્ધ જાગ્રત દશામા બાપુ વિચારે: બળદ સારા હશે. ઠીક છે, વહેલા ઘેર પહોંચીશું. વળી થોડી વાર થાય ને બળદ ધીમા પડે. ગાડાનો વેગ ઘટે પણ વળી પાછા દોડવા લાગે એમ કરતાં સવાર પડી. બાપુ જાગ્યા. તેમની દૃષ્ટિ ગાડું હાકનાર અને ગાડે જોડાયેલા બળદ પર પડી. બાપુ તો બધું ઝીણી નજરે જુએ.

બળદના હાંકેડુ પાસે આર વાળો પરોણો. બળદ ધીમે ચાલવા માંડે એટલે હાંકેડુ બળદના પૂંઠમા આર ભોંકે અને બળદો છેડીને ફરી ઝડપથી ચાલવા માંડે.

બાપુને તો તે જોઈને એટલું દુઃખ થયું કે તે જ ક્ષણે ગાડામાંથી ઊતરી જવાની ઇચ્છા થઈ.

*અહિંસાના પરમ ઉપાસકથી એવી હિંસા કેમ સહન થાય?*

બાપુએ હાંકેડુ પાસેથી પરોણો માગી તેની આર તપાસી.

હાંકેડુને પરોણો પાછો આપતા બાપુએ કહ્યું 'જો ભાઈ, તારે બળદને પરોણો મારવો જ હોય તો બુઠ્ઠા છેડેથી મારજે, આર ન ભોંકતો; બળદને દોડાવવાની જરૂર નથી, ભલે કલાક મોડા પહોંચશું, તેની ફિકર ન કરવી. મારી વિનંતી છે કે પરોણાની આર કાઢી નાખ.'

'હા, બાવાજી—' હાંકેડુ બાપુને બાવાજીને નામે બોલાવતો હતો—'જરૂર, હું ઘરે જઈને પરોણાની આર કાઢી નાખીશ.' હાંકેડુએ વચન આપ્યું.

આ બનાવથી બાપુ વિચારમા ડૂબી ગયા: આપણું જીવન કેવું વિચારશૂન્ય છે! દયાશૂન્ય છે! આપણા દરેક કાર્યમા વિચાર અને દયા હોવાં જ જોઈએ' અને જ્યા વધારે દુર્બળતા, નિરાધારતા, વધારે અવાચકતા છે ત્યા વધારે દયા હોવી જ જોઈએ.

આપણું જીવન કેવું વિચારશૂન્ય? મેં વિચાર્યું હોત તો બળદની ને હાંકનારની પરીક્ષા લીધી હોત, અને પરોણાની આર મુસાફરીના આરંભે જ કઢાવી નાખી હોત! —અ.

જોન ગંથરના હમણા પ્રગટ થયેલ 'ઇનિ સાઈડ રશિયા ટુ ડે'મા આપેલ એક માહિતી વિચારપ્રેરક છે

'મેને નૃત્યમા નિપુણ એવી એક વિખ્યાત નર્તકીને લંડન જતી નૃત્ય મંડળીમા સામેલ થતી અટકાવી હતી, જવા દીધી ન હતી કેમકે, અગાઉ એક વાર તે વિદેશ પ્રવાસે ગઈ હતી ત્યારે એનાથી એક નાનકડી ભૂલ થઈ ગઈ હતી સોવિયેત સત્તા ધનાકારોને પોતાના દેશના પ્રતિનિધિ માને છે, એટલે રાજકીય તેમ જ નૈતિક દૃષ્ટિએ તેમનુ આચરણ નિષ્કલક હોવુ ઘટે એમ તે માને છે '

રાજકીય મતફેરીનો મુદ્દો બાદ કરીએ તો બીજી બાબતો પ્રત્યે રશિયા પરદેશ જતા પોતાના દેશના પ્રતિનિધિઓ પાસે જે અપેક્ષા રાખે છે તેનુ સમર્થન કરી શકાય તેમ છે કેમકે, દેશની એક વિશિષ્ટ વ્યક્તિ પર દેશમા કોઈક પ્રકારની ખોટી છાપ પાડે તેની નામોશી દેશને પણ મળે છે અને ખાસ તો, દેશ તરફથી, કળાકાર તરીકે જાય ત્યારે તો પ્રતિનિધિ પાસે એવી અપેક્ષા રાષ્ટ્ર રાખે જ

આપણે ત્યાથી પણ હવે તો રોજ રોજ જાતજાતના પ્રતિનિધિ મંડળો કળાકાર મંડળીઓ, શિષ્ટ મંડળો જુદા જુદા દેશોમા જાય છે તેમના આચરણ વિશે પણ આપણે એવી અપેક્ષા જરૂર રાખીએ જ કે તેઓ તેમના આચરણ દ્વારા પરદેશમા ભારતની રૂડી છાપ પાડે. પણ આપણે ત્યા એવો કોઈ આગ્રહ સેવાય છે કે કેમ તે વિશે શંકા છે આપણે ત્યા તો એવી સ્વતંત્રતા છે કે શ્રી મોરારજીભાઈ જેવા પણ પરદેશ જઈને પોતે જે સરકારી કમીટીના સભ્ય છે તેના વડા વિશે કંઈ એવુ કહે કે તેનો જવાબ તેમની ગેરહાજરીમા વડા પ્રધાનને જાહેરમા ખુલાસારૂપે આપવો પડે

વિચાર સ્વાતંત્ર્યને આપણે રૂંધી ન નાખીએ છતા સરકાર તરફથી તેમના ને તેથી દેશના પ્રતિનિધિ તરીકે પરદેશમા જઈએ ત્યારે આપણે કેટલીક ચોક્કસ મર્યાદાઓ સ્વીકારવી જ જોઈએ.

પરદેશ જતા શિષ્ટ મંડળો પાછળ આપણે જાસૂસો ન મોકલીએ પણ તેઓ ત્યા સામૂહિક અને વ્યક્તિગત કેવી છાપ પાડી આવે છે તેની ઝીણી અને સાચી માહિતી મેળવવી જ જોઈએ.

ભારત દેશના ઇતિહાસના એક ધન્ય તબક્કામા આપણે જીવી રહ્યા છીએ. અને બહુ વર્ષો પછી એક મહાન અને સ્વતંત્ર દેશના પ્રતિનિધિ તરીકે જઈએ ત્યારે આપણુ અને દેશનુ ગૌરવ આચરણમા સિદ્ધ ન કરીએ તો દેશના પ્રતિનિધિ તરીકે પરદેશમા ન શોભીએ અને આપણા જ દેશ વિશે ખુદ આપણે જ ખોટી છાપ પાડીએ

નમાસંતતિનિયમન અંગે અભ્યાસ કરવા ગયેના ભારત સરકારના એક અધિકારીએ ચીન વિશે જે ઉદ્ગારો કાઢ્યા હતા, ચીને સંતતિનિયમનની યોજના ફગાવી દીધી છે અને નાના પાયા પરના ઉદ્યોગોને પણ પ્રોત્સાહન આપવા માંડ્યુ છે તે અંગે જે ટીકા કરી છે, તે વિશે આ દેશમા જ કેટલાકોને ટીકા કરવાની ફરજ પડી છે કેમકે, કોઈ વ્યક્તિ જ્યારે સરકાર કે દેશ તરફથી પરદેશમા જાય છે, ત્યારે તેના વ્યક્તિગત ગમા અણગમા દેશના હોય એવી છાપ પડે છે

આપણે ત્યા તો એવુ છે કે માણસ પરદેશ પ્રવાસે જાય એટલે મોજીલો થઈ જાય ત્યાની છૂટછાટ, રંગરાગ તેને આકર્ષે એ સ્વાભાવિક હોય તો યે, તે જ્યારે મંડળીમા પ્રતિનિધિના રૂપમા ગયો હોય ત્યારે તેણે પોતે જ પોતાના ચોકીદાર બનવુ જોઈએ પરદેશ જનારાઓમા એવી વૃત્તિ નહી દેખાતી હોય તો, પરદેશમા પોતાના વર્તનથી ખોટી છાપ પાડનારને ફરી પરદેશ જતો રોકવામા કશુ ખોટુ નથી સ્વાતંત્ર્યનો અર્થ સ્વચ્છંદતા હરગિજ નથી જ

☆

—રોજ બીજાના વર્તનની ચોકી રાખતો માણસ પોતાનુ ઘર ખુલ્લુ મૂકીને બીજાના ઘરની ચોકી કરનાર ચોકીદાર જેવો છે

—પાડોશી પોતાના આંગણામા કચરો ફેંકતો હોય ત્યારે તમારું આંગણુ ખૂબ જ ચોખ્ખુ રાખી સૌ દર્શ અને દર્શની પ્રત્યક્ષ તુલના કરી તેમાથી બોધ લેવાની તેને તક આપો

૧૭. બ્રહ્માંડ, આલોકિત અનુપમ તેજથી?

[૧૨૪]

સર્વોચ્ચ સ્વર્ગને પેલે પાર,
પરમ સામ્યરૂપ આકાશ ફેલાયેલું છે
અને ત્યાં સળગ્યું છે એક તેજ,
વસ્તુતઃ એને તેજ પણ ન કહી શકાય,
અને એમ પણ ન કહી શકાય કે એ સળગ્યું છે,
કેમકે, તેજ સાથે પ્રખરતા સૂચવાય છે,
અને સળગવાથી 'સક્રિયતા'
પરંતુ તેથી
એને શીતલ શાંત પણ ન કહી શકાય.
કારણ એ પ્રખરતા પેટમા રાખીને શીતલ છે.
એની શાંતિમા ક્રિયાની પ્રચંડ પ્રેરણા ભરી પડી છે.
એ સગુણ શક્તિયુક્ત નિર્ગુણ છે.
પછી, અગર એ આ પ્રકારે પરસ્પર વિરોધી શક્તિઓથી સંપન્ન છે
તો ભક્તોની ભાષામાં એને ઈશ્વર જ કેમ ન કહેવામાં આવે?
ઈશ્વર કહેવાથી
સૃષ્ટિનો આ આડંબર નકામો જ આંખો સામે ઊભો થાય છે.
પછી, શૂન્યથી અભાવનો અર્થ કાઢનારા ન હોય તો શૂન્ય કહેવામાં વાંધો નથી.
કારણ કે, એ તો છે–
તેજસ્વી, શાંત,
ઊભયરૂપ, શૂન્ય.
ચારે પ્રકારોથી ભિન્ન એવો છે એ.

[૧૨૫]

ધ્યાન, સમાધિમાં મગન રહેનારા એક સાધકને
અનુલક્ષીને જ્ઞાનદેવ કહે છેઃ
દૃષ્ટિનો આનંદ નિઃસંશય અંદર જ ભર્યો પડ્યો છે.
અંતર્યામ જેટલું ઉજ્જવલ હશે
જગત એટલું જ મંગલ હશે.
આંતરિક આત્મારામનું દર્શન થશે,
તો બહાર હરિસ્વરૂપ ભરેલું દેખાશે
ફક્ત ભરેલું જ નહીં.
ભરાઈ ને છલકાતું.
પછી તું સમજી શકશે
કે તુ આજ સુધી જે જે બોલતો હતો,
અને આજે પણ દુનિયામા જે બોલવામા આવે છે,
એ અજાણ્યે તોતડી ભાષામાં, ૐકાર જપ જ છે.
પરંતુ તારી સ્થિતિ હમણા એવી નથી.
તું અખંડ અનાહત દર્શન તો સાંભળી જ રહ્યો છે
છતા પણ રૂપદર્શન તને અંશમાત્ર નથી થયું.
દૃષ્ટિ અંતરમુખ કરીને,
ક્રિયાશૂન્ય સમાધિ પ્રાપ્ત કરીએ–
એટલું બસ નથી.
આગળ એ પણ જરૂરી છે, કે એ સમાધિનો પણ લોપ થાય,
અને એનુ પર્યવસાન થાય–
સહજ સ્થિતિમા!
ફરીથી દૃષ્ટિ વાળીને
ધ્યાનવૃત્તિ રૂપ સાપેક્ષ નિવૃત્તિને સમાપ્ત કરવી પડે છે.
વાસ્તવમા એ જ સાચી નિવૃત્તિ હોય છે.
પછી આંખો ઉઘાડીને બેફિકર દુનિયા તરફ જો,
રૂપ-દર્શનની ઓછપ નથી

[૧૨૬]

ઈશ્વર દૂર પણ નથી, નજીક પણ નથી.
બાહ્યજગતમા એને શોધવો એ જ ખોટું છે
અંતઃકરણની સાવ નીચે એનું અધિષ્ઠાન છે,
અંતર્વૃત્તિથી જુઓ,
તો સૂક્ષ્મ જીવ જંતુઓમાં પણ
અને અણુરેણુ સુદ્ધાંમાં
એ દેખા દેશે,
અન્યથા બાહ્યદૃષ્ટિથી વિજ્ઞાનના પ્રકાશમા
એની કેટલી યે શોધ કરો,
એ દેખાશે નહીં.

એને જોવા માટે
દૃષ્ટિનો કોઈ ઉપયોગ નથી,
એ જ દૃષ્ટિનો દૃષ્ટા જ્યાં છે.
એનુ વર્ણન કરવા માટે વાણી નકામી છે,
જ્યાં એ જ વાણીનો વક્તા તે છે
એટલા માટે, જ્ઞાનદેવ કહે છે,
આધ્યાત્મિક ચર્ચા બહુ ન કરો,
આવો, હૃદયાધિષ્ઠિત પરમાત્માને શાંતિપૂર્વક જોઈએ, ધ્યાન ધરીએ.

[૧૨૭]

મનોરૂપ ચંદ્ર લુપ્ત થયો,
પરંતુ અનેકવિધ મંગલ તારકોની સૌમ્ય ચાંદની છંટકાઈ રહી છે.
તર્ક-રવિ તો ક્યારનો અસ્ત થઈ ચૂક્યો છે
અને એટલા માટે વિચારોનાં કિરણો અસ્તગત થઈ ચૂક્યા છે.
એવી એ નિર્વિકાર અવસ્થામાં
જ્ઞાનદેવને એક અણુપ્રમાણ પરમ સૂક્ષ્મ સ્વરૂપ દેખાઈ રહ્યું છે
ત્રણે જગતનું જીવન,
સંસારનું આદિ કારણ ઠહેવડાવનારા માયાપતિ ભગવાન,
એક નાના બિંદુમાં સમાયેલા છે.
એમાથી જ વિશ્વરૂપ સગુણ અને વિશ્વાતીત નિર્ગુણ ફેલાયેલા છે.

[૧૨૮]

સમાધિની ગહન અવસ્થામાં જોયું-
પરમાત્મા, પોતાની છાયામા, જીવરૂપમા હળી મળી ગયા છે.
અને આ આખુ જગત-બિંબ ગળીને
એ ફરી પોતાના મૂળ સ્વરૂપમાં પ્રકાશિત થઈ રહ્યા છે.
એ પ્રકારે જ્યારે આ અનુભૂતિ થઈ જાય છે,
કે જીવ ઈશ્વર સ્વરૂપ છે અને જગત મિથ્યા છે,
તો જીવનનું સ્વરૂપ જ બદલાઈ જાય છે,
વૃત્તિઓના ઉદય અસ્ત લુપ્ત થઈ જાય છે;
અર્થાત્
ત્રિગુણોનો ખેલ જ ખતમ થઈ જાય છે.
વૃત્તિઓની ભરતી ઓટ જ નથી,
તો ત્રિગુણ શું કરી શકે છે?
મનુષ્ય જાણે દર્પણ બની જાય છે.
પોતાનો વિકાર જ નહીં,
બીજાઓના વિકારોનું ચોક્કસ માપ પણ લઈ લો.
જ્ઞાની માણસની એ જ નિશાની છે
કે દુનિયાનુ જે રૂપ જગતની સમજમાં કદી આવી શકતું નથી,
તે જ્ઞાની મનુષ્યની નિર્વિકાર બુદ્ધિમાં,
ઠીક ઠીક પ્રતિબિંબિત થાય છે
જ્ઞાનદેવે બતાવેલી એ નિશાની સાંભળીને નિવૃત્તિનાથને સંતોષ થયો.

[૧૨૯]

આખા જગત પર અદ્ભુત કાંતિ છવાયેલી છે,
ગહન હરિપ્રભાથી બ્રહ્માંડ આલોકિત થયું છે,
વિશ્વાકારના બીબામાં
તદાકારતા, હરિમયતા, ઢાળી દીધી છે.
એને પણ ખંડ નથી,
અને આને પણ ખંડ નથી,
બ્રહ્મરસમા જીવનરસ સમાઈ ગયો.
સમસ્ત જીવન, એટલે કે પ્રેમનું સ્પંદન, પ્રેમ-પ્રકાશન!
અંતર્યામમાં અખંડ અંતરનાદ સંભળાઈ રહ્યો છે.
બહાર ભૂતમાત્રમા હરિ જ્યોતિ દશ્યમાન થઈ રહી છે.
આ રીતે આંતર-બાહ્ય હરિથી ઘેરાયેલો છે એ પૂર્ણ પુરુષ.
જાગૃતિ, સ્વપ્ન, સુષુપ્તિ,
ત્રણે અવસ્થા ઉપર ઉપરથી ભલે પ્રાપ્ત થતી દેખાય,
પરંતુ આંતરિક અનુભવથી એ મહાન આત્મા
આ ત્રણે અવસ્થાથી નિરાળો જ છે.
એને માટે હમેશાં ઉષા જ ઉષા છે.
નિવૃત્તિનાથની આ કૃપા છે,
જે જ્ઞાનદેવને મોઢે આટલો બધો તત્ત્વસાર બોલાવી રહી છે.

# મનુષ્ય શ્રેષ્ઠ કેમ?

સ્વામી શિવાનંદજી

એક ચતુર શિયાળ માણસની અતિ પ્રશંસા સાંભળીને ઈર્ષ્યાથી વ્યાકુળ થઈ ગયું. એણે વિચાર્યું: 'શું હું માણસ કરતાં કોઈ રીતેય, ઊતરતું છું? બીજાને ઠગવામાં શું માણસ મારા કરતાંયે વિશેષ ધૂર્ત છે? એ પણ મારા જેવું જ એક જીવતું પ્રાણી છે. અને સાચું તો એ છે કે વળી હું એના કરતા વધારે સંતોષી છું. હું હર મોસમે, વાર-તહેવારે જાતજાતનાં વસ્ત્રો નથી પહેરતું. હું ભારે ધીરજથી શિયાળા અને ઉનાળાના હવામાન સહન કરી લઉં છું. વરસાદથી બચવા માટે મારે છત્રી પણ નથી જોઈતી. અને તીખા તડકામાં હું આંખે ભૂરાં ચશ્માં યે ચઢાવતું નથી. એક સ્થળેથી બીજે સ્થળે જવા માટે મારે ગાડું, મોટર, રેલ્વે કે વીમાન જોઈતાં નથી. અરે અમે ભલે પશુ કહેવાતાં, પણ એના કરતાં તો અમારામા ઘણા સારા ગુણો છે, તે છતાં માણસ અમારા કરતા મોટો કેમ ગણાય છે? હું આ અન્યાય સહન નહીં કરું.

આસપાસ દોડીદોડીને એણે અન્ય જાનવરોને ભેગા કર્યાં. અને સૌ મળીને ડાહ્યા ગણાતા હાથી પાસે ગયાં. હાથીએ કહ્યું: 'ભાઈઓ, તમે જે કંઈ કહો છો એમા તથ્ય તો છે જ, હવે આપણે બીજા જ ગલજીવોનો સાથ લઈએ. અને એમની સંમતિ લઈ ને નજીકમા એક સાધુ રહે છે તેની સામે આપણા મનમાં જે પ્રશ્ન ઉદ્ભવ્યો છે તે રજૂ કરીને નિરાકરણ માગીએ.' સૌએ સંમતિ આપી.

અને સૌ ભેગા મળીને સાધુ પાસે ગયા.

પ્રથમ કૂતરાંએ કહ્યું; 'સ્વામી, તમે મને તો જાણો જ છો, હું તો કૃતજ્ઞતાનું પ્રતીક છું. અનેક વાર મારવા છતાં માણસ મને એક વાર એકાદ બટકું રોટલો ખાવા આપે છે તો પણ હું તેને વફાદાર રહું છું. અને એની સેવા કરતાં જીવ આપવો પડે તો તે માટે પણ તૈયાર રહું છું. પણ માણસ તો, મારી બધી સેવાઓ ભૂલીને એકાદ ભૂલને જ પકડી લઈ ને મને ઢોરમાર મારતાં અચકાતો નથી. અરે, પોતાના જ જાતભાઈ માણસનું યે ખૂન કરતાં અચકાતો નથી. તે છતાં, માણસ અમારાથી ચઢિયાતો શી રીતે?'

ગાયે કહ્યું: 'માણસ મને મેદાનમાં ચરાવવા લઈ જાય છે. કોઈ કોઈવાર વળી મને ભૂસુ પણ ખાવા આપે છે. એના બદલામાં હું એને પોષ્ટીક દૂધ આપું છું, કોઈ વાર એ મારા બાળકને ભૂખ્યું રાખીને પોતાના બાળકને મારું દૂધ પીવડાવે છે. હું એને તથા એના કુટુમ્બને ખાવા માટે દૂધ આપું છું છતાં તે મને ઘર પાછળની ગંદી જગ્યામાં બાંધે છે. જ્યારે હું દૂધ આપતી બંધ થાઉં છું ત્યારે, મારા પરની માયા ઓછી કરી નાખે છે, મારી અવગણના કરે છે, અને જ્યારે ઘરડી થઈ જાઉં છું ત્યારે કસાઈ ને ત્યાં મને ધકેલી દે છે. તમે બધા જેની ખૂબ ખૂબ પ્રશંસા કરો છો તે માણસ તો આવો છે. તે શ્રેષ્ઠ ક્યા કારણે? અમને તો આમાં કંઈ સમજાતું નથી.'

પછી કાગડાનો વારો આવ્યો: 'રોટલાનો એકાદ ટુકડો ય હું જોઉં છું કે તરત કા ..કા...કરીને મારા ભાઈબંધોને તેની જાણ કરું છું અને અમે બધાં સાથે ખાઈએ છીએ. શું માણસમાં આવો એક ગુણ પણ છે ખરો? અરે, માણસ તો આનાથી ઊલટું જ કરે છે. એની પાસે ગમે તેટલું ધન હોય તો પણ પાડોશીના ધન પર નજર નાખતો રહે છે કે ક્યારે એ મારા હાથમાં આવે! આવા સ્વાર્થી અને લોભી માણસને તમે અમારા કરતાં શ્રેષ્ઠ શા માટે ગણો છો?'

માછલી પણ કહેવા લાગી: 'મુનિરાજ, હું માણસને મારા કરતા હલકો નહીં કહું, પણ મૂરખ તો કહીશ જ. હું એને જરા જેટલું યે નુકસાન કરતી નથી, હું તો કૂવે, તળાવે, સરોવરે, નદી-સાગરે પાણીમાં રહું છું. અને એ બધાને સાફ કરું છું. મારું એ જ તો જીવનકાર્ય છે. માણસે પાણીમા નાખેલી ગંદકી દૂર કરી દૂષિત જળને સ્વચ્છ કરવું એ જ મારું કામ છે. મારા જેવા ઉપકારી જીવનું રક્ષણ કરવું તો દૂર રહ્યું પણ માણસ તો મને ઉપરથી ને ઊંડેથી શોધી શોધીને બહાર કાઢી મને ખાઈ જાય છે. એવા મૂરખ માણસને તમે મારા કરતાં મહાન માનો છો?'

ખચ્ચરે એક ખોંખારો ખાઈ ને કહ્યું: 'હે સ્વામી, માછલીએ સાચું જ કહ્યું છે. હું તો ભાર વહી જનારો જીવ છું. હું ભારે ધીરજથી માણસનાં અનેક અપમાનો અને જાતનું નુકસાન પણ સહું છું. હું એમની સેવા ન કરું તો પહાડ પરના લોકોના શા હાલ થાય? મરી જ જાય. એમની રોજંદી જરૂરિયાતની ચીજવસ્તુઓ પીઠ

પર લાદીને આકરાં ચઢાણ ચઢીને પણ હું એમની પાસે પહોંચાડું છું. શાકભાજી, આટોલૂણ – બધું વહીને એમની પાસે લઈ જાઉં છું. એનો જશ એ જ કે મારે માણસના જેવા ખાવા' નો પછી, માણસ મારા કરતા મહાન શાથી?'

ટચ્ચા શિયાળે હરણને પાનો ચડાવ્યો: 'કહી દે, કહી દે; તારે જે કંઈ કહેવું હોય તે તું એક જ કહ્યા બાકી રહી જાય!'

હરણે કહ્યું: 'મુનિરાજ, જે ચામડા પર બેસી તમે ઈશ્વરધ્યાન ધરો છો એ પણ મારી જાતિના જીવનું જ છે શું માણસનું ચામડું ખરેખર, કોઈ કામમાં આવે છે ખરું? સૌન્દર્યની બાબતમાં પણ સૌથી સુંદર કન્યાની તુલના મારી આંખો સાથે કરવામાં આવે છે. મારા શિંગડા માણસના દિવાનખાનાની શોભા વધારે છે.'

'બરાબર એમ જ –' મોરે વાતનો દોર પકડી લઈને કહ્યું – 'મારું સુંદર, આકર્ષક, ભાતીગળ પીછું શ્રીકૃષ્ણ પણ પોતાના મુગટ પર શોભાવે છે. ભગવાન કાર્તિકેયે તો મને પોતાનું વાહન જ બનાવ્યો છે. એમના ઘણા ભક્તો અને ઘણા મંત્રવાદીઓ ભૂત કાઢવા માટે પણ મારા પીંછાનો ઉપયોગ કરે છે.'

'અને મારા તો મળમૂત્ર પણ પવિત્ર ગણાય છે. બધા પવિત્ર તહેવારોમાં પંચગવ્યનો ઉપયોગ કરવામાં આવે છે.' ગાયે કહ્યું.

'શું માણસ મારા જેવો ગંધપારખુ છે ખરો?' કૂતરાએ કહ્યું.

'શું માણસ પાસે મારા જેવી ઝીણી ને દૂરથી જોઈ શકનારી દૃષ્ટિ છે ખરી?' સમડીએ પૂછ્યું.

'શું કોઈ માણસ રાતે ય અંધારામાં મારી પેઠે જોઈ શકે છે?' બિલાડીએ કહ્યું.

'હું તો મોટાં મોટાં કામો કરી શકું છું. મારી બુદ્ધિમત્તાની તો ઘણી વાર્તાઓ પણ માણસે રચી છે. મારા દાંત અને હાડકાંના ઘરેણાં અને મૂર્તિઓ પણ બને છે આ બધું સત્ય છે. હવે અમારો પ્રશ્ન એ જ છે કે આમ છતાં, અમારા કરતાં માણસ શ્રેષ્ઠ કેમ કહેવાય છે? મારા પશુભાઈઓના મત સાથે હું સહમત છું. છતાં પણ માણસ શ્રેષ્ઠ કહેવાય છે એ માટે કોઈ કારણ હોવું જોઈએ.' હાથી બોલ્યો.

સાધુએ કહ્યું: 'જંગલના મારા સ્વજન મિત્રો સાંભળો! તમે સૌએ જે કંઈ કહ્યું તે બધું સાચું છે પરન્તુ ઈશ્વરે માણસને છઠ્ઠી ઇન્દ્રિય આપેલી છે – એ છે વિવેક ચક્ષુ! એ બુદ્ધિ સારા ખરાબનો, સત્ય-અસત્યનો, ધર્મ-અધર્મનો વિવેક કરે છે. માણસ પોતાની નૈસર્ગિક વૃત્તિઓનો નિગ્રહ કરીને અપરોક્ષાનુભૂતિ દ્વારા ઈશ્વરનો સાક્ષાત્કાર કરી શકે છે.'

'પણ તે જો ઈશ્વરપ્રાપ્તિ ન કરે તો?' ચતુર શિયાળે તરત પૂછ્યું.

'માણસ ઈશ્વરપ્રાપ્તિ માટે પ્રયત્ન ન કરે તો એ તમારી જ અવસ્થાએ નીચે છે. પરન્તુ જો એ ઈશ્વરનો સાક્ષાત્કાર કરે તો આખી સૃષ્ટિમાં સૌથી મહાન થઈ જાય.' સાધુએ ઉત્તર આપ્યો.

સાધુના એ સમાધાનકારક ઉત્તરથી સંતોષ પામી બધાં પ્રાણીઓ પાછાં ફર્યાં.

રાહુને અત્યંત આશ્ચર્ય થયું કે આ એક માણસના ભાગ્યમાં હું અત્યારે આડો આવ્યો છું, બધી દુઃખ દિન'શા બાજુ પર ચાલી ગઈ છે, હવે અમે માત્ર બે જ છીએ હવે મારા પ્રતાપથી થયું સો એ જોઈએ કે એ માણસ પડી ભાગે. પણ એવું તો કંઈ દેખાતું નથી. એની સ્થિતિ વિચારતા એની મુશ્કેલીઓ ઘણી વધી ગઈ છે, ખરી રીતે મૂંઝવણો પણ ઘણી વધી ગઈ છે, અને છતા એ મૂંઝાતો હોય એવું લાગતું નથી. આવા કપરા દિવસોમાં બે એ માથે હાથ દઈને થાકીને બેસી પડતો એને હું જોતો નથી. મારા પ્રભાવને નિષ્ફળ બનાવનાર એવું છે કોણ? એ જાણવા રાહુએ તે માણસના એક મિત્રનું રૂપ ધારણ કર્યું અને તેની પાસે ગયા અને ઔપચારિક વાતચીત પછી પૂછ્યું કે, 'અલ્યા, તું તો ભારે મુશ્કેલીમાં આવી પડ્યો છે, મૂંઝવણનો પાર નથી. તો યે મદદ માટે મને કંઈ કહેતો ય નથી! જાણે કંઈ બન્યું જ નથી એમ તું જીવ્યે જ જાય છે અને તારું કામ કર્યે જાય છે. આ છે શું? શું હૃદયને પથ્થર કરી મૂક્યું છે કે કોઈ તાવીજ બાંધ્યું છે?'

'અરે ભાઈ, દુઃખ તો જેવું ને તેવું જ છે, આ દુઃખની ઘડીએ તો તે વધારે સતેજ છે અને વળી તાવીજ કેવું?'

'ત્યારે તું શેને આધારે ટકી રહ્યો છે?' રાહુ મિત્રે આશ્ચર્યથી પૂછ્યું.

'ઉત્સાહથી. એથી મારી કાર્યનિષ્ઠા ટકી રહી છે અને બધી મુશ્કેલીઓ બાજુ પર થઈ ગઈ છે.' —અ.

બાપ હમણાં જ કાચુંપાકું ખાઈને ઑફિસે ગયો અને મા બાકીનું રાંધવામાં રોકાયેલી છે. બંને બાળકો ચોક પાસે રમે છે. એવામાં મા બહુ દુઃખી થઈ જાય છે કે સમારેલ શાક એમ જ પડયું રહે છે, દાળ અર્ધ ગળેલી હોય છે અને તે કાચુંપાકું, લુસલુસ ખાઈને ઑફિસે ચાલ્યા જાય છે. દાળને ચેડવતાં મા વિચારતી હતી.

અતુલ અને વીણાને જમવાની ઉતાવળ છે. મા સમજાવે છે કે હમણાં બધું તૈયાર થઈ જશે. બાળકોથી કાચુંપાકું ન ખવાય.

અતુલ સાત વર્ષનો છે, વીણા નવની.

માએ શાકમાં મસાલો નાખ્યો અને બંને બાળકો છીંકતાં પાસેના ઓરડામાં બારી પાસે જઈ ને ઊભાં.

પાછળ એક ફૂલવાડી છે, એ નાનકડી બારી પાસે ઊભાં રહેવાથી ફૂલોની મહેક આવ્યા કરે છે. મા જ્યારે રાંધવામાં કે નીચે વાસણ માંજવાં કે કપડાં ધોવાં નજે જાય છે ત્યારે બાળકો બારી આગળ ઊભાં રહી ફૂલવાડી તરફ જોયાં કરે છે.

એમ આજે પણ બંને બારી આગળ ઊભાં છે. એક પતંગિયું બારી પાસે આવ્યું અને આધે ચાલ્યું ગયું. બાગમાં માળી ફૂલછોડોને સરખા કરતો હતો. બંને તે ધારીધારીને જોવાં લાગ્યાં.

'પેલો શું કરે છે?' અતુલે વીણાને પૂછ્યું.

'છોડને કાપીને સરખા કરે છે.' વીણાએ કહ્યું.

'કાલે એ જ માણસ બાગમાં ધીમે ધીમે ફરતો હતો. એની પાસે એક મશીન હતું, તેનાથી ઘાસ છાંટતો હતો.'

'હા, એ તો ઘાસ કાપવાનું મશીન, પપ્પાએ મને કહ્યું હતું.' વીણાએ જવાબ આપ્યો.

'ઘાસને શા માટે છાંટી નાખે છે?'

'ઘાસ મોટું થાય તો એમાં કીડા-મકોડા વસે. સરખું કપાયું હોય તો જાજમ જેવું લાગે'

અતુલ ચુપ થઈ ગયો. બંને, બાગમાં ચારે કોર ઊડતાં પતંગિયાંને જોતાં હતાં. ધીમી ધીમી હવા સાથે ફૂલોની મીઠી મીઠી સુગંધ પણ આવતી હતી. બંનેને મન થયું કે પાસેના બાગમાં જઈ ને પતંગિયાં પકડીએ. પણ કોઈએ એકબીજાને કહ્યું નહીં.

'આ બાગ કોનો છે?' અતુલે ડરતાં ડરતાં ફરી વાત શરૂ કરી.

'બાગને છેડે પેલું પથ્થરનું ઘર છે ને, તેમનો જ બાગ છે. તે બાજુ પણ કેવાં મઝાનાં ફૂલો છે!' વીણાએ કહ્યું.

ઘણા દિવસથી અતુલને પૂછવાનું મન થતું કે પાસેના બાગમાં રમવા જઈએ તો કેમ? પણ વીણા હસી ન કાઢે એવા ભયે એ પૂછતો ન હતો પણ આજે તો એણે પૂછી જ નાખ્યું: 'આપણે ત્યાં રમવા જઈએ તો?'

'ક્યાં?' વીણા કંઈ સમજી નહીં.

'બાગમાં જ તો વળી. ત્યાં કેવાં સારાં પતંગિયાં છે, નરમ નરમ કૂણું કૂણું ઘાસ છે, ફૂલ છે. આપણે દોડીશું, ઘાસમાં આડાં થઈશું, અને પતંગિયાં પણ પકડીશું.'

વીણા એની નાદાની પર હસી રહી. કોઈ બાળક ચાંદો માગે અને મા હસે એવું જ.

'ત્યાં તે શી રીતે જવાય? જોતો નથી, ચારે તરફ તો ઊંચી ઊંચી ભીંત છે. અંદર રાત દિવસ માળી રહે છે અને અંદર જવાને રસ્તે ફાટક પર મોટી મોટી મૂછોવાળો દરવાન બેઠો છે!' વીણા, એકે શ્વાસે બધી મુસીબતો વર્ણવી ગઈ.

એવામાં એક રંગબેરંગી પતંગિયું બારી પાસે આવ્યું. અતુલે એને ઝડપવા હાથ લંબાવ્યો પણ તે તો દૂર નીકળી ગયું.

'દરવાન, આ પતંગિયાંઓને કંઈ નહીં કહેતો હોય?' અતુલે ભોળપણથી પૂછ્યું.

વીણાએ હસીને જવાબ આપ્યો: 'અરે, પતંગિયાંને વળી કોણ કહે, અને એ સાંભળે પણ ખરાં? એમને તો પાંખો છે, એ તો ભીંતની ઉપરથી પણ જાય આવે.'

અતુલને વિચાર આવ્યો: 'મને પણ પાંખ હોત તો કેવું સારું થાત!'

એવામાં માએ બંનેને જમવા માટે નીચે બોલાવી લીધાં.

☆

અતુલને ખાવાનું ભાવતું ન હતું. ખાતાં ખાતાં એ બાગ તરફ નજર નાખ્યા કરતો. ત્યાં જઈ ને નરમ ઘાસ પર બેસવાની, રમવાની એની ઇચ્છા હતી. ગુલાબનાં ફૂલ કેવાં સરસ છે. મા જ્યારે બજારથી ફૂલ મંગાવી ઠાકોરપૂજા કરતી ત્યારે ઘરના દેરાસરમાંથી એ એક બે ફૂલ છાનોછપનો લઈ લેતો, અને એનાથી રમતો. વીણાના

મોઢા પર એક જાતની ખુશી હતી એ જોઈને એને દુખ થયુ આજ સુધી એના મનમા એવી ખાત્રી હતી કે કોઈ ને કોઈ દિવસ તો પાસેના બાગમા જઈને પત ગિયા સાથે રમીશ પણ આજે વીણાએ કહ્યુ ત્યારે

એણે વીણાની સામે જોયુ એ મૂગી મૂગી ખાતી હતી પણ અતુલને ગળે કોળિયા ઊતરતા ન હતા એ તો બાગના વિચારમા જ ડૂબ્યો હતો

એ ઊઠીને હાથ ધોવા નળ પર ગયો ત્યારે માએ વીણાને પૂછ્યુ આજે આજે ખાધુ કેમ નહી?

વીણાએ અનુમાન તો કરી રાખ્યુ હતુ પણ એણે કઈ જવાબ આપ્યો નહી

જમ્યા પછી મા રસોડાના પર વાસણ માજવા ગઈ અને બન્ને બાળકો ફરી બાગ તરફની બારી પાસે જઈને ઊભા

વીણા અતુલ તરફ જોતી હતી એ શાણી સમજુ હતી અતુલ કેમ ઉદાસ છે એ તે જાણતી હતી

ઘણી વાર પછી અતુલે ફૂલના તરફથી નજર ફેરવીને એની સામે જોયુ વીણા સમજી ગઈ કે મને આ કઈ પૂછશે

ગમે તેમ પણ આપણે અંદર જઈએ તો ખરા'

ફાટક પર દરવાન બેઠો હોય છે અને સોએ સો વખત ફાટક કાયમ બધ રહે છે

પણ આપણે દરવાનને કહીએ તો?

શુ કામ કહીએ? એ થોડો આપણે કહે ફાટક ઉઘાડે? અને કોઈ કારણ પણ જોઈએ ને? અને છોકરા એવુ માનશે કોણ?

અતુલ ફરી વિચારમા પડી ગયો નજીક જ માની સાડી લહેરાતી સુકાતી હતી એણે રસ્તો શોધી કાઢ્યો

એક રસ્તો સૂઝે છે'' એણે હર્ષમા આવી જઈને કહ્યુ

બાપુ એકવાર ઈન્દોર રાજ્યના મહેમાન થયેલા સાથે રાજેન્દ્રબાબુ અને મહાદેવભાઈ પણ હતા રાજ્યે તો પોતાના ધોરણે એમની મહેમાનગતિની બધી વ્યવસ્થા કરી હતી ભોજન માટેના વાસણો ચાદીના તેમ નાહવાના પાણીની ડોલ સુદ્ધા ચાદીની, બધો રજવાડી ઠાઠ બાપુએ તો તેમના નિયમ પ્રમાણે બકરીના દૂધ વગેરેનુ સાદુ ભોજન યથાસમયે કરી લીધુ, પણ રાજેન્દ્રબાબુ અને મહાદેવભાઈએ ચાદીના વાસણોમા પીરસાયેલા ભાત ભાતના ભોજનો આરોગ્યા ભોજન પછી તેઓ બાપુને મળવા ત્યારે તેમણે પૂછ્યુ 'શુ જમ્યા?' મહાદેવભાઈએ બધી વાત કરી બાપુ ગભીર થઈ ગયા થોડી વાર પછી રાજ્યના કારભારી આવ્યા ત્યારે બાપુએ કહ્યુ 'તમે પીરસો છો એવા ભારે ભોજનની મારા સાથીદારોને ટેવ નથી, એમને હવે સાધારણ શાકભાજીનો સાદો ખોરાક જ આપજો થોડુ દૂધ હશે તો ચાલશે.'

ત્યાર પછી મહેમાનોને સાદા વાસણોમા સાદુ ભોજન મળવા લાગ્યુ

આવી હતી બાપુની ઝીણી નજર અને સજાગતા.

વીણાએ કોઈ જવાબ આપ્યો નહી એણે તો ઘરડા માણસ પેઠે વિચાર્યુ કે કોઈ બાળક જેવી વાત હશે

વીણાના ઉત્તરની રાહ જોયા વિના અતુલે ખુશીમા નાચતા કહ્યુ 'માની સાડી સુકાય છે તેને છોડીને ઉડાડી મૂકીએ એટલે એ બાગમા જઈને પડશે પછી આપણે દરવાનને જઈને કહીએ કે અમારે ત્યાની સાડી બાગમા આવીને પડી છે તે લેવા આવ્યા છીએ ફાટક ઉઘાડ અમે શોધી લઈને આવ્યા જઈશુ એટલે એ જરૂર અદર જવા દેશે અને આપણે કઈ નહી તો પાચ મિનિટ એ બહાને અદર ફરીશુ '

એ સાભળીને વીણા હસી પડી અતુલે ખરેખર સરસ રસ્તો શોધી કાઢ્યો હતો આનો બા ગમાં જવાશે તો ખરુ!

અતુલે સાડીની ગાઠ છોડી નાખીને બાગ તરફ ઉડાડી મૂકી સાડી બાગમા જઈને પડી અતુલના મોઢામાથી એક ખુશીની ચીસ નીકળી ગઈ

બંને નીચે ઊતરીને ફાટક તરફ દોડ્યા. માએ પૂછ્યુ ક્યા જાવ છો?'

ક્યાય નહી મા કુગ્ગાવાળો આવ્યો છે ત્યા જઈએ છીએ ' કહીને આગળ વધ્યા

☆

મદ મદ હવા વાતી હતી આવા સરસ બાગમા જવાનુ થશે એવા વિચારે બને અત્યત પ્રસન્ન હતા

બંને ફાટક પાસે આવીને મૂગા મૂગા ઊભા બાજુમાં જ સ્ટૂલ પર દરવાન બેઠો હતો એણે વિચાર્યુ 'વળી આમને શુ કામ પડ્યુ કે અહી આવી ઊભા છે? એણે પૂછ્યુ શુ છે?

અતુલ મૂગો રહ્યો એણે વીણાને અણસારો કર્યો 'તુ કહે''

અમારી સાડી માળ પર સુકાતી હતી તે ઊડીને

કમ્પાઉન્ડના બાગમાં પડી ગઈ છે. તે લેવા અમે આવ્યાં છીએ. અમે પાસે રહીએ છીએ. અમને અંદર જવા દો તો અમે શોધી લઈશું.' વીણા જાણે ગોખેલો પાઠ બોલી ગઈ.

દરવાન વિચારવા લાગ્યો. છોકરા પાસે રહે છે એની એને ખબર હતી. પવનથી ઊડીને સાડી બાગમાં પડી જાય ખરી. પણ આમને અંદર જવા દેવાં કે કેમ? ફાટક ખોલું કે નહીં? પણ ત્યારે સાડી બહાર કેમ આવે? એવામાં એણે માળીને જતો જોયો. એને બોલાવી કહ્યું: 'આ છોકરાં પાસે રહે છે, એમની માની સાડી ઊડીને બાગમાં પડી ગઈ છે, તે લેવા આવ્યાં છે, જરા લાવી આપો તો.'

માળી ફરી બાગ તરફ ગયો. બંને બાળકો જાણે હમણાં રડી પડશે એવાં થઈ ગયાં. હજી એમને આશા હતી કે માળીને સાડી ન મળે તો અમને અંદર જવા મળશે.

પણ...નહીં, માળી હાથમાં સાડી લઈને આવ્યો. અને દરવાનના હાથમાં આપી દીધી. દરવાને એકવાર એ સાધારણ સાડીને ધ્યાનથી જોઈ, પછી વીણાના હાથમાં મૂકી દીધી.

સાડી ભીની હોવાથી ઠેકઠેકાણે માટીવાળી થઈ ગઈ હતી.

રસ્તે અતુલે સિસકારા ભરતાં કહ્યું: 'આટલું બધું કર્યું તો ય અંદર જઈને બાગમાં બે મિનિટ ફરવા યે ના મળ્યું!'

'અને સાડી યે બગડી ગઈ. કોણ જાણે મા કેવો ય ઠપકો આપશે.' વીણાએ પાછું ફરી ફાટક તરફ નજર નાખતાં કહ્યું.

બંનેના ચહેરા કરમાયેલાં ફૂલ જેવા લાગતા હતા. અને ત્યાં અંદર બાગમા ફૂલો હસતાં હતાં.

☆

## ત્રણ મામાઓ

મહાભારત અને રામાયણમાં બે વિચક્ષણ મામાઓનાં પાત્રો જાણીતાં છે. બંને મામાઓનું સામ્ય એ છે કે તેઓ મુખ્ય ખલ પાત્રોના મામા છે અને ભાણજાઓની દુષ્ટતાને સમર્થન આપવું, નવા નવા માર્ગો બતાવવા અને સહાયભૂત થવું એ સિવાય જાણે એમને જીવનનો બીજો કશો હેતુ જ નથી!

શકુનિ મામાનું પાત્ર મહાભારતમાં વારંવાર ભાગ ભજવતું દેખાય છે. એક દષ્ટિએ જોઈએ તો મહાભારતના મંડાણ, એમનાથી જ થાય છે. યુધિષ્ઠિર જેવાને ય જુગાર રમાડનાર અને કપટથી વનમાં મોકલાવનાર અને જુગારમાં દ્રૌપદીને જીતાવી એનાં વસ્ત્રહરણ જેવા બિભત્સ, અનાર્ય કાર્યનો પ્રેરક પણ શકુનિ જ ગણાય

અને રામાયણનો યુદ્ધકાંડ પણ રાવણનો મામો મારીચ સુવર્ણહરણ ન થયો હોત તો ક્યાંથી રચાત? એ માયાવી સુવર્ણહરણનું રૂપ ધારણ કરે છે ત્યારે જ રાવણને સીતાહરણ કરવાનું શક્ય બને છે. અને એ પ્રસંગ જ રાવણના સર્વનાશનું કારણ બને છે.

શકુનિ અને મારીચને જાણે પોતિકો કોઈ આદર્શ હોય તો એ જ કે રાજવી ભાણજાઓની દુષ્ટ ઈચ્છાઓને વશ થવું, દુષ્ટકાર્યોમાં સહાયભૂત થવું. એમની વિશેષતા એ જ કે બંને સરખા કપટી હતા.

ભાણજા શ્રીમંત હોય અને મામા ભૂખડીબારસ હોય ત્યારે બહેનના ઘરે કારભારી તરીકે ઠરી જવાનું તેમનું વલણ, આજે ય કોઈ કોઈ દાખલામાં જોઈ શકાય. એમનામાં સ્વતેજ હોય તો બહેનના ઘરનું લૂણ એમને કોઠે જ કેમ પડે? એવા સ્વતેજ વિનાનામાં ખવાસપણાનો અવગુણ સહેજે વિકસે, અંતે તે અને ભાણજાઓ પતનની ખીણમાં જ ધીરે ધીરે ઊતરે.

આ બે મામાઓથી વિરુદ્ધ પેલા કંસ મામા આ દાખલામાં સાંભર્યા વિના રહેતા નથી! એ પોતે જ દુર્યોધન અને રાવણનો નમૂનો છે, એ કપટી કે સદ્‌ગુણી મામો ન થયો, રાવણ-દુર્યોધન પેઠે એનો અવગુણ ફૂરતા હતો. પેલા બેના ભાણજા રાજવી હતા જ્યારે આ તો પોતે જ રાજવી હતો અને ભાણેજ નિર્ધન હતો એટલે તે બનેથી વિરુદ્ધ એણે ભાણેજને જ ખતમ કરવા જમીન આસમાન એક કર્યાં અને એમ કરતાં એ પોતે જ પરવારી ગયો!

રામાયણ, મહાભારતનાં વિખ્યાત પાત્રોમાં આ ત્રણ મામાઓ વીસરાય નહીં એવા છે. શકુનિ, મારીચ વિશેષ કરીને કપટી છે, કારણ કે બળવાન નથી, કપટ એ નબળાનું હથિયાર છે. કંસ બળવાન છે એટલે કપટી નથી એટલો ક્રૂર છે. ચાલાક માણસ અધર્મને પંથે જાય તો કપટી થાય અને બળવાન તે રસ્તે જાય તો ક્રૂર થાય એટલો બોધ એ પાત્રો આપે છે. અધર્મને રસ્તે નાશ તો સૌનો જ થાય. —અ

આખા ઘરમા વહેલી સવારથી ઉથલપાથલ મચી રહી હતી ચારે કોર ચેતનનો સચાર જણાતો હતો રોજની શાતિ કરતા વિશેષ ભભડાટ થતો હતો દરેકની આખમા વેગ હતો અને દરેકના કામમા ઉતાવળ હતી કોઈને એમ કે હુ આ કરી નાખુ, ને બીજાને થાય કે હુ આ ઝટ કરી નાખ અને એવી ઉતાવળમા એક કામ પૂરુ ન થાય ત્યા બીજુ શરૂ થાય અરે પેન રહી ગયુ!' એમ કહે ત્યા જવાબ મળે એ તુ કરી નાખ!' વળી વચમા છોકરા આવે તે હડસેલે ચઢે— અલ્યા વચમાથી ખસો જરા કામ તો પાધરુ કરવા દો!' પણ મને નવાડી લે ને?' હવે આજે એક દિવસ તો હાથે જાતે નાહી લે! ભા કોઈ પાણી આપશે! ના, ના તુ કાઢી આપ! 'અલ્યા જાય છે કે? મારુ એક લપ્પડ? પણ મને નવા કપડા કાઢી દેશ ને?' હા ભઈ હા—તુ જા મારુ માથુ ખાતો!'

એ કોઈ પાણી કાઢી આપો

ભાભી શુ કરે છો? મારે દિવાનખાનુ સાફ કરી બધુ ગોઠવવાનુ છે!'

તે પછી કરજો પહેલા મને પાણી કાઢી આપો' એમ કહેતો છોકરો કોઈનો હાથ પકડી ખેચે છે નિરુપાય કોઈ ઝટ પાણી કાઢી આપે છે ત્યા કોઈ જોરથી પૂછે છે આ બધુ વચ્ચે કોણે નાખ્યુ ?'

અરે હુ આને પાણી કાઢી આપુ છુ આ ઝટ આવી '

પાડોશના મ જીભાએ ગાડીએ આવવાના છે હમણા આવશે ને ઘરમા આવુ બધુ હોય તે કેવુ લાગે?'

લો આ આવી હજી મારેય કપડા કાઢવાના છે માથુ ઓળવાનુ છે '

હવે કેટલી વેળે માથે એ હાયકી કે થયુ! પહેલા આ બધુ સરખુ કરી નાખ અને રસોડામા કોણ છે! કહે કે ઝટ રસોઈ પતાવે નહી તો પછી ઘરમા જ રહેવુ પડશે ' એટલુ કહીને વડીલ વળી નાહતા છોકરાને પૂછવા જાય છે અલ્યા ગાડીનુ કહી આવ્યો છે કે?'

એ હા ચદુ મામાને કહી આવ્યો છુ'

કેટલી ગાડીનુ ?'

'તે કઈ કહ્યુ નથી!'

'અરે આવા ને આવા બધા ભેગા થયા છે' જાત વિના જાત્રા નહી તે આનુ નામ! મારે માથે પાછો ધક્કો રહ્યો

ચપા હુ જો ગાડીનુ કહેવા જાઉ છુ, હવે માડ અર્ધો કલાક છે બધુ ઝટ પતાવો અને હા પાછા આવીએ ત્યારે ઘરમા ખાસ તો દિવાનખાનુ શોભે એવુ હોવુ જોઈએ ભાઈના ભાઈબધો ય સાથે આવશે અને આવે ત્યારે એમને માટે નાસ્તા ચાપાણીનુ તૈયાર રાખજો તે ઘડીએ હુ ભૂલી જાઉ અને તમે ય ભૂલો તો ભારે થાય '

એ હા તમે ઝટ જાવ

અને વડીલ જાય છે બબડતા 'આ છોકરા સાથે છાશ પીવાની તે કેમ પીવાય! કોઈ કામ પૂરુ કરે જ નહી ને ' અને ઝટ ઝટ જેમ તેમ જોડા પહેરી બહાર નીકળી જાય છે અને ફરી ઘરમા દોડધામ મચી રહે છે

વાત એમ છે કે ઘરનો મોટો છોકરો પાચ વર્ષે આફ્રિકાથી પાછો ફરે છે કમાઈને પાછો ફરે છે તેના હર્ષાતિરેકમા ઘરમા દોડધામ ઉતાવળ અને દરેકને એક પ્રકારની મીઠી અકળામણ વ્યાકુળતા છે આવા પ્રસગે કોને આવી વ્યાકુળતા ન હોય?

વળી ગાડી આવે છે અને તેમા બેસી જવા સૌથી પહેલા છોકરાઓ અર્ધા પહેરેલે કપડે જ અદર જઈને ગોઠવાઈ જાય છે

અલ્યા કપડાને બટન તો દે માથુ તો સરખુ ઓળાવ'

અરે જવા દેને—બધુ બરાબર છે!'

ચાલો ચાલો—ઝટ બધા ગાડીમા ગોઠવાઈ જાવ'

એ રહ્યો.'

અરે પણ સાડામા બધુ બરાબર ઢાક્યુ છે ને? નહી તો બિલાડી બધુ બગાડી મૂકશે '

એ હા!'

એ તો હા કહે પણ તુ જાતે જઈને તપાસી આવ ' વડીલે કહ્યુ અને વહુ કપડા પહેરતી પહેરતી નીકળી ગઈ

અને એમ આખુ ધાડુ ગાડીઓમા ઉપર જઈને ગોઠવાયુ અને ગાડીઓ ઊપડી

'અલ્યા જરા ઝડપથી હંકારજે! વખત થઈ ગયો છે. ગાડી આવે તે પહેલાં પહોંચવું જોઈએ.'

'તમે મોડું કર્યું અને હવે અમને અકળાવો છો? જાનવરને મારી થોડા નંખાય છે!' ગાડીવાળાએ ઘોડાને આછી ચાબુક ફટકારતાં દાઢમાંથી ટાઢે પેટે કહ્યું.

'તમે લોકો છો જ એવા! સારે પ્રસંગે પણ કોઈને ને કોઈને મારી નાખવાની વાત તમારા મોઢામાંથી નીકળે જ!'

'ભાઈ, મારે માટે ઘડિયાળ લાવવાના છે!'

'તે પહેરજે ને! પણ ભાઈ દેશે ત્યારે ને? હું જ ના કહીશ. તું ઓછું તોફાન કરે છે?'

'હવે નહીં કરું! મારી બહેન નહીં?' ચાલતી ગાડીએ અંદર મીઠી રકઝક ચાલે છે!

સ્ટેશને ગાડી પહોંચે છે અને વડીલ ઝટ ઊતરીને ગાડીવાળાને પૈસા ચૂકવે છે, અને સૂચના આપે છે: 'તમે બધાં દરવાજે સાથે ઊભાં રહો, હું આ ઝટ પ્લેટફોર્મ પાસ લઈને આવું છું. પણ ઊભાં રહો, માથાં ગણી લઉં...એક, બે, ત્રણ...કુલ્લે બાર જણાં એક મારી – તેર થયાં. જાવ બધાં દરવાજે ઊભાં રહો....'

છેવટે બધાં પ્લેટફોર્મ પર પહોંચે છે. અંદર અંદર ચર્ચા ચાલે છે: 'ભાઈ કયા ડબ્બામાં બેઠા હશે? તે ડબ્બો ક્યાં ઊભો રહેશે? અનેક તર્કો થાય છે અને આખું ધાડું ઘડી આમ તો ઘડી તેમ ઊભું રહે છે.

'અલ્યા ગાડી આવવાનો સમય થઈ ગયો છતાં ઘંટ કેમ વાગતો નથી?'

'ક્યાંથી વાગે?'

'કેમ?'

'બોર્ડ પર લખ્યું છે, ગાડી લેટ છે...'

'ઓ ભગવાન! આ ગાડીનું ન સુધર્યું તે ન જ સુધર્યું! દુનિયા સુધરી ગઈ પણ આગગાડી ન સુધરી! ચાલો બધાં ત્યાં બાંકડે, ગાડી મોડી થઈ છે.' વડીલ સૂચના આપે છે અને બધાં કચવાતે મને બાંકડા તરફ જાય છે પણ એકે ખાલી નથી. એટલે ઊભાં રહે છે.

આવનાર ભાઈ વિશે અંદર-અંદર વાતો ચાલે છે. કોઈ કહે છે કે ભાઈ મારે માટે આ લાવ્યા હશે ને બીજું કહે છે કે ભાઈ મારે માટે ફલાણું લાવ્યા હશે. પછી ભાઈ પાંચ વર્ષમાં કેવાક બદલાયા હશે તે વિશે તર્કવિતર્કો ચાલે છે.

'અલ્યા તું બધી વાતમાં ડાકું મારે છે તે ભાઈને ઓળખે છે? એ ગયા ત્યારે તો તું આવડોક હતો! બોલતાં યે નો'તું આવડતું!'

'હા, હા – હું ઓળખું છું. ભાઈની છબિ ઘરે છે ને!' ટેણિયાએ કૂદતાં કૂદતાં કહ્યું.

ત્યાં ઘંટ સંભળાયો અને આખું ટોળું વાત અટકાવી પ્લેટફોર્મની ધાર પર જવા લાગ્યું. ત્યાં સૂચના મળી કે, 'આ તો બીજી ગાડી, સામે પારે આવે છે તેનો ઘંટ વાગ્યો!'

'મૂઆ આ ગાડીવાળા! એમને કોઈના હોંશ-હરખ સાથે શું લાગે વળગે?' કોઈએ બળાપો કર્યો

પેલી બાજુ, આગગાડીના ડબ્બામાં બેઠેલા ભાઈની મીઠી મૂંઝવણ કંઈક આવી જ હતી. એકાદ સ્ટેશન આઘેથી જ બધો સામાન એક ઠેકાણે ગોઠવી બારીએ આવી બહાર માથું કાઢીને જોતા હતા કે ક્યારે મારા વતનનું સ્ટેશન આવે...

અને છેવટે સ્ટેશન આવ્યું...

વૈશાખજેઠની અકળામણ પછી બળબળતી ધરતીને માથે પ્રથમ બોછાર પડે અને હળુ હળુ ભીની સુગંધ ફોરે તેમ સૌના મોઢા પર પ્રેમભીનું હાસ્ય સ્ફુરી રહ્યું.

વડીલને નમ્યા પછી એક પછી એક સૌને બાઝી મળીને પ્રણામ કરતો હતો ત્યારે અત્યંત ક્ષોભ સાથે એક જણ જરા કોરે, પાલવ સંકોરી મોઢું ઢાકી ઊભું હતું – એની વૈશાખજેઠની અકળામણ હજી ચાલુ હતી. નહીં વધી હતી.

## નિષ્ફળ પ્રયાસ

**રેત ભીની તમે કરો છો પણ**
**રણુ સમુન્દર કદી નહીં લાગે;**
**શબને ફૂલો તમે ધરો છો પણ**
**મોત સુન્દર કદી નહીં લાગે.**

શેખાદમ આબુવાલા

☆

**હતાશા, આજ પૂછું છું તને હું એક વાત-**
**ઉષા ના હોય એવી એક પણ દીઠી છે રાત?**

નાથાલાલ દવાણી

[પાન ૩ થી ચાલુ ]

જેમ ગાધીજી મથ્યા તેમ ભૂદાનયજ્ઞ દ્વારા વિનોબાજી સાર્વત્રિક નૈતિક ઉન્નતિ માટે જ મથી રહ્યા છે એ ઝડપી કેમ થાય એ પણ વિચારવા યોગ્ય બાબત છે

**પારસ્પરિક અસર** —આજની સકુચિત થતી અને વિજ્ઞાનની દૃષ્ટિમા અટવાતી દુનિયામા વ્યક્તિ અને સમાજ પર એક સાથે અનેક બળો, વિચારો અને અસરો કામ કરે છે દરેક દેશમા સૌથી વધુ વ્યાપી અને સ્વીકૃત ફિલસૂફી કે તત્ત્વજ્ઞાનની અસર સૌથી પ્રબળ હોય છે જે દેશમા વિચારસરણી પ્રબળ બને તે મુજબનો એક વાદ ઊભો થાય છે વાદને સ્વતત્ર રાખનાર મુક્ત વિચાર છે મુક્ત વિચારને ટેકો આપનાર ફિલસૂફી એ ગાધીજીની ફિલસૂફી આવી ફિલસૂફી છે જે વાદથી પર રહી શકે છે, જે વિચારના સ્વાતત્ર્યને ટેકો આપે છે અને તને સલામતી આપે છે આથી જ ગાધીજીની આ વિચારક્રાતિને આગળ વધારતા વિનોબાજીએ ભારપૂર્વક સમજાવ્યુ કે ખરી ક્રાતિ વિચારની ક્રાતિ છે એમ થાય તો જ તેમાથી વાદ થતો અટકે અને પરિણામે વાદની કોર્યપપુ સકુચિતતાની અસર રાજકારણ અને ઉપક્રમે અર્થકારણ, સમાજકારણ અને સમાજની નીતિમત્તા પર થતી અટકે એથી ઊલટુ વિચારની ક્રાતિ સમાજના આતરમાહ્ય જીવનમા પરિવર્તન લાવી સમાજજીવનના અગોપાગ જેવા રાજકારણ, અર્થકારણ અને સમાજકરણને વ્યવસ્થિત ગોઠવતી રહે અને એ બધાનો સહજ સમન્વય સધાય સમાજજીવનના બધા અગોમા અને પાસામા સમન્વય લાવવા માટે માનવજાતના દર્શનમાત્રમા સમન્વય સધાવો જોઈએ એમ થાય તો જ વાદાવાદ અટકે વિચારમુક્તિ બને સમાજમાથી હિસા ટળે સઘર્ષ ટળે અને માનવજાત નિર્ભયપણે પ્રગતિને પથે પડે.

**શાતિમય ક્રાતિ**:—આ સમન્વયમા શાતિમય ક્રાતિના બીજ છે કારણ કે તેનો આધાર શાત સૌમ્ય સત્યાગ્રહ છે અને સત્યાગ્રહ જ તેનુ સાધન છે તથા સૌમ્યતમ સત્યાગ્રહ જ તેનુ પરિણામ છે સમન્વયમા જીવત શાતિ છે શાતિ સાથે ક્રાતિ છે અને ક્રાતિ સાથે પ્રગતિ છે, તથા જીવનનુ ઉર્ધ્વીકરણ છે જગતને આની પ્રતીતિ કરાવવાની છે અને તે કેમ થાય તે વિનોબાજી બતાવે છે "વળી આપણને શાતિ ખપતી હોય તો આપણે સાબિત કરી આપવુ રહ્યુ કે શાતિમા પણ એક એવી તાકાત છે કે જે સમાજની વ્યવસ્થા પલટી શકે છે—ધીમે ધીમે અને ધીરે ધીરે નહી, પણ બરાબર ક્રાતિની જેમ ઝડપભેર એને આપણે શાતિમય ક્રાતિવાદ અથવા સત્યાગ્રહ કહીશુ" (ક્રા ભા પા ૪૩)

આથી સત્યાગ્રહની વ્યાખ્યામા પણ વધારો થયો, ઉમેરો થયો સ્વરાજની સીધી લડત વખતે સત્યાગ્રહ તીવ્રરૂપે દેખા દેતો બાકી તેનુ શાત સ્વરૂપ રચનાત્મક કાર્યક્રમમા દેખા દેતુ સ્વરાજ આવ્યા બાદ આર્થિક અને સામાજિક સ્વાતત્ર્ય માટે તીવ્ર સત્યાગ્રહની જરૂર ખરી કે કેમ એવા સવાલના જવાબમા કરેલી તેમની સ્પષ્ટતા સત્યાગ્રહના સાચા સ્વરૂપને વિશદ કરે છે સત્યાગ્રહનો મૂળ પાયો જ સત્ય સૌમ્ય અને સક્રિય શાતિ છે તેનો આધાર આત્મબળ છે આત્મા શાતસ્વરૂપ છે સૌમ્ય છે એટલે સત્યાગ્રહને તીવ્ર બનવુ હોય તો આત્માની સૌમ્યતા વધુ પ્રગટ થવી જોઈએ. તેથી સત્યાગ્રહની તીવ્રતા તના સૌમ્યપણામા જ છે હોમિયોપથીમા દવાનો પુટ જેમ વધારે ને દવા જેમ સૌમ્ય ને સૂક્ષ્મ તેમ તેની અસર વધુ તીવ્ર આમ સત્યાગ્રહમા પણ તીવ્રતરનો અર્થ સૌમ્યતર કરવાનો છે વિનોબાજીએ કરેલી તીવ્રતાની વ્યાખ્યા સત્યાગ્રહના મૂળ વિચાર અને પદ્ધતિને આગળ લઈ જાય છે સત્યાગ્રહનુ એથી વધુ ખેડાણ થાય છે તમણે કહ્યુ કે આજે તેઓ ગામેગામ કષ્ટ વેઠીને ઘૂમી રહ્યા છે તે પણ એક જાતનો સૌમ્ય સત્યાગ્રહ જ છે એ સૌમ્ય સત્યાગ્રહ કેટલો ફળદ્રુપ છે કે તેમાથી સંપત્તિદાન જીવનદાન જેવી પ્રવૃત્તિઓ પણ ઊભી થઈ અને સત્યાગ્રહના સ્વરૂપને વિસ્તૃત થવાની તક મળી નવા નવા રચનાત્મક કામોની એમા તક છે અને તે વડે જ તે સમૃદ્ધ થઈ શકશે એવી સ્પષ્ટતા વિનોબાજી કરે છે "તમે જુઓ છો કે ભૂદાનયજ્ઞમાથી સંપત્તિદાન નીકળ્યુ, આ હવે જીવનદાન નીકળ્યુ આ બધી ભૂદાનયજ્ઞની શાખાઓ છે એનો વિસ્તાર એટલો થશે કે જે રચનાત્મક કામો છે તે બધા તો એમા આવશે જ, પણ સમાજજીવનના બીજા પણ જે જે નૈતિક અગ છે તે પણ એની અદર આવી જશે. એના મૂળમા કોઈ મજબૂત તત્ત્વજ્ઞાન ન હોત તો આ બધુ ન થાત." એ મૂળનુ તત્ત્વજ્ઞાન છે (ક્રા ભા પા ૬૩, ૬૪) ગાધીજીનુ સત્યાગ્રહી વિચારદર્શન.

**ભૂદાન નિમિત્તરૂપે**:—ભૂદાનની પાછળ કયુ તત્ત્વજ્ઞાન છે તે તો આપણે જોયુ તેના દ્વારા ભારતીય સસ્કૃતિ અને ફિલસૂફી જ વિશિષ્ટ આકાર લઈ રહી છે ગાધીજીની ફિલસૂફીમા તેને વ્યવહાર્ય અને વૈજ્ઞાનિક સ્વરૂપ

મળ્યું અને વિનોબાજીના હાથે તે વધુ વિશદ, વધુ વિસ્તૃત અને વધુ નિગતપૂર્ણ થતુ જાય છ ભૂદાન યજ્ઞ તેને વ્યક્ત થવાનું નિમિત્તમાત્ર છે, તેની પાછળ તો સમન્વયને પોષતી વધારતી ભારતીય ફિલસૂફી જ રહેલી છે આ ફિલસૂફી એકાક્ષરમા 'સર્વોદય' તરીકે ઓળખાય એ યોગ્ય જ છે વિનોબાજી આ વાત ઉદાહરણ સાથે સમજાવે છ ' જેમ ભગવાન બુદ્ધે યજ્ઞની પશુહિંસાના બાહ્ય પક્ષને ઉપાડીને સમગ્ર સૃષ્ટિની સાથે કરુણાથી વર્તવાનો વિચાર ફેલાવ્યો તેજ રીતે હુ સર્વોદયનો વિચાર ભૂદાનના બાહ્ય કાર્ય દ્વારા ફેલાવવા માગુ છુ (ક્રા ભા પા ૫૦)

**સામ્યયોગ:**—સર્વોદયને માટે સૌમ્ય સત્યાગ્રહ ખરી પદ્ધતિ છ તો સામ્યયોગ તેનુ ખરુ સાધન છે સૌમ્ય ત્યા જ સામ્ય તેથી વિનોબાજી સામ્યયોગનુ કાર્ય વર્ણવે છે "આ સામ્યયોગને આધારે આપણે સર્વોદય સમાજનુ નિર્માણ કરવા માગીએ છીએ (ક્રા ભા પા ૫૧) સામ્યવાદનો સાચો જવાબ સામ્યયોગ છે ભારતમા કોઈ વાદ ટકી શકે એમ નથી તેને વાદાવાદ પસદ નથી પણ એ તો યોગને માનનારો દેશ છે વિવિધતાભરી દુનિયામા ભૌતિક રીતે સામ્ય સાધવુ અશક્ય છ પરતુ વિવિધતા રહેલા છતા તેની આરપાર રહેલ સામ્યકારી ચૈતન્ય તો સૌ કોઈ અનુભવી શકે છે આના સામ્યનો વ્યવહારમા અનુભવ કરવાને સામ્યયોગની રચના છ તેથી વિનોબાજી તેને વિશદ કરે છે "સામ્યયોગ માને છે કે દરેક માનવમા એક જ આત્મા સમાનરૂપે હોય છે સામ્યયોગ માણસ માણસ વચ્ચે ભેદ નથી પાડતો સૃષ્ટિમાત્રમા આત્માનુ એક જ અધિષ્ઠાન છે તેથી જ્યા સુધી બની શકે ત્યા સુધી પ્રાણીમાત્રની રક્ષા કરવાનો પ્રયત્ન આપણે કરવો જોઈશે" (ક્રા ભા પા ૫૩) આથી સામ્યયોગ શુ અર્થકારણમા કે શુ સમાજકારણમા કે શુ રાજકારણમા આમૂલાગ્ર ક્રાતિનો વિચાર દાખલ કરે છે અર્થકારણમા શ્રમ ની પ્રતિષ્ઠા અને તદ્દ્રિત સ્વય સ પૂર્ણતા સ્થાપે છે સમાજકારણમા સમાનતા લાવવા માગે છે અને રાજકારણમા સ્વશાસિત સમાજરચના માગે છ બધાનો સાર આપતા તેઓ તેનુ વર્ણન કરે છે મારો દાવો છે કે સામ્યયોગ નૈતિક મૂલ્યોમા પરિવર્તન કરે છે, કારણ કે એનો પાયો આધ્યાત્મિક છે અને તેથી તે જીવનની બધી શાખાઓ અને ઉપશાખાઓમા આમૂલાગ્ર–ધરમૂળથી ક્રાતિ કરે છે' (ક્રા ભા પા ૫૮)

☆

## શિખડી · અનેક વેશે

મહાભારત યુદ્ધમા ભિષ્મ પિતામહે શિખડી સાથે લડવાનો ઈન્કાર કર્યો કેમકે તે નિર્બળ હતો એની ઓથે અર્જુન લડયો અને તેના બાણથી ભિષ્મ પિતામહે વીધાવાનુ પસદ કર્યું

સામાન્ય વ્યવહારમા પણ કેટલીક દાખલા એવા જોવામા આવે છે ખરા કે, કોઈ મોટો માણસ પોતાની કક્ષાની સામી વ્યક્તિ પાસે કોઈક ગભીર કામ માટે સામાન્ય માણસને મોકલે છે ત્યારે તે તેની સાથે વાતચીત કરવાનો ઈન્કાર કરે છ અને મૂળ માણસનો આગ્રહ રાખે છ

કેટલાક મા બાપ એવા પણ હોય છે જે બીજાનુ અપમાન કે ટેકડી કરવા ઇચ્છે છ પણ પોતાનામા તેમ કરવાની હિમ્મત નથી હોતી ત્યારે પોતાના બાળક કે નોકર પાસે અડપલા કરાવે છે સામેની વ્યક્તિ જ્યારે માનમોભો કે સમાન કક્ષાનો આગ્રહ રાખતી હોય તો તે એમને કશો જવાબ આપતી નથી કે જવાબમા તેની સાથે એવો જ અઘટિત વર્તાવ કરતી નથી કેમકે તેમા તેનુ ખુદનુ ગૌરવ પોતાના જ હાથે ઘવાય છે

કોઈ સ્ત્રી પોતાના પતિને અમુક વાત સીધે સીધી ન કહી શકતી હોય ત્યારે તે બાળકને મારપીટ કરી પતિને બોલવા પ્રેરે છ અને જો તેમા સફળ થાય તો સામસામી જીભાજોડી જામી જાય છ પણ પતિ જો ગૌરવના ભાનવાળો હોય તો એવા આડકતરા આવેલા ઝગડાને નકારે છે

આજની બે મહાસત્તાઓનો દાખનો વિચારીએ તો તેઓ પણ શિખડી જેવા નિર્બળ નાના રાજ્યોની આડમા લડે છે ન કરે નારાયણ અને જો ત્રીજુ વિશ્વયુદ્ધ થશે તો કોઈ નાના રાજ્યના નિમિત્તે જ શિખડી જ ભિષ્મને અર્જુનની હુંફે પડકાર ફેંકશે અફસોસ એ નો જ કે કોઈ મહાસત્તાને ભિષ્મ જેવા ગૌરવનો આગ્રહ નથી

# મૂર્ખ અને ડાહ્યો

થાઈહાંગ અને વાંગઉ પર્વત લગભગ અઢીસો માઈલના ઘેરાવામાં પથરાયેલા હતા, અને લાખો ફૂટ ઊંચા હતા.

એ પર્વતો પર ઉત્તરે એક પચાસ વર્ષનો ઘરડો માણસ તેના કુટુમ્બ સાથે રહેતો હતો. લોકો એને મૂર્ખ કહેતા. એનું ઘર પર્વતોની સામે હતું એને કોઈ ઠેકાણે જવું-આવવું પડતું ત્યારે દરેક વખતે લાંબુ ચક્કર કાપવું પડતુ. ખૂબ ચાલવું પડતું અને તે એને ખૂંચતું. એક દિવસ એણે વિચાર્યું કે સહેલાઈથી આવ-જા થઈ શકે એવો કોઈક માર્ગ કાઢવો જ જોઈએ. આમ તો કેટલો બધો સમય અને કેટલી બધી શક્તિ, નકામાં ખર્ચાય છે? એને એક માર્ગ સૂઝયો આખા કુટુમ્બને ભેગું કરી એણે પ્રસ્તાવ મૂક્યો '

'જુઓ, આપણને આ સામેના પર્વતો માર્ગમાં આવે છે. ક્યાંય જવું હોય તો એને પાર કર્યા વિના જવાય નહીં. કોઈ કામ ઝટ પતે નહીં. તો આપણે આ પર્વતોને ખોદી કાઢીને સપાટ મેદાન બનાવી દઈએ તો કેમ? જો એમ કરીશું તો દક્ષિણ દિશામાં હાન ઇવ નામની જગ્યા સુધી એક-સડક પણ બનાવી શકીશું.'

એની પત્ની સિવાય બધા એના વિચાર સાથે સહમત થયા.

એની પત્નીએ શંકા કરી: 'તમારામાં એક ટેકરી ખોદી કાઢવાની તો શક્તિ નથી, પછી આવડા મોટા પર્વત શી રીતે ખોદી કાઢશો? અને ખોદેલી માટીને નાખશો ક્યાં?'

'અમે એને સમુદ્રમાં ફેંકી દઈશું.' મૂર્ખે જવાબ આપ્યો.

પછી તે પોતાના પુત્ર, પૌત્ર સાથે પર્વત પર ગયો. ત્રણેના હાથમાં મોટા મોટા મોટા ત્રિકમ હતા. એમણે માટી અને પથ્થર ખોદી કાઢ્યાં અને સૂંડલામાં ભરી સમુદ્રે લઈ ગયા. એ મૂર્ખને એક પાડોશણ હતી એનું નામ ચિંગ એને આઠેક વર્ષનો એક પુત્ર હતો એ છોકરો પણ મૂર્ખને મદદ કરવા ગયો માટી-પથ્થરને સમુદ્રમા નાખવા લઈ જતાં એમને મહિનાઓ લાગ્યા.

નદીના વળાંક પર એક બીજો માણસ રહેતો હતો લોકો એને ડાહ્યો કે બુદ્ધિશાળી કહેતા. માટી-પથ્થર સારીને સમુદ્રે જતાં મૂર્ખ અને તેના સાથીઓને જોઈને તે પેટ ભરીને હસ્યો અને તેમ કરતાં રોકવા તેણે બના પ્રયત્નો કર્યા.

ડાહ્યાએ રાડ પાડીને કહ્યું: 'બસ, બસ' બેવકૂફીની હદ આવી ગઈ! તું સાવ ઘરડો અને અશક્ત થઈ ગયો છે.

તારાથી પર્વતનો એક મોટો પથરો યે ખસવાનો છે? તો પછી આટલી બધી માટી ને પથરા શી રીતે ખસેડશે?'

'તું યે મોટો મૂરખ લાગે છે!' મૂર્ખે જવાબ આપતાં કહ્યું: 'તારામાં આ મારી પાડોશણ વિધવાના દીકરા જેટલી યે અક્કલ નથી! આ કામ કરતાં હું મરી જઈશ પણ મારો દીકરો તો પાછળ રહેશે ને? અને તેની પાછળ તેનો દીકરો— આમ મારો વંશ તો પેઢી દર પેઢી ચાલ્યા જ કરવાનો છે. અને આ પર્વત થોડો હવે ઈંચ જેટલો યે વધવાનો છે? એ તો અમે ખોદવાનું ચાલુ રાખીશું તો નાનો ને નાનો થતો જશે. પછી શા માટે એને પાડી નાખી સમથળ જમીન ન બનાવીએ, કહે જોઈએ?'

ડાહ્યા પાસે એનો કશો જવાબ ન હતો.

[ચીની નીતિકથા]

☆



અનુક્રમણિકા ... ... ... ... ... ... ... ... ૧૨ માર્ચ ૧૯૫૯


| | પૃષ્ઠ | | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ સત્યાગ્રહી જીવનદર્શન ... શાંતિભાઈ દેસાઈ | ૨ | ૯ પૂર્ણયોગ ... ... મકરન્દ દવે | ૯ |
| ૨ તું હી ... ... રાજેન્દ્ર શાહ | ૩ | ૧૦ પરદેશ જતા શિષ્ય મંડળો ... કલ્કી | ૧૧ |
| ૩ 'હું જ મારો એકમાત્ર શિષ્ય છું'... કા. કા. | ૪ | ૧૧ જ્ઞાનદેવ–ચિન્તનિકા ... વિનોબાજી | ૧૨ |
| ૪ મેં શું કર્યું? ... ... ... કલ્કી | ૫ | ૧૨ મનુષ્ય શ્રેષ્ઠ કેમ? .. સ્વામી શિવાનંદજી | ૧૪ |
| ૫ માનવી, પ્રભુની મે'ર ... રતિલાલ–અનિલ | ૫ | ૧૩ આ ફૂલ, પેલાં ફૂલ ... રામનારાયણ શુક્લ | ૧૬ |
| ૬ કતલ દ્વારા ક્રાન્તિ નહીં આવે! · જયપ્રકાશ નારાયણ | ૬ | ૧૪ વૈશાખજેઠની અકળામણ · રતિલાલ અનિલ | ૧૯ |
| ૭ રાહુલ અને લવ-કુશ ... રતિલાલ–અનિલ | ૭ | ૧૫ નિષ્ફળ પ્રવાસ? ... શેખાદમ આબુવાલા | ૨૦ |
| ૮ બે સારથિ ... ... રતિલાલ–અનિલ | ૯ | ૧૬ મૂર્ખ અને ડાહ્યો ... ... | ૨૩ |



પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી · રૂપાયતન મુદ્રણાલય · જૂનાગઢ

# અમારાં પ્રકાશનો

## આવા હતા બાપુ [ભાગ ૧-૨-૩]

મૂલ્ય: દરેક ભાગનું પચાસ-પચાસ નયા પૈસા

પૂજ્ય બાપુજીની બહુમુખી પ્રતિભા અને વિરલ વ્યક્તિત્વનાં અનેક પાસાઓનો પરિચય કરાવતા પ્રેરક જીવન-પ્રસંગોની પુસ્તિકાઓ.

## ગાંધી-ગુરુ

લેખક: શ્રી ગુરુદયાલ મલ્લિક : મૂલ્ય: સવા રૂપિયો

શ્રી કાકાસાહેબ કાલેલકરે આ પુસ્તકની પ્રસ્તાવના 'ભક્તની અંજલિ'માં આ લેખમાળાનું મહત્ત્વ સમજાવતાં લખ્યું છે:

"વૈષ્ણવ ભક્તો જેમ મર્યાદા પુરુષોત્તમ રામચન્દ્ર અને લીલા વિહારી કૃષ્ણચન્દ્ર વચ્ચે અભેદ જોઈ શકે છે તેમ જ ગુરુદયાલજી પણ ગુરુદેવ અને ગાંધીજી વચ્ચે અભેદ જુએ છે. એમની એ અભેદ દૃષ્ટિ એમણે આ નાનકડી લેખમાળામાં અનેક રીતે વિશદ કરી છે"

## મસ્તીની પળોમાં

લેખક રતિલાલ-અનિલ : મૂલ્ય: પંચોતેર નયા પૈસા

પૉકેટ સાઈઝના, ઊંચા રંગીન કાગળ પર રંગીન શાહીમાં છાપેલ આ સુંદર મુક્તક સંગ્રહ વિશે જાણીતા વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ ૨. ત્રિવેદી લખે છે:

"તમારા કેટલાક મુક્તકોમાં વિચાર અને રચનાની આકર્ષક ચારુતા છે. 'વસંત માગીને,' 'કહેવાતું સ્વર્ગ,' 'કોને ગમે?' જેવા એના ઉદાહરણો છે. 'ઇચ્છા,' 'અક્ષમતા જેવું લક્ષાર્થ-' 'મૂર્તિના પથ્થરને,' જેવામાં ભાવનો ધ્વનિ આહ્લાદક છે.

'આત્મા સમૃદ્ધ થયા કરશે તેમતેમ તમારી કવિતામાં વધારે સૌન્દર્ય આવશે"

## ડમરો અને તુલસી

લેખક : રતિલાલ-અનિલ : મૂલ્ય: બે રૂપિયા

ગીતો, ગઝલો અને મુક્તકોના આ સંગ્રહની પ્રસ્તાવનામાં જાણીતા સાહિત્યકાર શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ લખે છે.

"ભાઈ અનિલે પોતાની કવિતાઓને "ડમરો અને તુલસી" માન્યા છે....એ પર્ણમંજરીમાં બે વસ્તુ જરૂર છે; ડમરાનું સૌરભ અને તુલસીનો તીવ્ર મધુર આસ્વાદ તે કરતાંય વિશિષ્ટ છે તે માનવ-જિંદગીના નમ્ર કવિની પર્ણમંજરીનો દ્રવ્યગુણ, જે અદૃશ્ય અર્કની પેઠે તેના પ્રત્યેક પર્ણમાં વ્યાપેલો છે અને તેનું પાન કરનાર પાઠક કે પોતાને જીવનસ્વાસ્થ્ય માટે પથ્યકારક સત્ત્વ નીવડે તેવો છે"

## અલ્લાહના બંદાઓ

મુસ્લિમ સંતો, ઓલિયા, ફકીર અને ખલીફાઓના જીવનના પ્રેરણાદાયક પ્રસંગોનો સંગ્રહ, સરળ, રોચક બાનીમાં અને સુઘડ છપાઈમાં રૂપાયતન પ્રકાશન તરફથી પ્રગટ થયો છે મૂલ્ય છ આના - પોસ્ટેજ સાથે નયા પૈસા

## ગાંધીજી સાથે જીવનયાત્રા : લેખક : ગુરુદયાલ મલ્લિક

માનવજીવનને ઊંચે ને ઊંચે લઈ જવાની પ્રેરણા આપતા બાપુના આદેશોને ક્રમિક પ્રવાસવર્ણનમાં ગૂંથી લેવામાં આવ્યા છે. મૂ. ૨૦ નયા પૈસા.

**રૂપાયતન પ્રકાશન, જૂનાગઢ**

# વસંત-આગમન

હેમંતની આછી આછી થતી જતી ઠંડી છેલ્લી વિદાય લે છે તે પહેલાં તો સુકુમાર ગૌર વદન પર હાસ્યના ટશિયાં ફૂટે એમ આંબાની પાંદડાં-ડાંડલી પર મોરની ડાંડલી નવજાત શિશુ પેઠે ડોકિયું કરે છે અને થોડા સમયમાં તો મોરથી આચ્છાદિત આંબો ફૂલઝાડ જેવો લાગે છે!

પેલું એક ઝાડ, જેનું લાકડું સાવ પોચું અને પાણીભર્યું છે, તેણે પાંદડાં ખંખેરી નાખ્યાં છે—નવશણગાર પરિધાન કરવા કોઈ રોજિંદો લેબાશ ઉતારી નાખે તેના જેવું તેનું રૂપ છે. એનું લાકડું મહિનોએક કાપીને રાખી મૂકો તો ય બિનાશને બારે લોભથી જાળવી રાખે એવું એ ઝાડ કુમાશભર્યાં આછાગુલાબી ફૂલોથી ભર તડો ભર્યું હોય છે ત્યારે જાણે આતશબાજીના ઝાડ જેવું લાગે છે.

કાંટાળો શિમળો પણ કુબડે શરીરે રત્નકંકણ શાં લાલ લાલ ફૂલો ખરચટ, કાંટાળી ને ભૂખરી ઝાંખી ડાળીએ પહેરીને ઊભે છે, ત્યારે કોઈ અડીખમ આદિવાસી ઓછે કપડે અને ઝાઝાં અલંકારે કોઈ મહોત્સવમાં જવા બની ઠનીને ઊભો હોય એવું લાગે છે.

પલાશ પણ પાંદડાં ખંખેરી નાંખીને પુષ્કળ આજણુ આંજીને ભરચક ભમરોમાંથી કોઈ અણિયાળી કેસરી આંખે જોતું હોય એમ કેસૂડાંનાં દર્શન કરાવે છે.

સાપ કાંચળી ઉતારે તેમ કેટલાં ય ફલઝાડો પાંદડાં સાવ ખેરવી નાખે છે અને પછી ધીરે ધીરે ફૂલોથી ભરાતા જાય છે.

વૃક્ષનાં મૂળિયાં જે રસ પહોંચાડે છે તેનાથી જ પાંદડાં વિકસે અને તેનાથી જ ફૂલ અને કેટલાકનાં ફળ પણ વિકસે છે! મૂળ રસ એક છે, પણ ઋતુએ ઋતુએ જુદી જુદી ચીજોને પોષે છે. એ પણ કુદરતની એક લીલા છે—

વસંત-આગમન સાથે મધભોગી પતંગિયાં ભમરા અને અનેક જાતનાં પક્ષીઓ પણ આવી ચઢે છે કેવી, ફૂલઝાડે જાણે ઉજાણી થઈ રહી હોય છે

એ નવા નવા પ્રવાસીઓ ક્યાંથી આવ્યા? આજ સુધી ક્યાં હતા? કેમ છુપાયા હતા? એવો પ્રશ્ન સહેજે ઉઠ્યો.

'કુદરતની કળા અને લીલા ન્યારી છે' એમ કહીને ઘડીક મન સાંત્વન મેળવે છે પણ પછી ધીરે ધીરે જ્ઞાનનો પ્રકાશ ફેલાય છે—અરે વૃક્ષની વાત જવા દે, આ તારી જ વાત કર—તું રોજ રોજ શું આ ફૂલઝાડને આટલી સ્થિર દૃષ્ટિથી જોતો હતો? એ દૃષ્ટિ શું તને હમણાં જ પ્રાપ્ત થઈ? પહેલાં ન હતી? હતી જ, પણ સમય આવ્યો અને એ પ્રગટ થઈ, જે પ્રસન્નતા હૃદયમાં ગુપ્ત હતી તે પણ ખીલી ઊઠેલાં પુષ્પઝાડોને જોઈને પ્રગટ થઈ. એ તારામાં હતી જ, સમય આવ્યો અને એ પ્રગટ થઈ—આ એવું જ આ ફૂલોનું. ને તો વૃક્ષમાં જ છુપાયેલાં હતાં, વસંત આવી અને પ્રગટ થયાં. કોઈ એવો પ્રસંગ, એવો સમય આવે છે કે પ્રસન્નતા પ્રગટ થયા વિના રહેતી નથી. કાયમ કોણ હસે છે? અને છતાં જ્યારે અમુક પ્રસંગે, અવસરે પ્રસન્નતા પ્રગટ થાય છે ત્યારે કોઈને આશ્ચર્ય થતું નથી. તેવું જ આ ફૂલો, પતંગિયાં અને પંખીઓનું. કુદરતની એ કળા અકળ કે અજાણી નથી, જાણીતી અને આનંદમય છે. પણ તને ધીરજથી વિચારવા-જોવાની ફુરસદ નથી એટલે એકાએક કંઈ નવું નવું દેખાય છે કે, લીલા ચમત્કાર લાગે છે. તારી ગુપ્ત જિજ્ઞાસા એકાએક કેમ જાગી ઊઠી એનું જ એક આશ્ચર્ય તને થતું નથી? તારી ને આ વૃક્ષોની જીવનલીલા કંઈ બહુ જુદી નથી. પણ તું તારાથી જ ધીરે ધીરે અપરિચિત થતો જાય—દુનિયાનાં કહેવાતાં કામોનો ભારે બોજ લઈને સતત ફરે છે એટલે!—પછી પરિચિત મન્દર, પરિચિત મન્દર જેને તેં વીસારે પાડ્યું છે—તે દૃશ્યમાન થાય છે, સ્પર્શે છે ત્યારે અપરિચિત મન્દરને જોતાં પણ, મનદર્શન એવો છે કે પ્રસન્નતા જન્મે જ, એટલે મલકીને તું પૂછે છે: અરે આ બધું ક્યાં છુપાયું હતું! ક્યાંથી પ્રગટ થયું! પણ તે તો હતું જ—રોજ તું જુએ છે એ જ ધરતીમાં. કળા, ઈશ્વરી કે માનવીય, 'અકળ' નથી—આનંદમય છે; અજ્ઞાન વધારીએ એટલે ન કળાય તેમાં દોષ કોનો!

# ગીતાંજલિ : એક અધ્યયન

ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોરની "ગીતાંજલિ" જગપ્રસિદ્ધ છે. શ્રી ગુરુદયાલ મલ્લિકની તો એ જીવનસંગિની બની છે. જેમ જેમ આ સમર્થ કૃતિમાંની કવિતાઓનો અર્થ એમને વધારે ને વધારે સ્પષ્ટ થતો ગયો તેમ તેમ એમાં અવગાહન કરવાની એમની વૃત્તિ વધારે ને વધારે પ્રબળ બનતી રહી છે. 'ગીતાંજલિ' વિષે ઘણા કાવ્યરસિકોનો આ અનુભવ છે. શ્રી મલ્લિક ચાર પાંચ વર્ષ પહેલાં આ ૨ તકમાંની કવિતાઓ રૂપાયતનમાં મિત્રો સમક્ષ વાંચી સંભળાવ્યા પછી તેના પર પોતાને સૂઝતા વિચારો રજૂ કરતા અને તે વિચારોની તેમના મિત્ર શ્રી ભારદ્વાજે જે નોંધ લીધી હશે તેને આધારે આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. કવિતાઓના અર્થ સમજાવતી વેળા શ્રી મલ્લિકે શ્રી નગીનદાસ પારેખના આ જ પુસ્તકના ગુજરાતી ભાષાંતરનો ઉપયોગ કર્યો હતો. એ ભાષાંતરિત કાવ્યો અને ગદ્યનું આવશ્યક આવતરણ અહીં પણ થયું છે.

પોતાને અતિપ્રિય થઈ પડેલી કૃતિના અધ્યયનની આ એક સારી પદ્ધતિ છે. કૃતિની ચિંતનાત્મક ભવ્યતા અને એનું વાણીનું વૈભવજન્ય સૌંદર્ય બંને આ અધ્યયનમાં સરસ રીતે અને સ્પષ્ટપણે નિરૂપાયાં છે. કવિના અંતરમાં પ્રવેશીને તેની ભાવનાસૃષ્ટિ અને સૌંદર્યદૃષ્ટિ બરાબર સમજ્યા પછી તેની કાવ્યરસિકો અથવા ટાગોરપ્રેમીઓ સમક્ષ વિશ્લેષાત્મક રજૂઆતનું આ ફલ જે એક રીતે લગભગ કવિની દૃષ્ટિએ થતા અર્થઘટન જેવું છે તે આસ્વાદ્ય નીવડ્યું છે.

કવિ ટાગોરની મૃત્યુ વિષેની ફિલસૂફી, ધૈર્યના ગુણનો પોતાને સમજાયેલો મહિમા, પ્રભુની ભક્તિનો પોતે સ્વીકારેલો તથા આદર્શ અહંને પરહરવાનો આદેશ, પ્રભુની કૃપા વિષેના તેમના ખ્યાલ વગેરે અહીં સમુચિત રીતે પ્રકાશિત થયા છે. આવા અધ્યયનો હમેશા આવકારપાત્ર ગણાય. [જન્મભૂમિ : તા ૭–૨–'૫૯]

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ

વર્ષ ૧૮ | ૧૨-ઑગસ્ટ-૧૯૫૯ ] અંક ૨ જો

મારી અપૂર્ણતાઓનું મને દુઃખદ
ભાન છે અને એમાં જ મારું બધું
બળ સમાયેલું છે, કારણ કે પોતાની
અપૂર્ણતા અને ત્રુટિઓ જાણવી એ
આ દુનિયામાં દુર્લભ વસ્તુ છે.—બાપુ



(ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક)

# સરદારશ્રીનો પત્ર

સેન્ટ્રલ જેલ નાશિક રોડ
૧૯–૪–'૩૪

ભાઈ... ... ...

તમારો તા.૧૪નો ભાવનગરથી લખેલો કાગળ મળ્યો. તમે ભણસાલીને મળી આવ્યા તે બહુ સારું થયું. એને પગે પાક્યું છે એ ખરાબ ગણાય. કોઈક સર્જનની દવા કરવી જોઈએ. એ બાબતમાં હઠ કરવી નકામી ગણાય. મહાત્માઓ પણ એ બાબતમાં હઠ કરતા નથી. પણ તમારે આ સંબંધમાં કંઈ વાત થઈ લાગતી નથી. મોંના ટાંકા હવે કઢાવી નાખવા જોઈએ. ક્યાં સુધી રાખવાના છે?

તમારે અધીરા થયે પાલવે એમ નથી. તમારાથી બાપુના હુકમનો અનાદર ન થાય. હમણાં તો ત્યાં જ સ્થિર થઈ જજો. આ કોયડો ઉકલે ત્યારે બધી ગૂંચો ધીમેધીમે ઉકલે પણ હજુ એનું રહસ્ય સમજાતું નથી, તેમ બહાર કોઈને પચ્યું પણ નથી–હમણાં તો ભાવતું હતું ને વૈદે કહ્યું એવું થયું છે. થાક્યા હતા અને ગાડું બેસવાનું મળ્યું એટલે બધા રાજીરાજી થઈ ગયા છે.

આપણે ત્યાંની સ્થિતિ જુદી છે. હમણાં ત્રીશંકુની દશા થઈ. પણ એમાંથી યે માર્ગ કરે જ છૂટકો છે. થઈ રહેશે, જરા ધીરજ અને વખત જોઈશે. આજે સાસુનો તો કાલે વહુનો વારો આવશે. જગતનો એ નિયમ છે. નિરાશા આપણને ન હોય. સેવા જ કરવી છે એને વળી નિરાશા કેવી? જે થઈ ગયું છે તેને કાંત્યાં પીંજ્યા કરશો. 'તસ્માદ અપરિહાર્યેર્થે નત્વં શોચિતુમર્હસી.'

ઉતાવળ કરશો નહીં. જરા વખત જતાં માર્ગ નીકળી રહેશે. મેં સાંભળ્યું છે કે નારણદાસને બાપુએ બોલાવ્યા છે. આશ્રમવાસીઓએ હવે નવી પરિસ્થિતિમાં શું કરવું તે વિચારવા બોલાવ્યા છે.

... ને હાથે કચાશ રહી એ જાણી દુઃખ થયું. હવે કંઈ ઉપાય? પહેલાંના કરતાં કંઈ ઓછું છે?

તમને નવો અનુભવ થઈ રહ્યો છે એ મને ગમે છે. તમારું પોતાનું માપ એમાંથી તમને જડી રહેશે. આ અનુભવની જરૂર હતી. હમણાં તમારે ગુજરાતનો વિચાર કરવાનો ન હોય. તમારી સામેનો હુકમ રદ થાય ત્યારે જ ગુજરાતમાં અવાય. સમિતિના ઠરાવો થયા પછી રદ થવા જોઈએ. પછી તમારો માર્ગ ખુલ્લો થઈ જશે. પણ ત્યાર પછી યે ગુજરાતમાં કામ કરવું ભારે કઠણ થઈ પડવાનું છે. તેજ હણાયું છે તે મેળવતાં વખત લાગશે. શુદ્ધ સેવા કરતાં મળી રહેશે એ વિશે મને શંકા નથી. વખત લાગશે.

રવિશંકરના કાગળ સાથે મોકલેલો તમારો કાગળ મળ્યો હતો.

દરબાર સાહેબના બે છોકરા ત્યાં છે તે કેમ છે? એમાંથી મોટા ભૂપેન્દ્રને મેં એક કાગળ લખ્યો હતો. એણે જવાબ ન આપ્યો. કાગળ તો મળ્યો હોવો જોઈએ. એમની ખબર લખજો. નાનાભાઈ કેમ છે? સંસ્થા કેમ ચાલે છે?

વિ. વલ્લભભાઈના વંદેમાતરમ

☆

આપણું જીવન કેટલું યે સાધારણ સ્તરનું ભલેને હોય, આપણે તેનું સ્વાગત કરીએ અને આનંદપૂર્વક ગુજારીએ. એનાથી દૂર ન ભાગીએ, એને ખરાબ ન માનીએ અને તેની નિંદા પણ ન કરીએ. એ એટલું ખરાબ નથી, જેટલા આપણે છીએ. જ્યારે આપણે અતિ શ્રીમંત હોઈએ છીએ ત્યારે જીવન અતિ ગરીબ અનુભવાય છે. દોષ કાઢનાર તો સ્વર્ગમાં યે અસંતોષી હશે. તેઓ ત્યાં પણ દોષ કાઢ્યા જ કરશે. આપણા જીવનને ચાહીએ, ભલેને એ ગમે એટલું તુચ્છ હોય. સાવ ગરીબ માણસના ઘરમાં પણ કેટલાક કલાકો આનંદના જોઈ શકાશે. પ્રકૃતિની સુંદરતાનો અમીર-ગરીબ સરખો લાભ અને આનંદ પામી શકશે. સૂર્યાસ્તની સુંદરતા જેવી ગરીબના ઝૂંપડામાં વરતાય છે એવી જ અમીરના મહેલમાં પણ દેખાય છે. સંતોષી માણસને મહેલ જેટલો જ આનંદ ઝૂંપડામાં પણ મળે છે. —થોરો

શાંતિનિકેતન' અહા કેવી ગંભીર અને ગુણ્ય વિક સાવે એવી શાંતિ અહીં અનુભવાય છે' પણ આ શાંતિ કેવળ પ્રાકૃતિક સૌન્દર્ય કે એકાન્તથી જ જન્મની હોય, એવું લાગતું નથી તેની પાછળ આત્માનો સ્પર્શ અને સુગંધ પણ છે પણ આ આધ્યાત્મિક સ્પર્શ અને સુગંધનો કશો આધાર તો હોવો જોઈએ ને? તે આધાર ક્યો? પ્રકૃતિ હોઈ શકે છે? કે તેનો આધાર પુરુષ જ હોઈ શકે છે?

વર્ષો પહેલા, પહેલી વાર જ્યારે મે શાંતિનિકેતનમા પ્રવેશ કર્યો ત્યારે મારા મનમા આ વિચાર સ્ફૂર્યા મારા એ વિચારોએ તરત જ સમસ્યાનુ સ્વરૂપ ધારણ કર્યું અને તેથી હુ વ્યાકુળ બની ગયો

એનામા મારી નજર એક છાયા ઝાડ તરફ વળી તેની નીચે એક સમાધિ મે જોઈ કુતૂહલવશ થઈને હુ તની પાસે ગયો મે તેના પર કોતરાયેલા શબ્દો જોયા તે આ હતા—

તિનિ પ્રાણેર આરામ'
મનેર આનંદ'
આત્માર શાંતિ'

અર્થાત તમ્મા પ્રાણનો આરામ મનનો આનંદ અને આત્માની શાંતિ છે'

પણ આ તેઓ' કોણ? મે મારા મનને પૂછ્યુ

ત જ વખત એક આશ્રમવાસી ત્યાથી પસાર થતા હતા. મે તેમને પૂછ્યુ મહાશય આ સમાધિ કોની છે?'

'મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરની' તેમણે જવાબ આપ્યો.

'તેઓ કોણ હતા?'

કવિવર રવીન્દ્રનાથના પિતાશ્રી. તેમણે જ આ આશ્રમની સ્થાપના કરી હતી તેનો ઇતિહાસ રોમાંચક છે એક વાર તેઓ કલકત્તાથી રાયપુર જતી વખતે અહીંથી પસાર થયેલા ત્યારે અહીં ઘોર જંગલ હતુ રાત પડતા તેમણે અહી જ પડાવ નાખ્યા પોતાની રીત



પ્રમાણે જમવા પહેલા તેઓ પ્રાર્થનામા બેઠા, તે ઠેઠ સવાર સુધી સૂર્યોદય થયો ત્યારે એમણે ધ્યાનમા બીડેલી આંખો ઉઘાડી અને તે સાથે જે શબ્દો એમના મુખમાથી સરી પડ્યા તે આ સમાધિ પર કોતર્યા છે તે જ હતા તેમને અહીં આત્માની ગંભીર શાંતિનો અનુભવ થયો હતો એવો અનુભવ તો આત્મા પરમાત્માનો સંગમ કે સગાઈ થાય છે ત્યારે જ થાય છે એવો સંગમ તેમના જીવનમા અહીં થયો તેથી આ આશ્રમ એક તીર્થ સ્થાન છે અને આત્મા પરમાત્માની સગાઈનુ એક સુંદર પ્રતીક છે'

એટલુ કહીને તે આશ્રમવાસીએ સમાધિ સામે ઊભા રહીને પ્રણામ કર્યા અને પછી મને કહ્યુ મને માફ કરજો હુ આપની સાથે વિશેષ રોકાઈ શકતો નથી કારણ કે મારે હમણા ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુર પાસે જવુ છે'

મે નમસ્કાર કરી તમનો આભાર માન્યો તેઓ ગયા

પછી હુ સમાધિ આગળ ધ્યાનમગ્ન થઈ ગયો. ધ્યાન દરમ્યાન સમાધિમાથી મને એક સાદ સંભળાયો તેણે કહ્યુ તે જ જીવનનુ રહસ્ય છે'

ત્યા તો ઘંટ વાગ્યો મે આંખો ઉઘાડી અને જોયુ તો આસપાસના જુદા જુદા ઝાડોની છાયામા વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ પોતાના આસનો બિછાવીને બેસતા હતા એનામા એક ઝાડની છાયામા બેઠેલા વિદ્યાર્થી વિદ્યાર્થિનીઓના શિક્ષકશ્રી પધાર્યા તરત જ સૌએ ઊભા થઈને તેમને પ્રણામ કર્યા

ગુરુજીએ પણ પોતાનુ આસન બિછાવ્યું, બેઠા અને જે પુસ્તક એમના હાથમા હતુ તે ઉઘાડીને ગુરુદેવ કવિવરની એક કવિતા મોટેથી વાચવા લાગ્યા વાચતા વાચતા તેઓ આનંદ વિભોર થઈ ગયા કવિતા ગુંજવા લાગ્યા પછી તેમણે કવિતાનો ભાવાર્થ સમજાવવાનુ શરૂ કર્યું જેમ

એક નદી બને કાંઠા પર રહેતાં લોકોને પાણી ભરવા દે છે, પણ તેનું ધ્યેય તો, દરિયાને મળી તેમાં ભળી જવાનું હોય છે, તેવી જ રીતે આપણા જીવનની બધી પ્રવૃત્તિઓ સેવાપ્રેરિત અને સર્વકલ્યાણકારી હોવી જોઈએ પણ તે બધાંની પાછળ પ્રભુને પિછાનવા અને ઓળખવાનું ધ્યેય હોવું ઘટે. અને જેમ નદી અંતમાં દરિયામાં વિલીન થઈ જાય છે તેવી રીતે જ પ્રભુમાં લીન થઈ ખોવાઈ જવું જોઈએ. એમાં જ માણસના પ્રાણને આરામ મળશે, તેના મનને આનંદ મળશે, અને તેના આત્માને શાંતિ.'

એક વિદ્યાર્થીએ કહ્યુંઃ 'દાદા, એવો વિચાર તો, ગુરુદેવે બીજી કેટલીએ કવિતામાં પણ વ્યક્ત કર્યો છે. જેમ કે, ગયા મહિનામાં આપે એક કવિતા સમજાવી હતી; જેમાં ગુરુદેવ કહે છે કે, જેવી રીતે એક પક્ષીને પોતાના જીવન માટે એક માળો અને આકાશ જોઈએ છે તેવી જ રીતે એક સીમાબદ્ધ ઘર અને એક સર્વકાલિન અને સાર્વભૌમ તથા સૌને માટે આદર્શરૂપ અસીમ આકાશ જોઈએ. માળામાં રહીને પક્ષીને આરામથી ખાવા પીવાનુ અને સૂવાનું મળે છે, પણ આકાશમાં ઊડવાથી એને જીવનમાં ગતિ અને ગીત પણ મળે છે. એવી જ રીતે માણસને કમાવા, ખાવાપીવા, એશઆરામથી અમુક સંતોષ મળે છે, પણ જો જીવનમાં તેણે સાચો અને સતત આનંદ અનુભવવો હોય તો, તેને અનંત તરફનું કોઈ આકર્ષણ અને તેને સમજવા માટે અનંત તડપન જોઈએ, સાચે જ તેનું જીવન ગતિમય બની જશે.'

'એવી જ વિચારધારા વ્યક્ત કરતું એક ગીત—' એક બીજો વિદ્યાર્થી બોલી ઊઠચો—'આપણા હિન્દીના શિક્ષક મહાશયે થોડા દિવસ પર જ સંભળાવ્યું અને સમજાવ્યું હતું.'

'હા, હા, મને એ ગીતની છેલ્લી બે પંક્તિએ હજી પણ બરાબર યાદ છે.' એક બીજા વિદ્યાર્થીએ કહ્યું—'તે મારાથી ભુલાતી જ નથી.'

'તે કઈ પંક્તિઓ, ચિરંજીવ?' ગુરુજીએ તેને પૂછ્યું.

'ગુરુજી, કહું તો ખરો; પણ એક શરતે—તે પંક્તિઓ આ બહેન ગાઈને સંભળાવે.'

'જાણો છો ગુરુજી, બહેનનો કંઠ કોયલ જેવો છે.' એક બીજી બહેને વચ્ચે કહ્યું.

'હાં, એમ છે!' ગુરુજી આશ્ચર્ય અને આનંદમાં બોલી ઊઠયા.—'ચિરંજીવ, હવે ગાઈ સંભળાવો તે પંક્તિઓ!'

'વિદ્યાર્થિની બહેને લલકાર્યું:—

**હદ સે હદ મેં દિન બિતા જબ**
**ભોગ બહુત હમ પાયા!**
**હદ સે અહદ મેં જબ મેં ડૂબા,**
**તબ હી આપા જાના,**
**આપા પાયા,**
**આપા ગાયા!'**

આ ગીત-પંક્તિઓ ગાનારના મીઠા અવાજમા સાભળીને બધા મંત્ર-મુગ્ધ થઈ ગયાં. ક્યાંય સુધી એ ગાનસમાધિમા બધાં ડૂબી રહ્યા. કોઈ કંઈ બોલ્યું નહીં.

ગુરુજી તો વિચારમગ્ન બની ગયા. એવામાં ઘંટ વાગ્યો. અને બધાં વિદ્યાર્થી વિદ્યાર્થિનીઓ પોતાનાં પુસ્તકો અને આસનિયાં ઉપાડીને એક બીજા ઝાડ તરફ, એક બીજા શિક્ષક પાસે, એક બીજો વિષય શીખવા ગયા.

પણ ગુરુજી તો હજી પણ વિચારમગ્ન હતા. બીજાં ઝાડો નીચે જુદા જુદા વર્ગનાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ ગોઠવાઈ ગયાં. પણ ગુરુજીનો વર્ગ ખાલી હતો. તેથી મને એમ લાગ્યું કે, ગુરુજીનો છૂટ્ટીનો સમય છે. તેથી તેમની પાસે બેસીને થોડીક વાતો કરવાનું મને મન થઈ આવ્યુ. એટલે તેઓ ઝાડ નીચે બેઠા હતા ત્યાં એમની પાસે જઈને હું ઊભો રહ્યો.

એટલામાં ગુરુજીએ માથું ઊંચું કરીને જોયું. એમની નજર મારા પર પડી. મેં તેમને પ્રેમપૂર્વક નમસ્કાર કર્યા. તેમણે પણ નમસ્કાર કર્યા. અને હું બેઠો. મેં તેમને પૂછ્યું: 'શાંતિનિકેતન આશ્રમનો આદર્શ શો છે, તે કૃપા કરીને મને સમજાવશો?—તો, આભારી થઈશ.'

જવાબમાં ગુરુજીએ કહ્યું: 'જ્યાં સુધી, જેટલું હું પોતે સમજ્યો છું તેટલું હું તમને કહી શકીશ. જો કે, શાંતિનિકેતન એક આશ્રમ નથી રહ્યું. પણ એક વિદ્યાલય છે. તો પણ, ગુરુદેવ કવિવરે પોતાના પિતાશ્રીના મૂળ આદર્શ—કે ધ્યેય—ને સાચવી રાખ્યા છે; જો કે, જુદા આકારમાં. એમના પિતાશ્રી આત્મજ્ઞાન દ્વારા પરમાત્માનું જ્ઞાન થાય છે એમ માનનાર-ઋષિજન અને એ આદર્શનું પાલન કરતા. અને એવા આત્મજ્ઞાન માટે ઉચિત વાતાવરણરૂપે આ સ્થાન, આ શાંતિનિકેતનની જગ્યાને પસંદ કરીને એક આશ્રમ સ્થાપ્યો.'

હું વચમાં બોલી ઊઠચો—'પણ આપે હમણાં કહ્યું ને

કે આજે તો આશ્રમ એક વિદ્યાલય છે તો વિદ્યાલયમાં વિદ્યાર્થીઓ આત્મજ્ઞાન કેવી રીતે મેળવી શકે? મેં તો એવું સાંભળ્યું છે કે વિદ્યાલયોમાં તો ભાષા ગણિત ભૂગોળ ઇત્યાદિ શીખવવામાં આવે છે

ગુરુજીએ જણાવ્યું કહ્યું હા, બીજા બધા વિદ્યાલયોમાં એવું બધું શીખવવામાં આવે છે એ ખરું છે અહીં પણ તે બધું શીખવવામાં તો આવે છે પણ તે એવી રીતે કે વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓને અનાયાસ અજ્ઞાન પણે આત્માનું, પરમાત્માનું જ્ઞાન ભાન થાય

તે કેવી રીતે!' મેં પૂછ્યું

ગુરુજીએ પ્રત્યુત્તર આપતા કહ્યું પ્રથમ તો પ્રકૃતિના ખોળામાં દરરોજ રહેતા તમને વિવિધ રૂપી સૌંદર્યના દર્શન થાય છે પ્રકૃતિને જોઈ જોઈને તે અદૃશ્ય સર્જનહારને જાણવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે તે વ્યાકુળ બની જાય છે તે વ્યાકુળતાને દૂર કરવા માટે તે જ્ઞાનયોગની સાથે સાથે ઉદ્યોગ સંગીત કળા સાહિત્ય દ્વારા સૌંદર્ય સર્જનનો યોગ પરસ્પર એકબીજાનો, અને પાડોશમાં વસતા આથાન આદિવાસીઓની સેવાનો યોગ પોતાના કામ અંગે સ્વાવલંબી રહેવાનો યોગ—આ સર્વ યોગોની પણ સંયના કરે છે પરિણામે વિદ્યાર્થીઓમાં પોતાના સર્વાંગી વ્યક્તિત્વને વિકસાવી વ્યક્ત કરવાની પ્રેરણા જાગે છે અને જેમ તેઓ તે પ્રેરણાને પોતાના જીવનમાં ઉતારે છે તેમતેમ તમને જગતની એકતા અને પૂર્ણતાની પ્રતીતિ થતી જાય છે એવી રીતે તમને સીમાબદ્ધ પ્રવૃત્તિઓ દ્વારા અસીમ તરફ આકર્ષણ થાય છે અને પછી સીમા અને અસીમ વચ્ચે પૂલ બાંધવાનો તેઓ પ્રયાસ કરે છે

ગુરુજીના એ શબ્દો સાંભળીને હું ચકિત થઈ ગયો મેં તેમને કહ્યું આત્મજ્ઞાનની આવી વ્યાખ્યા તો મેં મારા જીવનમાં આજે જ અહીં જ પહેલી વાર જ સાંભળી'

ગુરુજી ચૂપ રહ્યા થોડા વખત પછી મૌન તોડી તેઓ ફરી કહેવા લાગ્યા ગુરુદેવના પ્રત્યેક પ્રયાસ અને પ્રવૃત્તિમાં તમે આ સીમા અને અસીમની સગાઈ તે બેનો સંગમ જોઈ શકો છો.'

એમ છે! મેં સહજ આશ્ચર્યચકિત થઈને કહ્યું—અવો સંગમ ગુરુદેવે શાંતિનિકેતનમાં ભલે સાધ્યો હોય તમે કહો છો તે મુજબ પણ શાંતિનિકેતનમાં પણ તમણે એવો સંગમ સાધ્યો છે?'

હા' ગુરુજીએ કહ્યું— જુઓને શાંતિનિકેતનમાં કલા ખેતીનું જ કામ થાય છે એવું નથી તેની સાથે ઉદ્યોગો પણ ચલાવવામાં આવે છે શિક્ષણનું કામ પણ ત્યાં થાય છે, ત્યાં કળા, સંગીત, નૃત્ય પણ શીખવવામાં આવે છે એવી રીતે ત્યાં પણ જીવનની સંપૂર્ણતા સમગ્રતા અને સમન્વયના આદર્શનું પાલન કરવાનો પ્રયાસ થાય છે'

તો શું આપ એમ કહેવા માગો છો કે આત્મજ્ઞાન અથવા આત્મા અને પરમાત્માની સગાઈનો અર્થ એટલો જ થાય છે કે પ્રત્યેક માણસે જીવનમાં સંપૂર્ણતા સાધવાનો જ પ્રયાસ કરવો જોઈએ? બને તે માટેનું સાધન એક વિશેષ પ્રકારનું હોય દાખલા તરીકે કળાકાર માટે કળા સાહિત્યકાર માટે સાહિત્ય સંગીતકાર માટે સંગીત ઉદ્યોગી માટે ઉદ્યોગ ગૃહસ્થ માટે ગૃહસ્થી બ્રહ્મચારી માટે વિદ્યા સંન્યાસી માટે સંન્યાસ અને વાનપ્રસ્થી માટે વિરાટનું સતત ચિંતન'

ગુરુજીએ કહ્યું હા એમ મેં પહેલાં કહ્યું છે કે માણસની જુદી જુદી પ્રવૃત્તિઓ જીવનની સંપૂર્ણતા તરફ એક કરનારા સમાન લઈ જવામાં મદદરૂપ થવી જોઈએ

આ વિચારમાં—' મેં અધવચ્ચે કહ્યું— મને તો ઉપનિષદના ઋષિઓની પુનિત આર્ષવાણીનો પડઘો જ સંભળાય છે

તે તો છે જ! —ગુરુજીએ કહ્યું — અને તે સ્વાભાવિક પણ છે મહાઋષિ દેવેન્દ્રનાથ ઠાકુરે પોતાના જીવનમાં ઉપનિષદો ઉતાર્યાં હતાં તેમની અમીટ છાપ ગુરુદેવ પર પડી. પ્રકૃતિપ્રિય એકાંતપ્રિય હોવાથી ગુરુદેવે પોતે પણ ઋષિઓની વાણીનું મનન કર્યું તફાવત ફક્ત એટલો જ કે મહાઋષિને પ્રભુ જ્ઞાનના રૂપમાં દેખાયા અને ગુરુદેવને સુંદરના રૂપમાં ભીંજ઼, ગુરુદેવ સંગીતના શોખીન હોવાથી સુંદર દ્વારા સત્યનું જ્ઞાન તેમને થયું તેથી તમણે તેને સંગીતનું રૂપ આપ્યું અને જેમ તેમણે કહ્યું છે કે સંગીતને પાંખ છે અને તે પાંખની મદદથી જ અસીમના અંતરમાં તે પ્રવેશ કરી શકે છે કે પ્રભુના ચરણકમળને તે સ્પર્શી શકે છે જેમ કે ભક્તો કહે છે તેથી જ તો સાહિત્ય સંગીતમય છે સૌન્દર્યથી ઓતપ્રોત છે ટૂંકમાં કહું તો ગુરુદેવની વાણી ભારતવર્ષની અમર વાણી છે'

એટલું કહી ગુરુજી ઝટઝટ ગેડી ગયા અને લગભગ દોડવા જ લાગ્યા પહેલાં તો હું એમની એ ઉતાવળનું કારણ સમજ્યો નહીં પણ તરત જ મારી નજર પૂ

દિશામાં ગઈ, અને મેં જોયું કે ગુરુદેવ ત્યાંથી પસાર થઈ રહ્યા છે. એક શિક્ષક ભાઈ તેમને પ્રણામ કરી રહ્યા છે. મારાથી પણ રહેવાયું નહીં, હું મારી જાતને વારી શક્યો નહીં, હું યે ત્યાં જઈને ગુરુદેવના ચરણોમાં પડી ગયો. તેમણે મને આશીર્વાદ આપ્યા અને પોતાને માર્ગે આગળ વધ્યા. પણ હું તો એક મંત્ર-મુગ્ધની જેમ ત્યાં ઊભો જ રહ્યો. પ્રત્યેક શ્વાસ સાથે મારો આત્મા પોકારી પોકારીને કહેતો હતો: 'ઓ મારા જીવનના રવી' તમારા પ્રકાશમાં મારા જીવનની કળી ખીલે અને તેની સુગંધ આપ સુધી પહોંચે અને આપના દ્વારા તે પ્રભુના પ્રેમાસન પાસે પહોંચે.'

તે દિવસથી હું સદાય ગણગણતો ને ગુંજતો રહ્યો છું —

બૈઠા હું મંદિર કી બાહર,
લે કે દિલમેં આસ,
કભી તો બોલાઓગે હી,
અપને ચરણન પાસ.
તેરી ચરણછાયામેં
જો હૈ પ્રકાશ,
ઉસમેં મેરી આત્માકા
હોગા પૂર્ણ વિકાસ.

પણ માણસના આત્માનો પૂર્ણ વિકાસ તો સદાય એક અમુક છંદમાં ચાલુ જ છે, એમ ગુરુદેવ કહે છે. પ્રત્યેક વ્યક્તિમાં પ્રભુ એક વિશેષ રીતે અને રૂપમાં વસે છે. તેથી જેવી રીતે તે આખા જગતનો દેવતા છે, તેવી જ રીતે તે પ્રત્યેકનો આંતર દેવતા પણ છે. એ જ આંતર-દેવતાની કીમિયાઈ કળાથી જ તો કવિની કવિતામા, કળાકારના ચિત્તમાં, પ્રત્યેક વ્યક્તિની કૃતિમાં એક જાતની સંપૂર્ણતા દેખાય છે. એક નિષ્ણાત ગુરુ-કળાકાર એક નાના વિદ્યાર્થીના ચિત્તમા એક એવી રેખા દોરી દે છે કે, તેનું ચિત્ર એક અલૌકિક સૌન્દર્યના રંગમાં રંગાઈ જાય છે. એવી જ રીતે દરેક વ્યક્તિની અંદર જે નિર્દોષત્વ છે—અને તે પ્રત્યેકમાં છે—તેને વિકસાવે છે આ આંતર-દેવતા. આ વિશેષત્વોના સમૂહથી એક અનંતમાં વસનાર વ્યક્તિનું સર્જન થયા જ કરે છે, એવી વિરાટ વ્યક્તિમાં પ્રત્યેક વ્યક્તિનો અંશ છે, તેથી જ તો પ્રભુના હૈયામાં પ્રત્યેક વ્યક્તિ સંબંધી એક એવી અમર આશા છે કે તે ધીરે ધીરે પોતાના છંદ પ્રમાણે આ વિરાટ વ્યક્તિ તરફ વિકાસ પામે, એ વિરાટ વ્યક્તિનું તે સતત દર્શન કરે; એટલે જ તો, પ્રત્યેક સર્જકને—અને માણસ સ્વભાવે સર્જક છે, કારણ કે આત્માની વૃત્તિ જ કે વિશેષત્વ કોઈ સુંદર અને સત્ય તથા શુભ કરવાની છે.—પોતાની કૃતિની યોગ્યતાનું માપ આ આંતર દેવતાની દૃષ્ટિએ જ કાઢવું પડે છે, તે સર્જકને પૂછે છે, 'તેં તારી કૃતિ દ્વારા, પૂર્ણતા માટેની મારી પ્યાસને કેટલીક છિપાવી-સંતોષી છે?' પણ દુઃખની વાત તો આ છે કે આપણે પોતાની કૃતિઓની યોગ્યતાનું માપ દુનિયાની દૃષ્ટિએ કરીએ છીએ. અને દુનિયાની દૃષ્ટિથી તો પ્રત્યેક વ્યક્તિ કે વસ્તુનું માપ તેની ઉપયોગિતા પ્રમાણે થાય—એટલે કે એને કંઈ મદદ કરી વ્યક્તિને પોતાની કૃતિ દ્વારા વિરાટ પુરુષ કે પૂર્ણતા સાથે યોગ સાધવામાં પ્રત્યક સર્જકના આંતરિક અક્ષય અસંતોષનું કારણ જ આ છે, ભલે તે જાણતો ન હોય કે તેની કૃતિએ જેવો યોગ આ વિરાટ પુરુષ કે પૂર્ણતા સાથે સાધવો જોઈએ તે હજી યે સાધ્યો નથી; બાકી છે, તેથી જ તો તેના અસંતોષને દૈનિક અસંતોષ કહે છે—માનસિક અસંતોષ નહીં, તે તો કોઈ પણ રીતે મટી શકે છે. આત્મિક અસંતોષ દુન્યવી રીતે કે સાધનોથી નથી મટતો.

આ વિરાટ સંપૂર્ણતા વ્યક્તિ અને વિશ્વના હૃદયમાં બિરાજે છે, એવો વિશ્વાસ ગુરુદેવ કવિવર ધરાવે છે. પણ જો તેનાં દર્શન કરવાં હોય તો સર્જક શક્તિ દ્વારા પોતાના અહમ્‌ને પોતાની સર્જાયલી કૃતિમાં શોધવું પડે છે. ત્યારે જ તો, અહંકારના આવરણ પાછળ જે વિરાટ સંપૂર્ણતા કે વિભૂતિ બિરાજે છે, તે દેખાશે. પણ અહમ્‌નો સંપૂર્ણ ક્ષય ન થવો જોઈએ, અને તે થતો પણ નથી, એક સાચા સર્જકની કૃતિ તેના સાચા અહમ્—અસ્મિતા—નું સ્વરૂપ છે. અને માણસનું સાચું સ્વરૂપ તેનો આત્મા છે. તેથી તેની આંતરિક પ્રાર્થના હોય છે —

તુજને મુજ પ્રભુજી કરી રાખું,
એટલી બસ મમતા મુજ રાખું;
સકલ દિશે પ્રભુ, જોઉં તુજને,
સકલ વિશે થઈ પહોંચું તુજને;
નિશદિન તારો પ્રેમ જગાવું,
એટલી બસ ઇચ્છા મુજ રાખું.
તુજને ક્યાંય નહીં હું ઢાંકું,
એટલું બસ મુજનું 'હું' રાખું.
તુજ લીલા મુજ પ્રાણે ચાલે,
તેથી ધરી રાખ્યો સંસારો

રહું તુજ ભુજબળ ધનમાં બાંધ્યો,
એટલું બસ બળ ધન મુજ રાખો.*

કવિવર ગુરુદેવને આ વિરાટ વિભૂતિ કે પૂર્ણતાનો પરિચય આ વિરાટ વિભૂતિ કે પૂર્ણતાના તેમના સર્જન પોતાના સંગીત દ્વારા જ થયો. તેઓ ગીત ગાય અને પ્રભુ પોતાના રાજસિંહાસનેથી તરત જ નીચે ઊતરી આવે—

તવ સિંહાસનના આસનથી આવ્યો છું ઊતરીને,
મુજ આ વિજન ભવનને દ્વારે ઊભો તું થઈને.
એકલ બેસી હું મુજ મનમાં ગાતી'તી કંઈ ગીતો,
તારે કાન સ્વરો તે પહોંચ્યા, આવ્યો તું ઊતરીને,
મુજ આ વિજન ભવનના દ્વારે ઊભો તું થઈને.
તવ દરબાર વિશે કંઈ ગીતો કંઈક ગુણીજન ગાતા,
પણ ગુણહીન તણું ગીત તારે પ્રેમ ઊઠ્યો જાગીને,
વિશ્વ તણા સંગીત વિશે એક કરુણ સૂર ભળિયો,
વરમાળ લઈને તુજ હાથે આવ્યો તું ઊતરીને.
મુજ આ વિજન ભવનને દ્વારે ઊભો તું થઈને.*

તેથી જ તેઓ વારંવાર કહેતા "જ્યારે હું ગાઉં છું ત્યારે આખું જગત પ્રત્યેક રીતે પૂર્ણ ભાસે છે"

આવી છે બલિહારી માણસના આત્માની સર્જનશક્તિની અને એ સર્જનનું માધ્યમ માણસનું પોતાનું જીવન બની જાય છે, ત્યારે સર્વવ્યાપી સર્જનહાર કહે છે "મને આ કૃતિ સૌથી વધારે ગમે છે કારણ કે, બીજી કૃતિઓ દ્વારા માણસ મારી સમીપ આવી શકે છે, પણ પોતાના જીવનની પૂર્ણતા દ્વારા તે મારામાં ઓતપ્રોત થઈ જાય છે।"

* શ્રી નગીનદાસ પારેખ દ્વારા અનુવાદિત 'ગીતાંજલિ' (અમેઝ) કાવ્ય ૩૪ મું

* શ્રી નગીનદાસ પારેખ દ્વારા અનુવાદિત 'ગીતાંજલિ' (અમેઝ) કાવ્ય ૪૯ મું

✿

લખનૌમાં રહેતા મારા એક મિત્રે માગ પર રેલ્વે દ્વારા બે વાર તરબૂચ મોકલ્યા. ગાડી સીધી લખનૌથી દહેરાદૂન આવે છે. ત્યાંથી બસ દ્વારા પહાડી રસ્તે મસૂરી આવે છે. બન્ને વાર ચોથા ભાગનાથી પણ વધારે તરબૂચ અંદરથી નીકળી ગયાં કે કાઢી લેવામાં આવ્યાં. રેલ્વેના આ ભ્રષ્ટાચાર વિશે વારંવાર ઘણું કહેવાયું છે. હજી પણ કહેવાય છે. સરકારી કચેરીઓ વિશે તો કંઈ કહેવા જેવું જ નથી. કેમકે તે બધા જાણે છે. આ દુઃખદ ઘટનાઓનો વિચાર મનને ક્લેશથી ભરી દે છે. અને અસ્તેય, અપરિગ્રહ આદિ તો બોલવા સાંભળવા પૂરતા જ જોવામાં આવે છે.

હું મારી ૧૯૩૧ ની યૂરોપયાત્રા અને ૧૯૫૬ ની ચીનયાત્રા લખું તો એક ખાસ્સી પુસ્તિકા થાય. ચેસ્ટરથી ડબલિન જવા માટે કેટલોક પ્રવાસ રેલ્વેમાં અને કેટલોક સ્ટીમરમાં કરવો પડે છે. મારી પાસે બે ટ્રંક હતા. મજૂરે ગેરસમજથી તેને તેનું તોલ કરાવ્યા વિના, નૂર ચૂકવી રસીદ લીધા વિના જ ભંડકિયામાં મૂકી દીધા. ડબલિન ઊતરીને મેં બન્ને ટ્રંક ઊતરાવી લીધા. કોઈએ પૂછ્યું પણ નહીં કે એ કોના છે.

મારા એક મિત્રે કલકત્તામાં અંગ્રેજ માલિકીની એક દુકાને કપડાં સિવડાવ્યાં અને તૈયાર થઈ જતાં પૈસા ચૂકવીને લઈ લીધાં. પણ પહેર્યાં પછી તેને લાગ્યું કે બરાબર સિવાયાં નથી. એના ખબર પડી એમને અમેરિકામાં. ત્યાં પેલી અંગ્રેજ કંપનીની એક શાખા હતી ત્યાં જઈને કારણ દર્શાવી કપડાં પરત કર્યાં અને પૈસા પાછા મેળવી લીધા.

પેકિંગમાં એવું થયું કે મેં કોટના ગજવામાં સો રૂપિયા મૂક્યા તે કોણ જાણે ક્યાં ન મળ્યા. બીજે દિવસે શહેરના ઉત્તર વિભાગમાં રહેતો ધોબી કોટ ધોઈને લઈ આવ્યો ત્યારે એણે સો રૂપિયા કાઢીને મને આપ્યા.

વિયેનામાં અખબારવાળાઓમાં બીજી ચીજો સાથે પુસ્તકો પણ છે. પણ ક્યાંય કોઈ ચોકીપહેરો નથી. લોકો પુસ્તક લઈ જાય અને વાંચીને મૂકી જાય. અને અહીં મેં જોયું છે કે પુસ્તકોનાં પાનાં ને પાનાંઓ ફાડીને કાઢી લેવામાં આવે છે. ઓક્સફર્ડ પુસ્તકાલયમાં ખાસ કરીને હિન્દી વિદ્યાર્થીઓ એ માટે અપરાધી મનાય છે.

આવી પરિસ્થિતિમાં સદાચાર અને સંયમની આપણને ભારે જરૂર છે. સંયમ એટલે કામ, ક્રોધ, લોભથી સર્વથા દૂર રહેવું. એની વ્યાખ્યા ગીતાના બીજા અધ્યાયમાં બહુ સારી રીતે આપવામાં આવી છે. એ પ્રજાની ગતિને રોકતી એનું નામ સંયમ. દેશ અને સમાજ સંયમ અને સદાચાર વિના મૂર્દા સમાન છે.

—ડૉ. સીતારામ

[ ગાંધીવિચારદર્શનને અવલોકતી લેખમાળા ☆ લેખાંક ૧૫ મો ]

આજના વિજ્ઞાનયુગે કેટલાક યક્ષપ્રશ્નો ઊભા કર્યા છે. એ પ્રશ્નોનો તાત્કાલિક ઉકેલ શોધો યા વિનાશ વહોરો એવી કટોકટીની સ્થિતિ બીજું વિશ્વયુદ્ધ પૂરું થયું ત્યારથી ચાલતી આવી છે. એવા યક્ષપ્રશ્નો વિશ્વશાંતિ, સહજીવન અને સમાનતા અંગેના છે. એ પ્રશ્નોના ક્રમ માટે શોખીન અને લહેરી સહદેવ નકુળનું ગજું નહિ તેમ જ ભીમાર્જુન જેવા યુદ્ધ શોખીનોનું પણ તે કામ નહિ, એને માટે તો યુદ્ધમાં સ્થિર રહે, સ્થિતપ્રજ્ઞ રહે એવા યુધિષ્ઠિર જ ઉપયોગી થાય. જેમ યુધિષ્ઠિરની સ્થિર મતિ વિના યક્ષપ્રશ્ન ઉકલે નહીં તેમ જ આજના વિકટ યક્ષપ્રશ્નો માટે યુધિષ્ઠિર જેવી મતિ, બુદ્ધિ, વિચારસરણી અને દર્શન જોઈએ. કારણ તે વિજ્ઞાનરૂપી યક્ષે ઊભા કરેલા આ કૂટ પ્રશ્નો છે.

**આજના સવાલોનું મૂળ**:-વિશ્વશાંતિ, સહજીવન અને સમાનતા આદિ કોયડાઓ તીવ્ર સ્વરૂપે કેમ ઊભા થયા? કોયડામાત્રનું મૂળ છે વાદાવાદ. મૂડીવાદમાંથી સામ્રાજ્યવાદ, તેમાંથી નાઝીવાદ અને આ બધાના પ્રત્યાઘાતરૂપે સામ્યવાદ, એમ આજના વાદો એક પછી એક જન્મતા ગયા, એક બીજા સાથે ટકરાતા ગયા, અને વાદાવાદ વધી પડચો. આજનો વાદાવાદ અસલના જમાનાથી ચાલતો આવ્યો છે. પરંતુ વિજ્ઞાને આપેલાં અણુ આદિ ભયંકર શસ્ત્રોને લીધે આજનો આ વાદાવાદ ખતરનાક બની ગયો છે. વાદનું મૂળ કોઈ ફિલસૂફી હોય છે. એટલે આ વાદાવાદ મૂળમાં ફિલસૂફીઓની જ ટકરામણ છે. એને નિવારવા શસ્ત્રાસ્ત્ર ઉપયોગી ન થાય, કારણ વિચારનો વિજય વિચારથી જ થાય, તેમના સમન્વયથી જ થાય. આજે એવી ફિલસૂફીની જરૂર છે કે જે આ વાદાવાદની ટક્કર નિવારે અને સર્વને પોતાનામાં સમાવી લે, ગાંધીજીની ફિલસૂફી એવી ફિલસૂફી છે એમ હવે તો દુનિયાને થયેલા તેની કામગીરીના થોડા ઘણા નક્કર અનુભવ પરથી જરૂર કહી શકાય. કોરિયા અને ઇન્ડોચાઈનાનાં ગૂંચવાયેલાં કોકડાં વખતે નહેરુદ્વારા રાજકારણમાં પ્રગટ થતી ગાંધીજીની ફિલસૂફી એકથી વધુવાર વિશ્વશાંતિની સ્થાપના કરવામાં સફળ બની. આ સફળતાનું કારણ એ છે કે એ ફિલસૂફી શાંતિનો સંદેશો આપે છે, શાંતિની રીત બતાવે છે, અને સાથે શાંતિસાધનાનું ઉત્તમ સાધન પણ બતાવે છે. એ ઉત્તમ સાધન છે આત્મબળ. નિશસ્ત્ર જેવું ભારત આત્મબળને નામે અને આધારે જ જગત સામે ખડું થઈ ને આત્મબળનો વિચાર આપે જાય છે. આવી નીડરતા જ સ્વતંત્રતાનો સાચો આંક છે અને તેથી સાચા અર્થમાં સ્વતંત્ર બનેલું ભારત જગતને શાંતિનો માર્ગ ચીંધે છે.

**વિકાસશીલ ફિલસૂફી**:-ગાંધીજીની ફિલસૂફી આવું ઉત્તમ કામ કરવામાં આજે એમની ગેરહાજરીમાં પણ સફળ થાય છે. તેનું મુખ્ય કારણ એ છે કે, તે વિકાસશીલ છે અને એનો અનેક ક્ષેત્રોમાં વિકાસ થઈ રહ્યો છે. નવે રૂપે તે પ્રગટ થઈ રહી છે. ગાંધીજીની ફિલસૂફીનો પ્રાણ જ વિકાસ છે. આજના યુગની સતત વિકાસની માગને પહોંચી વળે એટલું તેનામાં કૌવત છે. મહાપ્રશ્નોને ઉકેલી શકે એટલી તેનામાં વિશાળતા અને ઊંડાણ પણ છે, એની આવી વિશાળતા અને ઊંડાણનું કારણ એ છે કે તે જીવનના વિવિધક્ષેત્રોમાં બરાબર કસાઈ છે. તેનાથી તેને દરેકમાં સફળતાઓ મળી અને આજે પણ તેના વિકાસના અનુભવ આપણને થયા કરે છે.

આવી આશાના એંધાણ અત્યારની તેની કામગીરી પરથી મળી રહે છે. ગાંધીજીની ફિલસૂફી સમાજજીવનનાં વિવિધ ક્ષેત્રો પર અસરકારક નીવડતી જોઈ શકાય છે. તેનાં મૂળ તત્ત્વોને વિનોબાજી વધુ સ્ફૂટ કરે છે. અને ભૂદાન આંદોલન દ્વારા સત્યાગ્રહી પદ્ધતિને સૌમ્યતર અને સૌમ્યતમ બનાવી તેની સૂક્ષ્મતા વધારી રહ્યા છે શિક્ષણક્ષેત્રે ગાંધીજીએ આપેલી વર્ધાયોજનાનું મૂલ્ય બહુ ધીમે પણ ક્રમેક્રમે વધતું જાય છે અને તેનો અમલ કરવા પણ પ્રયાસ થઈ રહ્યા છે. એટલું જ નહિ, પણ દુનિયાના અન્ય દેશોના કેળવણી શાસ્ત્રીઓનું ધ્યાન પણ વર્ધા કેળવણી સિદ્ધાંતો તરફ દોરાઈ રહ્યું છે. આજના મોટા ઉદ્યોગોના જમાનામાં ઔદ્યોગિક મજૂરો પણ દેશના ઘડતરમાં મોટો ભાગ ભજવે છે. ગાંધીજીએ અમદાવાદનું મજૂર મહાજન સ્થાપ્યું અને મજૂરકાર્યની પદ્ધતિ અને રીતિ આપ્યાં, આજે રાષ્ટ્રિય મજદૂર કોંગ્રેસ એ પાયા પર જ દેશભરમાં કામ કરતું થઈ ગયું છે. અને તેને

ગાંધીજીના સાથી શ્રી શંકરલાલ બેંકર જેવા પીઢ અનુભવીની દોરવણી મળી રહી છે. અને ગાંધીજીની પ્રિય સૂચિનો મજુરક્ષેત્રે સફળ અમલ કરવાનો સરસ પ્રયત્ન થઈ રહ્યો છે. ભાષાક્ષેત્રમાં રાષ્ટ્રભાષા અને સ્વભાષાના પ્રચાર માટે અને તેમના ક્ષેત્રોને યોગ્ય રીતે પરસ્પરથી મર્યાદિત કરવા ગાંધીજીની જ સ્થાપેલી ગુજરાત વિદ્યાપીઠ યથાર્થ પ્રયત્ન અને ખૂબ જહેમત ઉઠાવી રહી છે ગાંધીજીને પ્રિય એવી દારૂબંધીનો જેવો તેવો પ્રયોગ તીવ્ર વિરોધ છતાં ચાલી રહી શક્યો છે અર્થકારણમાં ગાંધીવિચારની પ્રગતિ નથી છતાં તે વિનાના દેશનું આર્થિક નાડ સલામત નથી. એમ પણ સૌના મનમાં ધીમે ધીમે લાગતું જાય છે. સમાજકારણમાં તો ગાંધીવિચાર જ એક માત્ર ઉપાય દેખાય છે. અને લોકશક્તિ મુજબ તે રસ્તે એટલું કામ પણ બની રહેલ છે શ્રી નહેરુ રાજ્યક્ષેત્રે તેને આબાદ રીતે સફળ કરી રહ્યા છે. અને તેમાં એમની પ્રતિભા પણ ખૂબ ખીલી ઊઠી છે ગાંધીજીની શાન્ત શક્તિ સાથે શ્રી નહેરુનું તેજસ્વી વ્યક્તિત્વ ભળતાં ભારત જગતને શાન્ત તેજથી ચકિત કરવા સમર્થ બન્યું છે. ભારતની વિદેશ નીતિમાં ગાંધીદર્શનનો ખરો ઝળહળાટ જોવા મળે છે

## આલમની ગતિ —

શાંત રહીને કેમ નિરખું, આવી આલમની ગતિ ?—
આગગાડી ધમધમાટે જાય સામેથી વહી,
એક સૂરત હું હજી નિરખું ન નિરખું ત્યાં, વળી
આંખને દઈને પસરકો કઈ સૂરત ચાલી જતી !
એટલું જોવું ય જાણે હોય શું ગુન્હો નહીં ?—
કાંકરી-કસ્તર, ધુમાડો પૂંઠળે છોડયે જતી..
શાંત રહીને કેમ નિરખું આવી આલમની ગતિ !

રતિલાલ—અનિલ

**સહજીવનનું સૂત્ર :—** વિનોબાજી ભારતમાં અહિંસક શાંત, તેજસ્વી બળ અને વાતાવરણ ઊભું કરી રહ્યા છે. ત્યારે શ્રી નહેરુ જગતના પરસ્પર વિરોધી બળોને શાંતિ તરફ વાળી એ બળોનું સુભગ સંયોજન કરી રહ્યા છે. મહારાષ્ટ્રોના મનમાં ઊંડે પેઠેલા મૂલ્યોનું તેઓ પરિવર્તન કરી રહ્યા છે. એમાં તેમને અણુએ ઊભો કરેલો વિનાશનો ભય તો ખૂબ કામ લાગે છે. છતાં તે જ મુખ્ય છે એમ માનવું ભૂલ ભરેલું છે. કેવળ ભયનો આસરો લઈને સમાધાન થતા નથી. એમ હોય તો ઠંડું યુદ્ધ આટલો સમય ચાલત નહિ. ભયના માર્યા માણસ માણસ કે દેશ દેશ તરત જ લડી પડે છે. પણ એમ અત્યાર સુધી ન બન્યું. કારણ દુનિયામાં વ્યાપ્ત એ ભયને નિવારવાની સક્રિય કામગીરી ભારત બજાવી રહ્યું છે એ પરસ્પર વિરોધી વાદોએ લડવું જ જોઈએ એવું કંઈ નથી પણ વાદોને માનતી પ્રજાઓ વિરોધ ટાળી એક સાથે જીવી શકે છે. તેથી સહજીવન આજનું આવશ્યક છે. સહજીવનની પાછળ કેવા કેવા, કયા કયા વિચારો કામ કરી રહ્યા હતા તે સમજવા યોગ્ય છે.

માર્ક્સે વર્ગવિગ્રહની વાત કરી અને હેગલના સંવાદ કે સંયોજનના સિદ્ધાંતને તેણે તેનો પાયો ગણ્યો. વાદ (થિસિસ) પ્રતિવાદ (એન્ટીથિસિસ) અને સંવાદ (સિન્થેસિસ)ના આધ્યાત્મિક સિદ્ધાંતોને વિકૃત કરી તેને રાજક્ષેત્રે, સમાજક્ષેત્રે અને અર્થક્ષેત્રે લાગુ પાડીને વર્ગવિગ્રહનો સિદ્ધાંત ઉપજાવ્યો. આ સિદ્ધાંતનું મૂળ ભલે અંશે સાચું હોવા છતાં તેમાંથી તારવેલું તારણ ઘણું ગેરવાજબી છે. વાદ અને પ્રતિવાદ હંમેશ એકબીજાથી તદ્દન વિરોધી જ હોય છે એવું હોતું નથી. અને કદાચ તેમ હોય તોય એ બે વચ્ચેનો વિરોધ એકના નાશમાં જ પરિણમવો જોઈએ એવો પણ જીવનનો કે કુદરતનો કાયદો હોય એમ લાગતું નથી. એ બે પક્ષમાંથી એક પક્ષનો નાશ નહિ પણ બે વચ્ચેના વિરોધનો નાશ અવશ્ય થવો જ જોઈએ. એ કુદરતનો અચૂક ક્રમ હોય એમ દેખાય છે અને જ્યાં વિરોધ હોય છે ત્યાં પણ તે ધીમે ધીમે ખૂબ મર્યાદિત થતો જાય છે. તેથી વર્ગવિગ્રહને બદલે ગાંધીજીએ સુમેળનો અને વર્ગમેળનો સિદ્ધાંત રજૂ કર્યો અને ભારતમાં તે દ્વારા વર્ષોથી સફળ થતો જોવામાં આવે છે. તાજેતરમાં રાજાશાહીનો વિલય અને આજે થતો મૂડીવાદનો ક્રમિક વિલય એ વર્ગમેળના સિદ્ધાંતના ઉદાહરણો છે. વિનોબાજી જાણે આ વિચારને જ આગળ લેતા હોય એમ સુમેળને સ્થાને સમન્વયનો સિદ્ધાંત રજૂ કરી રહ્યા છે અને પૂર્ણમાં પૂર્ણનો યોગ કરી સંપૂર્ણતા સાધવાનો માર્ગ બતાવી રહ્યા છે. આ સમન્વયનો સિદ્ધાંત વધુ ખેડવા યોગ્ય છે અને ક્રમેક્રમે તેમ કરવું જ જોઈશે, પરંતુ શ્રી નહેરુ આજની ભયજનક કટોકટીને નિવારવા સહજીવનના સિદ્ધાંતનો વ્યાપક પ્રચાર કરી રહ્યા છે અને તેમાં તે

સારી રીતે મફળ પણ થયા છે.

ગાંધીજીની ફિલસૂફીને આજના જગતના રાજકારણમાં શ્રી નહેરુએ ઉત્તમ રીતે સક્રિય ભાગ ભજવતી કરી ઝગડના જગતને શાંતિનો સાક્રય સંદેશો આપ્યો, માર્ગ ચીંધ્યો અને છતાં તટસ્થતા જાળવી રાખી, ભારત સક્રિય રીતે તટસ્થ રહ્યું.એ તટસ્થતા સમભાવથી ભરેલી છે,અડગતા છે અને છતાં તેમાં બેપરવાઈ નથી. જગતના રાજકારણમાં ખૂબ રસ છે. પણ સત્તાની લોલુપતા નથી, વિરોધી વાદ અને માન્યતાવાળા દેશો કે સત્તાઓ સાથે સાથે રહી જીવી શકે છે એમ બતાવી જગતને બબ્બે વાર ભયાનક વિગ્રહમાંથી ઉગારી લેતાં; શાંતિમય આક્રમક દરમિયાનગીરી પણ તેણે કરી.

**પંચશીલ :**–સહજીવન માટે કોઈ સિદ્ધાંત જોઈએ. પંચશીલના પાયાના સિદ્ધાંત પૂરા પાડીને અને અનેક દેશો પાસે તેનો સ્વીકાર કરાવીને શાંતિની ઝુંબેશને શ્રી નહેરુ ઘણો વેગ આપી શક્યા. જાણે અશોકનો અવતાર હોય તેમ તેઓ પંચશીલના સિદ્ધાંત વડે જગતની શાંતિ માટે સફળ મહાપ્રયાસ આદરી રહ્યા છે. અને મોટા મોટા દેશોની મુલાકાત લઈ જગતના લોકોમાં પડેલી શાંતિ ચાહનાને જગાડી રહ્યા છે. જ્યાં શાંતિની ઝંખના ઊભી થઈ ત્યાં યુદ્ધવાદીઓનું કંઈ ચાલવાનું નથી એવા નક્કર વિચાર તરફ તેઓ શાંતિચાહકોને દોરી રહ્યા છે. આ અસાધારણ કામગીરી વડે તેઓ ભારતની પ્રતિષ્ઠા વધારી રહ્યા છે.અને મહાસત્તાઓને પણ તેમ સાંભળવું પડે એવી નૈતિક મહાસત્તા ભારતના હાથમા આવી પડી છે.

**આજનું જગત અને લોકશાહી સમાજવાદ:**–આજના ભારતમાં અને આજનાં જગતમાં પ્રવર્તતા વાદાવાદનો વહેવારુ નીવેડો લાવવાં શ્રી નહેરુએ એક આબાદ નુસ્ખો બતાવી દીધો, એ નવો નથી છતાં એ એવી તકે, સમયે અને એવી રીતે રજૂ થયો છે કે તેની ભારતમાં જ નહિ પણ સાર્વત્રિક સરસ અસર પહોંચી છે. તેમણે કોંગ્રેસના અવાડી અધિવેશનમાં આપેલું સમાજવાદી સમાજ રચનાનું સૂત્ર આપીને એક ચમત્કારિક અસર ભારતનાં રાજકીય ક્ષેત્રો પર નહીં પણ જગતના વાદાવાદ પર પહોંચાડી છે.

અમેરિકામાં લોકશાહી છે છતાં ત્યાં મૂડીવાદનું જોર સારી પેઠે છે. એટલે ત્યાં લોકશાહી મૂડીવાદ છે–એમ કહી શકાય, એને રશિયાના સામ્યવાદનો ભારે ભય છે. રશિયાનો સામ્યવાદ છે શું? સામ્યવાદ સમાજવાદનું જ એક તીવ્ર સ્વરૂપ છે પણ સમાજવાદ સાથે મજૂરોને નામે સરમુખત્યારી ચાલે છે. ભારતને લોકશાહી ખપે છે. અને સ્વરાજ્ય પછી તેણે લોકશાહીની અજમાયશને સફળતાને માર્ગે વાળી. ભારતને લોકશાહી ખપે છે પણ તેને અહિંસાના પાયા પર રચાયેલી લોકશાહી જોઈએ, તેને સમાજવાદ ખપે છે, પણ તેની પાછળ સર્વોદયની ભાવના હોવી જોઈએ. તેથી ભારતના અંદરના પક્ષાપક્ષીના ઝગડાને અને જગતના વાદાવાદના ઝગડાને શ્રી નહેરુએ એક જ સૂત્રમાં પડકાર ફેંક્યો–ભારતને લોકશાહી સમાજવાદ જોઈએ અને સમાજવાદી સમાજરચના માટે જ તે મથે છે.

લોકશાહી સમાજવાદના આ બુલંદ સૂત્રથી અમેરિકાને તથા એના સાથી દેશોને સચેત કર્યા. તેમની સાથે ભારતને મૈત્રી છે, એવો ભારતનો દાવો ભારતે કરેલા લોકશાહીના સ્વીકારમાં સિદ્ધ થઈ રહ્યો, મૈત્રીની આથી વિશેષ સાબિતી બીજી કઈ જોઈએ? સમાનતા એ જ મૈત્રીનું લક્ષણ છે; અમેરિકાની જેમ ભારત લોકશાહીને વર્યું છે. તેથી ભારત અને અમેરિકા મિત્ર છે. પણ આવી મૈત્રી છે એનો અર્થ એ નથી કે તે અમેરિકાની જેમ મૂડીવાદને સાંખી લેશે. ભારત પોતાની વર્ગમેળની રીતે મૂડીવાદનો વિલય કરશે અને જગતના દેશોને મૂડીવાદને વિલય કરવાની શાંત રીત પણ બતાવશે.

બીજી બાજુ સમાજવાદના સૂત્રથી રશિયા અને ચીન તથા તેમના સાથી દેશોને પણ આકર્ષિત કર્યા અને ભારતે તેમની સાથેની મૈત્રીભાવના સિદ્ધ કરી. ભારત સમાજવાદ અપનાવે છે પણ તેનાં અનિષ્ટોને કદી સ્વીકારશે નહિ; ભારતીય સમાજવાદ લોકશાહી સમાજવાદ છે. સમાજવાદ લોકશાહી વગર પેદા જ ન થઈ શકે, સમાજવાદ એટલે જ સમાજનું રાજ્ય, સમાજનો વહીવટ અને સમાજનું સંચાલન. આ તો લોકશાહીથી જ શક્ય છે. અને તેથી ભારત સમાજવાદને સાર્થક કરવાનો એક સાચો રસ્તો જગતને બતાવી રહ્યું છે. તેમાં સરમુખત્યારશાહીને સ્થાન જ નથી. આ રીતે જગતના બે મહાપક્ષોને ચેતવીને તેમની સાથે જુદી જુદી રીતે મૈત્રીની ગાંઠ બાંધીને તેમનો વિશ્વાસ જીતીને જગત આગળ વિશ્વરાજ્યની રચનાનો લોકશાહી સમાજવાદના પાયાનો સિદ્ધાંત શ્રી નહેરુએ રજૂ કરી દીધો. આની સરસ અસર થવા પામી અને આજે સહજીવનનો સિદ્ધાંત

વધુ ને વધુ સક્રિય અને સજાગ બનતો રહ્યો છે

સમાજવાદના સૂત્રે ભારતના રાજકીય પક્ષો પર પણ સખત અસર પહોંચાડી. સમાજવાદી પક્ષેથી તો જાણે તેની બેઠક જ ખૂંચવી લીધા જેવું થયું ! જો સમાજવાદના આધાર પર તેમણે અલગ પક્ષની રચના કરી તે આધાર જ કોંગ્રેસને આપી દીધો એટલે સમાજવાદી પક્ષને અલગ રહેવાનો અર્થ જ ન રહ્યો. સમાજવાદીઓને શ્રી નહેરુએ એક કરતાં વધુ વાર કોંગ્રેસમાં જોડાઈ જવા અને સહકાર કરવા કરાર કરી આમંત્ર્યા, પણ રીસાળ બાળકની જેમ તેમણે મોઢું ફેરવી રાખ્યું, અને મનાવ્યા ન માન્યા તે આ સમાજવાદી સૂત્રના બળથી દાબી, એ જ રીતે સામ્યવાદીઓને કંઈક ચૂપ કરી શકાયા. તેમના વાદમાં કંઈ વિશેષતા ન રહી સિવાય કે ભાંગફોડ અને હિંસાની નીતિ અને આથી આંધ્રની ચૂંટણીમાં કોંગ્રેસ બહુમતીથી જીતી અને સામ્યવાદીઓનો રકાસ થયો. શ્રી નહેરુએ આપેલા સમાજવાદના સૂત્રની આવી આંતર બાહ્ય વ્યાપક અસર થઈ અને હજી થઈ રહી છે

ચૂંટણીનો સૂર – પરંતુ નહેરુના આ વિજયવંત યશભૂતી સામે એક ચેતવણીનો સૂર પણ નીકળી રહ્યો છે ભારતની અર્થકારણની નીતિમાં આ સમાજવાદના સૂત્રનું પ્રત્યક્ષ પ્રતિબિંબ ન પડ્યું તો આ મહાસૂત્ર પાણીના પરપોટા જેવું જ લાગવાનું અને એની વ્યાપક અસર ઘટી અને કાયમી નહીં બને. એ માટે શ્રી નહેરુ અને કોંગ્રેસ ગાંધીજીની વિચારસરણી તરફ જ ધ્યાન આપી ગ્રામોદ્યોગો અને ગૃહઉદ્યોગો તરફ વધુ ઝોક આપી ભારતની અર્થનીતિને વધુ ગ્રામનિષ્ઠ, લોકનિષ્ઠ અને વધુ કાર્યસાધક બનાવે તો જ એમની અર્થનીતિ દીપી ઊઠે

ગાંધીજીની દિવ્યદૃષ્ટિને રાજકારણમાં વહેવારુ કરતા શીખ મેળવનાર શ્રી નહેરુ અને કોંગ્રેસ શું તેની ઉપયોગિતા અર્થકારણમાં નહિ સમજે ? આ સવાલ મજબૂત છે, પાયાનો છે, ખૂબ અગત્યનો છે

સમાજવાદ શાને ? – આવો એક બીજો પણ સવાલ ઊભો થાય છે – ભારત સર્વોદયનો માર્ગ લે છે તો સમાજવાદની વાત શાને ? ભારત સર્વોદયની જરૂર નાનું યાદ છે પણ સર્વોદય અતિ ઉચ્ચ આદર્શ છે એ ઉચ્ચના આદર્શને હળવો ન કરતાં આજના વ્યવહાર્ય આદર્શને જનતાની સામે રાખવો જોઈએ તેથી સમાજવાદ જેવા સર્વને સ્વીકાર્ય થાય એવા વિચારને તેમણે વહેતો કર્યો. વળી સર્વોદય શબ્દ ભારતના જૂજ ગણ્યા ગાંઠ્યા લોકો સિવાય દેશમાં અને બહારની દુનિયામાં બહુ જ થોડા તેને સમજે છે. સમાજવાદ શબ્દ એવો છે કે દુનિયાના કોઈ પણ ભાગમાં એક ઉચ્ચ કક્ષાનો નિશાળિયો પણ સમજી જાય એમ છે તેથી સમાજવાદ શબ્દ જ તેના પ્રચારની દૃષ્ટિએ પણ ખૂબ ઉપયુક્ત શબ્દ છે. તે એવો વ્યવહાર્ય આદર્શ રજૂ કરે છે કે સર્વ માન્ય થાય જ, એમાં ભારત સર્વોદયથી ભાર ભરે અને તે આદર્શને જેટલો વ્યવહાર્ય કરી જગત આગળ રજૂ કરે તેટલું બનું જ છે પરંતુ જગતને આજે સાચો અને પદાર્થ માર્ગ બતાવવા માટે સમાજવાદ શબ્દનો ઉપયોગ જ બરાબર છે એના વડે જ જગતમાં લોકશાહી સમાજવાદનો પ્રચાર થાય છે એના વડે જ આગળ જતા વિશ્વરાજ્ય ઊભું બની પણ સંભાવના રહે છે અને એના વડે ભારતમાં જ નહીં પણ જગતભરમાં સર્વોદયની સ્થાપના રેખાય છે

✿

એક સુંદર, ભોળો બાળક હતો અને એક ભોળી બાલિકા હતી. બંનેને એકબીજા વિના ચાલે નહીં. બંને દરરોજ સાંજે સાગરકિનારે મળે બાળક પોતાના ભાવિ જીવનનું સ્વપ્ન જોતા કહેતો – 'હું નેપોલિયન બનીશ' બાલિકા પૂછતી – 'અને હું ?'

'તું મહારાણી બનજે'' બાળક કહેતો

પણ બાળાને એ સાંભળી આનંદ ન થતો. એની નિર્દોષ આંખોમાં યુદ્ધની ભય કરતા તરી આવતી અને એ ઉદાસ થઈ જતી. એ કહેતી 'તું મને ચાહવાને બદલે રાતદિવસ યુદ્ધના જ વિચારમાં ડૂબેલો રહેશે !' બાળક એને દિલાસો દેતો – 'વારુ ત્યારે, હું નેપોલિયન નહીં બનું' અને બાલિકા રાજી થઈ જતી

એક માછી જે સાગરકિનારે મચ્છાં પકડવા જાળ નાખીને બેસતો હતો તે બંનેની વાતચીત દરરોજ સાંભળતો. એ વિચારતો કે આ મૂરખ બાલિકાને કારણે જ આ છોકરો નેપોલિયન નહીં બને, અને તો દેશને કેટલી ભારે ખોટ જશે ! દેશનું કેટલું મોટું અહિત થશે ! દેશદાઝથી જ પ્રેરાઈને એક દિવસ પેલી બાલિકાને, તેણે સાગરમાં ડુબાડી દીધી'

પરંતુ બીજે દિવસે એણે જોયું તો પેલા નેપોલિયન થનાર બાળકનું ફૂલ જેવું મૃત શરીર સાગરની છાતી પર, મોજાંની થપાટોથી કિનારા તરફ ધકેલાતું હતું

## ૧૮. વિશ્વરૂપ દર્શન-યોગ

[૧૩૦]

જ્ઞાનદેવ પોતાના વિશ્વરૂપ દર્શનનો અનુભવ કહી રહ્યો છે
વિશ્વરૂપ જોવા લાગ્યો–
તો પ્રથમ ચારે તરફ પ્રભુનુ રૂપ દેખાવા લાગ્યું
થોડીવાર પછી બદલાતા બદલાતા
એનુ મારા રૂપમા રૂપાતર થઈ ગયુ
બધુ હું જ હું,
એક જ એક,
મારી જ ભક્તિ હું કરુ એવી વેળા આવી ગઈ
કેટલાક સમય સુધી તો બને સ્વરૂપોમા સામ્ય હતુ
આગળ જતા બ ને મળીને એક જ થઈ ગયા,
સામ્યનુ સ્થાન ઐકયે લઈ લીધુ
ત્યારે તો ઈશ્વર નામ પણ લુપ્ત થયુ,
ભક્તિ કુ ઠિત થઈ,
મારો વિચાર મારામા જ વ્યાપ્ત થયો,
સહન ન થયુ
સામ્ય સુધી તો ઠીક હતુ
દેવ અને ભક્તનુ અદ્વૈત રહે,
પરતુ મનની ઈચ્છા
કે ભિન્નતા પારખવાનુ કઈ ઇગિત પણ રહે
એને બદલે
એકત્વનો માર પડવાને કારણે
વ્યાકુળ થઈને મે પ્રથમ દર્શને જ નિવૃત્તિ નાથને કહ્યુ ઇગિત કયા છે?
ઇગિત બતાવશો?
ઇગિત બતાવશો?

[૧૧]

સૌના હૃદયોની આર્તતા,
સૌનુ દુ ખ
મારા હૃદયમા પ્રગટ થાય છે
આ સમસ્ત વિશ્વ મારુ જ શરીર છે
અને વળી એ બ્રહ્મમય પણ છ
એવો હું અનુભવ કરું છુ.
પ્રેમ, જે સૌને પ્યારો છે,
હુ જ થઈ બેઠો છુ
પોતાની પ્રીતિમા ભગ ન પડે,
પોતાના મનોરથો સારી રીતે ફળે,
એ બાબતમા હરેક પ્રાણીને જે જે વ્યાકુળતા હોય છે
એ બધી મને જ થાય છે
મને ક્ષુદ્ર તો કઈ મળતુ જ નથી,
જે મળે છે તે આકાશ સમાન વિશાળ અને મહાન જ મળે છે,
પછી તે ક્ષુદ્ર મનાયેલુ જતુ જ કેમ ન હોય
અસખ્ય આકાશ એકબીજાને મળી રહ્યા છે,
આવુ અદ્ભૂત દર્શન છે મારુ
મારે માટે જાણે આકાશની ખાણ જ ખૂલી છે
કહેવામા આવે છે કે,
ઋજુ, કુટિલતાના વેશ લઈને, પરમેશ્વર લીલા કરી રહ્યા છે,
પરતુ મારે માટે, કુટિલ કે વાકા કયા યે નથી
જે કઈ છે એ ઋજુ સરળ જ છે
ઉપર ઉપરથી કામ ક્રોધ આદિથી,
અથવા દ્વેષ, ઈર્ષા અસૂયા આદિથી, પ્રેરાઈને,
વ્યવહાર કરતુ કોઈ દેખાય,
તોપણ એના એ વિકારોના મૂળમા
શુભ આકાક્ષા જ ભરેલી છે
મે એના હૃદયમા પ્રવેશ કરીને આ જોઈ લીધુ છે
વિકારોના મૂળમા છુપાયેલી બ્રહ્મ પ્રેરણા,
વિકારોની બ્રહ્મા મારતા,
ચિદ્ધને કારણે
મને સહજ જ સૌને માટે સહાનુભૂતિ થાય છ

[૧૩૨]

શરીર એટલે માટીનો પિડ
એ ભાવનાથી સાધનાનો આરભ કર્યો
આજે એ ભાવનાનુ અતિ દિવ્ય રૂપાતર થયુ ન
હજી પણ તે હતો માટીનો પિડ જ

પરંતુ એના અર્થનું ઊંડાણ અતલ–અગાધ થઈ ગયુ છે.
આજ એ બન્યો છે માટીનું જ્યોતિર્લિંગ,
એમા સ્થૂળ બુદ્ધિની ચેતના નથી,
મનની ગતિ નથી,
ઈન્દ્રિયોનો ગુણ નથી,
હાડમાંસનું રૂપ નથી.
એવા એ અતલ અગાધ જ્યોતિર્લિંગને મેં હાથ વિના, પ્રારબ્ધ શેષના બળથી ભક્તિ માટે સાચવી રાખ્યું છે.
જે હેતુથી મેં વૈરાગ્ય ધારણ કર્યો હતો,
મારા એ બધા મનોરથો
ઈશ્વરની કૃપાથી પૂર્ણ થઈ ગયા છે.

[૧૩૩]

વિશ્વરૂપ સ્વયંભૂ જ્યોતિર્લિંગ સામે દેખાઈ રહ્યું છે.
શેષનારાયણ રૂપ આસન લાગ્યું છે,
મસુદ્રવલયોથી અંકિત પૃથ્વી શિવલિંગ બની છે.
સ્વર્ગ–મૂલાધાર–રૂપપિંડિકા
એ દિવ્ય જ્યોતિર્લિંગની પૂજા પણ સાંગોપાંગ થઈ ચૂકી છે.
મેઘધારાઓએ એને સ્નાન કરાવ્યું છે,
તારવાઓના ફૂલ ચઢાવ્યા છે,
ચંદ્રરૂપ ફળ સમર્પણ કર્યું છે,
સૂર્યરૂપ દીવાથી આરતી કરી છે,
સમસ્ત જીવકોશનુ જીવભાવરૂપ નૈવેદ્ય એને નિવેદિત કર્યું છે
વિરાટરૂપના અંતરગત બ્રહ્માનંદથી એને વંદન કર્યાં છે.
જ્ઞાનદેવ પોતાના હૃદયમાં
એવી એ મહાપૂજાનું ધ્યાન ધર્યા કરે છે.

[૧૩૪]

ધ્યાનની પરમ સ્થિતિમા
જીવની કલ્પના સૃષ્ટિ,સર્વથા લુપ્ત થાય છે,
લગભગ સ્વરૂપ-શૂન્યતા જ પ્રાપ્ત થાય છે.
ચિત્ત ચતુષ્ટ્ય શૂન્ય થાય છે
એનાથી પર પણ આકારી જીવ પ્રકૃતિ,
એ પણ શૂન્ય થાય છે.
ચિત્ત ચતુષ્ટ્યની આ તરફ વ્યક્ત સૃષ્ટિ ઊભી છે.
જીવ પ્રકૃતિની ઉપર અવ્યક્ત સૃષ્ટિ એવી જ છે.
બંને, ધ્યાન કોટિની બહાર!
ધ્યાન શક્તિથી એનો લોપ નથી થતો
ગણિતની ભાષામા બંને અનંત અથવા નિર્શૂન્ય છે.
એક વ્યક્ત અથવા આ તરફનું નિર્શૂન્ય
બીજું અવ્યક્ત અથવા તે તરફનું નિર્શૂન્ય,
એ બંને નિર્શૂન્ય.
અને જીવની કલ્પનાના એ ચાર-પાંચ શૂન્ય
મળીને વિશ્વરૂપ બન્યું છે.
આ બધુ જે બન્યુ છે
અને એનો જોનારો
બધું એક જ એક બ્રહ્મતત્ત્વ છે
એ જ આપણા સૌની પોતાની વસ્તુ છે.
શૂન્યનુ નિરસન થયું છે–
તો નિર્શૂન્ય સહજ જ નિરૂપદ્રવી થાય છે.
અને પછી દર્શન થાય છે,
આપણી તે પોતાની વસ્તુનું, જે ઉભયાતીત છે.
પછી ધ્યાનની આવશ્યકતા નથી
ધ્યેયમયતા, તદ્રૂપતા થઈ.
નિરંજનતાનો ઉદય થયો.
બિલકુલ સામાન્ય માણસની પેઠે હવે એ દેખાશે.
જ્ઞાનદેવ કહે છેઃ
એ અવસ્થાનો મેં અનુભવ કર્યો છે,
અને અનુભવથી જ એ સમજમા આવી શકે છે.
પરંતુ આ અવસ્થા સમજાવવાને માટે
નિવૃત્તિનાથે સંકેતનો એક શબ્દ શોધી કાઢ્યો છે:
એમણે એને અતિલીન અવસ્થા કહી છે,
સામાન્ય માણસનું ચિત્ત બધી તરફ દોડતુ રહે છે
આનું પણ બધી તરફ જશે
તેનુ પણ ચિત્ત લીન નથી.
આનુ ચિત્ત પણ લીન નથી.
પરંતુ તેનુ લીન નથી એટલે કે એ 'અલીન' છે
અને આનું લીન નથી એટલે કે એ 'અતિલીન' છે

# પંચ અને પ્રપંચ ______ એક 'સમાજ-સેવક'

એક કહેવત છે કે પંચ ત્યાં પરમેશ્વર. પણ, પંચના માણસો કેવા હોવા જોઈએ? એમ તો દરેકમાં ઈશ્વરનો વાસ છે જ. તેનું પ્રમાણ કે પ્રતીક તેનો આત્મા છે. પણ જ્યારે પાંચ માણસ પ્રેમથી ભેગા મળે છે, જીવનના કોઈ તત્ત્વ વિશે વિચારે છે કે કોઈ સર્વ કલ્યાણકારી રીતનો નિર્ણય કરવા માગે છે, અંતર્યામી પ્રભુ તેના સહવાસની સુગંધ પ્રત્યક્ષપણે પ્રતીત કરાવે છે. એ પરથી એવું અનુમાન કરી શકાય કે, જ્યાં પ્રેમ, જિજ્ઞાસા 'લોકા સમસ્તા સુખીનો ભવન્તુઃ'ની ભાવના હોય છે ત્યાં જ પ્રભુનું આગમન કે અવતરણ માણસની ચેતનામાં થાય છે. પણ જ્યાં એવી ભાવના નથી હોતી ત્યાં પંચ પ્રપંચનું ભયાનક સ્વરૂપ ધારણ કરે છે. તેથી પંચમા પરમેશ્વરનો વાસ છે તેમ પ્રપંચમાં શેતાન છે એમ કહી શકાય.

ભારતમાં, ગામડાંઓમાં શતાબ્દિઓ સુધી પંચ કે પંચાયત-રાજ્ય પ્રવર્તતું હતું. તેથી લોકોનું જીવન, શાંતિમય, સહકારી અને સુખી હતું. ઝગડાઓ થતા ખરા, પણ પંચ તેનું સમાધાન કરતું. ઝઘડામાં સંડોવાયેલા બંને પક્ષોને પંચમાં વિશ્વાસ હતો, કારણ કે તેમને પ્રભુમાં વિશ્વાસ હતો. અર્થાત્ પંચના સભ્યોની પ્રમાણિકતામાં વિશ્વાસ હતો. ગામડાંઓનું જીવન સાદું અને સ્વાવલંબી હતું. તેથી ઈર્ષા કે એવો કોઈ બીજો અહંકારનો આડંબર ઓછો હતો. ગામડું પોતાના કર્મક્ષેત્રને ધર્મક્ષેત્ર માનતું. પણ પંચ રાજ્યની એ પરંપરા પરદેશી અમલમાં ધીરે ધીરે સાવ લુપ્ત થઈ ગઈ.

પણ ભારત આઝાદ થતાં, આજે ફરી પંચાયત રાજ્ય નિર્માણની યોજનાઓ ઘડાઈ રહી છે. ઘણાં ગામડાંઓમાં તેની સ્થાપના પણ થઈ ગઈ છે, પણ ઘણી વાર પંચ પ્રપંચના કદરૂપમાં ફેરવાઈ જતું લાગે છે. તેનું કારણ શું? એક પંચના સભ્યોમાં સાધારણ રીતે ઉચ્ચ ચારિત્ર્યશીલ, ગામના સર્વ લોકો સંબંધી શુભ સંકલ્પ ધરાવનાર અને માણસના સ્વભાવને અનુભવની કસોટી પર પરખનાર નથી હોતા. એમની એક આંખ પોતાના સ્વાર્થની સિદ્ધિ પર મંડાયેલી હોય છે, બીજી આંખ સરકારી અમલદારોના આડંબરયુક્ત આતિથ્ય અને ખુશામદ પર મંડાયેલી હોય છે. પરિણામે લોકોની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી થઈ જાય છે. જો એવું નહીં હોય તો સહકારી મંડળો, મંડળીઓનું કામ આટલું બધું અસંતોષજનક કેમ છે? એક ચારિત્ર્યશીલ અને મહેનતુ ગરીબ ખેડૂતને સહકારી સોસાયટી, જ્યારે એને પૈસાની ખરેખર તાત્કાલિક અને અત્યંત જરૂર હોય છે તેને ઘણી મુશ્કેલીએ દોડધામ ને ખટપટ પછી માંડ આપે છે. ત્યારે આળસુ ખેડૂત પણ સોસાયટી કે બેન્કના કર્મચારીઓને 'ચા પાણી' પાનાર અને 'પગ પંપાળનાર'ને જલદી પૈસા મળી જાય છે. એ જ કારણે ધીરેલા પૈસા વર્ષો સુધી પાછા મળતા નથી, ઘણી વાર મુદ્દલ જ પાછા ફરતા નથી, ત્યારે બીજી બાજુ મહેનતુ ગરીબ ખેડૂત લાચાર થઈ એક શોષણખોર, વ્યાજખોર પાસેથી આકરા વ્યાજદરે ના છૂટકે પૈસા ઉધાર લે છે અને તેનું વ્યાજ ભરવામાં જ તે અને તેનું કુટુમ્બ ઉત્તરોઉત્તર કરજમાં ડૂબતું જાય છે.

ગાંધીજીનું ગ્રામરાજ-રામરાજ્યનું મંગળ સ્વપ્ન, શુભ સંકલ્પ સિદ્ધ કરવા હોય તો, અને વિનોબાજીના સર્વોદય સમાજને ગામડાંઓમાં સ્થાપવો હોય તો પંચ પરમેશ્વરનું એક સ્વરૂપ છે, એવું વાતાવરણ ગામડાંઓમાં સર્જાવવું પડશે. અને વાતાવરણ તો વ્યક્તિઓના વિચાર-આચારથી જન્મે છે. તેથી ચારિત્ર્યશીલ વ્યક્તિઓને જ પંચના સભ્ય બનાવવી ઘટે, એમ થશે તો ગામના લોકો અને સરકારી કર્મચારીઓમાં એવું વાતાવરણ સર્જવામાં સહાયક થશે. દુર્ભાગ્યે, જો એવું નહીં થાય તો પંચ, પ્રપંચ બની જશે અને ગ્રામરાજ રાવણરાજમાં પલટાઈ જશે.

*

**નિર્ધાર**

**જીવવા સમ જીવન કરી લઈશું,**
**રેતને પણ રતન કરી લઈશું;**
**અમને સોગંદ છે યુવાનીના—**
**સિદ્ધ જીવન-સ્વપ્ન કરી લઈશું.**

**માનવી છું—**

**મારી દૃષ્ટિમાં અંધકાર નથી,**
**જિંદગી તો ય, રંગદાર નથી!**
**કેમ એનું ન થાય દુઃખ મુજને?**
**માનવી છું, કોઈ મઝાર નથી'**

**'અંજુમ' વાલોડી**

### દુનિયા

—સંસારની વાસના એ બધી પીડાઓનું મૂળ છે.

—આ દુનિયા, બીજી દુનિયામાં દોરી જતો પુલ છે.

—આ સંસાર દુઃખની દુકાન છે.

—મૂર્ખાઈ, સંસાર ઉપર આસક્તિ રાખવી તે.

—સંસારની માયાની બધી મધુરતાને ગણનામાં લીધા પછી પણ કહેવું પડશે કે સંસાર ખારો છે.

—આ સંસાર એક ઝહેર છે, અજ્ઞાની જ એ વિષ મોઢામાં નાખે છે.

—આ સંસાર સાથે છૂટાછેડા લો, અને તમારાં લગ્ન મુક્તિપ્રદેશ સાથે થશે.

### ઉપદેશ

—જાહેરમાં ઉપદેશ આપવો નકામો છે કારણ એનું કંઈ ફળ આવતું નથી.

—જે માણસ સદ્‌ભાવનાથી તમારી ભૂલો બતાવી તમને સાચે માર્ગે દોરી જાય છે તે તમારો સાચો સલાહકાર છે.

—કુમાર્ગેથી વાળી સન્માર્ગે લઈ જનાર મનુષ્ય સાચો ઉપદેશક છે.

### અજ્ઞાન

—અજ્ઞાન કરતાં બીજી કોઈ મોટી પીડા નથી.

—અજ્ઞાન કરતાં બીજું કોઈ દુઃખ પીડાકારી નથી.

—લોકો જે બાબતમાં અજ્ઞાન હોય છે તેના જ તેઓ દુશ્મનો છે.

—શંકા એ અજ્ઞાનનું પરિણામ છે.

—અજ્ઞાની લોકોનું વરદાન ઉકરડા પરના બગીચા જેવું છે

—જે માણસ આત્માનાં મૂલ્યાંકનને ઉવેખે છે તે ખરો અજ્ઞાની છે.

—અજ્ઞાની માણસ ગમે તે પરિસ્થિતિ હશે તો પણ ગુમાવશે.

—સ્ત્રીઓનાં અજ્ઞાનને વશ થવું એના જેવું નિકૃષ્ટ અજ્ઞાન બીજું નથી.

### બળજબરી

—બળજબરી મનને આંધળું બનાવે છે.

—જુલ્મ નૈતિક બીક તરફ લઈ જાય છે.

—જુલ્મ, નાશનો આગલી હરોળનો ધ્વજધારી છે.

—જૂઠાને મદદ કરવી એ સાચાને દબાવવા જેવું છે.

—દુઃખી લોકો પર ઘાતકીપણું ગુજારવું એ ખરાબમાં ખરાબ જુલ્મ છે.

—ખુદા જુલ્મીઓનું જલદી પતન કરે છે.

—જુલ્મીઓની જીત એ તેમની નૈતિક હાર છે.

—આવતા ભવની જિંદગીને ભોગે આ ભવની જિંદગીનાં સુખ ભોગવવાં એ પોતાની જાતને અન્યાય કરવા જેવું છે.

—અનાથ બાળકો અને વિધવાઓ ઉપરનો જુલ્મ, જુલ્મી પર રોગ અને વિનાશનું વાદળ ઉતારે છે અને ઈશ્વરના ખોફનું તે ભાજન બને છે.

### ઇચ્છા અને વાસના

—પોતાની વાસના સામે લડવું એ ઉત્તમ ડહાપણ છે.

—વાસના સામે ઝઝૂમી તેનો પરાજય કરવો એ દરેક મનુષ્યનું કર્તવ્ય છે.

—જેણે પોતાની જાતને જીતી તે સૌથી સુખી.

—તમારી વાસના એ તમારો મોટામાં મોટો દુશ્મન છે.

—જાત સામેનું યુદ્ધ એ મોટામાં મોટું યુદ્ધ છે

—દેહની વાસનાઓને પંપાળ્યા કરવી એ દાનવોએ ફેલાવેલી જાળમાં સપડાવા જેવું છે.

—તમારું કાર્ય સાચા દિલથી કરો, કારણ કે કાર્ય અંગેની ખુદાની કસોટી આકરી છે.

### કાર્યો

—તમારાં કાર્યો તમારી ઇચ્છાઓનું પરિણામ છે.

—સચ્ચાઈ વિનાનાં તમામ કામ તદ્દન નકામાં છે.

બનાવટી એટલે કે ભેળવાળી દવાનો મોટો જથ્થો પોલીસે પકડી પાડયાની છાપામાં ખબર જોઈને આસપાસ બેઠેલા મિત્રોને એક ભાઈએ વાંચી સંભળાવી. સાંભળનાર મિત્રો ગંભીર થઈ ગયા. પછી એ પર ચર્ચા ચાલી: 'એવા ભેળસેળ કરનારાઓને તો સરકારે શૂળી પર ચડાવી દેવા જોઈએ!' એકે અત્યંત ગુસ્સે થઈને, મૌન તોડીને કહ્યું—'મરણપથારીએ પડેલા માણસ સાથે, તેના જીવ સાટે, માત્ર થોડા નાણાં ખાતર આવી ક્રૂર છેતરપિંડી ?'

બીજાએ માત્ર એટલું જ કહ્યું—'ભગવાન, એમને ક્ષમા કરે, પોતે શું કરે છે એ તેઓ જાણતા નથી.'

'તમેયે ઠીક ઈસુના અવતાર થઈ જાવ છો!' ગુસ્સે થયેલા મિત્રે તેમને ટોણો માર્યો.

અને પછી તો ખૂબ ચર્ચા ચાલી. પણ બે પક્ષ છેવટ સુધી રહ્યા.

એક કહે કે, 'ધૂર્ત લોકોને બરાબર પાઠ આપી સીધા કરવા જોઈએ.' બીજો કહેઃ 'એથી કંઈ આવી બાબતનો અંત ન આવે. છેતરપિંડી, અને આવી બાબતમાં ખાસ, કેટલી ભૂંડી અને ક્રૂર છે તેની સમજ અને ભાન આખા સમાજમાં ફેલાવવાં જોઈએ, તો જ એનો અંત આવે.' જોકે આ પક્ષ બહુ નાનો હતો.

ઈસુને ક્રૂસ પર ચડાવનારા તો એમ જ માનતા હતા કે અમે આ એક અગત્યનું કામ કરીએ છીએ. ઈસુના દેહમાં ખીલા ઠોકનાર હાથોમાં ઝનૂનનું બળ હતું, તેની અરેરાટી અનુભવનાર બહુ ઓછા હતા. અને કહે છે કે, ઈસુના શરીરે ખીલા ઠોકાતા હતા ત્યારે એક બાજુ કેટલાક રાજી થઈને તાલી પાડતા હતા ત્યારે ઘેટાનું એક અટૂલું ખચ્ચું, જાણે એનાં જ શરીરમાં ખીલા ઠોકાતા હોય એવી વેદનાથી રહી રહીને ચીસો પાડતું હતું.

મૃત્યુટાણે ય માણસ સાથે માણસ જે ઘાતકી છેતરપિંડી આદરે છે ત્યારે પેલાં ઘેટાં જેવા નિર્દોષ માણસો 'અરે રે! આવું તે હોય!' ના ભાવે દર્દભરી હૃદયચીસ નાખતા હોય છે, પણ ચિચિયારી પાડી તાળી પાડતા પેલાં ધર્માંધ ટોળા જેવા રીઢા વ્યવહારડાહ્યા, અથવા તો એવા કામમાં સંડોવાયેલાઓ કમાણીની ગણત્રીએ રાજી થતા હોય છે.

ઈસુને ક્રૂસ પર ચડાવવામાં આવ્યા હતા એના કરતાં વિશ્વની માનવતાને ક્રૂસ પર ચડાવાય હતી એમ કહેવું જોઈએ. અને ક્રૂસ પર ચડેલી માનવતાએ ઈશ્વરને પ્રાર્થના કરી હતી કે, 'તું આ અજ્ઞાનીઓને માફ કરજે.' અને દિલ્હીમાં બિરલાભવનના કમ્પાઉન્ડમાં એવા જ અજ્ઞાનીએ છોડેલી ગોળીઓને, ઈસુએ છાતી પર ખીલાનો ઘા ઝીલ્યો હતો તેમ ત્રણ ત્રણ ગોળીઓ ઝીલતાં: 'હે રામ!' નો ઉદ્‌ગાર કાઢયો હતો. ઈસુના ઉદ્‌ગારમાં પ્રાર્થના હતી તો,' માનવજાત હજી યે એવી ને એટલી જ અજ્ઞાન છે!' એવું હૃદયવેધક દુઃખ ગાંધીજીના ઉદ્‌ગારમાં જાણે સંભળાય છે.

થોડીક કમાણી ખાતર જીવન-મરણ વચ્ચે ઝોલાં ખાતાં માણસ સાથે ય છેતરપિંડી કરતાં ભેળસેળવાળા ધૂર્તો પેલા હત્યારાઓ કરતાં કોઈ રીતે ઓછા દોષપાત્ર ખરા ?

ઈસુ એને ગાંધીજી પાછળ તો માનવજાતે અત્યંત આંસુ સાર્યાં, પશ્ચાત્તાપ કર્યો. પણ છેતરપિંડીથી મરનારાઓ તો મૂગા મૂગા અનંતકાળના મુખમાં ચાલ્યા જાય છે—એનું દુઃખ હોય તો તેમનાં લાગતાં-વળગતાંઓને, પશ્ચાત્તાપ તો કોઈને ય થતો હશે કે કેમ ?

આના ઉકેલ માટે બે માર્ગો વિચારાય છે. એક ધૂર્તોને શૂળી પર ચડાવવાનો, બીજો એમના અજ્ઞાનને ગાળીને રાહ પર લાવવાનો.

જુદાં જુદાં એવાં અનેક અનિષ્ટોને ટાળવા માટે એ જ બે વિચારધારા ચાલતી દેખાય છે. એક ભય ને દંડનો માર્ગ છે, બીજો પરિવર્તનનો. દંડનો માર્ગ સફળ નથી નિવડયો, તેમ પરિવર્તનનો માર્ગ પણ સફળ નિવડયો હોત તો હત્યારી ધૂર્તલીલા ચાલતી ન હોત.

બળ પર મુસ્તાક એવી સત્તાને પણ સમજાવટનો માર્ગ લેવો જ પડે છે, એ આજની પરિસ્થિતિ છે, તેના પક્ષે બળનું વજન છે ખરું, પણ તે બળ વાપરતાં પહેલાં સમજાવટનો માર્ગ લે છે. કેવળ વિચાર-પ્રચાર કાળમીંઢ હૈયાને પીગળાવી શકતો નથી. અંધ થયેલી આંખોને પ્રકાશ પ્રદાન કરી શકતો નથી.

ધૂર્ત લોકોને પોતાની લીલાની લાલચ કેમ થાય છે? ધનલિપ્સાને કારણે. રાતોરાત કુબેર થઈ જવાની લાલસાને

કારણ એ એવી લાલસા કેમ સેવી શકે છે? કેમ કે, એવી પરિસ્થિતિ છે એ કાયદાની જાળમા ન સપડાય એવા માર્ગે ધનપતિ થઈ શકે એવી પરિસ્થિતિ છે સર્વોદય અને સમાજવાદની હિલચાલ એવી પરિસ્થિતિ જ દૂર કરવા માગે છે અને એ જ છે એનો ખરો ઉદ્દેશ. પ્રવર્તમાન અનેક ક્રૂર ધૂર્તતાઓ અપરિમિત ધનસંગ્રહની છૂટને કારણે ચાલે છે અને માનવતા સતત જાણે શૂળે ચઢેલી દેખાય છે

કામના ભય વિશે ધર્મવીરો અને ધર્મશાસ્ત્રોએ બે રીતે માણસને ચેતવેલો છે, એક તો એમ કે 'એ તને ઊંડી ગર્તામા ધકેલી દેશે' આમ કહીને એ બેસી ન રહ્યા 'હૃદયમા કામ ઉદ્ભવે જ નહિ એવી પરિસ્થિતિમા રહેવુ' મોહ ઊપજે એવી દશામા યે કામને જીતવો એ ઉત્તમ તો છે જ, પણ બધા માટે તે શક્ય નથી, માટે મોહ જ ન જન્મે એવી સ્થિતિ ઉત્પન્ન કરવી. આહાર વિહારની મર્યાદા પણ તે માટે સૂચવી

ડહાપણનો એ માર્ગ આજે આ દિશામા પણ કંઈક પ્રકાશ નાખે છે સદ્ગુણો સદાચાર પર ભાર મૂકવો એટલુ જ બસ નથી, પણ એમાથી ચલિત પણ ન થવાય એવી પરિસ્થિતિ પણ સર્જવી ઘટે

ધન સત્તા આદિના લોભે, લાલચે જે અનેક ધાતકી ધૂર્તતાઓ આજે પ્રવર્તમાન છે, એ ખરાબ છે એમ સમસ્ત પ્રજામા ઠસાવવાનો પ્રયાસ કરીએ એ જરૂરી તો છે જ પણ તે સાથે જે કારણો એ ધૂર્તતાના પાછળ રહ્યા છે તેને જ દૂર કરે એવી પરિસ્થિતિ પણ સર્જવી ઘટે અને આજે એ અશક્ય નથી, અતિ કેન્દ્રિત સત્તા અને અતિ કેન્દ્રિત મૂડીના વિભાજનના માર્ગ લોકશાહી પાસે બળના ઉપયોગ વિના પણ છે જ

☆

ઇસાઈ મિશનરીઓએ ઇસાઈ ધર્મના પ્રચાર માટે પરદેશોમા ખાસ કરીને ત્યાની પછાત જાતિઓમા કામ કરવાનુ પસંદ કર્યું

શહેરની શિક્ષિત જનતા અને ગામડાના શ્રદ્ધાળુ લોકો ધર્માંતર પ્રવૃત્તિમા ખાસ રસ લે એ પહેલપ્રથમ તો શક્ય જ ન હતુ એટલે પછાતજાતિ અને તેમાય પર્વત જંગલોમા, તેની આસપાસ વસતા આદિવાસીઓમા અનેક મુશ્કેલીઓનો સામનો કરીને પણ ગયા અને વસ્યા જીવનની જરૂરિયાતોના અભાવથી દુ:ખી થતા રોગોમા રિબાતા અને ધર્મજ્ઞાનથી વંચિત લોકોમા દવાદારૂ અને પોતાને પણ ઉપરટે લાભદાયક નિવડે એવા શિક્ષણથી તેમણે પગપેસારો કર્યો અને ધીમેધીરે ધર્માંતર પ્રવૃત્તિ આદરી

શહેર ગામડામા પણ સામાન્યપણે સર્વસાધારણ લોકો કરતા ય જીવનની સગવડનો અને લોકસન્માનના અભાવથી દિનહીન દશામા જીવતા લગભગ અજ્ઞાન એવા લોકોમા જ વિશેષ તો, મિશનરી પ્રવૃત્તિ વિકસાવી શક્યા.

એ પ્રવૃત્તિમા પશ્ચિમના ઇસાઈ દેશોમાથી મળતી નાણાકીય મદદ તો કારગત નીવડી જ, પણ તે સાથે ભલેને સ્વાર્થભાવે કે ધર્મોધતાના આશયે મિશનરીઓએ ખંત અને નિષ્ઠાથી જે કામ કામ કર્યું તેનો ફાળો ઓછો નથી. આ દાખલો એમ સૂચવે છે કે, સાચી દૃષ્ટિથી અને નિષ્ઠાથી મિશનરી ભાવનાથી કામ કરનારા સેવકો આપણે ત્યા હોય તો તેમને માટે પણ સંરક્ષિત અને પછાત જાતિના ઉદ્ધારનો માર્ગ મોકળો છે

હિન્દુ ધર્મ વિશે અભિમાન ધરાવનારાઓ વારવાર વટાળપ્રવૃત્તિ સામે ઉકળાટ ઠાલવે છે ખરા પણ આઝાદી મળ્યાને દસ દસ વર્ષ વહી ગયા, ઇસાઈ મિશનરીઓને પરદેશી શાસનની ઓથ હતી તે પણ ચાલી ગઈ છતા તેમનુ પ્રચારકાર્ય હજી કેમ ચાલી રહ્યુ છે? કેમ, કેટલાય શ્રીમંતો માદા પડતા હજી મિશન-હોસ્પિટલમા જ જવાનો આગ્રહ રાખે છે? કેમ પોતાના બાળકોને મિશનની અગ્રેજી હાઇસ્કૂલોમા ભણાવવાનો આગ્રહ રાખે છે? આપણા મિશનરી સેવકો અને મિશનરી સેવા સંસ્થાઓ આ પ્રશ્નોનો જવાબ પોતાની પાસે માગે અને પોતાનામા શુ ખૂટે છે એ શોધી કાઢે એ જરૂરી છે

—મ

☆

સુરત સબ જેલમાંથી સાબરમતી સેન્ટ્રલ જેલમાં લઈ જવામાં આવનાર સત્યાગ્રહી કેદીઓનું જૂથ લગભગ એંશીનું હતું.

સાંકડી ખોલીઓમા ને નાનકડા વર્તુળમાં બબ્બે મહિના ગાળીને બધા કંટાળી ગયા હતા. સેન્ટ્રલમાં તો સત્યાગ્રહી કેદીઓ લગભગ ત્રણેક હજાર હતા અને દરેક બૅરેક વોર્ડમા ત્રણસોથી પાંચસો કેદીઓ છે એવી ખબર હતી તેથી ત્યાં એટલા માણસો વચ્ચે જુદી જુદી પ્રવૃત્તિઓમાં ઘણો આનંદ આવશે એવા વિચારે બધા ખુશ થઈ ગયા. કેટલાકોએ તો—જેમનો કેસ પતી ગયો હતો અને કેટલાક અટકાયતી કેદીઓ હતા—સબ જેલમાંથી સેન્ટ્રલમાં લઈ જવા માટે અધિકારીઓને અરજી વિનંતિઓ પણ, કંટાળીને કરી હતી.

સાધારણ રીતે તો જે દિવસે લઈ જવાના હોય ત્યારે જ ખબર પડે, પણ કેટલાક ચાલાકોએ તિકડમ પદ્ધતિએ એકબે દિવસ અગાઉ એ ખબર મેળવીને પોતાના સગાવહાલાઓને પણ ખબર પહોંચાડી દીધેલી. જેથી જેલ છોડતી વખતે દરવાજે જ કેટલાકનાં સગાંઓ મળી ગયાં, મોટે ભાગે આસપાસનાં નજીકના ગામમા રહેનારાઓ, અને શહેરના કેદીઓનાં સગા ઓળખીતા સ્ટેશને આવી મળ્યાં. મળવા આવનારાઓ કંઈ ખાલી ન આવે, સૌ પોતપોતાથી બની શક્યું તે લઈને, બિસ્તર બિછાના, પુસ્તકો અને ખાવા પીવાની ચીજો લઈને આવેલાં. પોલીસો આ બધું સમજતા કે તેમને સમજાવી લેવામાં આવ્યા હશે તેથી, એમણે સરળતાથી મળવા દીધાં ને ચીજવસ્તુઓ પણ આપવા દીધી. કેટલાક બીજી ત્રીજી વાર જેલ જનારાઓએ સલાહ પણ આપી કે, અમુક અમુક વધારાની ચીજો પરત કરી દો, તે સેન્ટ્રલમાં ઊલટી ભારરૂપ થઈ પડશે. તેમ પણ થયું.

ગાડીમાં બપોર થયા—ગાડી લોકલ હતી—અને જમવાનો પ્રશ્ન આવ્યો. કેટલાક જૂના અનુભવીઓએ પોલીસ-અધિકારીને કહ્યું કે, 'કેદીઓના ભથ્થાની રકમ તમને મળે છે એટલે તમે બધાને ખવડાવો!'

એક સ્ટેશને ગાડી ઠીક ઊભી રહેતી હતી ત્યાં અધિકારીએ ચા ગાંઠિયાં મંગાવ્યાં!

અનુભવી કેદીઓ કહે, 'અમારે તો પાકું ભાણું જોઈએ. તમને પૈસા તો પાકા ભાણાના મળે છે, અમે નાસ્તો શું કામ કરીએ!'

'અમે તો આવું જ ખવડાવીએ છીએ. લોકપમાં પાકું ભાણું કેવું? અમે પણ એ જ ખાવાના!'

સરકાર સામે કાયદેસર બધી રીતે બાઝવાની શોખીન એવા બે-પાંચ સામે બીજા પોણોસોક કહે કે, જવા દો, જે મળ્યું તે ઠીક છે. આપણે તો ગાંઠિયા ખાઈ ને ય ગળાં બગાડવાં નથી. અને આપણી પાસે તો ઘણું ખાવાનું પડ્યુ છે. પોલીસો આપણી વાત રાખે છે તો આપણે પણ એમની વાત રાખીએ!'

અને, છેવટે એમ જ થયું. કેદીઓ માટે ખરીદેલાં ગાંઠિયામાંથી પોલીસોએ પણ પોતાનો ભાગ લઈ લીધો! જો કે, એમને પણ મુસાફરી ભથ્થું મળતું જ હોય છે.

આ પ્રસંગે મારો આગલો અનુભવ યાદ આવ્યો.

લોકઅપમા ત્રણેક દિવસ, રિમાન્ડ પર લેમા રાખેલો. રિમાન્ડ એટલે મન ફાવે ત્યારે લોકઅપમાથી ઉચ્ચ પોલીસ અધિકારી પાસે રજૂ કરવામા આવે તે, હકીકત મેળવવા ખખડાવે, ધમકી આપે અને તેમ છતાં તેમની ધારણા બર ન આવે તો, ચૌદમા રતનનો પણ ઉપયોગ કરે.—ત્યારે લોકઅપના પિંજરામા એક ફોજદારી ગુન્હાસર પકડાયેલો કેદી પણ હતો, તે રીઢો એટલે ખાવાના સમયે પાકું ભાણું જ માગે' ન આપે તો નાસ્તો કરે જ નહીં, રિપોર્ટ કરીશ! એમ પણ કહે. અને નજીકની લોજમાથી રાઈસ પ્લેટ આવે તે બબડીને ખાય. પણ અમારા જેવાને તો, કોઈ મળવા આવે તે ચા પાણી કરાવી જાય કે ફળ આદિ આપી જાય તે પૂરી તપાસ કરીને પોલીસ આપે કે, આવનાર પાસે પૈસા લઈને પહોંચાડે—એટલે અમારાથી તો પાકા ભાણાનો આગ્રહ રખાય જ નહીં ને?

આજે પણ, મધ્યમ વર્ગ, જેલની બહાર પણ, 'પાકું ભાણું' મળે એમ ઇચ્છે ખરો, પણ બીજીત્રીજી સગવડો મળી જાય તો, નાસ્તાથી ચલાવી લે છે!

પણ મજૂરો તો બીજી ત્રીજી સગવડો ભલે રાખે ચઢાવો—ભાણું તો પાકું જ જોઈએ, એમ કહીને હડતાળે જતાં, માગણીઓ કરતાં દેખાય છે! અને છેવટે, રાઈસપ્લેટ મળે તો બબડતાં બબડતાં સ્વીકારી લે છે!

ભારતની જનતાનો મોટો ભાગ, હજી સત્યાગ્રહી અને અન્ય કેદીઓ જેવી જ ભાવનાનો નથી શું?

# પ્રાર્થનાના પ્રકાશમાં

ગુ. મ.

હરિજન આશ્રમ, સાબરમતી ના વિદ્યાલયનું પ્રાર્થનાગૃહ. તેના બધા બારી બારણાં ખુલ્લાં છે. શનિવારનો દિવસ. સવારનો સમય. આચાર્યશ્રી પધાર્યા છે. તેમની આંખો ધ્યાનાવસ્થામાં બંધ છે. તેમના ચહેરા પરથી લાગે છે કે, તેમનું મન અદૃશ્ય, અલૌકિક જગતમાં ઊડી રહ્યું છે. તેમના આસન સામે વિદ્યાર્થીનીઓને બેસવાની જગ્યા છે. તેમની એક આસપાસ સહકર્મચારીઓને બેસવા માટે પાથરણાં બિછાવ્યાં છે.

પ્રાર્થનાનો ઘંટ વાગી ચૂક્યો છે. છાત્રાલયેથી બહેનો બહાર નીકળી ચૂકી છે અને એકેક કરીને પ્રાર્થનાગૃહ તરફ જઈ રહી છે. નાના બાળકો તે પહેલાં જ દોડીને પ્રાર્થનાગૃહમાં આવી ગયા છે. બધા મૂંગામૂંગા પ્રણામને આચાર્યશ્રી સામે મીટ માંડીને બેઠા છે.

અચાનક આચાર્યશ્રી હારમોનિયમ સાથે – 'હરિ બોલ હરિ બોલ, હરિ હરિ બોલ, મુકુન્દ માધવ ગોવિંદ બોલ!' ની ધૂન દર્દભર્યા સાદે ગાવી શરૂ કરી દે છે. બાળકો તેને ઝીલે છે. બહેનો એક પછી એક ખૂલ્લા બારણામાંથી પ્રવેશી રહી છે. તે સૌ પણ ઉત્સાહથી ઝીલી લે છે.

હરિનામની ધૂન જામી ગઈ. વાતાવરણમાં એક જાતની સુગંધ વ્યાપી ગઈ. એવા અદ્ભુત વાતાવરણમાં ગૃહમાં હજી યે આવી રહેલ બહેનોમાંના સૂર્યના કિરણો પણ ખુલ્લા બારણાંમાંથી પ્રવેશ્યાં. પ્રાર્થનાગૃહ ઉજ્જ્વળ બની ગયું. ફક્ત તે જ નહીં, ગૃહમાં બેઠેલાં બાળકો પણ પ્રકાશનાં પુષ્પો જેવાં લાગતાં હતાં. કોઈને પોતાનાં વ્યક્તિગત રૂપરંગ જ નહીં! પ્રાર્થનાગૃહ પ્રકાશનું સરોવર બની ગયું.

આજે આમ કેમ બન્યું? દરરોજની પ્રાર્થનામાં અગાઉ કોઈ દિવસે આવું નથી બન્યું. પ્રાર્થનાગૃહ, આચાર્યશ્રી, બાળકો, સૂર્યનો પ્રકાશ–બધું પહેલાં જેવું જ હતું. તો શું, આજે મારી આંખોમાં કોઈ જાતનો કરોળ કીમિયો આવી ગયો છે કે આચાર્યશ્રીમાં એવો કોઈ પ્રકાશ આવી પ્રવેશ્યો છે કે જેનાથી બહાર પણ બધું પ્રકાશમય બની ગયું છે? સ્થાન સમય સીમિત જેવું લાગે છે. સ્થાન અને સમયનું ભાન આજે લુપ્ત થયું છે. આજે પૃથ્વી પર સ્વર્ગ ઊતરી આવ્યું હોય એવું લાગે છે પણ દરરોજ કેમ એવું નથી અનુભવાતું?

એવામાં આચાર્યશ્રી મીઠા, બુલંદ અને ભવ્ય સાદે લલકારી ઊઠ્યા

**'આવી, આવી રે પ્રભુ, તારી ચેતના!'**

કોની ચેતના? પ્રભુની? પણ પ્રભુ તો સર્વત્ર અને સદાકાળ છે. તે છતાં તેનો સ્પર્શ ફક્ત આજે જ કેમ અનુભવ્યો? તેની ચેતના તેની કૃપાની જેમ એક નિરંતર વહ્યા કરતી સરિતા સમાન છે. તેમાં નિયમિત સ્નાન કરી રહ્યો છું એવું કેમ લાગતું નથી? બીજું એ કે, આ ચેતના તો આચાર્યશ્રીના હૈયામાં ઊતરી. તેઓ તો ધન્ય થયા જ. પણ બીજા એવી રીતે કેમ ધન્ય થઈ શકે છે? બીજાને પ્રાર્થનાગૃહ પ્રકાશના સરોવરમાં પલટાઈ ગયેલું લાગે છે તે તેની ફક્ત કલ્પના જ તો નહીં હોય ને? કે, એકની અંદર ઊતરેલી અતિમનસ ચેતના બીજાને પણ સ્પર્શી શકે છે?

ત્યાં તો, આચાર્યશ્રીએ એક બીજું ગીત શરૂ કર્યું –

**'તે રણમાં રે આવીને ગંગા ઉતારી!'**

કોણે આ ચમત્કાર કર્યો? અને એવો ચમત્કાર થાય તે પહેલાં રણની પેઠે જ શુષ્ક પ્રાણહીન બની જવું ખરેખર જરૂરી છે શું? શું એમ થયા વિના સ્વર્ગીય ગંગા નહીં વહે? શું રણમાં પહોંચતાં જ પ્રભુને કારણ મળે છે? પણ એ દૈવી ચેતના કોઈનામાં ઊતરી છે એનું પ્રમાણ શું? શું તેનું જીવન સર્વાંગે સુવર્ણમય બની જાય છે કે તેનો કોઈ એક ભાગ જ સુવર્ણમય બની જાય છે? પણ દૈવી ચેતના તો પારસ પથ્થર જેવી હોય છે એમ કહેવાય છે, તે તો જે વસ્તુ તેને સ્પર્શે તેને સંપૂર્ણ સુવર્ણમય કરી દે છે.

ત્યાં તો આચાર્યશ્રીએ ગીત પૂરું કર્યું. એક શ્લોક બોલ્યા. તેનો ભાવાર્થ એવો હતો કે ઘાસ તરણાં જેવી નમ્રતા, વૃક્ષ જેવી સહનશક્તિ ને અપમાનિતને પણ માન આપવાના ગુણો કેળવવા.

તો શું આ 'ત્રિમૂર્તિ'ની નિયમિત પૂજા કરવાથી જ દૈવી ચેતના માણસમાં ઊતરે છે? તો શું દૈવી ચેતના કોઈ વ્યક્તિમાં ઊતરતાં પહેલાં અમુક શરતો કરે છે? પણ 'પ્રભુની કૃપા તો બિનશરતી હોય છે' એવું કહેવાય છે. તેની કૃપા તો પ્રેમનો પ્રકાશ છે–સૂર્યના પ્રકાશ જેવો

પણ સૂર્ય તો પહેલાંથી એવી કશી શરત કરતો નથી કે, 'અંધકાર, તું સૌથી પ્રથમ દૂર થા, પછી હું પ્રકાશ આપીશ.'

પ્રાર્થના પૂરી થઈ. વિદ્યાર્થિનીઓ એકેક કરીને પ્રાર્થનાગૃહની બહાર ગઈ, પણ હજી સૌ પ્રકાશના પુષ્પો જેવાં જ લાગતાં હતાં. નહીં, નહીં–હકીકતમાં તેઓ આના જ છે. પણ આજે જ મારી આંખો તેમની એ આધ્યાત્મિક મહાનતાનાં દર્શન કરી શકી. જો, આવું દર્શન હું પ્રત્યેક વ્યક્તિમાં કરી શકું તો કેવું સારું! પણ વાંક મારો જ છે, કે એમ કેમ થતું નથી!

જેમ કે, દિલ્હીવાળા શ્રી ઓમબાબા વારંવાર કહેતા–

નૂર ઉસકા, જહૂર ઉસકા,
મગર, તુમ ન દેખો, કસૂર કિસકા?

*

# બે ભાઈ

વર્ષો પહેલાંની વાત છે. એક ગામમાં બે ખેડૂત ભાઈઓ રહેતા હતા, નાનાનું નામ નાનાભાઈ અને મોટાનું મોટાભાઈ. મા બાપ તો નાનપણમાં મરી ગયેલાં, એક નાનકડું ખેતર વારસામાં મૂકીને. તે સિવાય બે બળદ અને એક સારો કૂતરો પણ હતા.

મોટાભાઈ કામનો ભારે આળસુ, ખેતરે જવાને બદલે ઘરે જ ખાટ પર પડી રહે, જમીન ખેડવી, ખેતીની દેખરેખ રાખવી એ બધું નાનો ભાઈ કરતો. આમ છતાં પણ મોટાભાઈને ખૂંચતું કે, આ નાનો મારી સંપત્તિમાં નાહકનો ભાગીદાર બની બેઠો છે.

એક દિવસ એણે નાનાભાઈને કહ્યું 'જો ભાઈ, મા-બાપ મરી ગયાં ત્યારે આપણે નાના હતા, તેમાં તું તો સાવ નાનો–હવે તું ઉમ્મર લાયક થઈ ગયો છે. હવે આપણે અલગ થઈએ તો ઠીક.'

'પણ એવી શી જરૂર પડી? આપણી વચ્ચે કશી તકરાર નથી!' નાનાએ કહ્યું.

'પણ, તે તો હું કશું બોલતો નથી તેથી. જો હવે હું કંઈ રાંધી-ખવડાવવા માટે નવરો નથી. રોજ રોજ હાથ બાળવા કરતાં એક દિવસ હૈયું બાળીને બેસી રહેવું વધારે સારું.'

નાનાએ મોટાને સમજાવવા ઘણું યે કર્યું પણ જેના દિલમાં કળજુગ પેઠો હતો તે એમ માને ખરો?–છેવટે બંને જુદા થયા. મોટાએ જમીનનો સારામાં સારો ખેડાઉ ભાગ પોતે રાખી લીધો, બળદ પણ રાખ્યા, નાનાને પડતર જમીન ને કૂતરો આપ્યો. આમ ભાગ વહેંચાઈ ગયા. પણ મોટો તો એવો ને એવો જ આળસુ રહ્યો. બળદની સંભાળ ન રાખવાને કારણે એ ય દિવસે દિવસે દુબળા થતા ગયા, તો પણ એની આંખ ઉઘડી નહીં. નાનો ભાઈ તો સારી રીતે દિવસો ગુજારતો હતો. પોતાના કૂતરાની સાર સંભાળ રાખતો, અને નજીકના જંગલમાં લાકડાં કાપવા જતો ત્યારે પણ તેને સાથે લઈ જતો. એવામાં ખેતીની મોસમ આવી ને નાનો ચિંતામાં પડ્યો, કેમકે એની પાસે બળદ ન હતા.

એક દિવસ એમ જ એ વિચારમાં ને વિચારમાં તાપણી પાસે ઝોકાં ખાતો બેઠો હતો ત્યાં તેના કૂતરાએ ત્યાં આવી જોરશોરથી ભસવા માંડ્યું. નાનો ઝટ જાગી ગયો. એ ઊઠ્યો, કોદાળી પાવડો લઈને ખેતરે ગયો ને જમીન સરખી કરવા લાગ્યો. થોડીવારે ખૂબ થાકથી હાંફીને એ જમીન પર બેસી ગયો. કૂતરો ફરી તેની પાસે આવીને જોરજોરથી, જાણે કશું કહેતો હોય એમ ભસવા લાગ્યો. 'અરે તું કેમ ભસે છે? શું તું મને જમીન ખેડી આપશે?' નાનાથી પૂછાઈ ગયું.

કૂતરો ખેતરમાં જઈને એવી રીતે કૂદ્યો જાણે એના પર હળ નાખ્યું છે અને એ ખેડી રહ્યો છે.

નાનાએ કૂતરો ખેંચી શકે એવું નાનકડું હળ બનાવ્યું અને તેમાં તેને જોડી એ ધીરે ધીરે જમીન ખેડવા લાગ્યો.

મોટાએ એક દિવસ જોયું કે, નાનાનું ખેતર

તો સરસ ખેડાયુ છે પણ શાથી ? એને આશ્ચર્ય થયુ 'નાના આ ખેતર કોણે ખેડયુ ?' એણે પૂછ્યુ

'મે પોતે'

'પણ બળદ ક્યાથી લાવ્યો ?'

'મે તો કૂતરાને જોતરીને ખેડયુ છે'

મોટો કશુ બોલ્યો નહીં 'વારુ તુ મને એક દિવસ માટે તારો કૂતરો આપ મારે કામ છે' અને એમ કહીને એ કૂતરો માગીને લઈ ગયો મોટાએ કૂતરાને હળે જોડયો પણ તે તો જેમનો તેમ ઊભો જ રહ્યો મોટાને તેથી, એવો તો ગુસ્સો ચડયો કે એના માથામા કોદાળી ઝીકીને મારી નાખ્યો

સાજ પડી, કૂતરો પાછો ઘરે ન આવ્યો એટલે નાનાને ચિ તા થઈ મોટા પાસે જઈને પૂછ્યુ 'ભાઈ, મારો કૂતરો ?'

'ભગવાન જાણે, એ ક્યા મરી ગયો ! મને કઈ ખબર નથી ' મોટાએ લાપરવાહીથી કહ્યુ

મોટાભાઈનો ચહેરો જોઈને નાનાએ વધારે પૂછ્યુ નહીં એ કૂતરાને શોધતા આમતેમ ફરવા લાગ્યો છેવટે તેની લાશ જ મળી રડતા રડતા એણે શબને ઉપાડયુ અને ગાતોગાતો એ ઘરે પાછો ફર્યો–

મને વારસા માગમડી રે મળ્યા હતા એક કૂતરો
મારે માટે ખેડ કરતો મારે વ્હાલો કૂતરો
ક્યા જાલિમે ક્યા કારણે પ્રાણ હર્યા રે એનો
નાના મારા રૂડા રૂપાળા બેજબાન કૂતરાનો

નાનાએ માટીના ટીંબા પર ખાડો ખોદી શબને દફનાવ્યુ અને રોજ તે ત્યા જવા લાગ્યો એમ રોજ જતા એક દિવસ એણે ત્યા વાસનો કોંટો ફૂટેલો જોયો ફરી વાર ગયો ત્યારે તો સરસ વાસનુ ઝાડ ઊગેલુ તેણે જોયુ એ જોઈને એ એટલો તો ખુશ થયો કે એક પાતળા વાસને પકડીને હલાવતો ગાવા લાગ્યો–

ધરતીમેર ઓ વાસ સાંભળ વિનતી મારી
ચાદી સોનાની ભરી દે પ્રિય તુ ઝોળી મારી
રોજ સવારે જોઈએ મારે સોનુ મુઠ્ઠીભર
સધ્યાકાળે ઝોળી મારી ચાદીથી તુ ભર

એણે ગીત પૂરુ કર્યું કે ખરેખર, વૃક્ષમાથી સોના ચાદીનો વરસાદ પડયો એણે તેનાથી ગજવા ભર્યા અને પછી એ સવાર સાજ ત્યા જતો, લીલા વાસને હલાવતો અને સોનુ ચાદી ખરતા

મોટાભાઈને ખબર પડી તો એણે પૂછ્યુ 'તુ સોનુ ચાદી ક્યાથી ચોરી લાવે છે ?'

'હુ ચોરતો નથી, પણ કૂતરાની સમાધ પર ઊગેલા વાસઝૂડને હલાવુ છુ, અને ખરે છે તે લઈ આવુ છુ ' નાનાએ ભોળાભાવે કહ્યુ

'તુ સાચુ બોલે છે કે મને બનાવે છે ?' મોટાએ શકાથી પૂછ્યુ

'ના, ના, હુ સાચુ કહુ છુ તમે પણ એમ કરી જુઓ ' પછી એણે જે રીતે પોતે વાસઝૂડ પાસે જઇને તેને હલાવતો ને સોનુ ચાદી ખરતા તે કહ્યુ

મોટાએ ઝટ ઘરે જઈને વાસની ટોપલીઓ લીધી, વાસઝૂડ પાસે ગયો વાસ હલાવીને એ ગાવા લાગ્યો ત્યા તો તેના પર સોના ચાદીને બદલે જાતજાતના કીડા મકોડા ખરવા લાગ્યા જોતજોતામા એનુ આખુ શરીર એનાથી ઢકાઈ ગયુ, અને કરડવા લાગ્યા શરીરને ખજવાળતા ખજવાળતા એ પાગલ જેવો થઈ ગયો થોડીવારે એ ઘરે દોડયો, કુહાડી લઈ આવ્યો અને વાસને કાપી નાખ્યા

બીજે દિવસે નાનો ત્યા ગયો તો એણે કપાયેલા વાસ જોયા એનુ હૃદય વલોવાઈ ગયુ અને તે ગાવા લાગ્યો–

મને વારસામાગમડી રે મળ્યો હતો એક કૂતરો
મારે માટે ખેડ કરતો મારો વ્હાલો કૂતરો
ક્યા જાલિમે ક્યા કારણે પ્રાણ હર્યા રે એનો
નાના મારા રૂડા રૂપાળા બેજબાન કૂતરાનો
એની સમાધિ પર ઊગ્યો 'તો પછી મઝાનો વાસ
રોજ સવારે સોનુ દેતો ચાદી દેતો સાજ
ક્યા જાલિમે હાય રે મારો કાપી નાખ્યો વાસ
તૂટી ગઈ મુજ દુખિયા કેરી એકલ એ પણ આશ'

નાનાએ કપાયેલા વાસને ભેગા કરી, ઘરે લઈ

જઇ તેને કાપીકૂપી તેમાંથી મરઘાં રાખવાનું એક પિંજરું બનાવ્યું. એણે વિચાર્યું કે મહિના'ક પર નજીકના ગામે મેળો ભરાવાનો છે ત્યાં વેચી આવીશ. પણ થયું એવું કે આસપાસનાં ઘરોની પાલતુ મરઘીઓ અને બતકો પિંજરામાં આપોઆપ આવ્યાં અને ઘણાં ઇંડાં મૂકી ગયાં.

નાનો ફરી રાજી થયો. જીવવાની હામ આવી. ઇંડાં લઈને એ બજારે ગયો. મોટાભાઈએ એને પૂછ્યું: 'અલ્યા, તેં આટલાં બધાં ઇંડાં ક્યાથી ચોર્યા ?'

ભોળાભટાક નાનાએ સાચેસાચું કહી દીધું. એટલે મોટો કહે કે, 'એક દિવસ માટે મને તું એ પિંજરુ ઉછીનું આપ.'

ભોળારામ જેવા નાનાએ પિંજરું ઉછીનું આપી દીધું.

મોટાએ ઘરે જઈને મોરીની નજીક પિંજરું મૂકી દીધું. થોડીવારમાં જ મરઘાં બતકાં ત્યાં દોડી આવ્યાં. મોટો તો એ જોઈને રાજીરાજી થઈ ગયો. બધાં પાછાંગયાં પછી એણે પિંજરામાં જોયું તો સાવ ખાલી હતું! એને તેથી એટલો તો ગુસ્સો આવ્યો કે પિંજરાને બાળી નાખ્યુ !

નાનાભાઇને જ્યારે ખબર પડી કે પિંજરું બાળી નાખવામાં આવ્યું છે ત્યારે તેને ભારે દુઃખ થયું. ત્યાં જઈને એણે પિંજરાની રાખ ભેગી કરી, ઘરે ગાતો પાછો ફર્યો—

મને વારસાભાગ મહીં રે મળ્યો હતો એક કૂતરો,
મારે માટે ખેડ કરતો મારો વ્હાલો કૂતરો,
કયા જાલિમે, કયા કારણે પ્રાણ હર્યો રે એનો,
નાના મારા રૂડારૂપાળા ખેજબાન કૂતરાનો.
એની સમાધિ પર ઊગ્યો 'તો પછી મઝાનો વાંસ,
રોજ સવારે સોનું દેતો, ચાંદી દેતો સાંજ.
કયા જાલિમે હાય રે મારો કાપી નાખ્યો વાંસ,
તૂટી ગઈ મુજ દુખિયારી એકલ એ પણ આશ!
કાપ્યા વાંસ તણું બનાવ્યું રૂડું-રૂપાળું પિંજર,
ભરી ભરીને ઈંડાં દેતાં એમાં મરઘાં તીતર.
કયા જાલિમે હાય રે મારું બાળી નાખ્યું પિંજર,
ટુકરેટુકડા કર્યા હૃદયના, પાણી આશાઓ પર.

હતાશ થયેલો ને હવે ભરણપોષણનું કોઈ સાધન ન રહ્યું એટલે કાંધે કોદાળી લઈને હાથે જમીન ખેડવા ફરી પોતાના ખેતરે ગયો. જમીન ખોદી નાખીને તેમાં પેલા પિંજરાની રાખ છાંટીને દૂધીનાં બિયાં છાંટી દીધાં.

બીજ બહુ વહેલાં ફોલ્યાં. થોડા દિવસોમાં તો વેલાં વધવાં લાગ્યાં. થોડા દિવસોમાં તો વેલાં અને દૂધીઓથી એની જમીન ઢંકાઈ ગઈ. તેમાં એક દૂધી તો એટલી મોટી હતી કે, એની ગોળાઈ જ આઠ નવ ફૂટની હતી! નાનાએ એનું નામ 'દૂધીરાણી' રાખ્યું.

એક વાંદરો ત્યાં ચઢી આવ્યો. દૂધી જોઈને તેની દાઢ સળકી. એણે એક દૂધી તોડી અને ચાલવા લાગ્યો. પોતાના અડ્ડા પર જઈને એણે બીજા વાંદરાંઓને કહ્યું કે, 'નજીકના ખેતરે ખૂબ દૂધીઓ થઈ છે. હાથ મારવા જેવું છે. ચાલો જલદી જઈને તોડી લાવીએ.'

વાંદરાંઓ બાકીની દૂધીઓ લઈ ગયાં માત્ર દૂધીરાણી જ બાકી રહી ગઈ, કેમકે તે લઈ જઈ શકાય એવી ન હતી.

વાંદરાઓએ પોતાના અડ્ડે જઈને વિચાર્યું કે લાવવા જેવી તો પેલી દૂધીરાણી જ છે. પણ તેને લાવવી કેમ? આ પણી દેવીને આહ્‌વાન કરીએ તો તે આવીને અહીં મૂકી જાય ખરી! એમ વિચારીને તેઓ પૂજા માટે રાખેલી સોના ચાંદીની પ્યાલીઓ અને ધૂપ લઈને દૂધીરાણી પાસે આવ્યાં અને બધું તેની સામે રાખી, ધૂપ કરી દેવીને આહ્‌વાન માટે હાથ જોડીને પ્રાર્થના કરવા લાગ્યાં. દૂધીરાણીની અંદર બેઠેલા નાનાએ એ બધું જોયું અને એણે અંદરથી દેકારો કર્યો: 'હે... એ... ઈ!'

વાંદરાંઓ ચોંકી ઊઠયાં એમણે ધાર્યું: આ તો દૂધીરાણી બોલે છે! એટલે ભયનાં માર્યાં સોના ચાદીનાં પૂજાપાત્રો ત્યાં જ મૂકીને ભાગી ગયાં. તેમના ગયાં પછી નાનાએ બહાર આવી સોના-ચાંદીનાં પાત્રો ભેગાં કર્યાં અને ઘરે પાછો ફર્યો.

હમેશની પેઠે મોટાભાઈ નાનાને ફરી પૂછવા

આવ્યો 'અરે, આ સોના-ચાંદીની ચીજો ક્યાંથી ઉપાડી આવ્યો?'

'ભાઈ, મેં ચોરી નથી કરી!' નાનાએ સ્વાભાવિકપણે કહ્યું.

'ત્યારે, આ બધું તારી પાસે આવ્યું ક્યાંથી?' મોટાએ ખખડાવીને પૂછ્યું.

નાનાએ દૂધી અને વાદરાઓની વાત જેમ બની હતી તેમ કહી.

'ઠીક!' કહીને મોટો પાછો ફર્યો. રાત પડી એટલે એ નાનાના ખેતરે ગયો અને નાનાની પેઠે જ દૂધીરાણીની અંદર જઈને બેઠો. વાદરાઓ ફરી આવ્યા પણ આ વખતે એમની સંખ્યા અતિ ઘણી હતી. હા, આ વખતે એમની પાસે પૂજાના પાત્રો ન હતા. એમણે તો આવીને સૌએ મળીને દૂધીરાણીને ઉપાડી અને ચાલવા લાગ્યા. આળસુ મોટો તો અંદર ઊંઘતો હતો!

વાદરાઓ તો દૂધીરાણીને લઈને એક ઊંડા ઝરણા પાસેની એક ઊંચી ટેકરી પર લઈ આવ્યા. એવામાં મોટો જાગી ગયો. વાદરાઓના હોકારા દેકારા સાંભળીને એને લાગ્યું કે, વાદરાઓ દેવીને આહ્‌વાન કરવા માટે પ્રાર્થના કરતા હશે. એણે તરત અંદરથી નાના પેઠે જ દેકારો કર્યો: 'હે — એ ઈ!' એ ઓચિંતા સાદથી વાદરાઓ ગભરાયા. તેઓ દૂધીરાણીને ટેકરી પરથી ઊંડા ઝરણામાં ગબડાવી જીવ લઈને ભાગી ગયા.

ટેકરી સાથે અફળાતી ઝીંકાતી દૂધીરાણી ઝરણામાં પડી ત્યારે ભૂકો થઈ ગઈ હતી, તો, અંદર ભરાયેલા મોટાના હાલ કેવા થયા હશે એ તો તમે જ વિચારી લેજો!

અને, સાથે સાથે એ પણ વિચારજો કે જાતે આળસુ રહીને બીજા મહેનતુનું સદ્‌ભાગ્ય છીનવવા જઈએ તો છેવટે શું થાય? [ચીની લોકકથા પરથી]

☆

## મુક્તકો

૧

તારા અહા શાશ્વત વિશ્વનીડે
કદી નથી રાજતું એક રૂપ,
(તારી ગણું એ કરુણા અનુપ)
તેથી જ તો ભાર બની ન પીડે
મા' ભૂતનો લાડ-મહેલ સ્તૂપ.
બેસે અહીં કાળમુખું ય ઘૂડ,
તો આપણો પાખ ભરે ગરુડ.

૨

અમે જ બન્યું છું અમે જ
મિલનાદ ઊંચે થકે
પરંતુ પળમાંહી શાન્તિ,
—રથળ ખાલી, પડદો પડે.

૩

કોઈ વસ્તુ લાગતી ના અકારી,
મને ન આવે અહીં નો અભાવો:
સૌની સાથે મોજથી ઘૂમનારી
આ જિંદગી છે લખલૂટ લ્હાવો.
કેવો દયાપાત્ર હવાઈ મ્હેલમાં
દેવત્વનો બની બનેલ દાવો!

મકરન્દ દવે

## સૌથી સુંદર સ્વરૂપ

સંયમ? સમ+યમ? યમ સમાન.

યમને તો ધર્મરાજા પણ કહે છે, કેમ?

કેમ કે, જીવનનો સૌથી મોટો સંયમ અને સંરક્ષક યમ છે.

લોકો યમને મૃત્યુના રૂપમાં જુએ છે, અને કહે છે કે તે તો કાળ જેવા કાળા છે.

પરંતુ, મૃત્યુનું આંતરિક સ્વરૂપ તો શ્વેત છે, એ ચમત્કાર કેમ થયો? સંયમ દ્વારા!

જગતમાં જો મૃત્યુ ન હોત તો જીવનનો વિશાળ અને વિરાટ વિકાસ કદી પણ થઈ શકત નહીં. કેમ કે, મૃત્યુ જ જીવનની ગતિને સરખી રાખે છે અને તે સાથે જ તેને વેગ પણ આપે છે.

એટલા માટે જ તો યમરાજને ધર્મરાજા પણ કહે છે. મૃત્યુના કેવળ વારંવારના સ્મરણથી જ માણસ મોહમાયાની જાળ અને જંજાળમાં ફસવામાંથી બચી જાય છે.

કેમ? કેમ કે, એ પ્રકારના સ્મરણથી તેને પોતાની અનેક કામનાઓ પર સંયમ રાખવાની પ્રેરણા મળે છે.

જો સંક્ષેપમાં કહેવામાં આવે તો સંયમનું સૌથી સુંદર સ્વરૂપ છે.

ગુરુદયાલ મલ્લિક

## સાભાર સ્વીકાર

**નવજીવન પ્રકાશન (અમદાવાદ)નાં**

**રવીન્દ્ર-સૌરભ:** [અનુવાદ અને રસગ્રહણ] કાકાસાહેબ કાલેલકર; મૂલ્ય અઢી રૂપિયા.

**હિન્દના જવાહર:** મણિભાઈ ભગવાનજી દેસાઈ; મૂલ્ય: એક રૂપિયો.

**ગુ. વિદ્યાપીઠ (અમદાવાદ)નાં**

**ઈસપ અને તેની વાતો:** [ભાગ-૪] મગનભાઈ પ્રભુદાસ દેસાઈ; મૂલ્ય: પચાસ નવા પૈસા.

**બોધક કહાનિયાં:** [હિન્દી] લે. મુકુલભાઈ કલાર્થી, અનુ. અંબાશંકર નાગર, મૂલ્ય: છ્યાસી નવા પૈસા.

**પાયાની કેળવણીનો પ્રયોગ:** લે શિવાભાઈ ગોકળભાઈ પટેલ; મૂલ્ય: દોઢ રૂપિયો.

**મારો જેલનો અનુભવ:** [ત્રીજી આવૃત્તિ] લે. ગાંધીજી; મૂલ્ય: સાઠ નવા પૈસા.

**આર. આર. શેઠની કંપની (મુંબઈ)નાં**

**અનાથ:** [નવલકથા] લે. પ્રા. વસંત કાનેટકર, અનુ. ગોપાળરાવ વિદ્વાંસ; મૂલ્ય: પાંચ રૂપિયા.

**વૃન્દા:** [નવલકથા] લે. ડૉ. કુ. સુમતિ ક્ષેત્રમાડે; અનુ. ગોપાળરાવ વિદ્વાંસ; મૂલ્ય: સાડા સાત રૂપિયા.

**રાગ-વૈરાગ:** [વાર્તાસંગ્રહ] લે. સારંગ બારોટ; મૂલ્ય: ચાર રૂપિયા.

**યજ્ઞ પ્રકાશન (વડોદરા)નાં**

**શાંતિ-સેના:** વિનોબા; મૂલ્ય: સવા રૂપિયો.

**શિક્ષણ-વિચાર:** વિનોબા; મૂલ્ય: બે રૂપિયા.

**સર્વોદય-વિચાર:** નારાયણ દેસાઈ; મૂલ્ય: એક રૂપિયો.

**પરોઢનાં સમણાં:** હર્ષકાન્ત વોરા: મૂલ્ય: ચાર આના.

**પ્રકીર્ણ**

**અંબર:** [હિન્દી] ચીનુભાઈ ગી. શાહ; પ્ર. ખાદી ગ્રામોદ્યોગ કમીશન, પો. બો. નં. ૪૮૨, મુંબઈ–૧; મૂલ્ય દોઢ રૂપિયો; સજિલ્દ: અઢી રૂપિયા.

☆

## પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઑર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. થોડી નકલો હાથકાગળ પર છપાય છે. તેનું વાર્ષિક લવાજમ દેશમાં આઠ, પરદેશ માટે શિલિંગ ૧૬, પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

**'પ્યારા બાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ**

અનુક્રમણિકા ....................................................................... ૧૨ એપ્રિલ ૧૯૫૯


| | પૃષ્ઠ | | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ સરદારશ્રીનો પત્ર ... ... સરદાર | ૨ | ૮ હજરતઅલીનાં વચન મૌક્તિકો - અ. કાં. શાહ | ૧૫ |
| ૨ ગુરુદેવ સાથે જીવનયાત્રા ... ... ગુ. મ. | ૩ | ૯ પરિસ્થિતિ પણ સર્જો! ... અ. | ૧૬ |
| ૩ સત્યાગ્રહી જીવનદર્શન ... શાંતિભાઈ દેસાઈ | ૮ | ૧૦ 'પાકું ભાણું' ... રતિલાલ–અનિલ | ૧૮ |
| ૪ આલમની ગતિ ... રતિલાલ–અનિલ | ૯ | ૧૧ પ્રાર્થનાના પ્રકાશમા ... ... ગુ. મ. | ૧૯ |
| ૫ જ્ઞાનદેવ–ચિન્તનિકા ... વિનોબાજી | ૧૨ | ૧૨ બે ભાઈ ... ... ... | ૨૦ |
| ૬ પંચ અને પ્રપંચ ... એક 'સમાજ સેવક' | ૧૪ | ૧૩ મુક્તકો ... ... મકરન્દ દવે | ૨૩ |
| ૭ નિર્ધાર, માનવી છું– ... 'અંજુમ' વાલોડી | ૧૪ | ૧૪ દૃષ્ટાંતશૈલી ... ... | કવરપેજ ચોથું |


પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી - રૂપાયતન મુદ્રણાલય - જૂનાગઢ

# અમારાં પ્રકાશનો

## આવા હતા બાપુ [ભાગ ૧-૨-૩]

મૂલ્ય: દરેક ભાગનું પચાસ-પચાસ નયા પૈસા

પૂજ્ય બાપુજીની બહુમુખી પ્રતિભા અને વિરલ વ્યક્તિત્વનાં અનેક પાસાંઓનો પરિચય કરાવતા પ્રેરક જીવન પ્રસંગોની પુસ્તિકાઓ.

## ગાંધી-ગુરુ

લેખક: શ્રી ગુરુદયાલ મલ્લિક: મૂલ્ય: સવા રૂપિયો

શ્રી કાકાસાહેબ કાલેલકરે આ પુસ્તકની પ્રસ્તાવના 'ભક્તની અંજલિ'માં આ લેખમાળાનું મહત્ત્વ સમજાવતાં લખ્યું છે:

"વૈષ્ણવ ભક્તો જેમ મર્યાદા પુરુષોત્તમ રામચન્દ્ર અને લીલા વિભૂતી કૃષ્ણચન્દ્ર વચ્ચે અભેદ જોઈ શકે છે તેમ જ ગુરુદયાલજી પણ ગુરુદેવ અને ગાંધીજી વચ્ચે અભેદ જુએ છે એમની એ અભેદ દૃષ્ટિ એમણે આ નાનકડી લેખમાળામાં અનેક રીતે વિશદ કરી છે"

## મસ્તીની પળોમાં

લેખક રતિલાલ-અનિલ: મૂલ્ય: પંચોતેર નયા પૈસા

પોકેટ સાઈઝના, ઊંચા રંગીન કાગળ પર રંગીન શાહીમાં છાપેલ આ સુંદર મુક્તક સંગ્રહ વિશે જાણીતા વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી લખે છે:

"તમારાં કેટલાંક મુક્તકોમાં વિચાર અને રચનાની આકર્ષક ચારુતા છે. 'વસંત માગીને,' 'કહેવાતું સ્વર્ગ,' 'કોને ગમે?' જેવાં એનાં ઉદાહરણો છે. 'ઇચ્છા,' 'અધમતા જેનું લક્ષણ-' 'મૂર્તિના પથ્થરને,' જેવામાં ભાવનો ધ્વનિ આહ્લાદક છે.

"આત્મા સમૃદ્ધ થયા કરશે તેમતેમ તમારી કવિતામાં વધારે સૌન્દર્ય આવશે."

## ડમરો અને તુલસી

લેખક: રતિલાલ-અનિલ: મૂલ્ય: બે રૂપિયા

ગીતો, ગઝલો અને મુક્તકોના આ સંગ્રહની પ્રસ્તાવનામાં જાણીતા સાહિત્યકાર શ્રી સુનીલાલ વર્ધમાન શાહ લખે છે:

"ભાઈ અનિલે પોતાની કવિતાઓને "ડમરો અને તુલસી" માન્યા છે....એ પર્ણમંજરીમાં બે વસ્તુ જરૂર છે; ડમરાનું સૌરભ અને તુલસીનો તીવ્ર મધુર આસ્વાદ તે કરતાંય વિશેષ છે એ માનવ-જિંદગીના નમ્ર કવિની પર્ણમંજરીનો દ્રવ્યગુણ, જે અદૃશ્ય અંકની પેઠે તેના પ્રત્યેક પર્ણમાં વ્યાપેલો છે અને તેનું પાન કરનાર પાઠક કે શ્રોતાને જીવનસ્વાસ્થ્ય માટે પથ્યકારક સત્ત્વ નીવડે તેવો છે."

## અલ્લાહના બંદાઓ

મુસ્લિમ સંતો, ઓલિયા, ફકીર અને ખલીફાઓના જીવનના પ્રેરણાદાયક પ્રસંગોનો સંગ્રહ, સરળ, રોચક બાનીમાં અને સુઘડ છપાઈમાં રૂપાયતન પ્રકાશન તરફથી પ્રગટ થયો છે મૂલ્ય છ આના: પોસ્ટેજ પાંચ નયા પૈસા.

## ગાંધીજી સાથે જીવનયાત્રા: લેખક: ગુરુદયાલ મલ્લિક

માનવજીવનને ઊંચે ને ઊંચે લઈ જવાની પ્રેરણા આપતા બાપુના આદર્શોને સુબોધ પ્રવાસવર્ણનમાં ગૂંથી લેવામાં આવ્યા છે મૂ. ૨૦ નયા પૈસા.

**રૂપાયતન પ્રકાશન, જૂનાગઢ**

# દૃષ્ટાંતશૈલી

એક'વાર કોઈએ ક્યાંગ રાજ્યના રાજાને ફરિયાદ કરી કે 'રાજન! હવેજ દષ્ટાંતો આપીને તમને સમજાવી જાય છે, બાકી એ કંઈ જાણતા નથી. હવે આવે ત્યારે તમારે એમને કહેવું કે જે કંઈ કહેવું હોય તે સીધેસીધું સ્પષ્ટ કહો; દષ્ટાંત દ્વારા નહીં. એટલે એ પોતાના વિચારો બરાબર પ્રગટ નહીં કરી શકે. અને એમનું જ્ઞાન કેટલું છે તે તમને જણાઈ આવશે.'

રાજાએ તેની સલાહ સ્વીકારી લીધી.

બીજા જ દિવસે હવેજ રાજાને મળવા આવ્યા. રાજાએ કહ્યું: 'હવે કૃપા કરી તમારે જે કહેવું હોય તે સીધું ને સ્પષ્ટ કહેજો, દષ્ટાંત દ્વારા નહીં.'

હવેજે કહ્યું: 'તમારી વાત ઠીક છે. પણ હું મારી મુશ્કેલી કહું. માની લો કે એક માણસ છે જે ગલોલ શી ચીજ છે એ જાણતો જ નથી, એણે નજરે દીઠી જ નથી. એ તમને પૂછે કે ગલોલ દેખાવે કેવી હોય છે? અને જો તમે એને જવાબ આપો કે એ દેખાવમાં એક ગલોલ જેવી હોય છે, તો તે તમારા કહેવાની મતલબ સમજશે ખરો?'

રાજાએ કહ્યું: 'હરગિજ નહીં.'

'પણ, માની લો કે એને બદલે તમે એને એમ કહો કે ગલોલ દેખાવમાં કંઈક બાણ જેવી હોય છે અને લાકડાની હોય છે, તો તે તમારા કહેવાની મતલબ સારી રીતે નહીં સમજી શકે?'

'હા, એ તો એને કંઈક સમજાય.' રાજાએ હા ભણી.

'તો પછી—' હવેજે કહ્યું—'જે ચીજ એક માણસ નથી જાણતો તેની તુલના એ જાણતો હોય તેવી, તેને મળતી ચીજ સાથે કરીએ. હું એમ જ કરું છું, દષ્ટાંતોનો આશરો લઉં છું, જેથી સાંભળનારને સમજવાનું સરળ થઈ પડે.

'જો તમે મને દષ્ટાંતો ન કહેવા દો તો હું તમને ચોખ્ખે ચોખ્ખું શી રીતે સમજાવી શકીશ?'

રાજાએ કહ્યું કે 'તમારું કહેવું યોગ્ય છે. તમે તમારે દષ્ટાંતોનો ઉપયોગ કરજો.'

# આરોગ્ય

ઉદ્ધરદાત્મના ત્માનમ

વર્ષ ૧૨ [ ૧૮ – ૫ – ૧૯૫૮ ] અંક ૩ જો

જેને ફળ બેસતું નથી તે ઝાડ આખરે સુકાઈ જાય છે, તેમ મારું શરીર પણ મારી સેવાનું મારું ધારેલું ફળ નહીં આવે તો નકામું બની જશે —બાપુ



(ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક)

# મારું સ્વપ્ન



મેં કરોડો અજ્ઞાન માણસોથી ભરેલા કંગાલ હિંદુસ્તાનનો ચિતાર મારા મન આગળ નથી રાખ્યો. પોતાની પ્રકૃતિ અને સંસ્કૃતિને સારામાં સારી રીતે અનુકૂળ હોય એવી ઢબે સતત પ્રગતિ કરતું હિંદુસ્તાન મેં મારી કલ્પના સમક્ષ રાખેલું છે. પણ એ પાશ્ચમના મરણ પામતા સુધારાની હલકી, કે પ્રથમ પંક્તિની પણ નકલ અને એવું હિંદુસ્તાનનું ચિત્ર મેં કલ્પ્યું નથી.

મારું સ્વપ્ન સાચું પડે, અને સાત લાખ ગામડાંમાંનું એકેએક ગામડું એવું સુંદર જીવનવાળું પ્રજાતંત્ર બની જાય જેમાં કોઈ પણ માણસ નિરક્ષર ન રહે, જેમાં કોઈ કામને અભાવે બેકાર ન રહે, જેમાં દરેક જણ કંઈક ઉપયોગી વ્યવસાયમાં રોકાયેલું હોય, જેમાં દરેક જણને પૌષ્ટિક ખોરાક, સારા હવા અજવાળાવાળાં રહેઠાણ, અને શરીર ઢાંકવા માટે પૂરતી ખાદી મળી રહે, અને જેમાં સહુ ગ્રામવાસીઓ શરીરની અને ગામની સ્વચ્છતાના નિયમો જાણતા અને પાળતા હોય, – તો એવા રાજ્યને વિવિધ પ્રકારની ને વધતી જતી જરૂરિયાતો રહે જ, અને તેને જો આગળ વધતા અટકી ન જવું હોય તો તેણે એ જરૂરિયાતો પૂરી પાડવી જ જોઈએ.

પણ મારા અભિપ્રાય પ્રમાણે રાજ્યમાં, અતિશય ગોખણપટ્ટીથી ચુસાઈ ગયેલાં મગજવાળા અને અંગ્રેજોની પેઠે અંગ્રેજી બોલવા ને લખવાનો અશક્ય પ્રયત્ન કરી કરીને જેમના મન લગભગ બહેર મારી ગયાં છે એવા બી.એ. અને એમ.એ. ની ફોજ નહીં હોય. આમાંના મોટા ભાગને કશું કામ હોતું નથી, કંઈ નોકરી કે વ્યવસાય મળતાં નથી, અને નોકરી મળે છે ત્યારે પણ સામાન્ય રીતે કારકુનની મળે છે, અને તેમાં તેમને હાઈ સ્કૂલ અને કોલેજના બાર વર્ષમાં મેળવેલું જ્ઞાન કશા કામમાં આવતું નથી. —ગાંધીજી

☆

સરકારે ગામડાંમાં વસનારાઓને જાહેરાત કરીને જણાવવું કે અમુક તારીખની અંદર સૌ સૌના ગામને જોઈતી ખાદી પેદા કરી લો. તે તારીખ પછી તમને બહારથી કાપડ પૂરું પાડવામાં નહીં આવે. સરકારે તેમને જોઈતા કપાસિયાં કે રૂ પડતર ભાવે આપવું, તેમ જ પાંચ કે તેથી અધિક વર્ષમાં વસૂલ થઈ શકે તે રીતે પડતર ભાવે ઉત્પત્તિનાં સાધનો પણ પૂરાં પાડવાં, જ્યાં જરૂર જણાય ત્યાં શિક્ષકો મોકલવા અને પોતાની પેદાશમાંથી ગામની ગરજ પૂરી પડી રહે પછી જે બાકી રહે તે ખરીદી લેવાનું સરકારે સ્વીકારવું. આમ કરવામાં આવે તો ઝાઝી ધાંધલ કે ઝાઝા વ્યવસ્થાખર્ચ વગર સહેલાઈથી કાપડની તંગી નાબૂદ થાય.

ગામડાંઓની તપાસ કરવી, અને ત્યાંના વપરાશ માટે અથવા બહારના વેચાણ માટે સહેજે કે ઓછી મદદે શું શું બનાવી શકાય તેની યાદી તૈયાર કરવી, જેમ કે ઘાણીનું તેલ, ખોળ, ઘાણીમાંથી કાઢેલું બાળવાનું તેલ, હાથછડના ચોખા, તાડગોળ, મધ, રમકડાં, સાદડી, હાથબનાવટના કાગળ, સાબુ વગેરે.

આમ કાળજીથી કરવામાં આવે તો, આપણાં મરવા વાંકે જીવી રહેલાં ગામડાંમાં નવું ચેતન આવશે. પોતાની અને હિંદુસ્તાનનાં શહેરોની જરૂરિયાતો પૂરી પાડવાની તેમની શક્તિ ખીલશે. —ગાંધીજી [હરિજનબંધુ]

# વિયોગનો યોગ

ગુ. મ.

ઘણી વાર આધ્યાત્મિક જીવનનો આરંભ વિયોગથી થાય છે. જેને ખૂબ જ ચાહતા હોઈએ એવી કોઈ વિશેષ વ્યક્તિ મૃત્યુના દ્વારમાંથી પસાર થઈને કોઈ અજ્ઞાત પ્રદેશમાં ચાલી જાય, આપણી આંખો તેનાં બાહ્ય રૂપ રંગ નથી જોઈ શકતી ત્યારે તે 'ક્યાં ગઈ?' એવો પ્રશ્ન સ્વાભાવિકપણે આપણા મનમાં ઊઠે છે. જીવન શું છે? મૃત્યુ શું છે? માણસ શું છે? આપણી આ દુનિયા સિવાય બીજી પણ કોઈ દુનિયા છે ખરી? આવા અનેક પ્રશ્નો ત્યારે માણસને મૂંઝવે છે. તેના ઉત્તરો મેળવવા તે પોતાની રીતે મથે છે, કોઈ જ્ઞાની ગુરુને શોધે છે, ધ્યાન ધરે છે, એકાંત સેવે છે, ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરે છે, સત્સંગ કરે છે.

પણ તે ઉપરાંત, માણસને કોઈ કોઈ વાર વિયોગનું દર્દ સાલે છે, જેણે એક વિરાટ સત્યને પોતાનામાં ધારણ કર્યું છે, જીવનમાં ઉતાર્યું છે, એવા કોઈ મહાપુરુષને જોઈને તે તેના તરફ આકર્ષાય છે, અને પોતે પણ પેલા સત્યને આચરવાને એક દીવાના આશક પેઠે રાતદિન ઉદાસ ફર્યા કરે છે.

આમ, આધ્યાત્મિક જીવનનો 'અ' વિયોગ છે, એટલું જ નહીં, વિયોગ આધ્યાત્મિક જીવનનો પ્રાણ છે. સાધકો કેટલીક વાર એ તત્ત્વ ભૂલી જાય છે. તેથી તેમની આધ્યાત્મિક જીવનની સાધના નિયમ અથવા યંત્રવત્ બની જાય છે. અને જો આધ્યાત્મિક જીવનમાં રસ નથી તે તો 'રાજારામ' 'રાજારામ' નું રટણ કર્યા કરનાર પોપટની સાધના જેવું છે. તેમાં ઝુંબેશ છે પણ જીવન નથી. તેથી જ તો તે વર્ષો સુધી શાલીગ્રામને પૂજે છે, પણ શિવ નથી બનતો. અને એ જ કારણ છે કે, ધર્માચરણના ક્ષેત્રમાં માણસ ક્રૂર બની જાય છે અને અસ્પૃશ્યતા જેવા પાપમાં પડી જાય છે. તેથી, જો આધ્યાત્મિક જીવન પ્રાણમય બનાવવું હોય તો, વિયોગની ભાવના સાધકે સતત કેળવવી જોઈએ. પણ વિયોગ કોનો? એક એવી વિભૂતિ કે એક એવા સત્યનો જે સાર્વભૌમ અને સદાકાળ છે જેમ કે, પ્રભુ, સત્ય, શિવમ્, સુંદરમ્, અનંતમ્, વિગેરે. જેમના વિશે ગમે તેટલું જાણીએ તોયે એમ જ લાગે કે હજી કશું જ જાણ્યું નથી, હજી તો ઘણું યે જાણવાનું બાકી છે. આમ થવાથી સાધકની સાધનામાં અતિ રહેશે, અને એવી ગતિ, અતિને વહેતી નદીના પ્રવાહની જેમ નિર્મળ રાખવા મદદ કરે છે.

આવા વિચારો મને સૌથી પ્રથમ આવ્યા આજથી લગભગ ચાળીસ વર્ષ પહેલાં જ્યારે મેં એક સૂફી ફકીરને એક ગીતની ધ્રુવ પંક્તિ વારંવાર ગાતા સાંભળ્યા ત્યારે. એ પંક્તિ હતી—હે મારા પ્રીતમ, હું તને કદી ના મળું, કદી ના મળું'' તે શબ્દો હમણાં ગિરનારની તળેટીમાં એક મસ્ત મજનૂને નીચેનું ગીત ગાતા સાંભળ્યો ત્યારે ફરી વાર તાજા થયા.

સાકી, મને સાલે છે દર્દ-વિયોગ ॥
મને બીજો નથી કોઈ રોગ,
મને બસ સાલે છે દર્દ-વિયોગ ॥
હજી યે થયો નથી તારી સાથે મારો યોગ,
તેથી મને સાલે છે દર્દ-વિયોગ ॥
નહિ રે મટે પણ કોઈ દિવસ આ મારો દર્દ વિયોગ.
થાય ભલે ના સાકી મારી, તારી સાથે યોગ ॥
આવા દર્દની સાકી, છે એક જ દવા,
'વિયોગ દર્દ મને સદા સાલે' એવી દિલની દુઆ ॥

પણ આ ભજનની સાકી કોણ? એની પોતાની મા? કે જગત મા? કોઈ પણ હોય, પણ તે એક એવી વ્યક્તિ કે જેમાં તે પોતે સંપૂર્ણ ઓતપ્રોત થઈને રહેવા માગે છે, જેને માટે તે સર્વસ્વ સમર્પણ કરવા તૈયાર છે, અને જેનામાં તે પોતાને ભસ્મ કરીને એક અદ્ભુત અનંત આનંદ અનુભવવા ચાહે છે.

આધ્યાત્મિક જીવનનો મર્મ, આધાર, વિયોગની વેદનામાં છે, અને વિયોગની વેદનાને પ્રાણમય પ્રેમ જ વ્યક્ત કરી શકે છે.

✿

આપણને કોઈ અનુકૂળ વસ્તુ મળે ત્યારે રાજી થઈએ અને પ્રતિકૂળ મળે ત્યારે દુઃખી થઈએ, એ બન્ને સ્થિતિ બંધન છે. એ બન્ને સ્થિતિમાંથી નીકળી જવું, એ યોગ છે. યોગ એટલે દુઃખનો વિયોગ, દુઃખ ન માનવું તે.

—ગાંધીજી

[ ગાંધીવિચારદર્શનને અનોખી લેખમાળા ☆ લેખાંક ૧૬ મો ]

" 'સેવક'ના નામે કોઈ હક માગશે નહિ, પણ બધા કર્તવ્યો માગી શકશે તે કર્તવ્યોનું પાલન કરતા કોઈ પણ સજ્જન મનુષ્યોનો સહકાર લઈ શકશે પછી ભલે તે ગમે તે પાર્ટી કે પક્ષનો હોય તે ફક્ત એક વસ્તુ નથી કરી શકતો ને તે એ કે સત્ય અને અહિંસાને નહિ છોડી શકે આ જ 'સર્વોદય સમુદ્ર'નું અમૃત છે ' (મ સિ પા ૬૦)

વિનોબાજીની આ વાત સર્વ રીતે સાચી છે ગાંધીજીની ફિલસૂફી જેણે સમજવી છે તેણે સેવકાઈ સ્વીકારવી જોઈએ, અને હક કે દાવો છોડવો જ રહ્યો પણ આટલું પૂરતું નથી એણે સત્ય અને અહિંસાને અપનાવવા રહ્યા તથા તેને સેવામા પ્રત્યક્ષ કરવા રહ્યા તે સર્વોદયનું અમૃત છે, ભારતીય સંસ્કૃતિનું નવનીત છે અને વધુ આગળ જઈને કહીએ તો જગતની બધી યે ફિલસૂફીનું અમૃત તત્ત્વ છે સત્ય અને અહિંસાને સ્વીકારવાની વાત મૂકીને વિનોબાજીએ એક બહુ મોટી અને અતિ આવશ્યક શરત મૂકી દીધી છે સેવાની સૂક્ષ્મતા કે ગાંધી તત્ત્વ દર્શનનું મહાત્મ્ય સમજવા સેવકે પોતાના ચિત્તની ભૂમિકા વધારતા જ જવું રહ્યું સત્ય અને અહિંસાના સવિચાર આચાર વડે જ તે શક્ય છે ગાંધીજીની ફિલસૂફીને સમજવા કેવળ બુદ્ધિ કે કેવળ ભાવના પૂરતા નથી પરંતુ તેબ નેના સંયોગ વડે ચિત્તની સૂક્ષ્મતા અને શુદ્ધિ વધારતા જ તે સુગમ્ય બની શકે છે એમ કર્યા વિના ગાંધીજીની ફિલસૂફીનું હાર્દ સમજવું કઠિન છે આ રીતે કરેલો ગાંધી ફિલસૂફીનો અભ્યાસ ઉન્નતિકારક છે, અને ખરા અર્થમા લાભદાયી છે ચંચળ ચિત્તને તે સમજવી કઠિન છે, વાદપ્રિય બુદ્ધિમાન પુરુષને માટે તે સદા વાદનો જ વિષય રહે અને છેવટે તેને કદાચ તેમાથી કંઈ જ ન મળે અતિબુદ્ધિ કેટલીક વાર સંકુલિત અજ્ઞાન ઊભું કરે છે અને તેને ભેદવું મહામુશ્કેલ કામ બને છે સરળ, સીધા અને સમજદાર સામાન્ય ચિત્તને માટે આની સમજ લેવી સહેલી છે એટલે ગાંધીજીની ફિલસૂફીને સમજવા માટે ખુલ્લું સરળ મન જોઈએ

**સર્વોદયની ગરજ**:–ચિત્તની કે મનની આવી સરળતા તો આમ-જનતામા પડેલી જ છે પણ ચિત્તની સરળતા માત્રથી કામ ચાલતું નથી એવા ચિત્તને સર્વોદયની લગની લાગવી જોઈએ સ્વરાજ્ય લેવી વખતે આમ જનતાને તીવ્ર લગની લાગી, અને વારે વારે ગાંધીજીના દોર્યા દશ દશ વર્ષે સત્યાગ્રહની લડતો કરી તેમ હવે સર્વોદયની સિદ્ધિ માટે આમ પ્રજામા એક લગની ઊભી થવી જોઈએ લગની વિના સિદ્ધિ નથી ગરજ વિના લગની નથી ભારતીય પ્રજાને હવે સર્વોદયની ગરજ લાગવા માડી છે, પણ તે હજી જોઈએ એટલી તીવ્ર નથી એ ગરજ તીવ્ર બને તેની સાથે લગની તીવ્ર બને અને તેની સાથે ગાંધીજીની ફિલસૂફી મુજબ સમજભર્યા પગલા લેવાતા સર્વોદય તરફ ઝડપી કૂચ થવાની જ

**તેની ગળથૂથીમા છે** – વળી ભારતીય પ્રજાને ગાંધીજીની ફિલસૂફી સમજવી અઘરી નથી તેનું તત્ત્વ તો એના હાડમા જ છે એનું પ્રથમ પાન તો એને ગળથૂથીમા મળે છે ભારતીય ભૂમિનું આ કલ્પવૃક્ષ છે અને તેથી ભારતવાસીઓ તેના ફળ ચાખી જગતને ચખાડે એવો વખત બહુ નજીક આવી રહ્યો છે, કહો કે તે શરૂ થઈ ગયો છે માનવજીવનના સવાલો ઉકેલવાની આ ફિલસૂફીની શક્તિ છે, એ તો આજે ભારત અને જગત અનુભવી રહ્યા છે જીવનના સર્વાંગી સવાલો ઉકેલવાની શક્તિ તેનામા પડી છે તેને માટે એ શક્તિનો વિવિધ ઉપયોગ આવડવો જોઈએ તે માટે વધુ ને વધુ સતત સંશોધન કરવું જોઈએ. આજે પણ તેનું સતત સંશોધન સહજ રીતે થઈ રહ્યું છે અને તે પ્રાણવાન બની રહી છે પ્રજા તેને જો બરાબર અપનાવી લે તો જગતમા નૈતિક ક્રાંતિની શરૂઆત સર્વ ઝડપથી થઈ જાય. ગરીબી જતી

### આ બગીચો –

**નહિં રે ભાઈ,**
**આ બગીચો મારો નાહી,**
**ફૂલ ઊગ્યું તે માટી જોરે;**
**ફુલ્લ ખીલ્યું તે સૂરજ-તારે;**
**આતમજોરે સુરભી ફોરે;**
**મારું બગીચે જોઉં તો કેવળ**
**જોઈ એને મારું મનડું મ્હોરે;**
**ઓર ન કાંઈ,**
**આ બગીચો મારો નાહી.**

સરોદ

સામ્યવાદી ક્રાંતિ ધંધાદારી ક્રાન્તિકારીઓએ કરવી કરાવવી પડે છે. પરંતુ આવી નૈતિક ક્રાંતિ કરવા તો જનતાએ આ સત્યાગ્રહી દર્શનને સમજવું જોઈશે અને જગતના સુખ શાંતિ ઉન્નતિ માટે એને શરણે ગયા વિના કોઈનો ય છૂટકો નથી.

વિનોબાજી વારંવાર કહે છે કે કળિયુગ તો ગયો હવે તો ક્રાંતિયુગ શરૂ થયો. ક્રાંતિયુગ એટલે કર્મ કરવાનો યુગ—સારાં કામ કરવાનો યુગ અને તે જ સત્યયુગ કહેવાય. ગાંધીજીએ સત્ય અહિંસાનું દર્શન રજૂ કરી તેની પદ્ધતિ જ્યાં અમલી કરી સફળ કરી ત્યાં ત્યાં તેટલા પ્રમાણમાં સત્યયુગ શરૂ થયો. પરંતુ સત્યયુગને સર્વત્ર વ્યાપ્ત કરવો અને કાયમી કરવો તે જનતાની જવાબદારી છે. તે માટે જનતાએ આ ક્રાંતિકારી વિચારદર્શનને સમજવું જોઈશે, તેને અમલી કરવું જોઈશે.

**આત્મવિજ્ઞાનને વિજયી કરો.**—આવો સત્યયુગ લાવવામાં આજનું વિજ્ઞાન પણ ખૂબ ફાળો આપી શકે એમ છે. વિજ્ઞાન તો બેધારી તલવાર જેવું છે. અણુબોંબના આયુધોનો ઉપયોગ બધા યુગોને ખતમ કરી કળિયુગ પ્રવર્તાવવા સમર્થ છે. એટલે હવે જગતની જનતાએ પસંદગી બે વચ્ચે જ કરવાની છે—ગાંધીજીએ બતાવેલા સર્વોદયરૂપી સત્યયુગની કે સર્વનાશરૂપી કળિયુગની. પણ હવે ધીમે ધીમેથી કામ કરવાની વાત ચાલે એમ નથી. દૈવી આસુરી બળો તીવ્ર હરિફાઈમાં ઊતર્યાં છે. કોની તરફદારી કરવી એનો નિર્ણય સત્વર કરી લેવાનો છે. બીજી રીતે કહીએ તો કેવળ ભૌતિક વિજ્ઞાન અને તેની ભૂતાવળ તથા આત્મવિજ્ઞાન વચ્ચેની આજની હરીફાઈમાં આત્મવિજ્ઞાનને વ્યવહારમાં ઝડપથી વિકસાવવું જ રહ્યું. એમાં જ જનતાનો જયવારો છે. ગાંધીજીની ફિલસૂફીએ આત્મવિજ્ઞાનમાં અમૂલ્ય ફાળો આપ્યો છે. એને વધુને વધુ વિકસાવી વધુને વધુ અભિવ્યક્ત કરવો, તેનું સંશોધન અને વૃદ્ધિ કરતા રહેવું તે કેવળ મહાપુરુષો અને નેતાઓની જ જવાબદારી નથી. પણ લોકશાહીના જમાનામાં તેની ખરી જવાબદારી પ્રજાની છે—આમ સમાજની છે. ભારતના નેતાઓ તો ગાંધીજીની ફિલસૂફીની સ્થળ કાળની જરૂરિયાત પ્રમાણે ઉત્તમ રીતે વિકસાવી રહ્યા છે. વળી વિનોબાજી સર્વોદય માટેની ઉત્તમ ભૂમિકા રચી રહ્યા છે. તે માટે સત્યાગ્રહનું સાધન તેજ કરી વ્યાપક કરી રહ્યા છે. શ્રી નહેરુ સર્વોદયના આદર્શની સિદ્ધિ માટે જાણે કે પહેલું અને છેલ્લું પગથિયું રચતા હોય તેમ લોકશાહી સમાજને વ્યવહાર્ય કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે. ગાંધીજીએ હિન્દસ્વરાજ્યમાં વર્ણવેલા સર્વોદયને માટે પાર્લામેન્ટરી ઢબનું સ્વરાજ્ય અપનાવ્યું. વિનોબાજી તે માટે જરૂરી ભૂમિકા તૈયાર કરી રહ્યા છે અને શ્રી નહેરુ તે માટેનું પગથિયું રચી રહ્યા છે. આ બધા કામમાં પ્રજાએ મંડી જવાનું છે. તે માટે તેણે ગાંધીજીની વ્યવહાર્ય ફિલસૂફીને વહેવારમાં ગાળી લેવાની છે.

**ફિલસૂફીનો ભાવિ વિકાસ.**—આ થાય કેમ? ફિલસૂફીને વ્યવહારમાં મૂકવા માટે માનવતાનો આજનો મૂળભૂત સવાલ સમજી લેવો જોઈએ. કોઈ અર્થશાસ્ત્રી કહેશે કે માનવતાનો મુખ્ય પ્રશ્ન બેકારી છે, ગરીબાઈ કે શોષણ છે. કોઈ સમાજશાસ્ત્રી કહેશે કે અસમાનતા છે કે ઊંચનીચ ભાવ છે. કોઈ ધર્મશાસ્ત્રી કહેશે કે અનીતિ અને અધર્મ છે. કોઈ શિક્ષણશાસ્ત્રી કહેશે કે તે અજ્ઞાનતા કે જડતા છે. આ કે આવા બધા જવાબો સાચા છે, મૂળભૂત છે છતાં તે બધાયના મૂળનો સવાલ તો માણસની શક્તિના ઊર્ધ્વીકરણનો (Sublimation)નો છે. માણસની શક્તિ કે માણસની શક્તિનું ઊર્ધ્વીકરણ થતાં અજ્ઞાન, બેકારી, શોષણ કે ગુલામી નાબૂદ કરવા હસ્તકમલવત્ છે. ઊર્ધ્વીકરણનું કામ ફિલસૂફીનું કામ છે—વ્યવહાર્ય વ્યાપક ફિલસૂફીનું કામ છે. ગાંધીજીની ફિલસૂફીમાં એવી શક્તિ દેખાય છે. પરંતુ સત્યાગ્રહી પદ્ધતિ અને પ્રક્રિયાનું હજી ઘણું ઘડતર કરવું જરૂરી છે. માણસની ચેતનાની શુદ્ધિ વૃદ્ધિ કરી માણસનો અને માનવસમાજનો ઝડપી વિકાસ કરે એવી ચેતનાવર્ધક આ વ્યવહાર્ય ફિલસૂફીની વધુ ને વધુ સંશોધનની ખાસ જરૂરી છે. આવી ફિલસૂફી જ વ્યાપક ચેતનાનો સાક્ષાત્કાર કરાવી શકે. ગાંધીજીની ફિલસૂફીએ એ માટેની ભૂમિકા તૈયાર કરી છે અને ફિલસૂફીના વિકાસના શુભ ભાવિનો એંધાણ આપી રહી છે. એવું ફિલસૂફીનું ઘડાણ વ્યક્તિગત સ્વરાજ્યને વ્યાપક કરતા સર્વોદયની કલ્પના શક્ય બનાવશે.

**આજનું કર્તવ્ય.**—આ તો ભાવિની વાત થઈ. પણ તે માટેનું આજનું સૌનું કર્તવ્ય શું? દરેક જણ પોતપોતાના સમાજને અને પોતાની ચેતના વધારતા વ્યક્તિગત સ્વરાજ્ય મેળવતા સર્વોદયની સિદ્ધિ માટે યથાશક્તિ મતિ સેવા કર્યે જ જાય. આ અંગે ગાંધીજીએ બહુ સુંદર સલાહ આપી છે: 'આપ આપકી ફોડિએ, મૈં મેરી

સમ્હાલતા હું !' પણ તે સ્વાર્થ વચન ગણાય છે પણ તે પરમાર્થ વચન છે હું મારું ઉજાળીશ તો જ બીજાનું કરીશ મારું કર્તવ્ય મારે કરી લેવું તેમા બધી કાર્ય સિદ્ધિ આવે છે " (હિ પા ૯૧)

સર્વોદયના જે ઉચ્ચ અને ઉજ્જ્વળ ધ્યેય અને ભાવિ તરફ ગતિ કરવાની છે તે એટનું ગહન છે અને તે માટેનુ સત્યાગ્રહ કે સામ્યયોગનુ સાધન કઠિન કે જનદ છે કે તે માટે માણસને સતત સાધના કરવાની રહે છે છતા તેમા એટનો બધો અનંત રસ પડયો છે કે સમજદારને તે લલચાવ્યા વિના રહે જ નહિ તેથી જ વિનોબાજી સમજદાર સર્વને તેમા અપનાવવા આમંત્રે છે "સર્વોદય સમાજ એક વિશાળ સમુદ્ર છે, જેની ઊંડાઈની હજી આપણને ખબર નથી એટલી ખબર છે કે તે અમૃતનો સાગર છે અને તેથી તેમા ડૂબી જવાનો ડર નથી, વગર સંકોચે તરી શકીએ છીએ તરવા માટે બધી દિશાઓ ખુલ્લી છે, પછી ભલે એકલા કૂદી પડો કે દશ વીસ મળીને ભલે ઉપર જ તરતા રહો કે અંદર જઈ ડુબકીઓ લગાવતા રહો—કોઈ પણ રીતે ખેલી શકો છો " (સ સિ પા ૫૯)

વિનોબાજીનુ આમંત્રણ જાણે કે પ્રેમપથ અંગેની પ્રીતમની વાણીની યાદ આપી જાય છે કે "માહી પડ્યા તે મહાસુખ માણે દેખનારા દાઝે જોને "

**સનાતન ક્રિયાયોગ:**-પ્રેમપથ કે સત્યનો પથ કે સર્વોદયનો પથ અમૃત સાગર તો ત્યારે જ બને જ્યારે આ પુસ્તકના પ્રારંભમા જણાવ્યા તે તપ સ્વાધ્યાય અને ઈશ્વર-પ્રણિધાન જીવનના ક્રિયાયોગમા વણાઈ જાય એનાથી જ ફિલસૂફી માનવ ઘડાય છે, મહાન જીવો ઘડાયા છે. માનવજીવન પણ ઘડાયુ છે ગાંધીજીના વિચાર દર્શનના ઘડતરના એ જ ચાલક તત્ત્વો છે તેથી માનવ જાતના વિકાસના એ જ સનાતન સૂત્રને ફરી યાદ કરી હૃદયમા કોતરી લઈએ

**તપ સ્વાધ્યાયેશ્વર પ્રણિધાનાનિ ક્રિયાયોગ ।**

(પાતાંજલદર્શન દ્વિ પા સૂત્ર-૯)

**સમાપ્ત.**

☆

## સંસ્કાર અને સંયમ

બાળક જન્મ્યુ એ પ્રાકૃતિક ઘટના થઈ એટલું જ આપણે માનતા નથી, બલ્કે તે નિમિત્ત આપણે ઈશ્વરનુ સ્મરણ કરીએ છીએ અને નવા જન્મેલા બાળકના જીવનમા એને સદ્બુદ્ધિ મળે, પ્રભુ એને બળ, બુદ્ધિ આપે એવી પ્રાર્થના કરીએ છીએ—એ છે સંસ્કાર કોઈ માણસનુ મરણ થયુ તો તેની સાથે પણ આપણે સંસ્કાર જોડીએ છીએ જ્યા સુધી તે જીવતો હતો આપણી સાથે હતો ત્યા સુધી તેને મદદ કરવાની આપણે કંઈ ને કંઈ કોશિશ કરતા હતા પરંતુ તેના મૃત્યુ પછી પણ આપણે પ્રાર્થના સ્વરૂપે કંઈ ને કંઈ મદદ કરીએ છીએ એ જ પ્રમાણે વિવાહમા પણ આપણે એટલા માટે મંગલ સંસ્કાર કરીએ છીએ કે જે પ્રાકૃતિક વાસના છે એનો જ એ ખેલ ન બને પ્રાણીમાત્રના ચિત્તમા કામવાસના રહે જ છે એમા જ્યારે વિકૃતિ થાય છે ત્યારે એમા વ્યભિચાર ખૂન અસંયમ, ભોગ વિલાસ આદિ ઉત્પન્ન થાય છે એ બધુ વિકૃતિ છે વિકૃતિ ન થવી જોઈએ એટલું જ નહી પરંતુ કામ વાસનાઓને એક દિવ્ય સ્વરૂપ મળવુ જોઈએ એને સંસ્કારથી અતિથિ સેવાનુ સાધન થવુ જોઈએ ગૃહસ્થાશ્રમનો એ સંસ્કાર છે કે ગૃહસ્થીઓને અતિથિસેવા યજ્ઞ, અધ્યયન અને દાનનો આદેશ મળ્યો છે ગૃહસ્થ, સમાજ મંડપનો થાંભલો છે એમા ત્રણ બાબત તો ઓછામા ઓછી આવે જ છે એ સંસ્કારથી આપણે વરવધુને મદદ કરીએ છીએ કે તમારા જીવનની આ જે ક્રિયા છે તેમા પ્રકૃતિ તો હોવી જ ન જોઈએ તે એક પ્રાકૃતિક ક્રિયા પણ ન હોવી જોઈએ—એટલે કે એ એક સાંસ્કૃતિક ક્રિયા હોવી જોઈએ, અર્થાત્ એ ગૃહજીવન જનસેવાનો સંયમ અને અધ્યયનનો નમૂનો હોવો ઘટે આ રીતે જ્યારે એને સાંસ્કૃતિક રૂપ આપવામા આવ્યુ ત્યારે ગૃહસ્થાશ્રમમાથી વાનપ્રસ્થાશ્રમ આવ્યો ગૃહસ્થાશ્રમમા પણ સંયમ, બ્રહ્મચર્ય, આદિના અભ્યાસની બાબત આવે છે અને તે બધા સાથે ગૃહસ્થાશ્રમ બને છે, નહી તો એ એક પ્રાકૃતિક ક્રિયા થઈ જાત. પરંતુ જ્યારે તેને સાંસ્કૃતિક રૂપ આપ્યુ, સંસ્કારવિધિ થઈ એને આશીર્વાદ જોઈએ જ અનેક માણસોની સાક્ષી પણ જોઈએ. ધાર્મિક વચનોનુ બળ મળે છે એમા નામ સ્મરણ અને ભક્તિને જોડવામા આવે છે—કેમકે એ આપણને ઊંચે લઈ જાય છે —વિનોબાજી

'અનેક વાર તે પોતાના સ્વાર્થને લગતાં જ હોય છે.'

'પણ, સાધનામાં સ્વાર્થ કેવો ?'

'તે જ તો, દુઃખની વાત છે ને! ઘણા સાધકો ચમત્કાર કરવાની શક્તિ મેળવે છે. તે શક્તિ દ્વારા તેઓ બીજા પર પોતાની વિશિષ્ટ છાપ પાડવા ઇચ્છે છે.'

'પણ, જો સાધક પોતાની નબળાઈઓ પર કાબૂ અને વિજય મેળવવા માટે શક્તિ પ્રાપ્ત કરતો હોય તો કેવું સારું ?'

'તે જ તો, મા કાલીની ઉપાસનાનો મર્મ છે. એમ કરવાથી જ સાધકોને માનાં બીજાં સ્વરૂપો દેખાય છે, ખાસ તો તેનું કરુણામયી સ્વરૂપ.'

'તો શું આપે કાલીમાતાનું કરુણામયી રૂપ જોયું છે?'

'હા, પ્રભુકૃપાથી'

'તો તમારી સાધના સફળ થઈ.'

સાધકે કહ્યું: 'ના, ના. જ્યાં સુધી મા કાલી મારી સાથે એવી રીતે નહીં બોલે–જેવી રીતે હું તમારી સાથે હમણાં વાત કરું છું–ત્યાં સુધી હું જંપવાનો નથી. હું માનો સાક્ષાત્કાર ઝંખું છું. મા મારામાં હમેશાં વસે એ જ મારું ધ્યેય છે.'

મેં પૂછ્યું: 'આ મા કાલી કોણ ?'

તેમણે જવાબ આપ્યો: 'મા કાલી એટલે જેમાં બધા કાળો–ભૂત, વર્તમાન અને ભવિષ્ય–ને કહે છે: "કાળ, આવો હું તમને મારી ઇચ્છા પ્રમાણે ઘેરીશ, તમે મારા કાબૂમાં છો; હું કોઈના કાબૂમાં નથી. આખું જગત મારા તાબામાં છે, કારણ કે તે કાલને આધીન છે, અને કાલ મારે આધીન છે."'

'તો શું તમારી કલ્પનાની મા કાલી–' મેં કહ્યું–'તમે કહો છો, પ્રભુ છે ?'

'હા, પ્રભુનાં તો અનેક રૂપ છે. પણ મારા પરમ પૂજ્ય ગુરુદેવે તો તેમને મા કાલીના રૂપમાં ઓળખ્યા અને એમાં જ ઓતપ્રોત થઈ ગયા હતા.'

'તમારા ગુરુદેવ કોણ ?'

'પરમ પૂજ્ય શ્રી રામકૃષ્ણ પરમહંસ.'

'તો જય મા !, જય મા ! નો મંત્ર તમે તેમની પાસેથી મેળવ્યો છે?'

'હા, તેઓ તો મામાં એવા મગ્ન રહેતા કે કોઈ તેમની હાજરીમાં 'મા' શબ્દ ઉચ્ચારતું કે, તેઓ તરત જ સમાધિ અવસ્થામાં પ્રવેશ કરતાં.'

'તમે પોતે પણ તેવી રીતે સમાધિઅવસ્થામાં રહો એવો તમારો પણ સંકલ્પ છે ને ? પણ, 'મા' નામમાં એવું તે શું છે કે, તે નામ લેવા માત્રથી તમારા ગુરુ ગદ્‌ગદ્ થઈ જતા ?'

સાધકે કહ્યું: 'મા શબ્દ જ આદી મૂળ મંત્ર છે. આદી એટલા માટે કે બાળક પોતાની જનનીને તે જ નામે પ્રથમવાર બોલાવે છે અને તે જ નામ લઈને તે મૃત્યુલોકમાં દાખલ થાય છે. એ શબ્દમાં તેની અપાર ઊર્મિઓ અને લાગણીઓ સમાયેલી છે. તે શબ્દ ઉચ્ચારતાં જ તેના હૈયામાં એક પ્રકારની ગંભીર શાંતિ અને શીતળતા વ્યાપી જાય છે. તેનાથી તેને શાંતિ મળે છે, આશ્વાસન મળે છે, ઉત્તેજન મળે છે, આનંદ મળે છે. તેથી જ તો એમ લાગે છે કે, પ્રભુએ જાણીબૂઝીને માણસ જ્યારે બોલતાં શીખે છે ત્યારે પહેલો શબ્દ તેને શીખવ્યો–'મા.''

'મા શબ્દની વ્યાખ્યા એવી રીતે કરતાં–' મેં કહ્યું–'તમને સાંભળીને એક ભક્ત બાઉલની વાત યાદ આવી ગઈ.'

'તો તે તમે મને કહો.'

'એક વાર એક વિદ્વાન અધ્યાપકે એક બાઉલને પૂછ્યું: "બાબા, તમારા ગુરુ કોણ?" બાઉલે ઉત્તર આપ્યો: "મા." પછી તે આનંદ-આવેશમાં આવી જઈને ગાવા અને નૃત્ય કરવા લાગ્યો. તેના ગીતનો ભાવાર્થ કંઈ એવો હતો કે, મા વીર છે, એટલે તે ગુરુના રૂપમાં શિખામણ આપે છે; અને જનનીના રૂપમાં ક્ષીર-દૂધ આપે છે. એ રીતે તે માનસિક અને શારીરિક આકાર પૂરો પાડે છે.'

'મા આહાર આપે છે તે તો હું સમજ્યો પણ તે શિખામણ કઈ રીતે આપે છે તે હું નથી સમજી શકતો.'

તો, તે હું તમને સમજાવું. સૌથી ઉત્તમ શિખામણ કઈ? "ઓમ" નો જાપ! હવે, મા શબ્દ વારંવાર કહેતાં કહેતાં "ઓમ" માં પલટાઈ જાય છે, પરિવર્તન પામે છે, પણ વળી કેટલાક ભક્તો એમ પણ કહે છે કે, બાળક બોલતાં જાણવા બોલવા પહેલાં "ઉમ," "ઉમ" કર્યા કરે છે. તેજ શબ્દથી તે માને બોલાવે છે, તેજ શબ્દમાં તે રડે પણ છે, તે જ શબ્દથી તે ખાવાનું પણ માગે છે. તે જ શબ્દથી તે માને જણાવે છે કે, મને કંઈક કંઈ થઈ રહ્યું છે. મા શબ્દ તો, તે, તે પછી બોલી શકે છે. "ઉમ" અથવા "ઓમ" શબ્દથી જ મા શબ્દની ઉત્પત્તિ થઈ છે.

'ભક્તોની સમજવાની રીત સાવ નિરાળી જ હોય છે.' મે કહ્યુ.

પણ તે સાચી હોય છે તે અનુભવના આધારે હોય છે આપણા જ્ઞાન કે દર્શનને સમજવાની પદ્ધતિ પુસ્તકિયા હોય છે મનના ગુમાન અને શૂન્યતામાંથી ઉદ્ભવેલી હોય છે તે ભક્તોની વાણી કે વિચારની પેઠે સરળ હોતી નથી '

'તમારા ગુરુદેવ પણ પુસ્તકિયા જ્ઞાનથી નારાજ હતા નહી?'

'હા, પણ તેઓ સેંકડો વિદ્વાનોને કંઈ એવુ શીખવી ગયા કે તે લોકોને ત્યાર પછી પુસ્તકિયા જ્ઞાન શુષ્ક પ્રાણહીન લાગવા માંડ્યુ '

સ્વામી વિવેકાનંદને પણ તમણે જ આત્મજ્ઞાન પ્રત્યે વાળ્યા હતા નહી? સ્વામીજીનુ એક વાક્ય મે થોડા દિવસ અગાઉ વાંચ્યુ હતુ તેમા એવુ હતુ કે પ્રત્યેક માણસ બીજરૂપે ભગવાન છે '

'મારા ગુરુદેવ જેવી વિભૂતિઓ એ જ બીજને વિકસાવવામા સહાયકારી બને છે '

'તેથી જ મને લાગે છે કે મારા ગુરુદેવે બધા ધર્મોની પણ સાધના કરી અને સર્વધર્મસમન્વયનો સિદ્ધાંત સાધ્યો છે, તેને પ્રમાણ પણ કરી ગયા પ્રત્યેક વ્યક્તિમા જે બીજરૂપી ભગવાન છે તે પયગમ્બરોથી—રામથી, કૃષ્ણથી ઈશુ મહંમદ આદિથી—અનેક ગણુ મહાન છે પયગમ્બરો તો પ્રભુના તે પુત્રો છે જેમનામાના બીજરૂપી ભગવાન બહુ સારા પ્રમાણમા વિકાસ પામ્યા છે અમે પણ કોઈ દિવસ તેમના જેવા થઈ શકીશુ એવી આશા તમને જોઈને આપણા મનમા જન્મે છે '

'પણ તે બીજ અમારામા કેમ વિકાસ પામતુ નથી?'

'તેનુ કારણ હુ બરાબર કહી શકતા નથી મને તો એમ લાગે છે કે એ બધુ ઈશ્વરની કૃપા પર નિર્ભર છે'

'તો તેની કૃપા કેવી રીતે મેળવવી?'

'જેવી રીતે બાળક માની કૃપા મેળવે છે '

'એટલે?'

'માને ચાહીને અને તેના પ્રત્યેના પ્રેમને સેવાના રૂપમા પરિણમાવી ફળીભૂત કરીને'

'તે તો સહેલુ છે '

તે તમે ધારો છો એવુ ને એટલુ બધુ સહેલુ નથી. બાળક જેમ જેમ મોટુ થતુ જાય છે તેમ તેમ તેનુ વ્યક્તિત્વ વિકાસ પામે છે તે પોતાનો જ વધારે ને વધારે વિચાર કરતો થઈ જાય છે અને માને તે ધીરે ધીરે ભૂલતો જાય છે, ભૂલી જાય છે '

'એમ કેમ થાય છે?' મે પૂછ્યુ

'મારા ગુરુદેવ કહે છે કે—સાધકે જવાબ આપ્યો—'પ્રેમના માર્ગમા કામ, કંચન અને કામિની—ત્રણ બાધાઓ છે '

'આનો અર્થ કૃપા કરીને તમે મને વિસ્તારથી સમજાવો '

સાધક વિસ્તારથી કહેવા લાગ્યા 'કામથી પ્રેમની જ્યોતિ મંદ પડે છે કેમકે તે જ્યોતિ આત્મામાથી પ્રગટે છે અને તેનાથી વિરુદ્ધ કામ તો માણસને શરીરનુ ભાન વધારે ને વધારે કરાવે છે જેથી તે આત્માના પ્રકાશથી વંચિત રહે છે કંચન લોભને વધારે છે, અને તે પણ આત્માના પ્રકાશ પર એક પ્રકારનુ આવરણ નાખી દે છે કામિની—સ્ત્રીમા જે માતૃત્વ દેવત્વ રહ્યુ છે, તે જોવા નથી દેતી કામ કંચન અને કામિની માણસની અંદરની આંખને આંતર વિવેક દૃષ્ટિને આંધળી કરી મૂકે છે '

ગીતામા પણ એવુ જ કંઈ કહેવામા આવ્યુ છે, નહીં?—નર્કના ત્રણ દ્વાર છે કામ ક્રોધ અને લોભ?'

'હા, તમે ગીતાનો ઉલ્લેખ કર્યો તે પરથી મને મારા ગુરુદેવની એક બીજી વાત યાદ આવી ગઈ'

'તે કઈ?' મે અધીરાઈથી પૂછ્યુ '

એક વાર એક વિદ્વાન મારા ગુરુદેવ પાસે આવ્યા. તેમણે તેમની પાસે ગીતાનુ તાત્પર્ય જાણવા માગ્યુ ગુરુદેવે કહ્યુ ગીતા શબ્દને ઊલટો કરો એટલે તાગી થશે તાગી—ત્યાગી ત્યાગ થાય" તે સાંભળીને પેલા વિદ્વાન તો આશ્ચર્યમા જ ડૂબી ગયા કે ગુરુદેવને તે વાંચતા લખતા પણ આવડતુ નથી છતા એક પુનિત પળે કેવા ગીતનુ રહસ્ય પામી ગયા' પણ એ જ તો મૂળભૂત તફાવત છે પુસ્તકિયા જ્ઞાન અને આત્મજ્ઞાન વચ્ચે'

'હા, એ તો ખરુ જ! પણ કામ, કંચન અને કામિનીથી શી રીતે મુક્ત થવુ?' મે પૂછ્યુ

'પ્રેમની વિવિધ વેદનાઓથી માને પોકારતા રહેવુ, પોકારતા જ રહેવુ ' અને હૈયામા એક દૃઢ વિશ્વાસ કેળવો જોઈએ કે હરિકથા જ એક સાચી કથા છે બાકી બધુ જે કંઈ છે તે વ્યથા છે જે વાણીમા, વિચારમા, આચારમા જ્ઞાનમા સત્સંગમા સૌન્દર્ય, સાહિત્ય અને સંગીતમા હરિ જ યાદ આવે અથવા તેમની તે યાદ દેવડાવ

તે જ આપણને ખપે, બીજુ બધુ ગૌણ છે અને તેથી તે ત્યાજ્ય ગણવુ જોઈએ, ત્યાગનુ જોઇએ મારા ગુરુદેવ પોતાના સાધના કાળમા મા કાલીના દર્શન તેમના સ્પર્શ માટે કેટના તડપતા, ઉદાસ રહેતા હતા !'

'તો માણસના આસુઓમા એવો કીમિયો છે કે, તે માની કૃપાને અમારા જીવનમા ઉતારી લઈ આવે? હવે હુ જરા સમજ્યો એક ગીતની પક્તિના શબ્દ મે થોડો સમય પર જ સાભળ્યા હતા તે મને અત્યારે બરાબર યાદ નથી પણ તેનો અર્થ કઈ એવો થાય છે કે બાળકનુ બળ કેટનુ હોઈ શકે છે? તે તો ફક્ત રડવાનુ જાણે છે, અને તેથી જ કહેવાતુ હશે—નિર્બલ કે બલ રામ'

એટલામા પાસેના રામકૃષ્ણ મ દિરમા ઘ ટ વાગ્યો તે સાભળીને સાધકે કહ્યુ 'હવે મ દિરમા આરતી થશે તમે મારી સાથે ચાલો!'

પછી અમે બ ને મ દિરમા ગયા

ત્યા શ્રી રામકૃષ્ણ પરમહ સની એક ભ વ્ય મૂર્તિ હતી તે ફૂલોથી શણગારાઈ હતી ફૂલો અને બળતી અગર બત્તીની સુવાસથી વાતાવરણ સુગ ધમય થઈ ગયુ હતુ પરમહ સની મૂર્તિ પાસે મા શારદાની મૂર્તિ હતી પૂજાનુ સાહિત્ય સામે રાખીને એક સ્વામીજી ધ્યાનમા બેઠા હતા બીજા ઉપસ્થિત ઉપાસકો મૌન હતા

થોડી વાર પછી સ્વામીજી એ એક શ્લોક ઉચ્ચ સ્વરે લલકાર્યો—

**ગુરુર્ બ્રહ્મા, ગુરુર્ વિષ્ણુર્, ગુરુર્ દેવો મહેશ્વર ।**
**ગુરુ સાક્ષાત્ પરબ્રહ્મ તસ્મૈ શ્રીગુરવે નમ ॥**

એ શ્લોક સાભળતા સ્વામીજી અને બીજા બધાના મસ્તક શ્રદ્ધાથી નમી ગયા કોણ જાણે તે વખતે તેમને એમ લાગ્યુ હશે કે પોતાના પરમપૂજ્ય ગુરુદેવ ત્યા હાજર છે તેઓ તેમને માટે માત્ર મૂર્તિમા નથી રહેતા તેઓ તો તેમના હૈયામા બિરાજે છે

પછી એક ઉપાસકે એક ભજન ગાવુ શરૂ કર્યુ —

**મા, કબતક રખોગે દૂર ? ॥**
**ઈસ દુનિયાકે દુ ખ-દર્દન સે,**
**દિલ મેરા હુઆ હૈ ચકનાચૂર ॥**
**મા, કબતક રખોગે દૂર ?**
**તોહે ન દેખે મેરો પ્રાણ જલત હૈ,**
**જીવન મારો ભયો બિન નૂર ॥**
**મા કબતક રખોગે દૂર ?**
**અબ તો કરો મુજ પર કૃપા,**
**દિખલાઓ અપને મુખડેકા નૂર ॥**
**મા, કબતક રખોગે દૂર ?**

ભજન ગાનારની આખોમાથી આસુઓની ધારા વહી રહી હતી થોડા બીજા ઉપાસકોની આખો પણ ભીની થઈ ગઈ હતી એમ લાગતુ હતુ કે સૌને માનો વિયોગ સાલી રહ્યો છે

એવામા સ્વામીજી આસન પરથી ઊઠ્યા અને પરમ હ સની મૂર્તિ અને મા શારદાની મૂર્તિ સામે ઊભા રહીને પ્રદીપથી આરતી કરવા લાગ્યા આરતી પૂરી થતા જ બધા ઉપાસકો એક સાથે લલકારી ઊઠ્યા—

'ગુરુદેવ મહારાજ કી જય!'

'મા શારદાદેવી કી જય!'

પછી સૌએ મૂર્તિઓ સામે સાષ્ટાગ નમસ્કાર કર્યા પૂજા પૂરી થઈ સ્વામીજી પ્રસાદનો થાળ લઈ ને ઉપાસકો વચ્ચે આવ્યા સૌને પ્રસાદ વહેંચ્યો પણ કેટલાયે કેવળ પ્રસાદ જ ખાધો કે,—થાળીમા જ પ્રદીપ હતો પરમહ સના જીવનનુ જ્વલત પ્રતીક—તેના પર પોતાની સાધનાનો દીવો પ્રગટાવ્યો, તે સર્વ જાણનહાર પ્રભુ જ જાણે'

## શ્રી રામકૃષ્ણની બોધકથા

સ સારથી ક ટાળીને એક માણસ વનમા ગયો, વર્ષો સુધી ઘોર તપસ્યા કરી ભગવાન પ્રસન્ન થયા તેણે ભગવાન પાસે પાણી પર ચાલી શકવાનુ વરદાન માગ્યુ

ખુશ થતો થતો તે પોતાને ઘેર ગયો મોટાભાઈને કહેવા લાગ્યો 'મોટાભાઈ મને પૂર્ણ સિદ્ધિ મળી ગઈ"

મોટાભાઈએ પૂછ્યુ "શેની સિદ્ધિ?"

તે બોલ્યો ' હુ પાણી ઉપર ચાલીને ગગા, દરિયો પાર કરી શકુ છુ "

મોટાભાઈએ કહ્યુ "તારા બધા વર્ષો પાણીમા ડૂબાડયા તે તો રોજ બે જ પૈસાની બચત થાય એમ કર્યુ "

આશ્ચર્ય પામી તેણે પૂછ્યુ "એમ કેમ કહો છો?"

"અરે, બે પૈસા હોડીવાળાને આપીને ગ ગા પાર થવાય છે એટલા માટે ભલા ભાઈ, આટલા વર્ષો તપ કરવાની શી જરૂર હતી?"

—"ઈન્દ્ર"

# વંદન હજો



ઇંગ્લેન્ડની એક સુંદર વાત કહું છું. આપણા દેશમાં પણ આવી વાતો બનતી હશે, તે આપણે સાંભળીએ તો કેવું સારું ?

પીટરબર્ગની એક શાળાને એક, બે ગોટી નહિ પણ સવા મણ સાબુ એક માણસ તરફથી ભેટ મળ્યો. આ ભેટ મોકલનારનું નામ જાણવા સૌ વિદ્યાર્થીઓ આતુર બન્યા. શા માટે બીજું કંઈ ન મોકલતાં સાબુ જ ભેટ મોકલ્યો એ પણ જાણવા અધીરા બન્યા. વિદ્યાર્થીઓ સાથે શિક્ષકો પણ અધીરા બન્યા હતા. જ્યારે મુખ્ય શિક્ષકે પાર્સલ ખોલીને તેમાંથી નીકળેલ પત્ર વાંચ્યો ત્યારે બધા વિદ્યાર્થીઓ અને શિક્ષકો ભેટ મોકલનારને છૂપાં વંદન કરી રહ્યા હતા. અને કંઈક નવું જીવનમાં શીખવાનું મળ્યું એવું અનુભવ્યું.

ભેટ મોકલનાર કોણ હતું !! તમે પણ તે નામ જાણવા આતુર છો નહિ? એનું નામ હાટવર્ડ. તેણે પત્રમાં લખ્યું હતું : "આજથી ૫૦ વર્ષ પહેલાં હું આ જ શાળામાં ભણતો વિદ્યાર્થી હતો. તે વખતે મેં શાળામાંથી સાબુની એક ગોટી ચોરી હતી. મારા આ અપરાધ માટે મનમાં મને હંમેશ ખૂબ પસ્તાવો રહેતો. આજે આ સાબુની પેટી મોકલીને મારો એ અપરાધ ધોઈ રહ્યો છું; પ્રાયશ્ચિત્ત કરી રહ્યો છું."

બાળપણમાં કરેલી ભૂલોનો પસ્તાવો કોઈ વિરલ માણસો જ કરે. સવા મણ સાબુ-ભેટ મોકલીને હાટવર્ડનાં મનને કેટલી શાંતિ મળી હશે! કેટલી અદ્‌ભુત પ્રમાણિકતા અને હૃદયની સ્વચ્છતા એમાંથી આપણને મળે છે? આવી વ્યક્તિઓને આપણાં પણ વંદન હજો

—ધીરેન ગાંધી

૧૯. બોધ થઈને ય અબોધ

[૧૩૫]

અજ્ઞાન જતાં જ્ઞાન મળવાથી
સાધકને બોધની બાધા નડે છે.
પરંતુ, જ્ઞાન પછી મારો અબોધ જ પાકો થયો છે.
બોધ કેવો હોય છે; હું સમજી શક્યો નથી.
આત્મજ્ઞાનનો વેગ આપોઆપ શાંત થયો !
અને જ્ઞાની થવાને બદલે હું જ્ઞાનસ્વરૂપ થઈ ગયો.
ગુરુ-મુખથી જ્યારે જ્ઞાન મળે છે
ત્યારે બધી સાધના સહજ જ સધાય છે,
અને બોધનું સંકટ ટળે છે.

[૧૩૬]

હું ઈશ્વરને જાણવા ગઈ,
તો જાણવું તો બાજુ પર રહ્યું,
પરંતુ મારું અસ્તિત્વ જ સમાપ્ત થઈ ગયું.
એનું દર્શન થવા પહેલાં, હું જ તદ્રુપ થઈ ગઈ;
ઇન્દ્રિયો સહિત ચિત્તને આશ્ચર્યે ઘેરી લીધું.
કંઈને કંઈ દિવ્યનાદ સંભળાય છે,
દિવ્ય રૂપ દેખાય છે, એવું લાગતું હતું;
પરંતુ મનમાં શક્તિ શેષ રહી નહીં કે તેનાથી અનુમાન કરી શકાય.
કંઈક સજાગ થઈને મને એવો પ્રયત્ન પણ કર્યો,
પરંતુ હારીને એ પાછળ હટયું;
એનું તેજ ઓછું પડયું,
છેવટે તે નષ્ટ થયું.
પહેલાં તત્ત્વવિચાર પૂરતો કરી રાખ્યો હતો,
આત્માનાત્મ-વિવેકનો પ્રકાશ પણ મેળવ્યો હતો;
પરંતુ એ બધું તેની સામે ધ્રૂજી ગયું;
બધું જ્ઞાન તેની આગળ ખોવાઈ ગયું.
ઈશ્વરદર્શન જ ખરું.
પરંતુ દ્રષ્ટામાં અલગ રહીને જોવા જેવું દ્વૈત જોઈએ;
ઈશ્વરને માયાનો પડદો જોઈએ.
ત્રિગુણ નહીં, અર્થાત ત્રિગુણોની છાયા પણ તો જોઈએ;
એ બધું જ ખંડિત થયું.
પછી દર્શન કોનું કરશો ?
દર્શન નહીં, તો શું એને અદર્શન કહેવામાં આવે ?
એ દર્શન પણ ન હતું, અદર્શન પણ ન હતું.
એ આસ્વાદન હતું.
ગુંગાએ અમૃત ચાખ્યું–
એને એ કેમ કરી વખાણે ?
ચાખેલી કોઈ પણ મિઠાશનું વર્ણન અશક્ય જ છે!!
અને ગુંગા દ્વારા તો સરાસર અશક્ય!!'
પરંતુ એનો કંઈ સંકેત તો બતાવશો કે નહીં ?
જાગૃતિની ઘેરી નીંદ—
એવો એ અવસ્થાનો સંકેત બતાવી શકાય છે.
અર્થાત્ ઇન્દ્રિયો, મન, બુદ્ધિ. અહંકાર, સૌ સૂતાં છે.
અને શરીરની અંદર પરમેશ્વર જાગી રહ્યા છે.

[૧૩૭]

એને હું જેમ જેમ જોતી ગઈ,
તેમ તેમ તન્મય જ થતી ગઈ.
છેવટે બધી જીવનભાવના ખોવાઈ ગઈ,
જાણે ચૈતન્ય જ ચોરાઈ ગયું.
પછી બિચારા ચિત્તની શી ગતિ ?
ઈશ્વર સ્મરણ પણ 'વ્યર્થ' થયું.
બધા વિકારોનું વિસ્મરણ
એ જ એનું સ્મરણ થયું.
અનાહત ધ્વનિ સંભાળતો હતો
એનો ગેલ ચાલતાં ચાલતાં
ઈશ્વરનું વિશિષ્ટ જાણવા પ્રયત્ન કર્યો,
તો, ત્રિભુવન જ એનાં નાદથી ગૂંજી ઉઠયું
ઈશ્વરની વિશિષ્ટતાનો પત્તો ન લાગ્યો
મારાં અંતરબાહ્ય પૂરેપૂરાં, ઈશ્વરથી ભરપૂર થઈ ગયાં.

[૧૩૮]

હું પોતાના આ ત્રિગુણાત્મક સંસાર રૂપ ગામને છોડી ગઈ,

અને શાંતિથી નિર્ગુણના એકાંતમા જઈને વમી
ત્યા અનેકવિધ ધ્યાન ચિંતન કરતા કરતા દર્શન
થયુ.
કે ઈશ્વર જ આ બધુ થયો છે
જેને હુ ત્રિગુણાત્મક સંસાર સમજતી હતી, એ
પણ એનુ જ રૂપ છે
એ નિરંતર મારી જ પાસે છે,
એની અને મારી વચ્ચે પરદો નથી
હવે બોલવાનુ કામ નથી,
એ મને બધુ ભેટ દઈ ચૂક્યો છે
અને એ ત્રિગુણોનુ ગામ જ ગાયબ થઈ ગયુ છે
ત્રિગુણાત્મક માયા પર નિર્ગુણ ચિંતનની
કલમ કરી,
એમાથી સગુણ પરમેશ્વર ફળ્યા
ઈશ્વરે પોતે મને પોતાનુ રૂપ આપીને
મારા હાથે એવો ચમત્કાર સિદ્ધ કર્યો

[૧૩૯

એને મળવ ગઈ તો તે હુ થઈ ગઈ
સંજ્ઞા ખોવાઈ ગઈ
પછી ભાનમા આવીને જોઉ છુ —
તો મૂર્તિનુ દર્શન જ નથી
એની રીત કઈ સમજમા નથી આવતી
ચિંતનની ગતિ કુંઠિત થાય છે
પરંતુ લાગેલો વેધ તો છૂટતો નથી
અનુભવથી એક વાત સમજમા આવી
કે એના દર્શનની લાલસા રાખવાથી એ પણ
ફરજ જાય છે
વિષયોની આસક્તિથી પણ એ છુપાય છે, દૂર
થાય છે,
ઊલટુ, એ આસક્તિ પણ છોડીને સ્વસ્થ ચિત્તે
સાધન આદરતા જઈએ તો એનો મેળાપ વહેલામા
વહેલો થાય છે
એટલા માટે ગુરુ ચરણોમા ભાવ રાખીને સેવા
કરતા રહીએ—
એ જ ઈશ્વર પ્રાપ્તિનો ઉપાય જ્ઞાનદેવ સમજ્યો છે

[૧૪૦]

હુ મારી અંદર જોઉ છુ,
તો મને મારુ અહમ ખોવાયેલુ જણાય છે
એનાથી મન બિલકુલ સ્થભિત થઈ ગયુ છે
મારી અંદર વિઠ્ઠલ
હુ ખુદ પણ વિઠ્ઠલ
અને વળી, આ અનુભવ કરનારી હુ જ.
એને શુ કહેવુ ?
અહમ્ જ ખોવાઈ ગયુ, કહીએ ?
અથવા, અહમ્ અલગ રહ્યુ જ નથી ?
અહમ્ વ્યાપક થયુ, કહીએ ?
કઈ પણ કહીએ,
પરંતુ નિવૃત્તિનાથે મારી આ હાલત કરી મૂકી છે
ખરી

[૧૪૧]

એની આગળ ધ્યાન ચિંતન આદિના પ્રયોગ કરવા
એટલે અનુભૂત બ્રહ્મતત્ત્વ ફરી ફરી જોવુ—છે
એમાથી ઝાઝી નિષ્પત્તિ થવાની નથી
આની અપેક્ષાએ જેની કૃપાથી આત્મા બ્રહ્માનુ
ભવ થયો,
એ ઈશ્વરની અને શ્રી ગુરુની સ્તુતિ, સહજ ગાતા
રહેવુ એ મનને સારુ લાગે છે
દેહનુ બલિદાન દીધાથી સાધના સમાપ્ત થઈ
સમાધાન થયુ છે
કામના સાથે માયાનો છેદ પચાવીને
પરિપૂર્ણ આત્મરૂપ આખોથી જોયુ છે
આત્મસ્વરૂપ નિરાકાર કહીએ,
કિન્તુ મને તો એ જ વિશ્વાકાર દેખાય છે
જાણે ચંદનવૃક્ષ પર ફળ લાગ્યા છે,
પીપળા પર ફળ લાગ્યા છે,
હવે સંસારના દર્શનની વાત જ ન કાઢો
કેવળ સ્વરૂપાનંદમા રહેવુ છે
જ્ઞાનસાગર પરમાત્મા સૃષ્ટિરૂપ મોજા થી ઉભરાઈ
રહી છે

☆

[લેખકકૃત 'ભારતી કથા'નુ પરિશિષ્ટ]

અહિમા સત્યવચન આનૃશસ્ય દમો ઘૃણા।
એતત્ તપો વિદુર્ ધીરા ન શરીરસ્ય શોષણમ્॥
શાન્તિપર્વ ७૯-૧૮॥

અહિસા, સાચુ બોલવુ, ક્રૂરતા ન કરવી, આત્મસયમ, દયા—આને વિદ્વાન્ લોકો તપ કહે છે, શરીર સૂકવવુ તે તપ નથી

પૌરજાનપદા યસ્મિન્ વિશ્વાસ ધર્મતો ગતા।
યોદ્ધા નયવિપશ્ચિન્ચ સ મન્ત્ર શ્રોતુમર્હતિ॥૮૩ ४૭॥

શહેર(પુર) તથા ગામડા(જનપદ)ના લોકોને જેના ઉપર વિશ્વાસ હોય અને જે ધનુર્વેદ તથા નીતિશાસ્ત્ર જાણતા હોય એવાને રાજાએ મત્રી બનાવવા

ન કેનચિત્ યાચિત વ કશ્ચિત્ કિચિત્ અનાપદિ।
ઇતિ વ્યવસ્થા ભૂતાના પુરસ્તાત્ મનુના કૃતા॥૮૮ ૧૬॥

માણસ ઉપર આફત આવી પડે તે વિના કોઇ કોઈની પાસેથી કાઈ ભીખ ન માગે એવો નિયમ મનુએ કર્યો છે

નૈન દ્વિષન્તો હીયન્તે રાજ્ઞો નિત્ય હિ નિઘ્નત।
ક્રોધ નિહતુ યો વેદ તસ્ય દ્વેષ્ટા ન વિદ્યતે॥૯४ ૯॥
ન દ્વિષન્ત ક્ષય યાન્તિ યાવજ્જીવમપિ ઘ્નત।
ક્રોધમેવ તુ યો હન્તિ તેન સર્વે દ્વિષો હતા॥સુભાષિત॥

માણસ જીવે ત્યા લગી શત્રુને માર માર કરે તો ય તે ખૂટે નહિ, પણ એક ક્રોધને જે મારે તેના શત્રુમાત્ર નાશ પામે છે

શરીરમેતૌ સૃજત પિતા માતા ચ ભારત।
આચાર્યશિષ્ટા યા જાતિ સા સત્યા સાજરામરા॥
૧૦૮ ૧૯॥

માતાપિતા તો નાશવત શરીર ઘડે છે, પણ આચાર્ય પાસે જે નૂતન જન્મ થાય છે તેથી તો અજરઅમર થવાય છે

પ્રત્યાહુર્નોચ્યમાના યે ન હિસન્તિ ચ હિંસિતા।
પ્રયચ્છન્તિ ન યાચન્તે દુર્ગાણ્યતિતરન્તિ તે॥૧૧૦ ४॥

પોતાને કોઈ બે વેણ સભળાવે તો યે જે સામુ ન બોલે, મારનારને જે સામુ ન મારે, દાન કરે પણ યાચના ન કરે, તે સકટ તરી જાય

યે વદન્તીહ સત્યાનિ પ્રાણત્યાગેઽપ્યુપસ્થિતે।
પ્રમાણભૂતા ભૂતાના દુર્ગાણ્યતિતરન્તિ તે॥૧૧॥

સાચુ બોલતા જીવ જાય એવે પ્રસગે પણ જે સાચુ બોલે તે સકટ તરી જાય

પરશ્રિયા ન તપ્યન્તિ દુર્ગાણ્યતિતરન્તિ તે॥૧૭॥

બીજાની જાહોજલાલી જોઈને જેને સતાપ ન થાય તે સકટ તરી જાય

યે ન માનિતમિચ્છન્તિ માનયન્તિ ચ યે પરાન્।
દુર્ગાણ્યતિ તરન્તિ તે॥૧૯॥

પોતાને કોઈ માન આપે એમ જે ન ઇચ્છે, પણ જે બીજાને માન આપે તે સકટ તરી જાય

યાત્રાર્થ ભોજન યેષા સન્તાનાર્થ ચ મૈથુનમ્।
વાક્ સત્યવચનાર્થ ચ દુર્ગાણ્યતિતરન્તિ તે॥૨૦॥

શરીરને ભાડુ આપવા જ જે જમે, સતાન સારુ જ સ્રીસગ કરે, અને સાચુ બોલવા સારુ જ બોલે તે સકટ તરી જાય છે

માતા પિતા ચ ભ્રાતા ચ ભાર્યા પુત્ર પુરોહિત।
નાદણ્ડ્યો વિદ્યતે રાજ્ઞ ય સ્વધર્મે ન તિષ્ઠતિ॥૧૨૧ ૬૦॥

મા, બાપ, ભાઈ, પત્ની, પુત્ર, પુરોહિત (ગોર)—આમાથી કોઈ વાકમા આવે તો અદડ્ય (જેને શિક્ષા ન થઈ શકે એવુ) નથી

શ્રેયો હિ પડિત શત્રુર્ ન ચ મિત્રમ્ અપડિત॥૧૩૮ ४૬॥

બુદ્ધિમાન્ શત્રુ સારો, પણ મૂર્ખ મિત્ર નહિ સારો

ન રક્ષતિ પ્રજા સમ્યક્ ય સ પાર્થિવતસ્કર॥૧૬૯ ૧૦॥

પ્રજાનુ રૂડી રીતે રક્ષણ ન કરે તે રાજા નહિ પણ ચોર છે

પિબન્ત્યેવોદક ગાવો મણ્ડૂકેષુ રુવત્સ્વપિ॥૧૪૧ ૮૨॥

દેડકા ડ્રાઉં ડ્રાઉં કરે પણ ગાયો પાણી પીએ જ

નાસ્તિ સત્યાત્ પરો ધર્મ નાનૃતાત્ પાતક પ મ॥૧૬૦ ૨४॥

સત્યથી ચડિયાતો ધર્મ નહિ, અસત્યથી

ચડિયાતું પાપ નહિ

અશ્વમેધસહસ્રં ચ સત્યં ચ તુલયા ધૃતમ્।
અશ્વમેધસહસ્રાદ્ધિ સત્યમેવ વિશિષ્યતે ॥ ૨૬ ॥

એક છાબડામા સો અશ્વમેધ ને બીજામા સત્ય મૂક્યુ તો સો અશ્વમેધ કરતા સત્ય ભારે જોવામા આવ્યુ

ગોશતાત્ અપિ ગોક્ષીરં પ્રસ્થં ધાન્યશતાદપિ।
પ્રાસાદાદપિ ખટ્વાર્ધં શેષાઃ પરવિભૂતયઃ ॥૧૭૪ ૩૧॥

સો ગાયમાથી એક ગાયનુ દૂધ, અનાજની સો ગૂણીમાથી એક ગડિયુ, સાત ભોયવાળી હવેલીમાથી અર્ધો ખાટલો,–આટલુ તારુ, બીજુ બધુ બીજાનુ

અદ્યૈવ કુરુ યત્ શ્રેયો મા ત્વાં કાલોઽત્યગાન્મહત્।
અકૃતેષ્વેવ કાર્યેષુ મૃત્યુર્વૈ સમ્પ્રકર્ષતિ ॥ ૧૭૫ ૧૭ ॥

જે શુભ કામ છે તે આજ જ કર, વિલબ કર મા, કામ અપૂરા હોય ત્યા મૃત્યુ માણસને તાણી જાય છે

ન હિ પ્રતીક્ષતે મૃત્યુઃ કૃતમસ્ય ન વા કૃતમ્ ॥ ૧૫ ॥

આના કામ પૂરા થયા કે નહિ તે મૃત્યુ જોતો નથી

ન સ્વપેત્ ભાસ્કરોદયે । ૧૮૩ ૫ ॥

સૂર્ય ઊગ્યા પછી સૂવું નહિ

પંચાર્દ્રો ભોજનં ભુઞ્જ્યાત્ ॥ ૬ ॥

બે હાથ, બે પગ, ને મુખ,–આ પાચ અગ ધોઈને જમવુ

યદન્યૈર્વિહિતં નેચ્છેદાત્મનઃ કર્મ પૂરુષઃ ।
ન તત્ પરેષુ કુર્વીત જાનન્ અપ્રિયમાત્મનઃ ॥૨૫૯-૨૦॥

જે વર્તન બીજા આપણા પ્રત્યે કરે એમ આપણે ન ઇચ્છતા હોઈએ તેવુ વર્તન બીજા પ્રત્યે કરવુ નહિ કેમ કે તે આપણને ન ગમે

જીવિતું યઃ સ્વયં ચેચ્છેત્ કથં સોઽન્યં પ્રઘાતયેત્।
યદ્યદાત્મનિ ચેચ્છેત તત્પરસ્યાપિ ચિન્તયેત્ ॥ ૨૩ ॥

જે પોતે જીવવા ઇચ્છે તે બીજાની હત્યા કેમ કરે? આપણા સારુ જે જે ઇચ્છીએ તે તે બીજાને સારુ પણ ઇચ્છવુ

અતિરિક્તં સંવિભજેત્ ભોગે અન્યાન્ અકિંચનાન્ ।૨૧

આપણને આવશ્યક હોય તેનાથી અધિક ધન આદિ ભોગસાધન આપણી આગળ હોય તેમાથી નિર્ધનને એનો ભાગ આપવો

કારણાત્ ધર્મમન્વિચ્છેત્ ન લોકચરિતં ચરેત્ ।૨૬૨ ૫૩।

જેનાથી કરીને જીવમાત્રને અભયદાન મળે તે જ ધર્મ એમ જાણવુ, અને ગતાનુગતિક (લોક કરતા હોય તેમ કરનારા) ન બનવુ

સર્વા નદ્યઃ સરસ્વત્યઃ સર્વે પુણ્યાઃ શિલોચ્ચયાઃ ।
જાજલે તીર્થમ્ આત્મા એવ । ૨૬૩ ૪૧ ॥

જેટલી નદી છે તે સર્વ સરસ્વતી જેટલી પવિત્ર છે, જેટલા પર્વત છે તેટલા સર્વે પવિત્ર છે, આત્મા જ તીર્થ છે, બીજા તીર્થ નિરર્થક છે

ચિરેણ મિત્રં બધ્નીયાત્ ચિરેણ ચ કૃતં ત્યજેત્ ।૨૬૬ ૫૮।

મિત્રતા બાધવામા વિલબ કરવો, તેમ જ કરેલા મિત્રને છોડવામા પણ

રાગે દર્પે ચ માને ચ દ્રોહે પાપે ચ કર્મણિ।
અપ્રિયે ચૈવ કર્તવ્યે ચિરકારી પ્રશસ્યતે ॥ ૭૦ ॥

રાગ, અભિમાન દ્રોહ, પાપ, તથા અપ્રિય કરવામા વિલબકારી વખણાય

બન્ધૂનાં સુહૃદાં ચૈવ ભૃત્યાનાં સ્ત્રીજનસ્ય ચ ।
અવ્યક્તેષ્વપરાધેષુ ચિરકારી પ્રશસ્યતે ॥ ૭૧ ॥

સગા મિત્ર, નોકર, સ્ત્રીઓ,–આ કોઈએ અપરાધ કર્યો લાગે તો કોઈ પગલુ ભરતા વિલબ કરે તે વખણાય

ક્ષીરોદઃ સમુદ્રાણાં ચ ધનુ ત્રાણાં ધનુરેવ ચ।
વજ્રં પ્રહરણાનાં ચ વ્રતાનાં સત્યમેવ ચ ॥૨૮૪ ૧૩૦॥

સમુદ્રોમા જેમ ક્ષીરસાગર, યત્રોમા જેમ ધનુષ, અસ્ત્રોમા જેમ વજ્ર, તેમ સત્ય સર્વ વ્રતોમા શ્રેષ્ઠ છે

અકુર્વન્ વાતિ સુરભિર્ગન્ધઃ સુમનસાં શુચિઃ ।
તથૈવાવ્યાહરન્ ભાતિ વિમલો ભાનુરમ્બરે ॥૨૮૭-૨૯॥

ફૂલની સુવાસ કાંઈ બોલ્યા વિના ફેલાય છે, તેમ જ સૂર્ય પણ આકાશમા બોલ્યા વિના પ્રકાશે છે

ભૈષજ્યમેતદ્ દુઃખસ્ય યદેતન્નાનુચિન્તયેત્ ।
ચિન્ત્યમાનં હિ ન વ્યેતિ ભૂયશ્ચાભિપ્રવર્ધતે ॥૩૩૦ ૧૨॥

[અનુસંધાન ૨૩મે પાને]

વીરોની ભૂમિ રાજસ્થાનનું ભારતના ઇતિહાસ અને સાહિત્યમાં એક અનોખું સ્થાન છે. અહીં સરસ્વતી અને લક્ષ્મીની આરાધના સમાન ઉત્સાહ અને એકાગ્રતાથી થઈ છે. પ્રતાપ અને ગોરા બાદલની જન્મભૂમિ તેમ જ સૂર્યમલ્લ, પૃથ્વીરાજ રાઠોડ, મીરાંની જન્મભૂમિ પણ છે, કાવ્યની અમૃતધારા અને લોહીની નદી અહીં એક જ ગતિથી વહેતી થઈ છે.

અને રાજસ્થાનના સાહિત્યની પૃષ્ઠ ભૂમિકામાં ત્યાંનું સમૃદ્ધ લોકસાહિત્ય છે.આ સાહિત્ય કોઈ પણ પ્રાંતના લોકસાહિત્યથી માધુર્ય અને સૌંદર્યમાં ઉતરતું નથી. રાજસ્થાનના લોકજીવનનું સાચું દર્શન અહીંના લોકસાહિત્યમાં જ છે. દરેક ભાવ અને દરેક વિશેષતા લોકસાહિત્યમાં પોતાનાં નૈસર્ગિક રૂપમાં વણાયેલી છે. સાહિત્ય, સંગીત અને કળાના આ સાહિત્યમાં સમન્વય છે. આ રાજસ્થાનીના આત્માનું ગાયન છે.

"પનિહારી" નામના લોકગીતનો વિષય રાજસ્થાનની એક પ્રસિદ્ધ લોક ગાથા છે. રાજસ્થાની આત્માનું આ સર્વોત્તમ ઉદાહરણ છે. લોકજીવનનાં નૈસર્ગિક સૌંદર્ય અને સ્થાનિક રંગનું આમાં સંપૂર્ણ આલેખન છે,

પરદેશ ગયેલ પતિની પત્નીની વિરહજન્ય દીનતા, પતિનો મીઠો વિનોદ, નાયિકાનો ક્રોધ અને સાસુનો સ્નેહભરપૂર ઉપાલંભ આમાં સાકાર થયેલ છે. કેટલાયે મધુર ભાવોની માર્મિક વ્યંજના કમનીય ચિત્રો દ્વારા આ ગીતમાં પ્રસ્તુત થઈ છે.

વર્ષા રાજસ્થાનની સર્વોત્તમ ઋતુ છે. આ ઋતુમાં સરોવરોના તટ પર સવાર સાંજ પનિહારીઓનાં ટોળે ટોળાં સુંદર વસ્ત્રાલંકારો સજીને, એક સ્વરમાં ગાતાં ગાતાં જતાં આવતા સામાન્ય રીતે નજરે પડે છે. "પનિહારી"—ની આ પ્રથામાં રાજસ્થાનના, લોકસાહિત્ય, લોકસંગીત અને લોકકથાનો સમૃદ્ધતમ સમાવેશ થયો છે. સમયના પલટાતા પ્રભાવે આ પ્રથાને શિથિલ જરૂર કરી દીધી છે. છતાં આજે પણ આ સાવ લુપ્ત નથી થઈ. ગામડાઓમાં આ પ્રથા હજુ પણ પૂરેપૂરા સૌંદર્યની સાથે જીવંત છે.

ગીતનો આરંભ થાય છે વર્ષા વર્ણનથી. આવશ્યક પૃષ્ઠભૂમિની રચના કરતાં કરતાં —

**"કાળી એ કાળાયણ ઉમટી એ પણિહારી એ લો।**
**છોટીડી છાંટા રો બરસૈ મેહ વાલા જો।**
**ભર નાડા, ભર નાડિયાં એ પણિહારી એ લો।**
**ભરિયો-ભરિયો સંબદ-તળાવ વાલા જો।**
**કિણજી ખુણાયા નાડા, નાડિયાં એ પણિહારી એ લો।**
**કિણજી ખુણાયા તળાવ, વાલા જો।**
**સુસરૈજી ખુણાયા નાડા-નાડિયાં એ પણિહારી એ લો।**
**પિવજી ખુણાયા તળાવ વાલા જો।**

—મેઘની શ્યામ ઘટાઓ ચડી છે. ઝરમર ઝરમર વરસાદ વરસી રહ્યો છે. તળાવ, તળાવડીઓ છલકાય રહ્યાં છે. *સમુદ્ર જેવા તળાવો પણ પાણીથી ઉભરાય ગયા છે.* કોણે તે તળાવડી ખોદાવી છે? કોણે તળાવ ખોદાવ્યા છે? સસરાજીએ તળાવડી ખોદાવી છે. પ્રિયતમે તળાવ ખોદાવ્યું છે.

આ પૃષ્ઠભૂમિની પછી કથા આરંભ થાય છે—

**"સાત સહેલ્યાં રે ઝૂલરે એ પણિહારી એ લો।**
**પાણીડે તે ચાલી તળાવ વાલા જો।**
**ઘડો ન, ડૂબે તાલમેં એ પણિહારી એ લો।**
**ઈંઢોણી તિર-તિર જાય વાલા જો।**
**સાતૂ રે સહેલ્યાં પાણી ભર ચલી એ પણિહારી એ લો।**
**પણિહારી રહી રે તળાવ વાલા જો!"**

સાત સાહેલીઓ સરોવર પર પાણી ભરવા જાય છે. સરોવર પર જઈને સાહેલીઓએ ઘડા ભરી લીધા, પણ તે પોતાના પ્રવાસી પ્રિયતમની યાદમાં ખોવાઈ ગઈ. ઘડો પાણીમાં નાખ્યો પણ તે તો પાણી પર જ તરતો રહ્યો. અને ઈંઢોણી પણ. પતિની સ્મૃતિમાં તેને કંઈ ધ્યાન જ ન રહ્યું. સાહેલીઓ પાણી ભરીને ચાલી ગઈ અને તે એકલી સરોવર પર રહી ગઈ.

આના પછી કથામાં નાયક આવે છે—

**ઘેવતે ઓઠી ન દેખો આરિયો અલબેલા ઓઠીડા એ લો।**
**ઘડિયો ઉખણાવતો જાય વાલા જો।**
**ઔરાં રે કાજળ-ટીકીયાં એ, પણિહારી એ લો।**
**થારોડા હૈ ફીકા નેણ વાલા જો।**
**ઔરાં રે ઓઢણ ચૂનડી એ પણિહારી એ લો।**
**થારોડા મૈલો સો ભેસ વાલા જો।**
**ઔરાં રે પિવજી ઘર બસૈ એ લેજા ઓઠીડા એ લો।**
**મ્હારોડા બસૈ પરદેસ વાલા જો।**

કે હે રે સાસૂ થારે સાવકી એ પણિહારી એ લો
કે થારો પીવરિયો પરદેસ વાલા જો।

નહીં હે સાસૂ મ્હારે સાવકી એ લંજા, ઓઠીડા એ લો
નહિ મ્હારો પીવરિયો પરદેસ વાલા જો।"

—થોડી વાર પછી ધ્યાનમાંથી જાગી. ઘડો ભર્યો, પણ ત્યાં ચડાવનારાનું કોણ હતું ? ચારે બાજુ જોયું એક ઊંટ સવાર જતો દેખાયો. પનિહારીએ તેને જ સાદ પાડ્યો—હે ચતુર સવાર, જરા ઘડો ચડાવી દેશો?

સવાર નજીક આવ્યો અને બોલ્યો—નથ એ આંજણ અને ચાંદલો કર્યો છે પણ તારી આંખ કેમ ઢીલી છે? બધાએ ચુંદડી પહેરી છે પણ તારો વેશ કેમ મેલો ઘેલો છે, શું કારણ છે?

પનિહારીએ ઉત્તર આપ્યો:—હે ચતુર સવાર, બધાના પ્રિયતમ ઘરે છે, મારો પ્રિયતમ પરદેશ છે તેના વિરહમાં મારી આ દશા છે.

સવારે કહ્યું:—હે પનિહારી, શું તારી સાસુ સાવકી છે? કે તારું પિયર દૂર છે?

પનિહારીએ કહ્યું —ન તો મારી સાસુ સાવકી છે. અને ન તો મારું પિયર દૂર છે. મને તો પતિ વિરહનું જ દુ:ખ છે.

આ સાંભળીને એ સવારે વિચિત્ર પ્રસ્તાવ મૂક્યો—

"ઘડો તો પટક દૈની તાલ મેં એ પણિહારી એ લો
આછીની ઓઠીડા રી લાર વાલા જો।
બાજું ને બજું થારી જીભડી એ ઓઠીડા એ લો
કમે તને કાળો નામ વાલા જો।
થાલૈ તો ચિરાકૂ થારો ચંડલો એ પણિહારી એ લો
થાલૈ તો દિખણી રો ચીર વાલા જો।
ચુડલો ચિરાલો પણ રો સાયબો એ ઓઠીડા એ લો
ઓઢણિયો ઓઢાસે મ્હારે વિર વાલા જો।

- હે પનિહારી, ઘડાને તળાવમાં પછાડી દે અને મારી સાથે ભાગી નીકળ.

સાંભળતા જ પનિહારી ક્રોધે ભરાઈ—અરે સવાર તારી જીભ બળી જાય. તને કાળોતરો કરડે.

સવારે કહ્યું—મારી સાથે આવે તો હું ચુડીઓ પહેરાવીશ. દક્ષિણની ચુંદડી ઓઢાડીશ.

પનિહારીએ કહ્યું—ચુડી પહેરાવશે મારો સ્વામી અને ચુંદડી ઓઢાડશે મારો વીરો. તું કોણ?

ક્રોધયુક્ત ઉત્તર સાંભળી સવાર ચાલ્યો ગયો. અને પનિહારી ક્રોધથી ભરેલી ઘરે આવી:—

"ઘડો તો પટક્યું અબી ચૌક મેં એ
મ્હારા સાસૂજી એ લો
ચોબારે ઘડિયો ઉતરાવ વાલા જો।
કિણ થાંને મોસો મારિયો એ મ્હારા વહૂજી એ લો
કિણ થાને દીવી છૈ ગાળ વાલા જો।
એક ઓઠી મ્હાને ઘસો મિલયો એ
મ્હારા સાસૂજી એ લો
પૂછી મ્હારે મનડૈ રી બાત વાલા જો।
દેવરજી સરીસો દીયો પાતળો એ
મ્હારા સાસૂજી એ લો
નણદલ બાઈ સારે ઉણિયાર વાલા જો।

પનિહારીનો ક્રોધ હજી ઉતર્યો નહતો. ક્રોધમાં ને ક્રોધમાં ઘરે આવીને બોલી—સાસુજી, જલદી ઘડો ઉતરાવો નહીં તો હું આંગણામાં પછાડી દઈશ.

સાસુ ગભરાઈને બોલી:—એ વહુ, શું તને કોઈએ ટોણો માર્યો કે કોઈએ તને ગાળ દીધી?

પનિહારીએ કહ્યું:—મને એક સવાર મળ્યો, જેણે મારા મનની વાત પૂછી. તેનું શરીર દિયરજી જેવું પાતળું અને મોઢું નણંદબાઈ જેવું હતું.

સાસુ પોતાની ભોળી વહુ પર હસી પડી અને બોલી:—

"થે તો વહૂ ભોળા ઘણા લો મ્હારા વહૂજી એ લો
ઓ તો થારો હી ભરતાર વાલા જો।"

—વહુ, તું તો બહુ જ ભોળી છે. અરે એ તો તારો જ પતિ હતો.

ગીત અહીં જ પૂરું થાય છે. પ્રવાસથી પાછા ફરતા પતિએ જ એની સાથે વિનોદ કર્યો હતો. પતિએ એને ઓળખી લીધી હતી. પણ તે પતિને ઓળખી શકી નહોતી. સાસુની વાત સાંભળીને તેના હૃદયની શું દશા થઈ હશે તે સહૃદય વાચકો પોતે સમજી લેશે. આ ગીત લોક-સાહિત્યનો શૃંગાર છે.

હિંદી સાહિત્ય સંમેલનના ઈંદોર અધિવેશનમાં સભાપતિ ગાંધીજી પાસેથી સ્વ. મુંશી અજમેરીજીએ થોડો સમય માગ્યો હતો. ગાંધીજીએ ત્રણ મિનિટ આપી. પણ જ્યારે મુંશીજીએ આ ગીત સંભળાવ્યું તો શ્રોતાજનોની સાથે ગાંધીજી પણ મુગ્ધ થઈ ગયા અને દસ મિનિટ સુધી આ ગીત સાંભળતા જ રહ્યા.

[ હિંદી પરથી અનુવાદ:—પુષ્પા ગાંધી ]

# ચાચાજીની વાતો
વિમળાબહેન પટેલ

[આ વખતે ફેબ્રુઆરીના બીજા પખવાડિયામાં પૂ. ચાચાજી હરિજન આશ્રમમાં આવ્યા ત્યારે વિદ્યાર્થીઓમાં સત્રાન્ત પરિક્ષાનું વાતાવરણ હતું. ચાચાજી વિદ્યાર્થીગણમાં ફરે. તેમને અભ્યાસ સંબંધે કંઈક પૂછે. તબિયત સંબંધે કંઈક પૂછે. આમ એ જાતની હવામા ચેતનના રંગો પૂરે. શાળા અને અધ્યાપન મંદિરની પ્રાર્થના પણ સમૂહમાં ગોઠવાયેલી હતી. એવી સુંદર મીલાવટની અજબ મસ્તીવાળી પ્રાર્થનામા મંજીરા અને ઢોલકના તાલ અને સૂર જ્યારે મળી જાય ત્યારે બાળકો સાથે ચાચાજી યે ડોલી ઊઠે. અને પછી પ્રાર્થનાને અંતે પૂ. ચાચાજીને કંઈક બોલવાનું થતું, તે અતિશય કર્ણપ્રિય અને હૃદયસ્પર્શતી વાણીના પ્રવાહ સમુ એ, એને ઝીલવાનો જે આનંદ આવતો, તેનો સાર રોજનીશીને રૂપે આપણે લેઈશુ. વિ.]

તા. ૧૬–૨–'૫૯ સોમવાર

"ભવસાગરમાં મળ્યો મારો તારણહાર મારો તારણહાર"

"બહેનોએ ભજન ગાયું. સાભળીને મારા મગજમાં એક અંગ્રેજ સાહિત્યકારની વાત યાદ આવે છે. ઈસુ તારણહાર છે. પણ તેનો હાથ લંબાવેલો નજરે પડતો નથી. તો પછી એને તારણહાર કેમ કહેવો? અર્થ એનો એમ થાય છે કે આપણા ઈષ્ટદેવતા, આપણા આરાધના દેવ પાસેથી આપણે એવું મેળવીએ કે જીવનમાં જ્યારે મુશ્કેલી આવી પડે ત્યારે તેઓ તેનો માર્ગ કેમ કાઢે, એનો વિચાર આપણે આપણી મુશ્કેલીને વખતે કરવાની ટેવ પાડવી. આપણી સંસ્થા, આપણું કન્યા છાત્રાલય, એમાં કોઈ પ્રશ્ન ઊભો થાય, તે વખતે આપણા વડીલ ગાંધીજી અને ઈષ્ટદેવ શ્રીકૃષ્ણને યાદ કરવા. એમનો આદેશ કાન દઈને સાંભળવો. આ જાતની ટેવ પાડવાથી આપણા જીવનમાં ઊભા થતા પ્રશ્નો, મુશ્કેલીઓ વગેરેના ઈલાજ મળી રહેશે"

☆

તા. ૧૭–૨–'૫૯

"ઘેલાં અમે, ઘેલાં રે બાઈ અમે ઘેલાં."

"શું બોલવું? તમે સૌ ઘેલાં બન્યાં છો! બધાં પરીક્ષામાં ઘેલાં બન્યાં છો. સારી વાત છે. આજે પરીક્ષામાં ઘેલાં બનો ત્યાર પછી કામ કરવામાં ઘેલાં બનો. અને તેમ કરતાં કરતાં હરિના નામમાં ઘેલાં બની જશો. પછી બસ. એ હરિના નામના રસના ઘૂંટડા સૌ પીશો. પાશો. પીજો ને પાજો. (એક મસ્તફકીર જે લહેજતથી અમૃતરસનું પાન કરતો હોય એવી જ મસ્તીમાં આવીને એમણે "બસ એ હરિના નામના રસનો ઘૂંટડો પીજો ને પાજો." એમ બોલેલા)

તા. ૨૦–૨–'૫૯ શુક્રવાર

'કદિયે ન જાગે મારો આતમરામજી'

"ભજનની આ લીટી સાંભળીને મારી નજર સામે પૂર્વ બંગાળનો એક બાઉલ ખડો થયો. એ બાઉલ ભક્ત છે. એ ભક્તને મન સૌ સરખા છે. કોઈ મુસલમાન નથી, કોઈ શીખ નથી, કોઈ ઈસાઈ નથી જે માને છે તે બધાનો ધર્મ એક છે. અને એવી રીતે તે વર્તે પણ છે. (આમ ધર્મ એક છે એ જ રીતે તે સૌમાં એકને જુએ છે) માણસમાં ય ભેદ તે રાખતો નથી. કોઈ ઊંચા નથી, કોઈ નીચા નથી, બધા જ સરખા છે. તે પોતાનું કામ નિયમિત કાળજીથી કરે છે. સાધારણ રીતે મૌનમાં તે દરરોજ રાત્રે બેસતો હોય છે. બાઉલનું ગીત આ છે. આપણે આપણા આત્માને આ ગીતથી જગાડવો છે ને જગાડવો જોઈએ.

"હે ખુદા, જહાં દેખુ તહાં તેરા હી જલવા હૈ."

(સ્વ૦ કલાપિશ્રીએ પણ એમની કવિતામાં ગાયુ છે કે જ્યાં જ્યાં નજર મારી ઠરે, યાદી ભરી છે આપની.")

એ બાઉલ જેની વાત ઉપર થઈ ગઈ, તે બાઉલના સંબંધમાં ચાચાજી એમ પણ બોલેલા કે બાઉલ હતો ધૂની-મસ્તીવાળો. કોઈ દિવસ કોઈ સાથે બોલે ય નહિ. ઉદાસ થઈને ફરે. પણ એનાં કામમાં તે કદિ પાછો પડતો નહિ. એની પાસે કોઈ જાતના ભેદ હતા નહિ. એવા એ બાઉલનો આત્મા જાગી જાગી ગયો હતો, એવું માની શકાય.

તા. ૨૩-૮-'૫

## 'શેનો નાતો કે બાદશાહ આપે ? શેનો નાતો.'

આપણે શેનો નાતો ? કેવો નાતો ? ચાચા ભત્રીજાઓનો, બાપ દીકરા દીકરીઓનો ? શેનો નાતો ? બધા નાતા એક સ્નેહનો નાતો. સ્નેહનો સંબંધ દરેક સ્નેહના સંબંધને પવિત્રતાથી સાચવવાનો પ્રયત્ન કરીએ એ જ ખરો નાતો.

એક મુહૂર્ત માટે હું પહોંચી ગયા અંદરની આંખોએ શું જોયું ? કલ્પના કોઈ શકે છે એક મુહૂર્ત માટે પ્રાર્થના કરી દરેકના સંબંધમાં બધા સંબંધનો આધાર સ્નેહ છે પણ તે ગોપીના સ્નેહ જેવો રહેવો જોઈએ. દરેક કામમાં ગોપીનું હૃદય કૃષ્ણના ચરણમાં. કૃષ્ણ ગોપીને દાનમાન આપશે તેની જ કિંમતે બને પણ એવો દાન લેવાનો વિચાર તેના મનમાં જાગીને જે પ્રેમ કરવાનું જાણે છે તે આપવાનું જાણે છે. અપનાવવાનું જાણે છે. આપણી પ્રીતની રીત કેવી છે ? કેટલા ટકા ગોપીની પ્રીત જેવી છે તે કોઈ વખતે પોતાનું નિરીક્ષણ કરીને જાણવાનો પ્રયત્ન કરે છે ? અનુભવે શિખવ્યું છે કે કોઈ બીજા માટે ખોટી ઇચ્છા રાખવી ઈર્ષા કરવી એને નીચે તોડી પાડવાની વૃત્તિ જ્યાં જ્યાં આપણા વર્તનમાં આવે ત્યાં ત્યાં રડી પડવું. બીજા કોઈની સાથે નહિ એકાન્તે ઈશ્વરને ચરણે બેસીને રડી લેવું પોકારવું આ તો છે આગ. એમાંથી તું બચાવ પ્રભુ કરે ને સૌની પ્રીતની રીતમાં ગોપી જેવી પવિત્ર ભાવના દિવસે દિવસે વધે એ જ પ્રાર્થના.

✿

તા. ૨૭-૮-'૫

ॐ સહ નાવવતુ ।
સહ નૌ ભુનક્તુ ॥

આ મંત્ર સાંભળતાં જ મારા મનને જાગૃત બનાવે. કેમ એમ જ લાગ્યા કર્યું કે 'ॐ સહ નાવવતુ' સૌ સાથે હળીમળીને કામ કરો. સહ નૌ ભુનક્તુ આ લીટીમાં તો એમ જ જણાય છે. સહન કરો, સહન કરો, સહન કરો. બાપુએ ઝેરના ઘૂંટડા પીધા છે. એમણે પી જાણ્યા છે. એમના બે આશ્રમો એક સાબરમતી બીજો સેવાગ્રામ. બેય આશ્રમોમાં હું રહી છું. મારી નજરે બાપુને ઝેર પીતા જોયા છે. અને તે કેવી રીતે. હસતે મોઢે. બાપુ પાસે નાના મોટા સૌ જ ફરિયાદ લાવે. નાની મોટી કેવી કેવા જેવી આપણને સાંભળતાં તદ્દન મામુલી લાગે એવી ફરિયાદ હોય તે ય લાવે. અમને એમ પણ લાગે કે બાપુને ઘણાં કામ છે આવી વાત કયાં કરવા તે આવ્યા ! કોઈ મોઢે પણ કહે 'બાપુ તમારે ઘણાં કામ છે.' ત્યારે બાપુ જવાબ આપે ઈશ્વરના કામોમાં બધાનો સમાવેશ. વાત સાંભળતાં જરા ય વખત નથી બગડતો. 'એનો શું કહેવું છે ?' આમ બાપુ પ્રેમથી સૌની વાતો સાંભળતા. ખાનગી (જો કે ખાનગી રાખવાપણું હોય નહિ છતાં મનુષ્ય છે એને પોતાની કેટલીક વાતો હોઈ શકે છે જે બીજાની સમક્ષ કહેતાં તે સંકોચાતો હોય છે. ઠીક પણ લાગતું નથી હોતું.) વાતો ય બાપુ એટલા જ પ્રેમથી સાંભળતા.

આ જુને દુઃખ પણ થાય. નામ નથી લેતો પણ ઘણા જણ તો બાપુને કહેતા મેં સાંભળ્યા છે કે 'બાપુ તમારી જગ્યાએ હું હોઉં તો એક મિનિટ માટે પણ આવા પ્રકારના લોકોને સહન ન કરું.' બાપુ આ ય સાંભળી લેતા પ્રેમથી ઘૂંટડો પી જતા. આનંદથી.

એકવાર બાપુએ મને કહ્યું દેખ ગુરુદેવ ને બ્રિટિશ સારી હતી તે મારો વિરોધ કરતી કરીને બેસી રહેતી પણ જ્યારે આ બધા મારા જ કહેવાય તે મને આમ પીડે છે ત્યારે મને દુઃખ થાય છે એનું.'

બાપુને આમ ઝેર પીતાં જોઈ આપણે પણ સમજવાનું છે કે કુટુંબમાં આપણે એક સૌ સ્વભાવે દરેક સરખા ના હોય પણ તેને નભાવતા શીખવાની કળા શીખવી જોઈશે. નભાવતા શીખવાની કળા શીખીશું એટલે હસતાં હસતાં ઝેર પીતાં શીખીશું અને પછી જુઓ પરમ આનંદનો અનુભવ થશે. 'ॐ સહ નાવવતુ'નો સાચો અર્થ ત્યારે જ પામીશું. આજે તો માન ને મોટાઈ જાળવીએ છીએ. આપણે સ્વમાનની વાતો કરીએ છીએ. પણ તે ખોટી છે. 'સ્વ' એટલે (આકાશ ભણી આંગળી કરીને) 'તે' એનું માન જાળવવાનું. એનું માન જાળવવું એટલે સૌ સાથે હળવું મળવું અને આપણામાં રહેલા અહમ્‌ને ઓગાળી નાખવો. એમાં જ સ્વમાન જળવાશે માટે આપણે સૌએ આ એક વસ્તુ આ એક કળા શીખવાની છે. ઝેર પીવું અને તે આનંદે પીવું એ જ છે ॐ સહ નાવવતુનો સાચો અર્થ.

✿

કોરિયામાં બૌદ્ધધર્મનો પ્રચાર સન ૬૭૨ ઈસ્વી.મા શરૂ થઈ ગયો હતો. સાતમી સદીમાં કોરિયાથી બૌદ્ધ ભિક્ષુઓ ભારતમાં આવવા લાગ્યા હતા. જે સેંકડો ભિક્ષુઓ ભારત આવ્યા તેમણે ત્રણ કાર્ય મુખ્ય કર્યા:

પ્રથમ એમણે નાલંદા વિશ્વવિદ્યાલયમાં ધાર્મિક કેળવણી લીધી.

બીજું, બૌદ્ધ તીર્થોની યાત્રા કરી પોતાની શ્રદ્ધા વ્યક્ત કરી.

ત્રીજું, એમણે અનેક બૌદ્ધ પુસ્તકોની નકલ કરી, કેટલાય પુસ્તકોનો પોતાની ભાષામાં અનુવાદ કર્યો.

કોરિયાથી ભારત આવનારા ભિક્ષુઓમાં ચાર નામો સુવિખ્યાત છે–૧ વ્હાઈ લુન, ૨ આર્યવર્મા, ૩ વ્હાઈ-નિયે, ૪ વ્હેન તાઈ.

### વહાઈ લુન

વ્હાઈ લુનનું હિન્દી નામ પ્રજ્ઞવર્મન હતું. ભારતનાં વિખ્યાત બૌદ્ધ તીર્થોની યાત્રા કરવા અને નાલંદામા તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવા એ કોરિયાથી આવ્યો હતો.

રસ્તામાં એ ઉત્તર ચીનની રાજધાની લોયાગમા થોભ્યો. લોયાગમાં ચીનના શહેનશાહે એને કહ્યું કે તમે ભારત ગયેલા વિખ્યાત ચીની યાત્રાળુ વ્હેન ચિનની મદદ કરો. વ્હેન સન ૬૩૯માં ચીનથી ભારત આવ્યો હતો. ભારતમા તે બૌદ્ધ ગ્રંથોનો ચીની ભાષામાં અનુવાદ કરતો હતો.

ભારત આવીને વ્હાઈ લુને બધાં બૌદ્ધ તીર્થોની યાત્રા કરી. વચ્ચે અમરાવત મઠમાં લાંબો સમય રહ્યો. ત્યાંથી એ તુખાર મઠમાં ગયો. એ જ મઠમાં એશિયાના તુખારિસ્તાનના બૌદ્ધ ભિક્ષુઓએ પોતાને રહેવા માટે બનાવ્યો હતો. અહીં જ વ્હાઈ લુન સંસ્કૃત શીખ્યો. પછી તે નાલંદા વિશ્વવિદ્યાલયમાં ગયો. ત્યાં બૌદ્ધદર્શનનો અભ્યાસ કરી કોરિયા પાછો ફર્યો.

વ્હાઈલુને પ્રવાસવર્ણનની ચોપડી લખી છે, પણ તે ફાહિયાન ને હ્યુએનસંગની ચોપડીઓ પેઠે જાણીતી થઈ નથી.

એ લખે છે કે હું ભારત ગયો તેના લગભગ પાંચસો વર્ષ પહેલાં ઉત્તર ભારતમાં શ્રીગુપ્ત નામનો એક રાજા રાજ્ય કરતો હતો. એના રાજ્યકાળમાં વીસ ચીની યાત્રાળુઓ ભારત આવ્યા હતા. મહારાજાએ એમને રહેવા-ભણવા માટે નાલંદા પાસે એક મોટું મકાન બાંધી આપ્યું હતું તે 'ચીન મંદિર' કહેવાતું. તેના નિભાવ માટે એક ગામ પણ તેણે આપ્યું હતું.

વ્હાઈ લુન લખે છે એ મંદિરના ખંડિયેરો મેં સગી આંખે જોયાં છે.

### આર્યવર્મા

આર્યવર્મા બૌદ્ધ ભિક્ષુ હતો એના કોરિયન નામની માહિતી નથી. એ પણ બૌદ્ધ તત્ત્વજ્ઞાન શીખવા નાલંદા આવ્યો હતો.

કોરિયાથી ભારત આવતાં પહેલાં આર્યવર્મા ચીનની રાજધાની ચાંગ ગાંન આવ્યો. ત્યાંથી ઇસ્વીસન ૬૩૮માં નાલંદા પહોંચ્યો. નાલંદામાં એણે બૌદ્ધધર્મનાં અનેક પુસ્તકોની નકલ કરી. કહેવાય છે કે એ 'વિનય પિટક' ને 'અભિધર્મ શાસ્ત્ર'નો પ્રકાંડ પંડિત હતો.

સત્તર વર્ષની નાની ઉંમરે નાલંદામાં જ એનું અવસાન થયું.

### વ્હાઈ નિયે

જે વખતે આર્યવર્મા નાલંદામાં હતો એ જ વખતે વ્હાઈ નિયે નામનો એક કોરિયન બૌદ્ધ ભિક્ષુ નાલંદામાં ભણવા માટે આવ્યો હતો. થોડા દિવસ તે મહાબોધિ મંદિરમાં રહ્યો–ત્યાંથી નાલંદા ગયો–અહીં એણે બૌદ્ધ ધર્મનાં પુસ્તકોની નકલ કરીને અભ્યાસ પણ કર્યો.

ચીની યાત્રાળુ આઈ-ચિંગ સન ૬૭૧માં ચીનથી ભારત આવ્યો હતો. જ્યારે એ નાલંદાની લાયબ્રેરીમાં ચીની ભાષાનાં પુસ્તકો વ્યવસ્થિત કરતો હતો ત્યારે એને વ્હાઈ નિયેનાં લખેલાં કેટલાંક પુસ્તકો મળ્યાં. એ બધાં પુસ્તકો નકલ કરેલાં હતાં–એ પરથી આઈ ચિંગે મઠના ભિક્ષુઓને એના વિશે પૂછપરછ કરી ત્યારે જાણવા મળ્યું કે વ્હાઈ નિયે નાલંદા મઠમાં રહેતો હતો અને ત્યાં જ સાઠ વર્ષની ઉંમરે એણે દેહત્યાગ કર્યો.

### વ્હેન તાઈ

એ પણ કોરિયાનો બૌદ્ધ ભિક્ષુ હતો. એનું હિન્દી નામ સર્વજ્ઞાન દેવ હતું. એ ઇસ્વીસન ૬૫૦માં ટિબેટ ને નેપાળ થઈ ભારત આવ્યો હતો.

એણે ભારતના બધાં વિખ્યાત બૌદ્ધ તીર્થસ્થળોની

યાત્રા કરી અને તે પૂરી થયે કોરિયા પાછો ગયો.

આ ચાર ભિક્ષુઓ સિવાય પણ બૌદ્ધ ભિક્ષુઓ ભારત આવ્યા હતા. કહેવાય છે કે સાતમી સદીમા બે બૌદ્ધ ભિક્ષુઓ સમુદ્ર રસ્તે કોરિયાથી ભારત આવતા હતા. ત્યારે સુમાત્રામા જ એમનુ અવસાન થયુ. એવી જ રીતે સમુદ્ર રસ્તે આરબના રસ્તામા જ એક બીજો મરણ પામેલો.

## કોરિયામા ભારતના ભિક્ષુઓ

કોરિયામા બૌદ્ધધર્મનો પ્રચાર શરૂ થયો તે પહેલા ચીનમા બૌદ્ધ ધર્મ ફેલાઈ ચૂક્યો હતો. ચીનથી સેંકડો બૌદ્ધ ભિક્ષુઓ ભારત આવ્યા અને સેંકડો અહીંથી ચીન ગયા. ચીનમા હિન્દી ભિક્ષુઓએ બૌદ્ધધર્મને ફેલાવવામા સારી મદદ કરી. એમના કેટલાક કોરિયા પણ ગયા. કોરિયા જનારા ભિક્ષુઓમા ધ્યાનભદ્રનુ નામ ખાસ ઉલ્લેખનીય છે.

ધ્યાનભદ્ર મધ્યભારતનો રહેવાસી હતો. એનુ ચીની નામ ચે કોંગ હતુ. બૌદ્ધધર્મનો પ્રચાર કરવા એ ચીન ગયો હતો. ચીનમા તે કાળે મોંગોલ વંશનુ રાજ્ય હતુ. મોંગોલમાથી મોગલ શબ્દ બન્યો છે. એ જ વંશમાથી આગળ જતા તૈમુર લંગડા ને બાબરનો જન્મ થયો હતો. ચીની રહેનશાહ કુબલાઈ ખા—ચંગીઝ ખાનો પૌત્ર—કટ્ટર બૌદ્ધધર્મી હતો. મોંગોલ કાળમા બૌદ્ધધર્મ, રાજ્યધર્મ મનાતો હતો.

કુબલાઈ ખાએ કોરિયા પર ચઢાઈ કરીને તે પોતાના ચીન પ્રદેશમા ભેળવી દીધુ. અને ત્યારથી ત્યા બૌદ્ધ ધર્મનો પ્રચાર જોરશોરથી થવા લાગ્યો. તેમા ભાગ લેવા માટે ધ્યાનભદ્ર ઈસ્વીસન ૧૩૨૬મા ચીન ગયો. અને ત્યા ૩૭ વર્ષ રહ્યો. એ દરમ્યાન એણે બૌદ્ધધર્મનો પ્રચાર કર્યો અને બે બૌદ્ધ પુસ્તકોનો ચીની ભાષામા અનુવાદ કર્યો.

સન ૧૨૬૩મા એ કોરિયામા જ અવસાન પામ્યો.

## કોરિયામા બૌદ્ધધર્મના જુદા જુદા સંપ્રદાયો

કોરિયામા બૌદ્ધધર્મના મહાયાન સંપ્રદાયનો જ પ્રચાર થયો હતો. એના જાતજાતના ફાંટાઓ આગળ જતા નીકળ્યા. એમા 'સફેદ કમળ પંથ'મા માનનારા ઝાઝા હતા.

એ પંથ ચીની ભિક્ષુ હુઈ યુઆને ચીનમા ભારતી ભિક્ષુ બુદ્ધયશ ને બુદ્ધભદ્રની મદદથી સ્થાપ્યો હતો. એ ભિક્ષુઓનો મુખ્ય મઠ એક વિશાળ તળાવના કાંઠે હતો. અને તળાવમા સફેદ કમળો ઊગતા હતા એટલે એ પંથનુ નામ 'સફેદ કમળવાળો પંથ' પડ્યુ. એનો પ્રચાર કોરિયામા પણ થયો.

એ પંથના અનુયાયીઓ એમ માનતા કે અમિતાભ બુદ્ધ જ સૃષ્ટિના સર્જનહાર છે, એમના જ આધારે દુનિયા ટકી છે. એ જ ગૌતમ બુદ્ધરૂપે અવતર્યા. અમિતાભનો અર્થ થાય 'જ્યોતિ જ જ્યોતિ.'

એ પંથનો ધર્મસાર આવો છે—ભગવાન અમિતાભ બુદ્ધ પર પૂરો વિશ્વાસ રાખો. એમની ભક્તિ કરો. પૂજા કરો અને એમને ચરણે જાતને ધરી દો—બધુ એમની મરજી પર છોડી દો. એ જ નિર્વાણપ્રાપ્તિનો માર્ગ છે.

એ પંથના કોરિયન અનુયાયીઓ અમિતાભની પ્રાર્થના કરતા કહે છે 'નામો અમીદા બુત્સુ' હે ભગવાન અમિતાભ હુ ભક્તિભાવથી પૂરા વિશ્વાસથી તમારે શરણે આવુ છુ.'

મહાયાની બૌદ્ધોનો નિર્વાણપ્રાપ્તિનો એ ભક્તિમાર્ગ છે.

એ પંથ સિવાય બોધિ ધર્મના ધ્યાન પંથનો તિબેટના લામા પંથનો ચીનના તિયેનતાઈ પંથનો પણ કોરિયામા ઠીક ઠીક પ્રચાર થયો. એ બધા પંથો ચીન ને ભારતના બૌદ્ધ ભિક્ષુઓએ સ્થાપ્યા હતા.

## કોરિયામા બૌદ્ધ સાહિત્ય

બૌદ્ધ ધર્મ સાથે કોરિયામા બૌદ્ધ સાહિત્ય પણ પહોંચ્યુ. પહેલા તો ચીનથી ભારતનુ બૌદ્ધ સાહિત્ય કોરિયા ગયુ. પછી કોરિયાથી જે ભિક્ષુઓ ભારત આવ્યા એ પોતાની સાથે બૌદ્ધધર્મના પુસ્તકો લઈ ગયા. એમ દરેક બૌદ્ધ સંપ્રદાયનુ સાહિત્ય કોરિયા ગયુ. ત્યાના બૌદ્ધ ભિક્ષુઓએ એનો કોરિયન ભાષામા અનુવાદ કર્યો.

ઈસ્વીસન ૧૦૦૦ની આસપાસ ચીનથી બૌદ્ધ ત્રિપિટકની એક નકલ મંગાવવામા આવી. એ ચીનીભાષામા ટની આવૃત્તિથી છાપવામા તૈયાર કરવામા આવી હતી. એમા તે સમય સુધીના બધા મહત્ત્વના પુસ્તકો સમાઈ જતા હતા. કોરિયાના રાજાએ એ ત્રિપિટકનુ નવેસરથી ફરી સંપાદન કરાવ્યુ અને પ્રગટ કરાવ્યુ. એના આધારે જાપાનમા ઈસ્વીસન ૧૮૮૦મા બૌદ્ધ ત્રિપિટકની છપાયેલી આવૃત્તિ તૈયાર કરવામા આવી.

ઈસ્વીસન ૧૨૫૧મા બૌદ્ધ ત્રિપિટક કોરિયામા પ્રથમ વાર છાપીને પ્રગટ કરવામા આવ્યુ.

કોરિયનો મશહૂર ચીની યાત્રાળુ હુ એન સંગનો ભારે આદર કરતા. એણે લખેલું પુસ્તક બહુ પવિત્ર મનાતું. તે કોરિયાના દરેક બૌદ્ધ મઠોમાં, પુસ્તકાલયોમાં જોવા મળતું.

કોરિયામાં બૌદ્ધધર્મના પતન સાથે બૌદ્ધ સાહિત્યના પણ ખરાબ હાલ થયા. મંદિરો ને મઠોની બરબાદી સાથે બૌદ્ધ સાહિત્ય પણ બરબાદ કરવામાં આવ્યું. એમ છતાં જે થોડા પુસ્તકો બચ્યાં તેને જાપાનીઓએ મેળવીને ફરી છપાવ્યાં.

## કોરિયામાં ભારતી કળા

કોરિયામાં બૌદ્ધધર્મના ફેલાવા સાથે ત્યાં ભારતીય બૌદ્ધ કળા પણ દાખલ થઈ. બુદ્ધ મંદિરોમાં મૂર્તિઓની સ્થાપના થઈ. એના પર ભારતીય બૌદ્ધ કળાની છાપ સ્પષ્ટ દેખાતી હતી.

સિંલાના શાસનકાળ દરમ્યાન (૬૬૮–૯૧૮ ઈ૰) કોરિયામાં ખાસ કરીને ભારતીય કળાનું ચલણ હતું. એ જમાનામાં કોરિયાથી અનેક બૌદ્ધ ભિક્ષુઓ ભારત આવ્યા હતા. ભારતથી તે પોતાની સાથે બુદ્ધ મૂર્તિઓ અને શિલ્પ કારીગરીના નમૂના કોરિયા લઈ ગયા હતા.

એ જ કાળમાં અમિતાભ બુદ્ધ અને બોધિસત્ત્વની મૂર્તિઓ મંદિરોમાં ઠેરઠેર સ્થાપવામાં આવી. એ દરેક પર ભારતી શિલ્પકળાની અસર સ્પષ્ટ હતી.

એ કોરિયન કળા વિશે પ્રસિદ્ધ ઇતિહાસકાર કેનેથ લાટુરેટ લખે છે: 'બૌદ્ધ મંદિરોમાં અંધારની યુગની બૌદ્ધ કળા અથવા ગુપ્ત વંશની ભારતી કળા ખાસ તરી આવે છે. એ જમાનામાં જેટલી સુંદર મૂર્તિઓ બનાવવામા આવી એટલી સુંદર મૂર્તિઓ કોરિયામાં કદી નથી બની. એના નમૂના આજે પણ કોરિયા અને ચીનમાં મોજુદ છે.'

☆

## પ્યારની ભેટ

એક વાર એક ગરીબ આરબ સૂકા વેરાન રણમાં મુસાફરી કરતો હતો. એટલામાં તે એક સ્વચ્છ-મીઠા અને ચળકતા પાણીના ઝરા પાસે આવી પહોંચ્યો; તેને ખારું પાણી પીવાની આદત થઈ ગઈ હતી; તેથી તેના ભોળા અને નિખાલસ દિલમાં થયું કે: આ પાણી તો રાજાને આપવા લાયક છે, તેથી તેણે તે પાણીની મસક ભરીને ખલીફા પાસે જઈને તે પાણી ભેટ કરવાનો મનસુબો કર્યો.

લાંબી મુસાફરી કર્યા બાદ તે તેના રાજા–ખલીફા પાસે આવી પહોંચ્યો. અને પોતે પ્રેમથી આણેલી ભેટ તેના ચરણોમાં ધરી, ખલીફાએ તે ભેટ ધિક્કારી નહીં. તેણે તે માંહેનું થોડું પાણી એક પ્યાલામાં રેડવાનો હુકમ કર્યો અને તે પ્યાલા માહેનું પોતે પીધું. અને હસતાં હસતાં તેણે તે ગરીબ આરબનો અત્યંત આભાર માનીને યોગ્ય ઇનામ આપવાનો હુકમ કર્યો.

ખલીફાનું મોટું કર્મચારી મંડળ આ અજાયબ જેવા પાણીનો સ્વાદ ચાખવાને અધીરું થઈ ગયું અને એ પવિત્ર પાણી પીવા સૌ ખલીફા પાસે ધસી ગયા; પરંતુ બધાની અજાયબી વચ્ચે ખલીફાએ એક પણ ટીપું પાણી ચાખવાની સૌ કોઈને સખ્ત મના કરી અને તે ગરીબ આરબને ખુશાલી ભરેલા અંતઃકરણે વિદાય કર્યો. ખલીફાએ કચેરી તરફ પાછા ફરી પોતાની વિચિત્ર વર્તણુકનો હેતુ આ પ્રમાણે સમજાવ્યો.

ખલીફાએ કહ્યુ: "એ ભલા અને નિર્દોષ આરબે મુસાફરીમાંથી તેની મસકમા આણેલું પાણી ખૂબ જ અસ્વચ્છ અને ગંદુ થઈ ગયું હતું પરંતુ તે વફાદારી અને પ્યારની ભેટ હતી. તેથી મેં ખૂબ ખુશી થઈને સ્વીકારી; મેં વિચાર્યું કે; જો હું આ પાણી બીજા કોઈને પીવા આપીશ તો તે પોતાની સૂગ દબાવી શકશે નહીં; એટલા જ માટે મેં તમને કોઈને એક ટીપું પણ પીવા દીધું નહીં; કે રખેને 'તે શ્રદ્ધાળુ–નેક આરબનું અંતઃકરણ દુભાય!'

—રણછોડ બાવલિયા

☆

[પાન ૧૫થી ચાલુ]

દુઃખનો પછી વિચાર ન કરવો એ જ એનુ ઓસડ છે, જો એનો વિચાર કરીએ તો તેથી તે જાય તો નહિ જ, પણ ઊલટુ વધે

મૃત વા યદિ વા નષ્ટં યાઽતીતમનુશોચતિ।
દુઃખેન લભતે દુઃખં દ્વૌ અનર્થૌ પ્રપદ્યતે ॥૩૭૦-૯॥

સ્વજન મરે કે બીજી હાનિ થાય તેની પાછળ જે શોક કરે તે એક દુઃખ ભોગવીને પાછો બીજુ દુઃખ પામે છે ને એવી રીતે એને બે અનર્થ થાય છે

તડાગે યસ્ય ગાવસ્તુ પિબન્તિ તૃષિતા જલમ્।
મૃગપક્ષિમનુષ્યાશ્ચ સોઽશ્વમેધફલં લભેત્ ॥ અનુશાસનપર્વ
૫૮ ૧૭॥

જેના ખોદાવેલા તળાવમા પશુ, પક્ષી માણસ પાણી પીએ તેને અશ્વમેધ કર્યા જેટલુ પુણ્ય થાય

અતીતાનાગતે ચોભે પિતૃવંશં ચ ભારત।
તારયેદ્ વૃક્ષરોપી ચ તસ્માદ્ વૃક્ષાંશ્ચ રોપયેત્ ॥ ૨૬ ॥

ઝાડ રોપનારો પૂર્વજો તથા વંશજોને તારે છે એટલે ઝાડ રોપવા

પુત્રવત્ વૃક્ષા તારયન્તિ પરત્ર તુ ॥ ૩૦ ॥

જેમ દીકરો શુભકામ કરીને પિતાને તારે તેમ ઝાડ એના રોપનારને તારે

અનર્થં ચ બ્રાહ્મણસ્યૈતદ્ યદ્ વિત્તનિચયો મહાન્
શ્રિયા હ્યભીક્ષ્ણં સંવાસો દર્પયેત્ સંમોહયત્ ॥
૫૮ ૧૯-૨૦ ॥

બ્રાહ્મણ બહુ ધન ભેગુ કરે તો અનર્થ થાય, કેમકે લક્ષ્મીના સહવાસથી માણસમા અભિમાન આવે છે ને એની મતિ મુઝાઈ જાય છે

અમૃતં વૈ ગવાં ક્ષીરમ્ ઇત્યાહ ત્રિદશાધિપ ॥૬૬ ૪૬॥

ગાયનુ દૂધ અમૃતસમાન છે એમ દેવરાજ કહે છે

ગોષુ ભક્તશ્ચ લભતે યદ્ યદ્ ઇચ્છતિ માનવ ॥૮૩ ૫૦॥

ગોસેવક જે જે ઇચ્છે તે તે એને મળે છે

બ્રાહ્મણો હિ અનધીયાન ।
તસ્મૈ શ્રાદ્ધં ન દાતવ્યં નહિ ભસ્મનિ હૂયતે ॥૯૦ ૪૫॥

જે બ્રાહ્મણ વેદવિદ્યા ન ભણે તેને શ્રાદ્ધ ન દેવુ, રાખમા કોઈ હોમ કરે ખરુ કે?

પન્થા દેયો બ્રાહ્મણાય ગોભ્યો રાજભ્ય એવ ચ।
વૃદ્ધાય ભારતપ્તાય ગર્ભિણ્યૈ દુર્બલાય ચ ॥

બ્રાહ્મણ, ગાય, રાજા વૃદ્ધ તથા ભાર ઉપાડનાર માણસ, સગર્ભા સ્ત્રી તથા દૂબળા,—આટલાને મારગ દેવો

વૈશ્યાસ્તુ ભોજ્યા વિપ્રાણાં ક્ષત્રિયાણાં તથૈવ ચ ॥૧૩૫ ૪॥

વૈશ્યને ઘરે બ્રાહ્મણ ને ક્ષત્રિય જમે

સ્વધર્માત્ પ્રચ્યુતો વિપ્રસ્ તત શૂદ્રત્વમાપ્નુતે ॥
શૂદ્રોઽપિ આગમસંપન્નો દ્વિજો ભવતિ સંસ્કૃત ॥
૧૪૩, ૧૧ ૪૬ ॥

સ્વધર્મથી ભ્રષ્ટ બ્રાહ્મણ શૂદ્ર બને, શાસ્ત્ર જાણનારો શૂદ્ર બ્રાહ્મણ થાય

તસ્માત્ પાપં ન ગૂહેત ગૂહમાનં વિવર્ધયેત્।
કૃત્વા તત્ સાધુષ્વાખ્યેયં તે તત્ પ્રશમયન્ત્યુત ॥૧૬૨ ૫૯॥

પાપ છુપાવવુ નહિ કેમ કે છુપાવવાથી તે વધે છે પાપ આપણે હાથે થઈ ગયુ હોય તો તે સાધુપુરુષોને કહી દેવુ, એટલે તે કેમ શાન્ત થાય તે આપણને કહે

## તીર સાચુ, નિશાન ખોટું

ઈરાનના એક માણસને સોનાની જરૂર પડી પણ સોનુ ખરીદવાના પૈસા તેની પાસે ન હતા

એક દિવસે સવારે એ ચોકસીબજારમા ગયો એક ચોકસીની દુકાનમા ઘુસીને ઝડપથી ત્યા પડેલી સોનાની લગડી લઈને તે ભાગી છૂટ્યો પરન્તુ બજારમા જ પહેરો ભરતા એક પોલીસે તેને પકડી લીધો પોલીસને આશ્ચર્ય થયુ કે આ તે કેવો ચોર કે દુકાનમા માણસો બેઠા છે આજુબાજુ પણ માણસોની અવરજવર છે અને હુ પહેરો ભરૂ છુ છતા એણે સૌના દેખતા સોનુ ચોરવાની હિમ્મત કેમ કરી? એણે પૂછ્યુ "આટલા બધા લોકો વચ્ચે સોનુ ચોરવાની તારી હિમ્મત કેમ ચાલી?"

"જ્યારે મે સોનુ ચોર્યું ત્યારે મારી નજરમા કેવળ સોનુ જ હતુ—બીજુ કશુ જ નહીં પછી ભય કેવો!" ચોરે જવાબ આપ્યો આ જ દૃષ્ટિએ તે કોઈ સારા કામ પાછળ મચ્યો હોત તો તાણે અચૂક કર્યું હોત

## સાભાર સ્વીકાર

**નવજીવન પ્રકાશન (અમદાવાદ)**

**પંચાયતરાજ :** ગાંધીજી; મૂલ્ય : ૩૦ નવા પૈસા.

**ગાંધીજીના પાવન પ્રસંગો : [ ૩ ]**-લલ્લુભાઈ મકનજી; મૂલ્ય : ૩૫ નવા પૈસા.

**ગૂજરાત વિદ્યાપીઠ (અમદાવાદ)**

**લોભ અને કરુણા :** ગુજરાતીમાં ઉતારનાર મુકુલભાઈ કલાર્થી; મૂલ્ય : ૧–૫૦

**યજ્ઞ પ્રકાશન (વડોદરા)**

**વિચાર ક્રાંતિ :** પૂર્વાર્ધ [ ખંડ ૧–૨ ] દાદા ધર્માધિકારી; મૂલ્ય : ૧–૦૦.

**સર્વોદય વિજ્ઞાન :** સંપાદક : ભોગીલાલ ગાંધી; મૂલ્ય : ૧–૭૫.

**ગ્રામદાન :** વિનોબાજી; મૂલ્ય : ૦–૫૦ નવા પૈસા.

**ગાંધીજનને :** વિનોબાજી; મૂલ્ય : ૫૦ નવા પૈસા.

**સામ્યસૂત્ર :** વિનોબાજી; મૂલ્ય : ૭૫ નવા પૈસા.

**વ્યાપારધર્મ :** વિનોબાજી; મૂલ્ય : ૨૫ નવા પૈસા.

**બહેનોને :** વિનોબાજી; મૂલ્ય : ૧૫ નવા પૈસા.

**ભૂદાન પોથી :** સુભદ્રા ગાંધી; મૂલ્ય : ૩૧ નવા પૈસા.

**ભૂમિપુત્રની વાતો : [ ૧, ૨, ૩ ]** દરેકનું મૂલ્ય : ૨૫ નવા પૈસા.

**પ્રાર્થના પોથી :** મૂલ્ય : ૦–૬ નવા પૈસા.

**પ્રકીર્ણ**

**સમાજજીવન માહિતીદર્શન :** સંપાદક માનભાઈ ન. ભટ્ટ; પ્રાપ્તિસ્થાન : જયહિન્દ મિકેનિકલ વર્કસ, ભાવનગર. મૂલ્ય ૨–૫૦

**સોવિયેત સંઘનું આરોગ્ય તંત્ર :** વ્લાદીમીર માયેવ્સ્કી; મુંબઈ ખાતેની સોવિયેત કોન્સ્યુલેટ જનરલની માહિતી શાખા મુંબઈ ૮ : મૂલ્ય ૦–૨૦ નવા પૈસા.

*

## પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઑર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. થોડી નકલો હાથકાગળ પર છપાય છે. તેનું વાર્ષિક લવાજમ દેશમાં આઠ, પરદેશ માટે શિલિંગ ૧૬, પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

**'પ્યારા બાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ**

અનુક્રમણિકા ........................................ ૧૨ મે ૧૯૫૯


| | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ મારું સ્વપ્ન ... | ... ગાંધીજી | ૨ |
| ૨ વિયોગનો યોગ ... | ... ગુ. મ. | ૩ |
| ૩ સત્યાગ્રહી જીવનદર્શન ... | શાંતિભાઈ દેસાઈ | ૪ |
| ૪ આ બગીચો– ... | ... સરોદ | ૪ |
| ૫ સંસ્કાર અને સંયમ ... | વિનોબાજી | ૬ |
| ૬ શ્રીરામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા • | ગુ. મ. | ૭ |
| ૭ શ્રી રામકૃષ્ણની બોધકથા.... | "ઇન્દ્ર" | ૧૦ |
| ૮ વંદન હજો... ... | ધીરેન ગાંધી | ૧૧ |
| ૯ જ્ઞાનદેવ–ચિન્તનિકા ... | વિનોબાજી | ૧૨ |
| ૧૦ ભારતભારતી... ... | ... દે. વા. | ૧૪ |
| ૧૧ પનિહારી ... | ... જુગમંદિર તાયલ | ૧૬ |
| ૧૨ ચાચાજીની વાતો ... | વિમળાબહેન | ૧૮ |
| ૧૩ કોરિયામાં બૌદ્ધધર્મ ... | બાનચંદ વર્મા | ૨૦ |
| ૧૪ પ્યારની ભેટ... | ...રણછોડ બાવલિયા | ૨૨ |


પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

# આ પણ પથ્થર તે પણ પથ્થર

દેશ-દેશાવરમાં રાજાના વૈભવની વાતો દરેક માણસોની જીભ પર રમતી હતી.

એક દિવસ એક પ્રસિદ્ધ મહાત્મા ભિક્ષા માગતા માગતા રાજમહેલમાં આવી ચડ્યા. રાજાએ ભક્તિભાવથી સ્વાગત કરીને ભોજન કરાવ્યું. મહાત્માએ રાજકુટુંબને ધર્મોપદેશ આપ્યો ને જવાની તૈયારી કરી ત્યારે રાજાએ રાજભંડારના રત્નસંગ્રહને જોતા જવાની વિનંતિ કરી. કારણ કે મહાત્માઓના આશીર્વાદથી જ પોતે આવો અદ્ભૂત ભંડાર ભરી શક્યો હતો. મહાત્મા તે રત્ન-ભંડાર જોઈને ચકિત થયા અને ચિંતાતુર પણ. તેઓએ જિજ્ઞાસાથી રાજાને પૂછ્યું "રાજન્ આ બધામાં સૌથી વધારે મોટો અને મૂલ્યવાન કયો પથ્થર છે? બતાવશો?" રાજાએ મુઠ્ઠીમાં સમાય એટલો મોટો જાજલ્યમાન હીરો બતાવ્યો. મહાત્મા થોડું મુસ્કરાયા અને બોલ્યા. "મહારાજ! મેં આનાથી પણ મોટા અને વધારે મૂલ્યવાન પથ્થર તમારા રાજ્યમાં જોયા છે. તમને એની ખબર નથી?" રાજા લલચાઈને તે જોવા મહાત્મા સાથે ચાલ્યા.

જ્યારે એક જીર્ણકાય બુઢ્ઢીની તૂટીફૂટી ઝૂંપડીમાં જઈને મહાત્માએ ઘંટીના બે પડ બતાવતા કહ્યું: "તમારા રાજ્યમાં આ મૂલ્યવાન પથ્થર છે. પ્રજાને કહેજો તે આ રત્નોના દર્શન રોજ કરે. ત્યારે રાજા મૌન જ થઈ ગયો. શું બોલે! શું કહે!

મહાત્મા મધુરતાભર્યા સ્વરથી બોલ્યા, "રાજન્ આ નિઃસહાય બુઢ્ઢીની જિવીકા આ એક માત્ર ઘંટીના બે પથ્થરો છે જે બીજાના લોટ દળીને પોતાના પ્રાણુની રક્ષા કરે છે. તમારા હીરા શું કોઈના પ્રાણુની રક્ષા કરે છે? ઉલટું તેની રક્ષા માટે વ્યય થાય છે. તે પણ પથ્થર, આ પણ પથ્થર. પરંતુ મૂલ્યવાન તે જે ઉપયોગમાં આવે, જેનાથી કોઈનું હિત થાય. ખાલી સૌંદર્ય, ખાલી ભભકો શું કામનો?

રાજાની વિવેકદષ્ટિ જાગ્રત થઈ ગઈ.

# ગીતાંજલિ : એક અધ્યયન

ગુરુદયાલ મલ્લિક

રવીન્દ્રનાથ ટાગોર (૧૮૬૧ – ૧૯૪૧) 'ગીતાંજલિ' એ નામના ભાવવાહી ગીતોના સંગ્રહથી ૧૯૧૩માં નોબેલ પરિતોષિક મેળવી જગતમાં પ્રસિદ્ધ થયા. ૧૦૩ ગીતોમાં ગુરુદેવે જે ભક્તિપૂર્ણ ઉદાત્ત ભાવનાઓ પ્રકટ કરી છે તે આજે પણ મનુષ્યને પરમાત્માની પાસે લઈ જઈ શકે છે. જીવનના આદર્શો, આદર્શોની સાધના, સાધનાના પ્રકારો, પ્રભુનું દર્શન, પ્રેમ અને આનંદ – આ બધાં તત્ત્વોને ગુરુદેવે સંગીત અને કલા દ્વારા એવાં સરસ રીતે વર્ણવ્યાં છે કે તેના રહસ્યનો શાંતથી વિચાર કરવામાં અપૂર્વ પ્રકાશ અને પ્રેરણા મળે છે. શ્રી ગુરુદયાલ મલ્લિકે ગીતાંજલિમાંથી લગભગ વીસેક કાવ્યો ચૂંટી તેનું સુંદર વ્યાખ્યાન કર્યું છે. વ્યાખ્યાનની પદ્ધતિ એટલી બધી સારી છે કે ગહન વિચારો પણ બહુ સરલ બની જાય છે અને વાચકને ગળે બધું તરત જ ઊતરી જાય છે. વિવરણ વાંચ્યા પછી ગુરુદેવનું ગીત તરત જ સ્પષ્ટ થાય છે અને અસાધારણ આનંદ આપે છે. મહાકવિઓની કૃતિઓને લોકભોગ્ય બનાવવા માટે આવા પ્રકારની વિવરણપદ્ધતિ સ્વીકારવાની બહુ જરૂર છે. ............ આ પુસ્તક દરેક વ્યક્તિએ ગીતાની માફક રોજ વાંચવા જેવું છે, લગ્ન જેવા શુભ પ્રસંગોમાં મિત્રોને ભેટ આપવા જેવું છે. આજે ભાવનાપ્રધાન સાહિત્યસરિતાનાં નીર જ્યારે સુકાતાં જાય છે, ત્યારે ગુરુદેવની પ્રસાદી માનવસમાજને ચખાડવામાં આવે છે એ આપણું સદ્ભાગ્ય છે. મનોહર મુદ્રણ માટે પ્રકાશકને પણ ધન્યવાદ આપવો ઘટે છે, દરેક પુસ્તકાલય આ પુસ્તક વસાવે અને આપણાં ભાઈબહેનો તેનો લાભ લે.

—પુસ્તકાલય : મે, ૧૯૫૮



" ભક્તિથી નિર્મળ પ્રેમ તથા આનંદ પ્રાપ્ત થાય છે "–સ્વામી રામદાસજી

# બાપુના પત્રો



૨૦–૧૦–૩૫

ચિ ........

મનુષ્યની વિચારશ્રેણીમાં ભેદ હોય છે તેમ જ કાર્યપદ્ધતિ વિશે છે. જુદી વિચારશ્રેણી એટલી બધી જુઠી એમ હું માનતો નથી જુદાઈને જુઠાઈ તરીકે વર્ણવતાં હું નરમાશ નથી વાપરતો એ તમારો અનુભવ સાચો છે. અવળી પદ્ધતિને સવળી કરવા સારુ અહિંસક પ્રહાર કરવાનું બળ મારામાં છે એ પણ સાચું પણ એવું બળ દરેક વખતે વાપરવાનો સ્વતંત્ર ધર્મ નથી.

બ્રહ્મદૃષ્ટિ જેની ખુલી હોય અથવા ખુલી છે એમ જેને વિષે મનાયું છે તેઓની વચ્ચે પણ મતભેદ જાણવામાં આવ્યા છે. —બાપુ

☆

૧૩–૧૧–૨૬

... ........ગીતાજી એ મોટામાં મોટું માનસિક ભાતું છે. રેંટિયો એ મોટામાં મોટું શારીરિક ભાતું છે. હું આપી શકું એમ છું. એ ચાલુ રાખજો. પ્રાર્થનાના શ્લોકો ભલે વિશુદ્ધ હોય તોપણ એ ચાલુ રાખવા જ જોઈએ. જેમ પખવાડિયું બદલાયાં કરે, તેમ ગીતાજીના અધ્યાય બદલાયાં જ કરે. ગીતાજી મોઢે નથી થઈ ત્યાં સુધી વિઘ્ન નડશે, તો ગીતાજી ઉઘાડીને વાંચજો. એક જ જણ રહે તેને જગત-શ્રોતા માનીને બેઠો બેઠો સંભળાવે. જે પોતાનું જીવન અહિંસક ગાળવા ઇચ્છે છે, તેને માટે આ જ યોગ છે. જેને આધ્યાત્મિક સામ્રાજ્ય ભોગવવું છે તેને સારુ આ છે. જેને બીજાં સામ્રાજ્ય મેળવવાં હોય તેને માટે નથી. દિવસે દિવસે એમાં વધારે રસ રેડતા જજો, વધારે ચેતનમય કરતા જજો. અત્યારે તો એ એક અઠવાડિયાનું બાળક છે. તે પછી સૂર્યચંદ્રની જેમ ઊગતું આથમતું થઈ જાય. ધીમે ધીમે એ શ્લોકોના અર્થ કરવાનો પ્રયત્ન કરજો.

ગીતાજી, મેં તમને કહ્યુ કે, મોટામાં મોટું જ્ઞાનભોજન છે, જ્ઞાનામૃત છે. તે એક દૃષ્ટિ રાખીને કહ્યું હશે. મોઢે તો ઘણા કરી શકે. મોઢે કરવું એ રાક્ષસ અને દેવ બન્નેને સામાન્ય છે. આ તો સદુપયોગ કરવાને માટે વાત થયેલી છે, આડંબર કરવા માટે નહીં. પણ યાદ રહી જ ગયું હોય તો ચોવીસ કલાકમાંથી કોઈક ને કોઈક વીજળી મળ્યાં જ કરે. કોઈક શ્લોક તો યાદ આવે જ, અને આપણું રક્ષણ કરે. એ તો પ્રાણવાયુ છે. જે માણસ શ્રદ્ધાપૂર્વક વાંચે, તેને સારુ એ કલ્પદ્રુમ છે. આપણા ત્રણે પ્રકારના તાપ એનાથી જઈ શકે. એ પરિણામ આ ભવમાં ન આવે, તેથી એ શ્રદ્ધા ટળે એમ નથી. એ ન થાય તો આપણા પ્રયત્નની ત્રુટી હશે, એ વસ્તુની ત્રુટી નથી. એ રીતે વાચશું તો જ એ જ્ઞાનામૃત છે. —બાપુ

સ્વધર્મ એ ચડતો છે અને પરધર્મ ઊતરતો છે, એમ માનવું જ ન જોઈએ. અથવા તો એમ માનવું કે પોતાનો ધર્મ એ સૌથી સારો છે. માતા અને બાળકનો દાખલો લો. કદરૂપો બાળક હોય તો માતા ઊલટી તેની વધારે દરકાર કરશે. તરછોડનારની સાથે એ કકળાટ કરશે. આમ પોતાનો ધર્મ મોક્ષદાયી છે. મહાભારતની અંદર એના અનેક દાખલા છે. ગુહ અને શબરી પોતાના કામમાં ઈશ્વરપરાયણ હતાં એટલે તેમણે પરમપદ મેળવ્યું.

# મરણ વાટે જીવન

મગનભાઈ પ્ર. દેસાઈ

*[સત્યાગ્રહ આશ્રમમાં હસ્તલિખિત 'અરુણોદય' નામનું માસિક નીકળતું હતું તેના 'બાપુ અંક' માટે ખાસ શ્રી મગનભાઈ દેસાઈએ સ. ૧૯૩૨માં આ લેખ લખી આપ્યો હતો. વાચકોને આ લેખમાંના બાપુના વિચારો મનનીય થઈ પડશે એમ સમજી અહીં આપ્યો છે.]*

૧

યરોડા મંદિરમાં હું બાપુજીને મળવા ગયો ત્યારે મારી સાથે ટિળક વિદ્યાપીઠના એક અધ્યાપક પણ હતા. તેમણે બાપુજીને ધરાઈને ધાર્મિક પ્રશ્નો પૂછેલા. તેમાં એક પ્રશ્ન હતો તે મારા શબ્દોમાં મૂકું છું: 'અહિંસક યોદ્ધો મારીને કંઈ ન કરે પણ મરી જઈને પણ સત્યને આચરે એ ખરું. પરંતુ તેને મરવા યોગ્ય પ્રસંગ જ ન મળે તો? દાખલા તરીકે એક બહેન પર અત્યાચાર કરનાર સામે આપણે અહિંસક રીતે ઝૂઝીએ પણ એ આપણને પકડીને દૂર જ બાંધી મૂકે તો?'

બાપુજીએ કહ્યું: 'અહિંસામય માણસને એ અચળ શ્રદ્ધા હોય કે પ્રભુ તેને યોગ્ય મરણનો પ્રસંગ આપશે જ અને તે એને મળી જ રહે છે. જેમ કે પ્રસ્તુત દૃષ્ટાંતમાં તે માણસ બંધનમુક્ત થવાના પ્રયત્નમાં કાં ન મરી શકે? પણ હવે કટોકટીને પ્રસંગે જીવ નાનો થઈ જાય છે ને બુદ્ધિ માપવાળાના રમણીય ઉકેલો આપવા માંડે છે.'

એ વાતનો જ્વલંત પ્રસંગ ટૂંકમાં આવી લાગશે એમ મને ખબર નહોતી. બાપુજીના પરમદિવસે ૨૧ થનાર ઉપવાસ આ સિદ્ધાંતના ઉદાહરણરૂપ મને લાગે છે.

દલિત કોમને એક અબળા કલ્પો. બ્રિટિશ સરકારને તેની ઉપર અત્યાચાર આદરવા ઇચ્છનાર કલ્પો, કેમકે તેની નીતિ એના કરતાં કશી જ ઓછી નથી. બાપુજી આ અબળાનું મરણાંત રક્ષણ કરવા તત્પર થયા છે. અત્યાચારી અને અબળા વચ્ચે પોતાની જાતને મૂકી દીધી છે. સરકારને પાલવે તો એ એમના મુડદા પર થઈને જાય. તેમ કરે તોય બાપુજીને શું? એમને તો આવીને પ્રસંગે પણ કર્તવ્યપાલનનો અપૂર્વ આનંદ હોવાનો અને એના મરણને એ ધન્ય માનવાના. એવું મરણ દેવોને પણ દુર્લભ, હજારો વરસોમાં કોકને જ ભાગ્યે હોય.

૨

પણ ઘણા બુદ્ધિશાળી લોકો કહેવા લાગ્યા છે: 'આવી ગાંધીજીની કામ કરવાની રીત તો નહિ સારી. એ તો ધરણું કહેવાય, ત્રાગું થયું. એથી તો દાખલા દલીલ કરવાનું પણ ન રહે. બુદ્ધિના દ્વાર પર તાળું જ વસાય. આધુનિક કાર્યપદ્ધતિ નભે જ નહિ ને બધું ગોલમાન થઈ જાય.'

ભલભલા વિચારવંત લોકો પણ આમ કરે છે. એ બધા પહેલું પગથિયું એ ભૂલી જાય છે કે બાપુના ઉપવાસ એ દાખલા દલીલના અવેજમાં નથી. પણ એ દશા વટાવી ગયા પછીના છે. બીજું, એઓશ્રી ઉપવાસ દ્વારા બીજા પર દબાણ લાવવા નથી ઇચ્છતા. પરંતુ તે પોતાની માન્યતાની તીવ્રતાને એક અપૂર્ણ માનવીને શક્ય એવી રીતે જણાવે છે. જ્યાં બુદ્ધિ પણ થાકે ત્યાં પછી મનુષ્ય શું કરી શકે? બુદ્ધિ તો શ્રદ્ધાને વ્યક્ત કરવાનું સાધન છે. તેમ જ કાર્ય પણ છે અને આખું શરીર પણ છે. આ લોક છૂટી રીતે શરીરરખુ હોય છે. પોતાની માન્યતાને ધાર્મિક દૃષ્ટિએ નથી વિચારતા હોતા. એથી એમને સમગ્ર જીવનના સમર્પણની દલીલ નથી સમજાતી.

પરંતુ એક સાદો વિચાર કરીએ તોપણ આ વર્ગની વિચારભૂલ માલૂમ પડે છે. એક હિંસક યોદ્ધાનો દાખલો લઈએ. તે પોતાની ઇચ્છા અનુસાર ન વર્તનાર શત્રુને મારવા તત્પર થશે. એમ મારવા જવામાં તે પોતાના મરણનો પણ સોદો તો કરે જ છે. પરંતુ સામાને મારીને એટલે કે એના શરીરને વશ કરીને એના મનને એને વશ કરવું છે. આ યુદ્ધપ્રથાને અવશ્ય ઉપરનો વાંધો લાગુ પડે છે કે તે વિચારને બારણે તાળું દે છે. છતાં, એમ કોઈ કહેતું નથી. જમાનાને અભ્યાસે કરીને એ દોષ આપણને કોઠે પડી ગયો છે. દુનિયા એને દોષ નહિ પણ યોગ્યતા અને બહાદુરી પણ મનાશે.'

હવે અહિંસક યોદ્ધાનું દૃષ્ટાંત વિચારીએ. એ મારે તો નહિ જ, પણ મરે અને તે એવી રીતે કે જેથી સામાના બુદ્ધિ તથા હૃદયને જાગ્રત થવા પ્રેરણા મળે. સશસ્ત્ર યોદ્ધાની જેમ તે શરીરને વશ કરતો નથી. શત્રુમાં

માણુમાઈ હોય — અને એ તો આછીવત્તી દરેકમાં છે જ — તો તેને તે હલાવવા ઇચ્છે છે. તે પણ પોતાના મરણનો સોદો તો કરે છે, પણ તે વાટે તેને પોતાને જીવવું છે ને શત્રુને પણ સત્યજીવનમાં જાગ્રત કરી જિવાડવો છે.

આ ટૂંકા દાખલા પરથી જોતાં તો ઊંટું એમ નક્કી જણાય છે કે બુદ્ધિબળને તાળાં દેનાર રીત તો હિંસાની છે અને બુદ્ધિને તથા અન્ય શુભ શક્તિને જાગ્રત કરી વેગ આપનાર બળ અહિંસા છે. ઉપવાસનો નિરધાર જાહેર થયા પછી જે જાગૃતિ આપણે જોઈએ છીએ તે વિચારતાં આનો ઉત્તમ દાખલો મળી રહે છે: બીજા કશા પુરાવાની જરૂર નથી રહેતી.

૩

પણ ઘણા વળી કહે છે, આ તો આપઘાતનો રસ્તો કહેવાય. ખોરાક વિના દેહ ન ટકે. છતાં ખોરાક બંધ કરવામાં આવે એ જાણી બૂજીને મૃત્યુ વહોરવા સમાન ન ગણાય?

અહીં આગળ આપણે જરાવાર આપઘાતનું માનસ વિચારવું જોઈએ. લશ્કરનો સિપાઈ જાણે છે કે યુદ્ધમાંથી મરણ પણ સંભવે. છતાં તે જાય છે. તેને આપણે આપઘાત નહિ કહીએ. ત્યાં આપણે એમ વિચારીએ છીએ કે સિપાઈના ધર્મપાલનમાં એ આપત્તિરૂપ છે. તે દ્વારા સિપાઈ જીવનને ધન્ય કરી જાય છે. એટલે એ મરણને આપણે આપઘાત નથી કહેતા.

આપઘાત કરવા ઇચ્છનાર માણસ જીવનથી ઉન્મુખ થયેલો હોય. તેને જીવનમાં સાર્થકચ ન દેખાતું હોય. જીવન યુદ્ધથી તે કાયર થયેલો હોય એટલે તેમાંથી છૂટવાની બારીરૂપે આપઘાત કરી મરણ શોધતો હોય. આવો માણસ જાતે પોતાનો ઘાત કરે તો તે સાચા અર્થમાં આપઘાત છે, નિંદ્ય ગણાય. પણ એક જીવનઘેલો માણસ, જીવનની શોધમાં એટલે કે કર્તવ્યના પાલનમાં, મરણની ભેટ કરવા પણ તત્પર થાય તો તે આપઘાત કેમ લેખાય? એવા માણસને મરવું નથી, એને જીવવું છે. પણ એના જીવનમાં શરત એ છે કે ધર્મ પાળીને જીવવું છે, જીવન-રહસ્ય વિકસાવતા જીવવું છે. એ જ જો મરી જતું હોય ને શરીર રહેતું હોય તો એ, એને મન, જીવવું નથી. એ તો એને મૃત્યુસમાન જ લાગે છે.

અને પુનર્જન્મમાં માનનાર એમ જ આચરી શકે. જીવન તો અનંત છે. એનો વિકાસ સાધતાં, જન્મ અને મરણ માર્ગમાં જેમ ખાડાટેકરા આવે છે એની જેમ, આવતાં જ રહેવાનાં. જ્યાં સુધી વિકાસ બાકી છે ત્યાં સુધી એમને મિત્રની જેમ ભેટવું જોઈએ. માત્ર એટલું જ આપણું કર્તવ્ય રહે છે કે આપણે આપણામાં રહેલા સનાતન સત્ત્વને વફાદાર રહીએ, એનાથી વેગળા ન જઈએ, કાયક્લેશ ભયથી ધર્મવિમુખ ન બનીએ.

બાપુજીને ઉપવાસ કરવા છે તે મરવા સારુ નહિ, પણ અંત્યજ પ્રત્યેના પોતાના ધર્મનું પાલન કરવા સારુ. મરણ જ આવે એમ તે નથી ઇચ્છતા. તેઓ તો એમ ઇચ્છે છે કે પોતે જીવી શકે એવી સ્થિતિ થાય અને પોતે વધુ સેવા કરવા સારુ રહી શકે.

એ માનવું ભૂલભરેલું છે કે ઉપવાસનું એક જ પરિણામ મરણ છે. તેનું બીજું પરિણામ તેમને જીવતા રહેવા સારુ માર્ગ મોકળો થવો એ પણ છે. આ બીજું પરિણામ ઘણાના ધ્યાન બહાર હોય છે તેથી જ અનશનને આપઘાત કહેવાની ભૂલ કરાય છે. એમને એમ લાગે છે કે જો સરકાર ન માને તો ગાંધીજીનું મરણ જ નીપજે. એની સાથે એમને એવી અશ્રદ્ધા કે ભય રહે છે કે ન ય માને.

આ બાબતમાં એક બીજી વસ્તુની નોંધ લેવા જેવી છે કે ખુદાપરસ્ત માણસની આ બાબતમાં શ્રદ્ધા જુદી જાતની હોય છે. તે એમ કહેશે કે આ ઉપવાસ તો મારે માટે ઈશ્વરની આગળ પ્રાર્થનારૂપ છે, કે 'હે ઈશ્વર તેં મને એવાં કામ સોંપ્યાં કે જેને માટે મારામાં શક્તિ નથી. છતાં તે સોંપ્યાં તો તે કેમ માગથી છોડાય? મારા શરીરને ભોગે પણ હું તે કરીશ, કરતો કરતો તૂટી પડીશ. જેમ મારામાં તેમ મારા સામાવાળાના હૃદયમાં પણ તું બિરાજે છે. તું ધારે તો તેની દુરસ્તી કરી શકે. તારી કૃપા શું ન કરી શકે? મારે તો મારો પ્રયત્ન પૂરો કરી તારા કૃપાપાત્ર થવું એ જ ઇતિકર્તવ્યતા.'

આ વિચારીએ તો 'ભક્તિ શીર તણું સાટું' એ મહાન ભક્તવાક્યનો કંઈક અર્થ આપણને મળી રહે છે. ભક્તો માટે એ સાવ સાચું છે કે તેઓ મરણ વાટે જ જીવન પ્રાપ્ત કરે છે. ધર્મ દેહરખુ ન હોઈ શકે એનો અર્થ પણ બાપુજીના આ ઉપવાસથી આપણને સમજવા મળે છે.

૪

'તંત્ર સામેના સત્યાગ્રહમાં ઉપવાસ એ ઈ વટન

પગન છે જ્યારે સત્યાગ્રહી પરાધીન સ્થિતિમાં હોય અને સત્યાગ્રહના બીજા કોઈ પણ ઉપાય લેવા એને શક્ય ન હોય તથા તંત્ર દ્વારા થતા અધર્મ એને એટલો સાલે એવો હોય કે એ અધર્મ કે અન્યાયને સહન કરતા જીવવુ એ કેવળ સત્વહીન દશાનુ જીવતર બને ત્યારે જીવન છોડવાની તૈયારીથી જ એ અનશન શરૂ કરે.'

— કિશોરલાલભાઈ

ગાંધીવિચારદોહન

પા -૪૧ ૭

'મરણ પર વિજય આપણે મેળવવો જ જોઈએ — મરણ વસ્તુની પર નહિ પણ મરણના ભય પર વિજય મેળવવો જોઈએ જે ભય જીવનનો અર્થ ન સમજવાથી ઉપજે છે જો આપણે જીવનનો અર્થ સમજીએ અને જાણીએ કે મૃત્યુ તો જીવનનો ઉપકારક અને અનિવાર્ય અંત છે તો આપણે મૃત્યુથી ન બીએ અને તેના આગમનથી ન ગભરાઈએ અને જો આપણે મૃત્યુથી બીતા મટીએ તો આપણા શરીરને તેના અહંકારથી પ્રેરાઈ કર્મો કરતા અટકીશુ પછી આપણે અમર આત્માને અર્થે, ઈશ્વરપ્રીત્યર્થે — જેની પાસેથી આપણે આવ્યા છીએ જેના ધામે આપણે જવુ છે — તેના કાર્યમા જોડાઈશુ '

— ટૉલસ્ટૉય

*

## ચાચાજીની વાતો

મારા રસોડામા કેળાની છાલ પડી હતી

'ભાઈ આ છાલ પહેલા ઉપાડી લો પછી બધી વાત '

ચાચાજી એટલે અમારે મન સૌના સુખદુઃખ સાંભળતા વડીલજન એક વિસામાનુ સ્થાન દુઃખિયાનો વિસામો માડી તારી હૂંફ પડી. એવા એ એમની વાતો એટલે વ્યક્તિના જીવનની અનેકવિધ તરેહ તરેહની બાજુઓ બતલાવીને એમાથી જ્ઞાનના ઝરણા વહેવરાવતી એક જ્ઞાનગંગા જ્યાં જાય ત્યા તેવા તે

નિત્યનિયમ પ્રમાણે અમારા રસોડામા આવીને આસનો પાટલો જરા હેઠે અડાડે છે ત્યા જ એમની નજર ખૂણામા કાઇથી કેળાની છાલ કે જે ઘડીક પહેલા મારા પુત્રે નાખી હતી તેના પર પડી

સ્મૃતિના ભંડારમાથી બાળપણની કેમ ભોકાઈને બહાર આવતી એક વાતે એમને ગદ્ગદ કર્યા 'ભાઈ આ છાલ પહેલા ઉપાડી લો પછી બધી વાત' એમના મોમાથી ઉદ્ગારો નીકળી પડ્યા

પછી એમણે એક દૃષ્ટાન્ત કથા કહી.

શ્રી રસી એક એન્ડ્રુઝ ૭ વર્ષની વયે પિતા વિહોણા બનેલા. એક દિવસ એમણે એમના દાદાને પૂછ્યુ "મારા પિતા શેનાથી અવસાન પામ્યા?" ત્યારે દાદાએ જવાબ આપ્યો એક દિવસ તે ફરવા જતા હતા તે વખતે એમનો પગ એક કેળાની છાલ પર આવી જતા તે લપસી પડ્યા. પછડાટથી પગ ભાંગી ગયો ને તે જ વખતે એમનુ હૃદય બંધ પડ્યુ ને ત્યાં જ તે અવસાન પામ્યા '

બસ એ જ દિવસથી એન્ડ્રુઝ સાહેબ એવુ જ્ઞાન પામી ગયા કે રસ્તા પર જ્યા ક્યાંય કેળાની છાલ જુએ કે તરત તે ઉપાડી લે કચરાના પીપમા નાખી દે પછી તે કોઈની સાથે મોટરમા ક્યાંય જતા હોય કે એકલા ચાલ્યા જતા હોય. પણ છાલ જુએ કે તરત મોટર થોભાવીને એ છાલ ઉપાડી લે ને યોગ્ય જગાએ નાખી આવે. આ વાત ૭ વર્ષની ઉમરથી એ શીખી ગયા હતા

—વિમળાબહેન પટેલ

# વિમાન-યાત્રા અને વૈરાગ્ય સાધના

શુ. મ.

વિમાનમાં યાત્રા અને વૈરાગ્ય સાધના! એ બે વચ્ચે કશો સંબંધ ખરો? હા, છે. હમણાં મેં વિમાનમાં મુસાફરી કરી ત્યારે એવું લાગ્યું.

પણ વૈરાગ્ય એટલે શું? અનેક એવી વસ્તુઓ, જે જીવનના વિકાસમાં જરા પણ અગત્યની નથી તેનો ત્યાગ. દૈનિક જીવનમા કેટલીએ વસ્તુ એવી છે જેના વિના ચાલતું નથી, એમ અનેક વાર લાગે છે. પણ વિમાનમાં ફક્ત ૪૪ રતલ જેટલો જ વજનનો સામાન મુસાફરને સાથે લઈ જવા દેવામા આવે છે, ત્યારે વાપરવા માટે જે ચીજો જરૂરી હોય છે તેમાં વિવેક વાપરીને ઘણી ચીજો બાદ કરવી પડે છે. એમ કરવું આપણને ગમતું તો નથી, પણ એ સિવાય બીજો કોઈ ઉપાય પણ નથી. એટલે એવે પ્રસંગે અગત્યની અને બિનજરૂરી ચીજોનો ખ્યાલ આવે છે.

વળી વૈરાગ્યની સાધના તો એક તંદુરસ્ત માણસ જ કરી શકે છે, 'હરિનો મારગ છે શૂરાનો, નહીં કાયરનું કામ જો ને!' એમ એક કવિએ કહ્યું જ છે. હરિનો મારગ એટલે જ વૈરાગ્યનો માર્ગ. વિમાનમા પ્રવાસ માટે માણસ ટિકિટ લેવા જાય છે ત્યારે તેને પોતાની તંદુરસ્તીનું પ્રમાણપત્ર આપવું પડે છે.

અને વિમાનમા ઊડ્યા પછી? ત્યારે પણ વૈરાગ્ય ભાવનાનો પાઠ ચાલુ જ રહે છે. મુસાફર કેમ ઉપર ને ઉપર, પૃથ્વીથી દૂર ઊડે છે ત્યારે તેને લાગે છે કે, જે બધી વ્યક્તિઓ કે વસ્તુઓ સાથે મોહમાયાની સાંકળોથી સંકળાયો છું તેનાથી મારે મુક્ત થવું જોઈએ. આકાશમાં ઊડતાં તેને પૃથ્વીના ઊંચા નીચાં સ્તરો નથી દેખાતા. ઊલટું, તેને એક જાતની સમાનતા દેખાય છે. એવી સમાનતાના ભાવથી પ્રત્યેક વાન ને ઘટના બિનાને વિચારવાં જોઈએ, એવો વિચાર સાધકના મનમાં જન્મે છે. બીજું આકાશના આકર્ષણથી તે મુગ્ધ થાય છે, વિરાટ સત્યના દર્શનથી સાધક મુગ્ધ થાય તે જ પ્રમાણે. તે પૃથ્વીને ઉપરથી, દૂરથી જુએ છે, તેથી તે અત્યંત સુંદર દેખાય છે, તેને કળાકારની જેમ એક 'પર્સપેક્ટિવ' (એક એવી દૂરની દૃષ્ટિ, જેમાં સંપૂર્ણતાનો, સમગ્રતાનો કે સમન્વયનો અનુભવ થાય છે જેથી જે કોઈ દૃશ્ય નજરે પડે છે તે સુંદર દેખાય છે) મળી જાય છે અને વૈરાગ્ય સાધના એક જાતનો પર્સપેક્ટીવ જ છે ને? વૈરાગ્યની સાધના એટલે એક એવી દૃષ્ટિની કેળવણી, જેમાં જીવનની સંપૂર્ણતા (પૂર્ણ ઇદમ્!) ની ઝાંખી સાધકને થાય છે. દૃષ્ટાંત રૂપે મુસાફરો જુદા જુદા દેશના, જુદા જુદા ધર્મોના, જુદી જુદી રીતભાતવાળા હોય છે, પણ વિમાનમા મુસાફરી કરતાં આ બધા ભેદભાવો ભુલાઈ જાય છે– ફક્ત મુસાફરી-કાળમાં.

પણ વિમાન તો એક ભૌતિક સાધન છે, અને વૈરાગ્ય સાધના એક આધ્યાત્મિક તત્ત્વ! પણ આવી જ રીતે બધાં વિજ્ઞાનજનિત સાધનોનો ઉપયોગ આધ્યાત્મિક દૃષ્ટિથી અને ભાનથી કરવામાં આવે, તો વિજ્ઞાન પણ આત્મજ્ઞાનનું એક અગત્યનું અંગ બની જશે. અને સાધક તો ત્રણ પગથિયાથી જ તો સત્યના મંદિરમાં પ્રવેશ કરી શકે છે એ ત્રણ પગથિયાં તે જ્ઞાન, વિજ્ઞાન અને આત્મજ્ઞાન. પણ આશ્ચર્યની વાત તો એ છે કે, એ પગથિયા ચઢયાં પછી તેણે 'હું નાદાન છું'નું ભાન એટલું તો કેળવવું પડે છે કે નમ્રતા તેનો સ્વભાવ જ થઈ જાય છે. અને નમ્રતા જ તો સાધકનો એક સાચો શણગાર છે.

> 'કર લે સિંગાર! ચતુર અલબેલી!
> સાજન કે ઘર જાના હોગા!'

★

## ડૂબ સાગરમાં—

એ ખરું છે કે છુપાયાં છે અહીં,
તો પછી જઈને એ મોતી લાવ તું!
છોડ આ ચિંતા નકામી મોજની,
ડૂબ સાગરમાં, ને મોતી લાવ તું!

## આફત વસાવું!

અરે મન મ્હાય ત્યારે કા'નની બંસી બજાવી લઉં.
અને ફોરમને માટે હોંસથી ફૂલો ખિલાવી લઉં.
છતાં એવું નથી-હું સૂર ને ફોરમમાં રાચું છું,
ખરો આનંદ મળતો હોય તો આફત વસાવી લઉં!

રતિલાલ–અનિલ

# ‘પૈયે ઓર રૂપૈયે’ — એક ‘સમાજ-સેવક’

પૂજ્ય ગાંધીજીએ રાજકારણના ક્ષેત્રમા પોતાના ગુરુ માન્યા હતા એ સ્વર્ગસ્થ શ્રી ગોપાળકૃષ્ણ ગોખલેએ એક વાર બ્રિટિશ શાસનતંત્રની ટીકા કરતા કહ્યુ હતુ કે, ‘બહુ જ મોડુ’—આ બે શબ્દો સરકારી કાર્યાલયના બારણે કોતરેલા છે’ એ ટીકા શુ આજના સ્વતંત્ર સરકારી તંત્રને પણ લાગુ નથી પડતી? એ તંત્ર સાથે આપણા કોઈ પણ નાગરિકનો થોડોઘણો સંબંધ રહ્યો છે તેને એવો જ કડવો અનુભવ છે કે સરકારી તંત્ર ખૂબ જટીલ છે અને તેના ચાલકો યંત્રવત્ છે ત્યા કોઈ બાબતનો ન તો ઉકેલ કરવામા આવતો કે ત્યાના કારકૂનોમા ન તો માણસાઈનો દીવો બળતો દેખાય છે એક પ્રકારના અંધકારનુ આવરણ ત્યા પડેલુ દેખાય છે સરકારી તંત્ર પણ શિક્ષિત જીવનનુ એક જાતનુ પ્રદર્શન છે તેથી સરકારી તંત્ર જો જટીલ દેખાય છે તો તેનુ કારણ ચાલકોનુ જટીલ મન પણ હોઈ શકે અને જ્યા મનની જટિલતા છે ત્યા માણસનુ હૃદય શુષ્ક બની જાય છે તે બીજાની પીડ જ સમજી શકતો નથી ત્યારે તે તેને દૂર કરવાનો ઉત્સાહ બતાવી શકતો નથી કે તેને દૂર કરવામા જે ઝડપ કરવી જોઈએ તે પણ કરતો નથી

સરકારી તંત્રની જડતા સંબંધી એક કરુણ ઘટના આજથી પાંચેક વર્ષ પર જાણવા મળી હતી (નાના મોટા પ્રમાણમા એવી ઘટનાઓ હમણા તો રોજરોજ બન્યા કરે છે) દેશના ભાગલા પડ્યા અને પાકિસ્તાનની સ્થાપના થયા પછી નિવૃત્ત થઈ ચૂકેલો એક સરકારી અમલદાર પશ્ચિમ પાકીસ્તાનમાથી પૂર્વ પંજાબમા રહેવા આવ્યો તેણે પોતાને નિયમાનુસાર પોતાને મળવા જોઈતા નિવૃત્તિવેતન - પેન્શન - સંબંધે પાંચ પાંચ વર્ષ સુધી સરકારને યોગ્ય કરવાની વિનંતિ કરતા પત્રો લખ્યા. એક દિવસે તેને એક સરકારી પત્ર મળ્યો કે ‘તમારા પેન્શનના કાગળિયા હવે તૈયાર થઈ ગયા છે, અને તે સરકારી કાર્યાલયમા જઈને ‘પે ઓર્ડર’ (જે પત્ર બતાવવાથી સરકારી તિજોરીમાથી તેને દર મહિને પેન્શનની રકમ મળે) લઈ આવો’ એ પત્ર મળતા તે અમલદાર કેટલી યે વાર ‘પે ઓર્ડર’ લેવા ગયો પણ તેને કોઈ દાદ આપી છેવટે, તેણે સાવ લાચારીએ એક પ્રધાનને નમ્રતાપૂર્વક એક અરજ કરી. ‘કૃપા કરીને અમલદારને મારો ‘પે ઓર્ડર’ મને કાઢી આપવા આપ જરા ભલામણ કરો’ પ્રધાને તેની વિનંતિ સ્વીકારીને અમલદારને એ સંબંધમા યોગ્ય કરવા જણાવ્યુ

થોડા દિવસ પછી તે ‘પેન્શનર’ સરકારી કાર્યાલયમા ગયો સરકારી અમલદારની ઓફિસની બહાર તે લાંબા સમય સુધી પોતાને અંદર બોલાવવામા આવે તેની રાહ જોતો બેસી રહ્યો છેવટે અમલદારે તેને અંદર બોલાવ્યો અને સામે ખુરશી પર બેસવા સૂચવ્યુ. પછી કારકૂનને પેન્શનરના કાગળિયા લાવવા કહ્યુ એ કાગળિયા લાકડાની ટ્રેમા લાવવામા આવ્યા પછી અમલદારે પાટલૂનના ડાબા ખિસ્સામાથી એક સીગારેટ કાઢી અને ફૂંકવા લાગ્યો પછી પેન્શનરને ઉદ્દેશીને કહ્યુ ‘જુઓ ભાઈ! આ ટ્રેમા તમારા કાગળિયા છે હવે આ ટ્રે પોતે તો મારા ઉપરી પાસે પગે ચાલીને જઈ શકતી નથી ટ્રે કહે છે કે, મને પડા આપો તો તેની મદદથી ઉપરી સાહેબ પાસ જઈને કાગળિયા રજૂ કરુ ટ્રે ‘પૈયા’ માગે છે’

પણ પેન્શનર ભાઈ અમલદાર ભાઈ શુ કહેવા માગે છે એ કંઈ સમજ્યા નહી એણે કહ્યુ ‘સાહેબ, હુ આપનુ કહેવુ સમજ્યો નહીં તમે શુ કહેવા માગો છો?’

અમલદારે ઉત્તર આપ્યો—‘અરે ભલા માણસ, મારા કહેવાનુ તાત્પર્ય એટલુ તો સરળ છે કે, મને આશ્ચર્ય થાય છે કે તમે કેમ સમજી શકતા નથી’ ટ્રેના પૈયા એટલે રૂપૈયા!’

પણ પેન્શનર પાસે ખાવા માટે રોટિયુ ન હતુ તો પછી તે રૂપિયા ક્યાથી લાવે! તેથી તે હતાશ થઈને અંતે ખાલી હાથે જ ઘરે પાછો ફર્યો.

ત્યાર પછી થોડા જ વખતમા તે લાંબા સમયની ભૂખ હડતાળને પરિણામે તે સખ્ત માંદો પડ્યો ત્યારે ટપાલી સરકારી કાર્યાલયનો એક પત્ર આપી ગયો દર્દીએ ધ્રૂજતા હાથે તે પત્ર ખોલ્યો તેમા ‘પે ઓર્ડર’ હતો તેને જોતા જ તેનો પ્રાણ આકુળવ્યાકુળ થઈને નીકળવા લાગ્યો. તેણે ધીરેથી પાડોશીના કાનમા કહ્યુ (તેના સગા સંબંધી એ પહેલા જ પરલોકગમન થઈ ચૂક્યા હતા) ‘કોઈ કોઈ વાર સરકારી તંત્ર માણસનો પ્રાણ લઈ લે છે’ એટલુ કહીને તેનો પ્રાણ નીકળી ગયો

પાડોશીએ તેના શબ પર ‘પે ઓર્ડર’ મૂકીને તેના અંતિમ અગ્નિસંસ્કાર કર્યા

આવી છે પૈયા રૂપયાની દર્દભરી દાસ્તાન.

કાનનગઢ! કાનનગઢ!!

એક પુનિત સુપ્રભાતે આ સ્ટેશનનુ નામ મારા કાને પડતા જ હુ જાગી ઊઠયો અને મારો બિસ્તો અને બેગ એક સાથે રાખીને ટ્રેનના ડબ્બાના બારણા આગળ રાખીને હુ ઊભો રહ્યો અને 'હમાન' 'હમાન!' એવી બૂમ પાડવા લાગ્યો ટ્રેન પ્લેટફાર્મ પર થોભી તે સાથે જ હમાન મારા ડબ્બામા આ યો અને બેગ બિસ્તો લઈને બહાર તરફ ચાલવા લાગ્યો હુ તેની પાછળ પાછળ ચાલ્યો

સ્ટેશનની બહાર આવતા જ એક બળદગાડાવાળાએ મને મૂગાની પેઠે ઈશારો કરી પૂછ્યુ કેમકે હુ તેની ભાષા બિલકુલ સમજી શકતો ન હતો—'ક્યા જવુ છે?'

'આનદાશ્રમ'' મે કહ્યુ

એકાદ ક્ષણ તે જરા મૂઝવણમા પડી ગયો, કેમ કે મે કહ્યુ તે સ્થાન વિશે એને કઈ સમજ પડી હોય એવુ લાગ્યુ નહી પછી એકાએક એની ઊઠયો 'સ્વામી'' પછી પોતાના બને હાથ માથા પર મૂકી, આકાશ સામે જોઈને કહ્યુ મહાત્મા''

'હા'' મે કહ્યુ કેમકે હુ સમજી ગયો કે તે સ્વામી રામદાસજીનો જ ઉલ્લેખ કરી રહ્યો છે

ગાડાવાળાએ મારો સામાન ઊંચકીને ગાડામા મૂકી દીધો અને હુ પણ તેમા બેસી ગયો ગાડાએ ચીચૂડ કીચૂડ કરતા લગભગ બે કલાકે મને આશ્રમે પહોચાડયો પણ ત્યા મને કોઈ માણસ જ દેખાયો નહી મને જરા આશ્ચર્ય થયુ અને એવો શક પણ ગયો કે કોઈ બીજે ઠેકાણે તો નથી આવી ગયો ને?

એટલામા દૂરથી મકાનના ખુ ના બારણા અને બારી માથી એક છદમા મીઠા સ્વરે ગવાતી ધૂન સભળાઈ—

**જય જય રામ, જય શ્રી રામ**
**જય જય રામ, જય શ્રી રામ**

તેથી હુ તે મકાન તરફ વળ્યો બળદગાડાવાળાને મે ઈશારાથી સૂચવ્યુ કે, સામાન ગાડામાથી ઉતારી લઈને મારી સાથે ચાલ તે સામાન ઉતારી લાવ્યો અને અમે પેલા મકાન તરફ ચા યા ત્યા પહોચતા હુ બાર ણાની બહાર ઊભો રહ્યો ગાડાવાળાએ સામાન મૂકી દીધો મે ભાડુ ચૂકવીને તેને વિદાય કર્યો બે દિવસ અને બે રાતની લાબી મુસાફરીને કારણે હુ ઘણો થાકેલો હતો

તો પણ ધૂન સાભળતા સાભળતા મારામા એક જાતની તાજગી આવી ગઈ

ધૂન પૂરી થઈ મે બારણામાથી જોયુ તો અદર બેઠેલા બધા એક પછી એક એમ એક ઉજ્જવળ મુખાર વિદવાળી વ્યક્તિના ચરણોમા પ્રણિપાત કરીને બહાર નીકળવા લાગ્ય સૌથી છે લે બહાર નીકળનાર ભાઈને મે પ્રણામ કરીને અગ્રેજીમા પૂછ્યુ 'હુ અદર જઈ શકુ કે?'

પ્રત્યુત્તરમા તેમણે કહ્યુ 'હવે તો સ્વામીજી ભોજન કરવા અને તે પછી આરામ માટે પોતાની ઓરડીમા જશે તે ચારેક વાગ્યે બહાર આવીને બેસશે એટલે તમે તેમને ત્યારે મળવાનુ રાખો તો બહુ જ ઉત્તમ''

'વારુ જેવી તમારી ઇચ્છા'' મે કહ્યુ

પછી તે ભાઈએ મારો સામાન ઊચક્યો હુ તેમની સાથે અતિથિગૃહ તરફ ચાલ્યો

પણ હજી અમે થોડેક દૂર ગયા હોઈશુ ત્યા તો પાછળથી કોઈએ બૂમ પાડી સાથેના ભાઈ સામાનને તરત જમીન પર મૂકી દઈ અવાજની દિશામા દોડયા હુ પણ તેમની પાછળ પાછળ દોડતો દોડતો ગયો મે જોયુ કે સ્વામીજી બારણાની બહાર આવી ઊભા છે નજીક જઈને તેમને મે પ્રણામ કર્યા તેઓ મને ભેટી પડયા હુ ગદ્ગદ્ થઈ ગયો પછી તેમણે મોઢે સ્મિત ફરકાવી મારી સામે જોયુ અને ખડખડાટ હસી પડયા તેમના હાસ્યમા મુક્તતા હતી, મુગ્ધતા હતી અને ભેટ્યા તેમા સમાનતાની સુવાસ હતી તેમની આ બેમા અન તનુ આકર્ષણ અને આનદ હતા તેના પ્રકાશથી સૂર્યનો પ્રકાશ ઓર વધી ગયા સ્થળના સૌન્દર્યમા વધારો થયો

પછી સ્વામીજીએ મારા આરામ સબધી સાથેના ભાઈને કાનડી ભાષામા કઈ કહ્યુ પછી અમે બનેએ સ્વામીજીને પ્રણામ કર્યા તેમણે મને કહ્યુ 'રામદાસને ઘણો આનદ થાય છે કે તમે છેવટ આશ્રમમા આવી શક્યા. આપણો પત્રવ્યવહાર તો અરસપરસ હતો જ એકબીજાને મળવાનો મોકો તો કેવળ આજે જ મળ્યો આખરે બધુ કૃપાથી જ થાય છે રામદાસને આશા છે કે તમને આશ્રમમા આરામ અને આનદ બને મળશે.'

મે હાથ જોડીને જવાબમા કહ્યુ 'આનદાશ્રમમા

આનંદ તો મળશે જ. અને અહીં આનંદ કેમ ન મળે? આપ બધા આશ્રમવાસીઓ શ્વાસે, શ્વાસે આ રામ, આ રામ ઉચ્ચાર્યા કરો છો, અને જે રામને એવી રીતે ભાવે છે તેને આનંદ અને આરામ બંને મળે છે.'

મારો વિસંગતી તર્ક સાંભળીને સ્વામીજી ખૂબ હસ્યા—મુક્ત કંઠે. મુક્ત હૈયે. મુક્ત આત્માઓ અને એમ તેઓ કેમ ન હસે? કારણ કે તેઓ મુક્તિની મૂર્તિ છે, એટલે સુધી કે જ્યારે કે તેઓ બોલતી કે લખતી વખતે પોતાને માટે 'હું' શબ્દ પણ નથી વાપરતા. 'રામદાસ કહે છે—' એમ જ બોલે લખે છે.

અમે છૂટા પડ્યા. થોડી વાર પછી ભોજન સમયનો ઘંટ વાગ્યો. મેં અતિથિગૃહમાં પહોંચીને ઝડપથી સ્નાન કરી લીધું અને હું રસોડા તરફ ગયો. લગભગ પંદર જણ ત્યાં બેઠા હતા. પ્રત્યેકની સામે એક પાતળ રાખવામાં આવી હતી. અને તેની પાસે એક ગ્લાસ.

'પ્રાર્થના!' કોઈ બોલી ઊઠ્યું.

સૌએ સંયુક્ત પ્રાર્થના કરી. તે સાંભળીને મેં મારા મનમાં કહ્યું. સંયુક્ત જીવન. સંયુક્ત કાર્ય. સંયુક્ત પ્રાર્થના—એ જ આનંદ શાંતિનો સાચો મંત્ર છે.

પછી સ્વચ્છ ધવલ સાડી પરીધાન કરેલા એક બહેને પીરસવું શરૂ કર્યું. તેમની સૂરત અને સીરત (સ્વભાવ) અતિશય શાંત હતા. તેમના કાર્યમાં ન કોઈ જાતનો આડંબર હતો. ન કોઈ ઉદ્યમમાં બિનજરૂરી ઉતાવળ. તે પીરસતાં હતાં પણ એમ લાગતું હતું કે તેઓ કંઈ કરી રહ્યાં છે એવો કશો ભાવ તેમની પ્રવૃત્તિમાં દેખાતો ન હતો. તેમના પગ પૃથ્વી પર હતા ખરા. પણ તેમનું મસ્તક જાણે કોઈ અલક્ષ્ય આકાશમાં હતું. તેમની નજર કોઈના ચરણકમલમાં કેન્દ્રિત હતી.

પીરસવાનું પૂરું થયું કે મેં મારી પાસે બેઠેલા ભાઈને પૂછ્યું. 'પીરસનાર બહેન કોણ છે?'

'તે આપણાં માતાજી છે.'

'તેમનું નામ શું?'

'માતા કૃષ્ણાબાઈ.'

હવે મને સમજાયું કે તેઓ સૂરતે અને સ્વભાવે શાંત છે. તેઓ સદા શ્રી કૃષ્ણના ચરણોમાં રહે છે, તેઓ શ્રી કૃષ્ણમય થઈ ગયાં છે, અને એવી વ્યક્તિનું નામ કૃષ્ણાબાઈ જ હોઈ શકે ને! અને તેઓ મૂક રહીને પણ આકર્ષે એમાં નવાઈ શી!

ભોજન સમાપ્ત થયું. હું અતિથિગૃહમાં પાછો ફર્યો.

બપોરે આરામ કર્યો. ચારેકના સુમારે જે મકાનમાં ધૂન ચાલતી હતી ત્યાં ગયો. તે વખતે ત્યાં કોઈ ન હતું. હોલમાં હું એકલો હતો એટલે ધ્યાનમાં બેસી ગયો.

થોડી વારે સ્વામીજી પધાર્યા. હું તરત ઊભો થઈ ગયો. અને તેમને મેં શ્રદ્ધાપૂર્વક પ્રણામ કર્યાં.

તેમણે અત્યંત લાગણીથી પૂછ્યું. 'કેમ મુસાફરીનો થાક ઊતર્યો કે નહીં?'

જવાબમાં હાથની એક મુદ્રાથી મેં કહ્યું. 'જી હા, તે 'છૂ' થઈ ગયો!'

એ સાંભળીને સ્વામીજી ખડખડાટ હસી પડ્યા. તેમના એ મુક્ત હાસ્યમાં મને મહાત્મા ગાંધીજીના મુક્ત હાસ્યનો પ્રતિધ્વનિ સંભળાયો.

પછી તેમણે મને પૂછ્યું. 'આ મહિનાનું 'વિઝન' (આનંદાશ્રમની અંગ્રેજીમાં પ્રગટ થતી માસિક પત્રિકા) જોયું?'

'ના જી. મારી નકલ તો મુંબઈ ગઈ હશે, ને તેથી તે મને મોડી મળશે. પણ સ્વામીજી, તમે તમારી એ પત્રિકાનું નામ બહુ સુંદર રાખ્યું છે હો!'

'કેમ?'

'તે નામ વાંચતાં કે સાંભળતાં જ ઘણાં વર્ષો પહેલાં મારા કૉલેજ-અભ્યાસકાળ વખતે વાંચેલું એક વાક્ય વાગ્યું હતું તે યાદ આવી જાય છે.'

'કયું વાક્ય?'

તે વાક્ય મેં અંગ્રેજીમાં તેમને કહી સંભળાવ્યું. તેનો ભાવાર્થ કંઈક એવો થાય છે કે જ્યાં લોકો સામે દૃષ્ટિ નથી હોતી ત્યાં લોકો નાશ પામે છે. પછી મેં તેમને પૂછ્યું. 'તમે કઈ દૃષ્ટિ કે ધ્યેયથી આનંદાશ્રમ સ્થાપ્યો છે સ્વામીજી?'

'એક જ દૃષ્ટિ કેળવવા માટે.'

'તે કઈ?'

'લોકો પોતાની સામે એક દૃષ્ટિ કે ધ્યેય રાખે કે, બધું રામનું છે. આ જગત્ રામનું છે. આ જીવન રામનું છે. પ્રત્યેક વસ્તુ રામની છે, પ્રત્યેક વ્યક્તિ રામની છે—ટૂંકમાં આખું વિશ્વ રામરાજ્ય છે.'

'પણ એ દૃષ્ટિ કેળવવી કઈ રીતે સ્વામીજી?'

'રામદાસ તો એક જ રીતે જાણે છે. તે જપ-તપમાં માનતો નથી. તે તો રામનામના જપમાં માને છે. તે જપમાં રામદાસે એક અદ્ભુત જાદુ જોયો છે.'

'તે જપ કેવા છે સ્વામીજી!'

'જય, જય રામ! જય, જય રામ!!'

સ્વામીજીએ આનંદપૂર્વક અને ઉત્સાહથી મંત્રોચ્ચાર કર્યો.

'એમ જાપ કરતાં-કરતાં શું થાય છે, સ્વામીજી?'

'દૂધપાકનો સ્વાદ દૂધપાક ખાવામાં જ છે. તેથી, તમે પોતે જ જાપ કરીને તે જોઈ લેજો ને!'

'હું પ્રયત્ન કરીશ, સ્વામીજી. પણ માણસનું મન એવું ચંચળ છે–'

'તે વાંદરું છે. તેથી તેને પકડી રાખવું જોઈએ. નહીં તો તે ઘણો ઉત્પાત કરશે. તેને પકડવાની દોરી એક જ છે, અને તે રામનામનો જાપ.'

'મન જો શાંત થઈ જાય, સ્વામીજી, તો માણસને બીજું શું જોઈએ?'

'પ્રભુકૃપાથી તેવું થશે જ. રામદાસને પ્રભુની કૃપામાં અટલ વિશ્વાસ છે.'

'પણ સ્વામીજી, મન શાંત થવાથી જાપ જપવાથી વૈરાગ્ય તો નહીં ઉપજે ને?'

'શાનો વૈરાગ્ય?'

'તે જગત અને સમૂહજીવનથી ભાગીને જંગલમા રહેવાને તો નહીં ચાલી જાય ને!'

'પ્રભુ તો સર્વત્ર છે. તેથી એમ માનવું કે, તે જંગલમાં જ સાધકને મળી શકે છે, એ મોટી ભૂલ છે. મન શાંત થયા પછી શું થાય છે તે તમને રામદાસ કહે?'

'જી હા, હું આભારી થઈશ.'

'ખ્રિસ્તીઓના ધર્મશાસ્ત્ર–બાયબલ–માં એક બહુ સુંદર વાક્ય છે, તેનો અર્થ આવો થાય છેઃ "શાંત થાઓ અને (અનુભવથી) જાણી લો કે હું પ્રભુ છું."'

'એવો અનુભવ મને થાય તો હું ધન્ય થઈશ.'

'થશે જ, જો તમે પ્રભુની કૃપા પરનો તમારો વિશ્વાસ તમે કદી ખોઈ ન બેસો તો.'

'સ્વામીજી, આજે મને કૃપા શબ્દનો અર્થ બરાબર સમજાયો.'

'તમે તેનો કેવો અર્થ કાઢ્યો?'

મેં મારી બિરબલી તર્કશૈલીમાં કહ્યું–'કર અને પા એટલે કૃપા.'

'સ્વામીજી, એવો અશાસ્ત્રીય અને પાંડિત્યથી વંચિત અર્થ સાંભળીને પોતાની લાક્ષણિક રીતે હસ્યા.

ત્યાં તો કેટલાંક ભાઈ બહેનો હોલમાં દાખલ થયાં. સૌએ સ્વામીજીને પ્રણામ કર્યાં ભજનનો કાર્યક્રમ શરૂ થયો. કાનડી ભાષાનાં બે ભજનો ગવાયાં, એક મરાઠી ત્રણ હિન્દીનાં તે મીરાંનાં હતાં. મીરાંના એક ભજનની બેચાર પંક્તિઓ મારા હૈયામાં હજી આજે પણ એવી જ ગુંજે છે–

સુની મૈં હરિ આવનકી આવાજ॥
ઊંચે ચઢ ચઢ પંથ નિહારું,
કબ આવે મહારાજ॥
સુની મૈં હરિ આવનકી આવાજ॥

ભજનોનો કાર્યક્રમ પૂરો થયો. સહુ સ્વામીજીને પ્રણામ કરી હોલમાંથી બહાર જતાં હતાં ત્યાં જ શ્રી માતાજી કૃષ્ણાબાઈ આવી પહોંચ્યાં. અમે સૌએ તેમને પણ પ્રણામ કર્યાં. સ્વામીજીએ મને બોલાવીને પૂછ્યું: તમે માતાજીને મળ્યા છો?'

'જી હા, આજે બપોરે રસોડામાં મેં તેમનાં દર્શન કર્યાં હતાં.'

પછી, ક્યારેક ક્યારેક ટૂંકા મારતી મારી બિરબલવૃત્તિએ ફરી ફટકો માર્યો: 'સ્વામીજી, મને તો રસોડામાંજ માતાજીનાં દર્શન ગમે છે, ત્યાં ખાવાપીવાનું મળે ને?'

મારું કહેવું સાંભળી બધાં ખૂબ હસ્યાં.

મેં ફરી સ્વામીજી અને શ્રી માતાજીને પ્રણામ કરી વિદાય લીધી.

તે રાત્રે આશ્રમથી બળદગાડામાં બેસી સ્ટેશન તરફ જતાં જતાં આખે રસ્તે હું મીરાંના ભજનની પંક્તિઓ ગણગણતો અને ગુંજતો રહ્યો–

સુની મૈં હરિ આવન કી આવાજ॥
ઊંચે ચઢ ચઢ પંથ નિહારું,
કબ આવે મહારાજ॥

આનંદાશ્રમે મને એવો પંથ નિહાળવાની દૃષ્ટિ કેળવવાની પ્રેરણા આપી, અને સ્વામીજી તથા શ્રી માતાજીએ મને આશીર્વાદ આપી મારા સાધનામાં ઉત્સાહ અને શાન્તિ રેડ્યાં હતાં.

✿

# વંદન હજો



આ વખતે આપણા દેશમાં બનેલી વાત કહું છું.

ગિરનારની પરકંમામાં દર વર્ષે હજારો લોકો આવે છે તેમ આ વર્ષે પણ આવ્યા હતા. પરકંમાનો આગલો દિવસ હતો. દરેક દુકાને લોક માતું નહોતું. સહુ પોતપોતાની તૈયારીમાં પડયું હતું. ચાર દિવસની યાત્રા. એટલે જરૂરી વસ્તુ બાંધી લેવી જોઈએ ને?

એક ભાઈએ ભીડમાં એક દુકાનેથી તેલ લીધું. દુકાનદારે તેને તેર આના પાછા આપ્યા એમ માનીને કે તેણે એક રૂપિયો આપ્યો છે. પેલા ભાઈ પણ ભીડનો લાભ શું કામ ચૂકે? તે તેલ અને તેર આના ખીસામાં નાંખીને સરકી ગયો.

પણ મનમાં વિચારોની ધુમરીઓ વળ્યા કરે. હું આ સારું કરી રહ્યો છું? આવા પવિત્ર દિવસોમાં પણ પ્રમાણિક નથી રહી શકાતું? કેટકેટલે દૂરથી અહીં પાપો ધોવા આવ્યો છું કે પાપોના પડ ચડાવવા? અને તે પણ ત્રણ આના સારુ! ના, ના, જો હું આ પૈસા પાછા ન આપું તો મારી જાત્રા નિષ્ફળ જાય. આ ભવના ફેરામાં ક્યાં સુધી ફાંફાં મારવા?

પેલો ભાઈ દુકાનદાર પાસે ગયો અને રૂપિયો આપતો બોલ્યો.

"માફ કરજો! મારી જાત્રાને મારે અભડાવવી નથી. મારાથી બધા ભલે અભડાય. કારણ કે હું હરિજન છું. આ તમારો રૂપિયો. મેં તમને પૈસા નહોતા આપ્યા. આ પૈસા ન આપું તો મારી જાત્રા નિષ્ફળ જ જાય ને?'

આમ બોલી તે ભાઈ જાણે બધા પાપ ખંખેરીને હલકો ફૂલ થઈ ગયો હોય એમ ચાલ્યો ગયો.

આ ભાઈ હરિજન છે એમ જ્યારે દુકાનદારે અને બાજુમાં ઊભેલા લોકોએ જાણ્યું ત્યારે આશ્ચર્ય પામ્યા. તેને જતો જોઈ જ રહ્યા અને સહેજે દરેકનું માથું નમી પડયું.

—પારૈન માંધા

[ ૧૪૨ ]

બ્રહ્મ ચિંતન રૂપ નિર્જન અરણ્યમાં હું રહેવા લાગી.
ત્યાં નિર્ગુણે મારું મન હરી લીધું.
ચિંતન માટે નિર્ગુણ કઠણ બતાવાય છે,
પરંતુ મારે માટે એ સહેલું થઈ ગયું છે
એનું માધુર્ય લાગવા માંડ્યું છે.
એમાં જ રમી ગઈ છું.
એટલી કે, જાણે હું નિવૃત્તિ ગુરુની જ થઇ ગઈ છું.
નિવૃત્તિનાથની સ્થિતિ જ મારી સ્થિતિ થઇ ગઈ છે.
નિર્ગુણ પરમાત્મા સૃષ્ટિરૂપથી સગુણ સાકાર થયા છે.
એવો અનુભવ કર્યો.
અર્થાત્ ઇશ્વર સહજ થઈ ગયો,
નિર્ગુણ ચિંતનની આવશ્યકતા સમાપ્ત થઈ ગઈ.
આમ છતાં પણ મનોવિશ્રામ માટે ઘડીભર એમા ડૂબકી મારી બેસવું હોય, તો બેસો.

## ૨૦. તું તો મારો, હું તો તારો!

[ ૧૪૩ ]

કહે છે કે એક ચાતક હોય છે—
જે મેઘ તરફ મીટ માંડીને બેસે છે
અને મેઘ એને માટે વરસે છે.
અહીં ચાતક જ રહ્યો નથી,
અને ધ્યાન તો લાગી રહ્યું છે.
ચિત્તશૂન્ય નિર્વિકાર નિદિધ્યાસન ચાલે છે.
એને કારણે, પ્રસન્ન થઈને
છેવટે બ્રહ્મરૂપ મેઘે પ્રસન્ન થઈને અમૃતવર્ષા કરી.
જીવને સંજીવન મળ્યું.
જીવ બ્રહ્મ થયો.
પરંતુ મુખ્ય ચમત્કાર એનાથી ભિન્ન જ છે.
જ્ઞાનદેવ કહે છે—
એવી એ અદ્વૈત હાલતમાં પણ
મારું બ્રહ્મદર્શન અને સ્પર્શ ચાલુ જ છે,
આંખો વિના ને હાથ વિના.

[ ૧૪૪ ]

પ્રાપ્તવ્ય પામી ચૂક્યો.
જેને જોવાની લગન હતી તેને જોયો
પરંતુ જોતા જ દૃષ્ટિ ખોવાઈ ગઈ.
પછી બાહુઓથી આલિંગન કરવા લાગ્યો
તો દેહ જ તૂટી પડ્યો.
માયા નિરાશ થઈ
અને ઈશ્વરદર્શનનો પ્રયોગ સમાપ્ત થયો.
સામે ગુરુમૂર્તિ ઊભી છે
સાત્ત્વિક ભાવોથી ભરી—
અને ગુરુના નામનો ઉદ્‌ઘોષ કરીને—
જ્ઞાનદેવે ગુરુચરણોમાં 'જીવનભાવના સમર્પિત કરી દીધી.

[ ૧૪૫ ]

તું મારો છે અને હું તારો છું.
પ્રીતિની આટલી એકતા હોવાથી
પછી બીજો ભાવ રહેશે ક્યાં?
વસ્તુતઃ તું અને હું આ ભેદ મૂળમા છે જ નહીં.
પરંતુ અજ્ઞાનવશ જીવના ધ્યાનમાં નથી આવતું.
એટલા માટે તું જ હું થયો છું આ વિવેકથી જાણવું પડે છે.
અને અનેકવિધ સાધના કરીને દૃષ્ટિ વાળીને
જીવતું જીવનસ્થાન શોધતાં શોધતાં—
હું જ તું થવું પડે છે.
અને એટલું થવાથી ધ્યાનમાં આવે છે કે આ બધા ઉપદ્‌વ્યાપની જરૂર ન હતી.

[ ૧૪૬ ]

પહેલાની પેઠે ભક્તિપૂર્વક ભગવાનની પૂજા કરવા ગયો—
તો હું જ ભગવાન થઈ બેઠો
પૂજાની હદ સુધી પણ ભક્ત અને ભગવાનનું જુદા પણું ન રહ્યું.

મીઠુ' સાગરને મળવા ગયુ તો તે પોતે જ સાગર બની ગયુ
હરિ ચરાચરમા વ્યાપ્યા અને પૂજા વ્યાપક થઈ
એ જ હરિ આત્મસ્વરૂપમા વિલીન થઈ ગયા
એટલે એ પૂજા પણ લુપ્ત થઈ ગઈ
પૂજાના લક્ષણો –
આવાહન અને વિસર્જન !
પરતુ વ્યાપકતાને કારણે
અને એકાત્મતાને કારણે
આવાહન શકય નથી
પૂજાવિધિ સપન્ન થઈ
મરૂપાવસ્થા શેષ રહ્યુ
કર્મ યોગી કર્મ આચરે છે,
અને ફળત્યાગની યુક્તિથી એનાથી અલિપ્ત રહેવાનો પ્રયત્ન કરે છે
અમારે માટે એ ઝઝટ જ નથી
કેમકે, અમે દેહથી ભિન્ન નથી
ભક્તિમાર્ગમા ભક્ત ભગવાનની ભક્તિ કરે છે
અને ભગવાન એના પર કૃપા કરીને એને મુક્તિ આપે છે
પરતુ અમારે માટે એ માર્ગ પણ રહ્યો નથી
કેમકે, દેવ, ભક્ત, કૃપા – બધુ અમારામા જ ભેગુ થયુ છે
સદસદ્ વિચારથી ઈશ્વરને અલગ કરીએ
અને એનુ ધ્યાન ચિતન કરતા રહીએ
આ જ્ઞાનમાર્ગની પ્રક્રિયા પણ અમારે માટે નકામી છે
કેમકે, સોહમ્ સૂત્ર હાથ લાગી ગયુ છે
અને એટલા માટે અલગતાની જરૂર જ રહી નહી
બધા વિચારો અને ચિતન અમારામા જ સમાઈ ગયુ
પરતુ જ્ઞાનદેવ કહે છે –
એવી નિર્ગુણ અવસ્થામા પણ
મારા મનનુ સગુણ સાકારનુ આકર્ષણ તો કાયમ જ છે

[૧૪૭]

દૂધના કણેકણમા મલાઈ સચિત છે
એટલુ જ કે દૂધને ગરમ કરવાથી એ જુદી દેખાય છે
એ જ રીતે વિશ્વમા બ્રહ્મ ભરેલુ છે
તપશ્ચર્યાથી સાધનાથી, એને પ્રકટ કરવાનુ હોય છે
એ૮શી હદ સુધી જ તમે અમે – સાધકોનુ કામ
એ જેમણે કર્યુ
એમને જાણે મલાઈ અલગ કરીને આપવામા આવી
જેની પ્રતિભાને એટલુ દર્શન થયુ,
એને એ દૂધ ગરમ કરી
મલાઈ કાઢવાની પણ જરૂર નથી
આપ સતોની કૃપાથી આ દર્શન મને મળ્યુ
સમગ્ર બ્રહ્માનુભૂતિ,
તૃપ્તિરૂપ સહજ વાક્ સ્ફૂર્તિ
અને નિરતર વિશ્વપ્રીતિ
એવુ મારુ જીવન બની ગયુ છે
દેહ પર આગ્રહ નથી
તો એનાથી ઉદાસ થવાનુ કારણ પણ નથી
હવે હુ અલગ બીજા જીવો અલગ – એવો આભાસ કરવા જાઉં તો પણ સધાશે નહી
જીવનમા ઈશ્વર પ્રવેશી ગયા છે
અને તજ્જન્ય આનદ સતત જોઈ જ રહ્યા છે

[૧૪ ]

જીવવાનુ દેહને સોપી સ્વસ્થ રહીએ તો મૃત્યુ આપોઆપ જ મરી જાય છે,
સમુદ્રના બુદ્બુદાને સમુદ્રથી જુદો માન્યો
તો તે ક્ષણમા સુકાઈ જવાનો છે
અને સમુદ્રથી જુદો ન પાડીએ ને એ સમુદ્રમયનુ જ છે એ ચિહ્ન લઈએ –
તો એ કદી નહી સુકાય
અસખ્ય બુદ્બુદાઓ આવતા જ રહેશે
અને સમુદ્ર સુકાવાનો નથી

ઈશ્વરના ચરણોમાં જીવભાવ સમર્પણ કરવામાં આવે.
જ્ઞાનદેવ બસ આ એક જ મરણ જાણે છે.

## ૨૧. જ્ઞાનદેવના અંતિમ ઉદ્‌ગાર

[૧૪૯]

હવે દુનિયાભરમાં નિવૃત્તિનો ધર્મ જાગે
અને સર્વત્ર હરિનામનો ઉત્સાહ રહે
મારી ઇહપર – કર્તવ્ય ભાવના
અને પુરુષાર્થ – પ્રેરણા
દાનમાનાદિ સામાજિક પ્રવૃત્તિઓ,
અને ઇન્દ્રિયોની વિષય સંબંધ વૃત્તિ
બધી ખંડિત થઈ ચૂકી છે.
કેવળ એક નામ-સ્મરણની જ લગન છે.

* * *

સદ્‌ગુરુરૂપ કલ્પવૃક્ષની છાયામા
કલ્પના કરવાનું કામ જ રહ્યું નથી.
ભક્તિરૂપ અમૃતના નિત્ય સેવનથી
ચિંતા નષ્ટ થઇ ચૂકી છે.
મન હરિ – પ્રેમરૂપ વૈકુંઠાનંદમાં મગ્ન છે.
દોષ શોધન થતાં
પાપ છૂટવાને કારણે –
દુઃખ પણ ભાગી ગયું છે.

* * *

વેદ શાસ્ત્રાદિકોનું રહસ્ય ખુલ્લું થઈ ગયું છે.
ફલતઃ આત્મારામનો સંકેત પટ ગયો છે.
પરિણામ-સ્વરૂપ, મોહજાલ – રૂપ વાસના,
વાસઓના અનેકવિધ આલંબન,
વાસનાઓમાંથી નિર્માણ થઈ શકનારા આગામી દેહો,
અને સારા હૃદયની બધી ગ્રંથીઓ,
અચાનક તૂટી ગઈ છે.
બુદ્ધિ અને બોધ
બંનેના અનેક જન્મોનો વિયોગ
હવે ખતમ થઈ ગયો છે.
હાથપગમાં નવું ચૈતન્ય આવ્યું છે.
આંખની અંદરની આંખ ખૂલી ગઈ છે.
કિં બહુના ? હું જ આખ બની ગયો છું.
એટલા માટે બધો સંતોષ જ સંતોષ છે.
દેહનું દિવ્ય પરિવર્તન થયું છે,
જાણે અમૃત-કળા જ એમાં ઠલવાઈ ગઈ છે.
દસે દિશાઓ પહેલાંની પેઠે રિક્ત નથી રહી.
સઘન ભરાઈ ગઈ છે
બધી જ બ્રહ્મરૂપ થઇને
વિજ્ઞાન ફલિત થયું છે.
નિવૃત્તિ ગુરુની આ કૃપા છે.
એમણે મારુ અંધત્વ દૂર કર્યું,
અને એક નવી જીવનવ્યાપી દૃષ્ટિ આપી.
એના આધારે હું જીવ્યો.
આત્મારામ રૂપ રમણિય અંજન આંખમા પડ્યુ.
માયાની ફાંસ દૂર થઈ.
નિવૃત્તિનાથે જ્ઞાનદેવને જ્ઞાનગંગામાં સમાધિ આપી.
હવે એમનો જ ધર્મ જાગે.
અને સર્વત્ર હરિનામનો ઉત્સાહ રહે

"માણસ માટે શિક્ષણ છે ત્રણ પ્રકારનું.

એક કરોળિયા જેવું છે, બીજું પક્ષી જેવું છે, ત્રીજું મધમાખી જેવું છે.

કરોળિયો જ્ઞાનથી પોતાની જાળ ઊભી કરે છે. પછી એમાં બીજાને ખેંચે છે અને તેમને જાળમાં પૂરી રાખે છે.

પક્ષી છે એ પોતે પોતાના ગાનમાં જ મસ્ત હોય છે. નથી કોઈને પોતાનું જ્ઞાન આપતું. નથી પોતે કોઈનામાંથી લેતું. બસ, એ તો રહે છે પોતામાં જ મસ્ત.

મધમાખી છે એનું કામ જ્ઞાનનો સંગ્રહ કરવાનું છે. અને એ સંગ્રહમાંથી પોતે છૂટે હાથે આપે છે. પોતે કંઈ જ રાખતી નથી.

આમ શિક્ષણ ત્રણ પ્રકારનું છે. તમે કયું લેશો?" —ગુ. મ.

તે દિવસે હું ઘરમાં પ્રવેશ્યો ત્યારે વાતાવરણ વિચિત્ર હતું. સમય સાંજનો હતો તેથી પ્રકાશ પરાયા માણસની માફક ભાગવાની તૈયારી કરતો હતો અને અંધારું પોતાની આત્મીયતા બતાવવા નજીક આવી રહ્યું હતું. રોજ તો ઓફિસેથી આવું ત્યારે દસ વર્ષની નાની બહેન રોહિણી સામી આવીને મારો હાથ ઝાલે ને એની આખા દિવસની કામગીરી કહી સંભળાવે.

એ ન દેખાઈ એટલે હું સીધો રસોડા બાજુ વળ્યો. બા ગાલે હાથ દેકવી શૂન્ય મને બેઠી હતી. હું આવ્યો તેની પણ તેને ખબર રહી નહિ તે તો ઠીક પણ સગડી પર મૂકેલું શાક દાઝવા માંડ્યું હતું એનું પણ એને ધ્યાન નહોતું. રોહિણી વિશે પૂછતા પહેલા મેં બાને પ્રશ્ન કર્યો:

'બા, આજે તને થયું છે શું?'

'જે થવાનું હતું તે થઈ ગયું હવે શું?' કોઈ દિવસ નહિ ને બાએ આજે જ રોષ કર્યો

'તું વાત માંડીને કહીશ કે . ' મારું વાક્ય પૂરું થાય તે પહેલા જ તે બોલી 'હવે બાકી રહ્યું છે શું તે તને કહું?'

'પણ રોહિણી કેમ દેખાતી નથી? કંઈ એણે તોફાન કર્યું?'

'મને શું કામ પૂછે છે? રોહિણીને જ પૂછ કે એણે શું પરાક્રમ કર્યું છે?'

શું બન્યું તે તો કહેતી નથી ને.. '

'બનવાનું શું હતું! બાજુવાળા દેદની છોકરીએ મારું આખું રસોડું અભડાવ્યું!' બાએ રહસ્ય ખોલ્યું.

'કોણે! સાવિત્રીએ!' મારાથી પુછાઈ ગયું.

'હા, એ સતી સાવિત્રીએ જ તો! તારા દેદ રોસ્ન દાસની છોકરી અને રોહિણીની બેનપણી એ જ તો! પણ બાહ્મણને અડવાથી કંઈ બ્રાહ્મણ થવાતું નથી ને નામ રાખવાથી કંઈ સતી થવાતું નથી; બ્રાહ્મણનો અવતાર સેવા તો કેટકેટલાં પુણ્ય કરવા પડે!'

'બા, આ જગતમાં તારા જેવા કેટલાક ભલે તેઓને જુદા ગણતા હોય પણ રામના દરબારમાં તો સૌને માટે એક સરખી જગ્યા છે.'

'તારા જેવા સુધરેલા વિચારના નાસ્તિકોએ જ એમને ચડાવી માર્યાં છે. અને પાછાં એ લોકો પોતાની જાતને દેદ ભંગી નહિ પણ હરિજન કહેવડાવે છે! શો કળજુગ આવ્યો છે!'

'બા, સતજુગમાં પણ રામે નીચ ગણાતી શબરીનાં એંઠા બોર ખાધા હતા પણ આ કળજુગમાં આપણે એ ભૂલી ગયા અને જાતિભેદ પાડ્યા.'

બા કંઈક ઢીલી પડી. એને મારામાં વિશ્વાસ હતો. પણ એ રામની ખાસ ભક્ત હતી. એટલે મારી દલીલનો જવાબ ન આપતી છતાં પોતે મારી પાડોશમાં રહેવા આવેલા હરિજન જ્ઞાતિના છગનભાઈની પુત્રી સાવિત્રીને કદી અડતી નહિ. પણ આ બનાવ બન્યા પહેલા મેં બાની સાથે દલીલો કરી એટલે સુધી તો સમજાવી હતી કે હરિજનને અડવામાં કોઈ પાપ નથી. જે માટીમાંથી તારા ઈશ્વરે બ્રાહ્મણનું સર્જન કર્યું છે એ જ માટીમાંથી હરિજનનું પણ સર્જન થયું છે. એટલે છગનભાઈની દીકરી સાવિત્રીને મારા બાથરૂમ સુધી આવવાની છૂટ હતી.

કારણ કે મેં બા આગળ એવી દલીલો કરી હતી કે અમે હોટેલોમાં ચા-પાણી પીએ છીએ ત્યાં શું બધા માટે જુદી વ્યવસ્થા હોય છે? ઓફિસમાં પણ હરિજનભાઈ હોય કે બીજા વર્ણના હોય, બધાએ સાથે જ કામ કરવાનું! આ સાંભળીને એના દિલમાં કચવાટ જરૂર થયો હતો, પણ યુગધર્મ સમજી, હરિજનને અડવાથી નાહવું પડે એ સિદ્ધાંત એણે વગર બોલ્યે કાઢી નાખ્યો જો કે આમાં એની હૃદયપૂર્વકની સંમતિ તો નહોતી જ.

અને તેથી હું કે રોહિણી જમવા બેસીએ ત્યારે તે અમને રસોડાને અડવા દેતી નહિ. અમે તેનો આગ્રહ પણ સેવતા નહિ પણ આજે એની એ મર્યાદાનો લોપ થયો હતો, જાણે એને મન તો અધર્મરૂપી રાવણે એની સીતારૂપી પવિત્રતાનું અપહરણ કર્યું હતું.

થોડી ક્ષણોના મૌનથી વાતાવરણ હળવું બન્યું હતું. એટલે મેં ધીરેથી કહ્યું: 'થવાનું હતું તે થઈ ગયું. થયેલું ન-થવાનું બનવાનું નથી. પછી એનો હરખ-શોક શા માટે? જે કંઈ બને છે એની પાછળ ઈશ્વરનો કોઈ હેતુ હોય છે. ઊલટું તારે તો હવે એ સાવિત્રી અને એના કુટુંબ સાથે વધારે હળવું જોઈએ....'

'એ બધું તને સોંપ્યું. એક વાર ભલે એ મારા

રસોડામા દાખલ થઈ પણ હવે અને રસોડામા દાખલ થવા નહિ દઉં. તારા એ વોડાની માથેના સબ ધને લઈને આ વખતે હુ કઈ બોલી નથી પણ ' હુ વચ્ચે બોલી પડયો, 'પણ બા, દૂધમા એક વાર સાકર ભળી જાય પછી એને છૂટી પાડવા માગો તો પણ છૂટી પડી શકે નહિ ' અને એ બોલી 'તમે ભણેલા બહુ ચાલાક હો છો મારે તારી વાત નથી સાભળવી તારે જેમ કરવુ હોય તેમ કરજે મારે તો મારો ધર્મ ભલો મારો ભગવાન ભલો ને હુ ભલી '

તે દિવસે આ વાતનો અત અહી જ આવ્યો પણ તે પછીના દિવસોમા મે ખાસ ધ્યાન રાખ્યુ હતુ કે સાવિત્રી અમારે ત્યા આવતી અરે! રસોડા સુધી પણ જતી છતા બા કઈ બોલતી નહોતી એનુ કારણ એનામા ધીરે ધીરે થતુ પરિવર્તન હતુ કે સાવિત્રીનો રોહિણી સાથેનો સમેળ હતો, કે બન્ને સરખી ઉમ્મરની સખી ઓને જોતા એને બન્નેમા પોતાની 'દીકરી'ના દર્શન થતા હતા તેથી કે પછી આ પરિવર્તન માટે સાવિત્રીની ચોખ્ખાઈ અને નમણુ નિર્દોષ રૂપ કારણભૂત હતા તે હુ ચોક્કસ કહી શકુ નહિ પણ સાજે સાવિત્રી અમારે ત્યા રમવા-વાતો કરવા આવતી ત્યારે રોહિણી જે ખાતી તે જ એને મળતુ.

વળી આટલા દિવસમા મે એક વાત ખૂબ ધ્યાન પૂર્વક નીહાળી હતી અને તે એ કે, કેટલાયે વર્ષોથી આખો દિવસ ખુલ્લી રહેતી પૂજાની ઓરડીને બા હવે સાકળ મારતી હતી તે પૂજા કરતી હોય કે ન હોય તો પણ તેના બારણાને બહારથી કે અદરથી સાકળ વાસેલી રહેતી ત્યારે મને થતુ બા કદાચ વિચારતી હશે કે બ્રાહ્મણનો ભગવાન જુદો અને હરિજનનો ભગવાન પણ જુદો! ત્યારે મને બાને કહેવાનુ મન થતુ બા, ભગવાન તો બધાને માટે એક જ છે જાતિભેદ પાડવાનુ પાપ માનવીએ કર્યું છે પણ ભગવાનના ભેદ પાડીને એવડુ પાપ કરવુ નહિ જોઈએ અને એટલે જ ભગવાનના દ્વાર કોઈને માટે પણ બધ થવા ન જોઈએ.

પણ મે બાને આમાનુ કઈ કહ્યુ નહોતુ, કારણ કે હુ એની ધાર્મિક શ્રદ્ધા પર ફટકો મારવા ઇચ્છતો નહોતો જો કે સાવિત્રી કયારેક જિજ્ઞાસાવૃત્તિથી રોહિણીને પૂછી બેસતી - 'આ ઓરડીમા શુ છે?'

રોહિણી જવાબ વાળતી, 'અમારા ભગવાન.'

ત્યારે હુ હસવામા કહેતો, 'ના, એમા તો મારી બાના ભગવાન છે '

ત્યારે રોહિણી ચિડાઈને કહેતી, 'તમને કઈ ખબર નથી ભગવાન કઈ એકવાના ન હોય! સૌના હોય!'

રોહિણીનો જવાબ સાભળી સાવિત્રી અગમ્ય આન દમા ખોવાઈ જતી

આ વાતને બહુ દિવસ વીત્યા નહિ હોઈને રોહિણી ટાઇફોઇડમા પટકાઈ પડી. તાવે પોતાનુ પૂર્ણરૂપ પ્રગટ કરવા માડયુ બે દિવસ ચાર દિવસ પાચ દિવસ તાવ ન ઊતર્યો. સવાર સાજ છગનભાઈ અને એમના પત્ની રોહિણીની ખબર કાઢી જતા હુ સવારે અને રાતે રોહિણીની સારવારમા બેસતો બાને પણ રસોઇથી માડીને અનેક વાતનુ ધ્યાન રાખવાનુ હોવાથી તે આખો સમય રોહિણીની પાસે બેસી શકતી નહિ ત્યારે સાવિત્રી જ એવી વ્યક્તિ હતી કે જે નિશાળે જવાનુ ભૂલીને જમવાનુ અને સૂવાનુ ભૂલીને રોહિણીની સેવામા લાગી ગઈ હતી અમે એને ઘણુ સમજાવી જોઈ, બા પણ ખૂબ કહેતી તો પણ તે ખાટલા પાસેથી ખસતી નહિ. ટાઈફોઇડ ચેપી રોગ હોવાથી મે સાવિત્રીના માબાપને એને સમજાવવા કહ્યુ પણ તેણે ત્યાથી ખસવાનો નન્નો જ ભણ્યો જો કે મે કાળજી રાખી પહેલેથી જ ડૉકટર પાસે એને એન્ટીટાઇફોઇડનુ ઇન્જેક્શન અપાવી દીધુ હતુ

એક દિવસ, ડૉકટરની મનાઈ છતા બાએ ઉર્મિ વશ થઇને રોહિણીની બિસ્કિટ ખાવાની ઇચ્છા પૂરી કરી અને તાવ પરાકાષ્ટાએ પહોચ્યો હુ સાજે ઘેર પહોચ્યો ત્યારે રોહિણી બેભાન થઇ ને લવારીએ ચડી હતી બરફ મુકવાનુ ચાલુ જ હતુ પણ બાના હોશકોશ ઊડી ગયા હતા

હુ તુરત જ ડૉકટરને બોલાવી લાવ્યો અને તેણે જે કહ્યુ તે સાભળીને તો બધાને પરસેવો છૂટી ગયો 'સ્થિતિ ગભીર છે ઇશ્વર પર શ્રદ્ધા રાખવા સિવાય હવે કોઈ ઉપાય નથી આજની રાત કાઢી નાખે તો પછી ખાસ વાધો નથી પણ કઇ કહી શકાય નહિ '

ડૉકટર તો દવા આપીને ગયા તે રાતે કોઈએ ખાધુ નહિ રોહિણી જેમ જેમ લવતી જાય તેમ તેમ સાવિત્રીની આંખો આસુ સારતી જાય અને એ છોકરીની દયા આવતી હતી મે ઘણુ સમજાવી પણ એણે કોળિયો અન્ન ખાધુ નહિ બા શૂન્ય મનીને પલગની પાસે બેઠા હતા મને પણ અઠવાડિયાનો ઉજાગરો હતો આખો કહ્યુ કરતી નહોતી પણ સાવિત્રી એના સ્થાન પરથી હટતી

નહોતી બાબણુ અને હરિજનના જાતિભેદ ભુલાઈ ગયા હતા સાવિત્રી જમતી પણ અમારે ત્યા અને સૂતી પણ અમારે ત્યા મે એને બે ત્રણ વાર સુવા જ્વા કહ્યુ પણ તે માની નહિ આખરે બાર વાગ્યા એટલે મે એને આગ્રહ કરી ઉઠાડી અને બાજુના રૂમમા લઈ જઈ સુવાડી.

હુ ફરી રોહિણી પાસે આ યો એની બેભાન અવસ્થામા કઈ ફેર પડચો નહોતો એની સવારી જરા પણ ઓછી થઈ નહોતી અને એ લવારીમા પણ સાવિત્રીનુ નામ ઘ ડી વાર બોલતી આ જોઇ સાભળી સ્નેહ શુ ?' એની પ્રતીતિ બાને થવા માડી હતી

રાતે અમુક વાગે હુ દિશાએ જવા ઊઠચો ત્યારે ત્યાના મે સાવિત્રી સૂતી હતી તે રૂમમા ડોકિયુ કર્યુ તો સાવિત્રી ન મળે મને ફાળ પડી દિવાનખડમા, વરડામા બધે જ જોઈ વળ્યો પણ એના પત્તો જ ન લાગે. મે બાને વાત કરી પણ રોહિણીકઈક ભાનમા આવવા માડી હતી એટલે એનુ ચિત્ત મારી વાતમા પૂરેપૂરુ નહોતુ તેણે કહ્યુ 'કદાચ એને ઘેર ગઈ હશે '

મને પણ એમ લાગ્યુ એટલે હુ સાવિત્રીને ઘેર ગયો છગનભાઈ ને જગાડચા અને વાત કરી સાવિત્રી ત્યા પણ નહોતી જાણે રોહિણીની ચિતા ઓછી હતી તેમા આ ચિતાનો વધારો થયો હુ, છગનભાઈ તથા તમના પત્ની મારે ઘરે આવ્યા ફરીથી ઘરમા શોધ કરી—પણ વ્યર્થ પાછળથી અમે શહેરમા તપાસ શરૂ કરી પોલિસને ખબર આપી પણ કઈ ન વળ્યુ મે કલાક પછી વિચારશૂન્ય બનીને ઘરે આવ્યા અહી અમને એક સુખદ સમાચાર મળ્યા રોહિણીએ લવારી બધ કરી હતી અને તે ભાનમા આવી કયારેક આખ ખોલતી હતી હુ તો થોડા સમય માટે સાવિત્રી ખોવાઈ ગઈ છે એ જ ભૂલી ગયો પણ જ્યારે સવારે છ વાગે રોહિણીના મુખેથી 'સાવિત્રી' નામનો ખૂબ ધીમો શબ્દ નીકળ્યો ત્યારે મને ફરીથી સાવિત્રી યાદ આવી

હુ ઊઠચો બા પણ ઊઠી હુ બાથરૂમ તરફ ગયો મનમા શકા ઉદ્ભવી હતી કદાચ સાવિત્રી કુદરતી હાજતે જવા ઊઠી હોય ને અશક્તિને કારણે ત્યા જ બેસી પડી હોય તો?

પણ હુ કઈ તપાસ કરુ તે પહેલા જ, સાવિત્રીની સુધરતી જતી તબિયત માટે એના રામનો આભાર માનવા પૂજાની ઓરડીમા ગયેલી બાની આનદ ચીસ સભળાઈ શ્યામ આમ આવ સાવિત્રી તો અહી પૂજાની ઓરડીમા છે

અને હુ ત્યા ગયો ત્યારે પૂજાની ઓરડીમા શુ જોઉ છુ? 'હરિજન' નામને સાર્થક કરતી સાવિત્રી રામની મૂર્તિ આગળ બેસીને ઈશ્વરના નામની માળા ફેરવે છે અને પૂછવાથી માલમ પડયુ કે એ આખી રાત સૂતી નથી પણ અહી પૂજાની ઓરડીમા રામનામ જપતી રહી.

ડોકટરે ઇશ્વર પર આધાર રાખવાનુ કહ્યુ હતુ ને? બા તો બધુ ભૂલીને જાણે સર્વ રહસ્ય હાથ લાગ્યુ હોય તેવા સ્નેહથી સાવિત્રીને છાતી સરસી ચાપી 'બેટા તારી સાચી ભક્તિથી જ મારી રોહિણી ઊગરી ગઈ'

ત્યારે બાજુના મદિરમાથી કોઈએ ઘટ વગાડચો અને બીજી ક્ષણે ત્યા ગવાતા ભજનની કડી અમારા કાનોએ સાભળી 'સબ મન બસિયા એક જ રામ '

અને એ લીટી ગણગણતા અમે સૌ રોહિણીના પલગ પાસે ગયા ત્યારે રોહિણીનુ મુખ મલકી રહ્યુ હતુ

આ બનાવ પછી પૂજાની ઓરડીના દ્વાર મે કદી બધ થયેલા જોયા નથી કારણ કે બાના આત્માના દરવાજા ખુલી ગયા હતા

## આરતી

આરતી અહોનિશા હૃદિયામા.
સ્મરણ તણી વાજે છે ઘટા,
રૂપ હરિના સામાં.
આરતી અહોનિશા હૃદિયામાં.

પાચ પ્રાણના જલે દીવડા,
ટોચે મસ્ત દશામા
આરતી અહોનિશા હૃદિયામા.

ઝળહળ ઝળહળ ઝગે આખડી,
ચહુદિશ જ્યોતિધામા.
આરતી અહોનિશા હૃદિયામા.

દેવ, આટલી સરોદ વિનતિ,
નિશ્ચળ કરો મુકામા.
આરતી અહોનિશા હૃદિયામાં.

સરોદ

☆

# નિર્વેદ

કાકા કાલેલકર

'વેદાંત-સાધનામાં નિર્વેદ શબ્દ ઘણી વાર આવે છે, એનો અર્થ શો?'

નિર્વેદ શબ્દના અર્થ અનેક છે. સામાન્યપણે આ દુનિયાના વ્યવહારિક જીવનથી જે કંટાળી જાય છે એના અનુત્સાહને નિર્વેદ કહે છે. વિષયોપભોગ કરીને ઇન્દ્રિયો જ્યારે તૃપ્ત થઈ જાય છે, ઓછામાં ઓછું વિષયો માટે જે તીવ્ર આકર્ષણ હોય છે તેનો વેગ મંદ પડે છે, ત્યારે એવી મનોવૃત્તિને પણ નિર્વેદ કહે છે. જે થવાનું છે તેને થવા દો, હું એની ચિંતા નહીં કરું, બહુ થયું, હવે તો પરિસ્થિતિ જે રૂપ ધારણ કરવાની હોય તે કરે, હું એની સાથે લડવા નહીં બેસું- એવી બિનઆગ્રહી વૃત્તિને પણ નિર્વેદ કહે છે.

અંતરમુખ થઈને માણસ જ્યારે પોતાના ગુણ-દોષોને શોધી શોધીને જુએ છે, ખુદ પોતાને માટે એના મનમાં તુચ્છભાવ જન્મે છે, ત્યારે પણ એને નિર્વેદ કહે છે, હું બહુ જીવ્યો, પણ કર્યું કાંઈ નહીં, કશું મેળવ્યું નહીં, આખી જિંદગી નકામી ગઈ, લોકો મને જે આદર આપે છે તેનાથી સંતોષ કેમ થાય? હું મારી તુચ્છતા ભારોભાર જાણું છું. અને એટલે સ્તુતિ અને આદરનાં વચનો સાંભળતા મનમા વૈરાગ પેદા થાય છે—ત્યારે એવી મનઃસ્થિતિને પણ નિર્વેદ કહે છે. ઉત્સાહનો અભાવ, અસંતોષ અને મોહનિરાશ—હૃદયમાં એ ત્રણે વધી જવાથી મનુષ્ય નિર્વેદ પામે છે.

કંઈ મળ્યું તો શું ને ન મળ્યું તો યે શું? મારા જીવનમાં અને મનોવૃત્તિમાં મોટો ફરક પડવાનો નથી—એવી તટસ્થતા જ્યારે સ્થિર થાય છે ત્યારે એને પણ નિર્વેદ કહે છે. અત્યંત નિરાશાથી પણ નિર્વેદ જન્મે છે અને અતિ-તૃપ્તિથી પણ નિર્વેદ જન્મે છે. નિર્વેદમાં નિરાશા નથી હોતી પણ ભ્રમનિરાશ થવાને કારણે કંઈક વિષાદની માત્રા હોય છે.

આ થયો નિર્વેદ શબ્દનો સામાન્ય અર્થ. નિર્વેદનો મૂળ અર્થ છે દુનિયાને એડી-ચોટી સુધી ઓળખ્યા પછી જે અપેક્ષાભંગ થાય છે, અને જેમાંથી દુઃખ અને દૈન્ય નહીં, પરંતુ ઉપશમ અને શાંતિ મનમાં જન્મે છે. જીવન સફળ હોય કે નિષ્ફળ, જીવનમાં જેટલો યે સાર માન્યો હતો. તે તો એમાં જણાતો નથી, એટલો અનુભવ થવાથી દુનિયા પ્રત્યે જે ઉદાસભાવ, થોડું કારુણ્ય અને કંઈક વિષાદ—એ સૌનું મિલન ચિત્તમાં થાય છે તે જ છે સાચો નિર્વેદ. આ સાધનાનો એક સ્થાયી ભાવ છે. એમાંથી જ માણસને સાચી શાંતિ મળે છે, તે દુઃખમૂલક પણ હોતી નથી, તેમ દુઃખદાયક પણ હોતી નથી. એનાથી તો પરમ સમાધાન જ પ્રાપ્ત થાય છે અને પોતાને ભાગે જે પણ કર્તવ્ય આવે તેનું ઉત્સાહયુક્ત પાલન કરવામાં તેને શક્તિ મળે છે. એટલા માટે કાવ્યચર્ચામાં શાંતરસની નિર્વેદ-મૂલિતા સ્વીકારી છે.

'નિર્વેદસ્થાયિભાવોઽસ્તિ શાંતોઽપિ નવમો રસઃ'

રાજા યયાતિ સમ્રાટ અશોક અને રાજા ભર્તૃહરિ, ત્રણેમાં આપણે નિર્વેદની સિદ્ધિ જોઈએ છીએ. અંગ્રેજ કવિ ટેનિસનનો પૌરાણિક રાજા કિંગ ઈશ્વરનું રાજ્ય સ્થાપવાનો આજન્મ પુરુષાર્થ કર્યા પછી નિર્વેદથી કહે છે, 'A lesser God has created this world.' મહાભારત યુદ્ધના અંતમાં સર્વ શત્રુઓના પરાજય પછી ધર્મરાજા શ્રી કૃષ્ણને નિર્વેદથી કહે છે—

'અયોઽર્થઃ અજયાકારો ભગવન્ પ્રતિભાતિ મે'

(હે ભગવાન, શ્રી કૃષ્ણ, અમારો વિજય મને તો પરાજય જેવો લાગે છે.) પશ્ચિમનો પ્રાચીન સેનાપતિ પીર્હસને એક યુદ્ધને અંતે પ્રચંડ વિજય મળ્યો, પરંતુ એ યુદ્ધમાં પીર્હસની અર્ધી સેના ખતમ થઈ ગઈ. ત્યારે એ નિર્વેદ સાથે કહે છે કે, મને આવો એક બીજો વિજય મળે તો મારું સત્યાનાશ નીકળી જાય.

નિર્વેદથી જે હૃદય—પરિવર્તન થાય છે તે સ્થાયી હોય છે. એટલે જીવન—પરિવર્તન કરવામાં કઠણાઈ પડતી નથી.

નિર્વેદનું પ્રત્યક્ષ દર્શન મેં કર્યું માયસોર રાજ્યમાં, શ્રવણ બેલગોલ નામના તીર્થક્ષેત્રમાં ઊંચી ટેકરીની ટોચ પર. બાહુબલી ગોમટેશ્વરની સુંદર મૂર્તિનાં દર્શન કરતાં ઊંચી ટેકરી પરથી આસપાસનો દૂર દૂરનો પ્રદેશ, એમાં અનેક તળાવો અને મનુષ્યના પુરુષાર્થનાં ફળ જેવાં નાના મોટાં ગામ અને શહેરો નજરે પડતાં હતાં. અને એવી ટેકરી પર વિરાજમાન છે ૬૦ ફૂટ ઊંચી સમપ્રમાણ, સમપ્રધાન, બાહુબલીની નગ્ન મૂર્તિ. એમના મુખ પર પરમ શાંતિ સાથે સાથે વિષાદની થોડીક છટા છે.

'દુનિયાની પામરતા જોઈ લીધી. એને કારણે દર્દોનું સેવન પણ ઠીક ઠીક સમય મારે કર્યું' અંતમાં ખ્યાલ

# દયા મરી પરવારી
**પુષ્પા ગાંધી**

### આફ્રિકાની લોકકથા

(૧)

એક ખેડૂ સ્ત્રી પોતાના બાળકને લઈ રોજ ખેતરે જતી બાળકને ઝાડને છાંયડે સુવાડી ખેતરનું કામકાજ કરતી

એક દિવસ રોજના ક્રમ પ્રમાણે બાળકને ઝાડને છાંયે સુવાડી તે પોતાને કામે વળગી થોડી વાર પછી બાળકના રડવાનો અવાજ આવ્યો તરત દોડીને તે બાળક પાસે આવી તો શું જોયું! એક મોટું ગીધ બાળકને પોતાની પાંખોથી પંપાળીને શાંત કરી રહ્યું હતું બાળક તેની સામે હસી રહ્યું હતું રમી રહ્યું હતું આ દૃશ્ય જોઈને તે ગભરાઈ ગઈ અને બોલી ઊઠી

'અરે કેટલું ભયંકર પક્ષી! મારા બાળકને ખાઈ જશે તો!' અને તે દાતરડું લઈને દોડી. પક્ષી ઊડી ગયું પોતાનું કામ પૂરું કરીને તે ઘરે ગઈ પણ આ વાત કોઈને કરી નહીં

બીજે દિવસે બાળકને ઝાડ નીચે સુવાડીને કામે વળગી ત્યાં બાળક રડ્યું કે પાંખ ફફડાવતું ગીધ આવ્યું ને બાળકને શાંત કર્યું પેલી સ્ત્રી તો આ જોઈને ડઘાઈ જ ગઈ ને મનમાં વિચારતી રહી

આ ગીધ શું કરતું હશે! તે મારા બાળકને ખાય મારતું નથી પણ પાંખ ફેલાવીને હવા નાખે છે અને ને આવતા જ બાળક શાંત થઈને તેની સાથે રમે છે '

તે બાળક પાસે જેવી ગઈ તેવું જ પક્ષી ઊડી ગયું બાળકને લઈને તે ઘરે આવી

ઘરે આવતા જ તેણે તેના પતિને આ બે દિવસની આશ્ચર્યજનક ઘટના કહી સંભળાવી.

તેનો પતિ આ વાત માનવા તૈયાર થયો નહીં. તે બોલ્યો 'તું જૂઠું બોલે છે આવું કદી બને જ નહીં ' પત્ની મૌન રહી

બીજે દિવસે તે બાળકને લઈને ખેતરે ગઈ બાળકને છાંયડે સુવાડીને કામે લાગી બાળક રડતા જ તે બોલી 'હમણાં જ જઈને મારા પતિને બોલાવી લાવું તેઓને મારી વાતમાં વિશ્વાસ નથી નજરે જ બતાવું '

અને તે ઘર તરફ દોડી અને પોતાના પતિને બોલાવી લાવી

તેનો પતિ તીર કામઠા લઈને આવ્યો. ને જે બને તે જોવા લાગ્યો

થોડી વાર થઈને બાળક ફરી રડવા લાગ્યું જેવું બાળક રડવા લાગ્યું કે તરત ગીધ આવ્યું ને પાંખ ફફડાવતું બાળક પાસ બેઠું આ જોતા જ પતિ ખૂબ ગભરાઈ ગયો ને તેના પર નિશાન તાકીને તીર છોડ્યું પણ તે ક્ષણે ગીધ ઊડી ગયું ને તીર બાળકને વાગ્યું – બાળક વીંધાઈ ગયું

ગીધ કે જે બન્યું હતું બાળકને રોજ શાંત કરતું હતું તેને જ મારી નાખવાની બાપે ઇચ્છા બતાવી તેથી ગીધ ઊડતા ઊડતા બોલ્યું

હા! મનુષ્યમાંથી દયા મરી પરવારી કારણ કે તે પોતાના જ બાળકને મારી નાખ્યું છે તારાથી માણસો હવે એકબીજાને મારવાની શરૂઆત કરશે '

અને આ જ દિવસથી માણસો એક બીજાના ખૂન કરતા થયા

☆

આ જો કે દુનિયા તો આવી જ હશે અધિકની અપેક્ષા કરવી જ વ્યર્થ છે એવી દુનિયામાં પણ ભલાઈ સારા પ્રમાણમાં છે પ્રત્યેક જીવ ઓછા વત્તો ઉન્નતિશીલ છે જ જીવોની ઉપેક્ષા કરવી એ યોગ્ય નહીં કહેવાય. નિષ્કામ ભાવથી આવી દુનિયાને મદદ જ કરવી જોઈએ. જો જરા જેટલી યે ઉન્નતિ કરવામાં આપણે મદદગાર થઈ શકીએ તો તે સંતોષનું જ કારણ છે '– એવા એવા ભાવ એ મૂર્તિના ચહેરા પરથી સૂચિત થાય છે મૂર્તિની આંખની આસપાસ મસ્તકના ઉપરના ભાગમાં અને હોઠ પર અને ખાસ કરીને હોઠોની કિનાર પર વિષાદની થોડી શંકા દેખાઈ આવે છે શાંતિ સદ્ભાવ કારુણ્ય અને પ્રશમ સૌની સાથે જ્યારે વિષાદની થોડી છટા મળી જાય છે ત્યારે નિર્વૈરનો શાંતિભાવ પ્રગટ થાય છે નિર્વૈર કલ્યાણી કામના, આસ્તિકતા અને વાસ્તવિકતાનો સાક્ષાત્કાર એના મળવાથી જ જન્મે છે નિર્વૈર અદ્વૈત ભાવનાના દૃઢીકરણને માટે અત્યંત જરૂરી તત્ત્વ છે

['મંગલ પ્રભાત']

# આવા હતા બાપુ

નવીન ગાંધી



આશ્રમના બાળકોના શિક્ષણની બાપુ હમેશાં ચીવટ રાખતા અને માનતા કે સર્વાંગીય વિકાસ તો જ થાય જો બાળકને ઉદ્યોગ સાથે કેળવણી અપાય. પાયખાના સફાઈ, રસોડાનું કામ, ખેતી, સુથારી વગેરે પણ કેળવણીનું એક અંગ છે એમ કોઈ બાળક ન સ્વીકારે ત્યારે તરત બાપુ કહેતા: 'તમે બધા આશ્રમની એક વિશેષ વાત સમજ્યા હો એમ જણાતું નથી. ઉદ્યોગો એ પણ કેળવણી છે અને તેથી બુદ્ધિનો અને સાથે સાથે બીજી કેટલીક ઇંદ્રિયોનો વિકાસ થાય છે. આનો એવો કોઈ અર્થ ન કરતા કે અક્ષરજ્ઞાનને હું ઉતારી પાડવા માગું છું અક્ષરજ્ઞાનની કિંમત હું બરોબર સમજનારો છું. મારા કરતાં તેનો વધારે ઉપયોગ કરનારા ઘણા માણસો એકાએક નજરે નહિ ચડે. મારો હેતુ ઉદ્યોગના શિક્ષણને અક્ષરજ્ઞાનની હારોહાર મૂકવાનો છે. આટલી વાત જેઓ સમજી લે તેઓ ઉદ્યોગના શિક્ષણને ભોગે અક્ષરજ્ઞાન શીખવાનો લોભ કદિયે નહિ કરે. આવા બાળકોનું અક્ષરજ્ઞાન વધારે દીપી નીકળશે એટલું જ નહિ પણ પ્રજાને એનો વધારે લાભ મળશે. આ વાત બરોબર સમજી ગયા હશો તો રસોડું ચલાવવામાં પણ તમને ઉત્સાહ રહેશે અને જ્ઞાન પણ મળશે.

બાળકોના સર્વાંગીય વિકાસનું સતત ચિંતન કરનારા બાપુને જ્યારે ખબર પડી કે બાળકો રસોડાના કામની અમૂક જવાબદારી ઉપાડવા તૈયાર થયા છે ત્યારે તેમના આનંદનો પાર ન રહ્યો અને આવા કામમાં પણ શિક્ષણના પાઠો

ઘડનારા બાપુએ તરત નીચેના નિયમો ઘડી બાળકોને આપ્યા.

(૧) ગમે તે થાય કંઈ બગડે કે ફૂટે તો યે મિજાજ ન ખોવો, અધીરા ન થવું. ચિંતા ન કરવી પણ કારણ શોધીને તે દૂર કરવું.

(૨) સાથી કામ પૂરું ન કરે કે આળસ કરે તેથી તેની ઉપર ચીડાવું નહિ પણ તેટલો વધારે બોજો પોતે ઉપાડી લેવો.

(૩) જે કરવું તે પાકું ને બને તેટલું પૂર્ણ કરવું.

(૪) રસોડામાં રમત કદી ન કરવી. એકબીજાને હસતાં પણ ન મારવું

(૫) કામ વિના ન જ બોલવું એ સારું છે પણ બોલ્યા વિના ન જ રહી શકાય તો બહુ જ ધીમે સાદે નિર્મળ વિનોદ વાર્તા કરવી. પણ ધીમે ધીમે ટેવ તો ન જ બોલવાની પાડવી.

(૬) વાતો કરવી જ તો યે કોઈની નિંદાની, એક બીજાની કૂથલીની વાત કદી ન કરવી

(૭) રસોડામાં બાળકો કેવળ કછોટાવાળું ધોતિયું પહેરે તો બસ છે, બાળાએ પણ કચ્છ વાળીને બેસવું જોઈએ ને જાકીટ બસ છે, ઓઢણીની આવશ્યકતા રસોડામાં નથી. આમ કરવાથી લૂગડાંનો બચાવ થાય છે ને દાઝવાનો ભય ઓછો રહે છે. કોઈએ પહેરણ પહેર્યું હોય તો તેની બાંય કોણી લગી ચડાવી દેવી.

(૮) છીંક આવે તો રૂમાલ મોઢે રાખીને છીંક ખાવી કે જેથી થૂંકના છાંટા શેમાંયે ન ઊડે. નાક સાફ કરવું હોય તો રૂમાલ વાપરવો. પસીનો આવે તો લૂછી નાખવો. ટીપાં કશામાં ન જ પડવા દેવાય. આનો અર્થ એ થયો કે બધાંની પાસે રૂમાલ હોવો જ જોઈએ.

(૯) વાસણ વ. લુવાનો રૂમાલ તો રસોડા ખાતે નોખો જ હોય ને તે રોજ સાબુથી ધોવાવો જોઈએ.

(૧૦) રસોડામાં કામ કરનારે ખાસ કાળજીથી નખ સાફ રાખવા. વખતોવખત ઉતારવા છતાં તેમાં મેલ ભરાયો હોય તે સળીની અણીથી કાઢી નાખવો.

(૧૧) રસોઈની કંઈ ચીજ સ્વાદને ખાતર કોઈએ ન ઉપાડવી કે ચાખવી.

(૧૨) શાક વિ. ખારું ફિક્કું છે એ જાણવા ખાતર ચાખવું પડે તો તે ચમચા વતી મુખી હોય તે ચાખે ને ચાખીને તરત ચમચો ધોઈ નાખે.

(૧૩) માંદાઓને સારુ કે ખાસ વ્રતવાળા સારુ ખાસ રસોઈ કરવાનું આવે તે બોજારૂપ ન માનતાં તે હર્ષપૂર્વક તૈયાર કરવું. અનુભવે માલમ પડશે કે બધા કામના વખત જાળવ્યા

હશે તો બોજો લાગશે નહિ.

(૧૪) જે વખત પોતાને હાજર થવાનો હોય તે વખતે જ હાજર થઈ જવું. મિનિટની પણ કિંમત છે એમ જાણવું. તેથી બે મિનિટ વહેલા આવવું મોડા કદી નહિ.

(૧૫) જેનું કામ રસોડામાં નથી તે વાતો કરવા કે અમસ્તો જોવાને ન ઊભે.

(૧૬) રસોડું આખો વખત સ્વચ્છ રહેવું જોઈએ. બધી ચીજ પોતપોતાને ઠેકાણે હોવી જોઈએ. જેનું કામ થઈ રહે તે બધું સુઘડ મૂકીને જાય.

દરેક નાના મોટાં કામોમાં પણ શિક્ષણની દૃષ્ટિ રાખી અને બાળકો પાસે રસપૂર્વક મૂકાય એમ બાપુ શિક્ષકો પાસે અપેક્ષા રાખતા અને ઘણીવાર ટકોર કરતા કે, 'આવા કામો, આપણે ગીતાને કેટલી અમલમાં મૂકીએ છીએ તે માપવાનું યંત્ર છે.'

ઉદ્યોગો કે આપણા રોજિંદા કામો યંત્રવત્ બની જાય તો શુષ્કતા ઊભી થવાનો ભય રહે અને તે નકરું વૈતરું બની જાય. આજના આપણા શિક્ષણમાં આ દૃષ્ટિ નહીં કેળવાય તો શાળાઓમાં ચાલતા ઉદ્યોગો યંત્રવત્ બની જશે અને બાળકોને તે બોજારૂપ લાગશે.

☆

## શ્રી રામકૃષ્ણની બોધકથા

એક દિવસ શ્રી રામકૃષ્ણ પરમહંસને એક ભાઈએ પૂછ્યું: 'સ્વામીજી, મારા જેવા સંસારી માણસને સંસારમાં રહ્યા રહ્યા પણ સંસાર સાગર તરી શકવાનો કશો ઉપાય ખરો?'

આ સાંભળીને શ્રી રામકૃષ્ણ બોલ્યા: 'કેમ નહીં? સાધુ સંતોની વાણી સાંભળવી જોઈએ, એકાંતમાં બેસીને પ્રભુ ભજન કરવાં જોઈએ. વિવેકી બનવું જોઈએ. અને ખરાં દિલથી પ્રાર્થના કરવી કે, હે પ્રભુ! મને શ્રદ્ધા અને ભક્તિ દે.' જો માણસને શ્રદ્ધા હોય તો તેને બધું જ સહજ થઈ જાય છે. શ્રદ્ધા કરતાં બીજી એકેય મોટી વસ્તુ નથી.

પુરાણની કથાઓમાં તો તમે શ્રદ્ધાની પ્રબળ શક્તિ વિષે વાંચ્યું હશે જ. એક કથા છે કે, ભગવાન શ્રી રામચંદ્રજીને લંકા પહોંચવા માટે દરિયા પર સેતુ બાંધવો પડ્યો હતો. પણ હનુમાનજીને રામનામમાં અપૂર્વ શ્રદ્ધા હતી. તેથી તે તો રામનામ લઈને એક જ છલાંગમાં સમુદ્ર પાર કરી ગયા. એમને સેતુની જરૂર ન રહી.

એક વાર વિભીષણે એક માણસને દરિયો પાર કરવો હતો તેને એક પાંદડાં પર શ્રીરામનું નામ લખીને તેના કપડાના છેડે બાંધી દીધું અને કહ્યું, 'હવે તું નિરાંતે દરિયો પાર કર. ગભરાતો નહીં. શ્રદ્ધા રાખીને પાણી પર ચાલ્યો જ જા. પણ યાદ રાખજે કે જે પળે તારી શ્રદ્ધા આ બાંધેલાં પાંદડાં પરથી ગુમાવીશ તે જ પળે તું ડૂબી જઈશ.'

પેલા ભાઈ તો વિભીષણના કહ્યા મુજબ શ્રદ્ધાથી પાણી ઉપર સરેલાઈથી ચાલવા લાગ્યો. અધવચ્ચે તેને વિચાર આવ્યો. 'લાવને, જરા જોઉં તો ખરો કે વિભીષણે પાંદડામાં એવું તે શું લખ્યું છે કે જેથી હું આમ સહેલાઈથી દરિયો પાર કરી શકું છું!'

ધીરે રહીને કપડાનો છેડો છોડીને પાંદડું બહાર કાઢ્યું અને શું જુએ છે? રામનું નામ. 'અરે રે, આ તો રામનું નામ છે! એમાં વિભીષણે શો મોટો ચમત્કાર કર્યો! એ તો હું યે લખી શકત.'

આ વિચાર આવતાં જ એની શ્રદ્ધા હચમચી ઊઠી, અને તે સાથે એ માણસ દરિયામાં તરત ડૂબી ગયો.

"ઉન્ડ"

# કોણ અણઘડ?

રવિશંકર મહારાજ

માત્ર રામાયણ વાંચવાથી કે સાંભળવાથી કંઈ ન વળે. તે એવો ઉપયોગી ગ્રંથ છે કે તેના શબ્દે શબ્દે આપણને નવું ને નવું જાણવાનું મળ્યા જ કરે છે. પણ એ જાણીને પ્રસંગ આવે ત્યારે જીવનમાં ન મૂકીએ તો એ જાણ્યું નકામું છે. તુંબડું હોય તે આપણને ડૂબતા બચાવે ખરું, પણ કિનારે ન લઈ જાય. એ તો આપણા હાથ પગ હાલે તો જ કિનારે જવાય. તેમ રામાયણ એ તુંબડું છે. એનું મનન કરીને જીવનમાં ઉતારીએ તો જ તારી શકે. રામાયણમાં આપણને ધર્મ કોને કહેવાય અને અધર્મ કોને કહેવાય એ સ્પષ્ટ સમજાવ્યું છે.

ધર્મ એ અંતરમાંથી ઊગે છે. એનો એક દાખલો આપું. રાધનપુરમાં ગયા દુષ્કાળ વખતે એક દિવસ ગોળ વહેંચાયો. ખોદકામ કરતા બધા મજૂરોએ ગોળ લીધો પણ એક છોકરીએ લેવા ના પાડી. ઘણો આગ્રહ કર્યો પણ તેણે ના જ માન્યું. કારણ પૂછ્યું તો કહ્યું કે મારી બાએ મફતનું કશું ય લેવાની ના પાડી છે. મને નવાઈ લાગી કે વગર મહેનતનું ન ખવાય એ ઊંડો ધર્મ એને કોણે શીખવ્યો હશે? મને એ માતાને મળવાનું મન થયું અને એક દિવસ પ્રસંગ પડ્યે એને ઘેર ગયો. ગયો ત્યારે માથે આડું ઓઢીને એ બાઈ બેઠી હતી. મને જોઈને એ ઊભી થઈ ગઈ ને આવકાર આપ્યો. એ વિધવા હતી. થોડા વખત પહેલાં જ એનો જુવાન ધણી મરણ પામ્યો હતો. મેં પૂછ્યું: "ખેતી કરો છો?" ત્યારે તેણે કહ્યું: "હવે નથી કરતી. બે બળદ હતા તે વેચી નાખ્યા અને ત્રીસ વીઘાં જમીન હતી તે ગોચરમાં મૂકવા મહાજનને આપી દીધી. આ મારી છોકરી છે તે મજૂરીએ જાય છે, અને હું ઘરનું કામ છાણાંલાકડાં કરું છું. આમ મારું ગુજરાન ચાલે છે. બે બળદના છસો રૂપિયા ઉપજ્યા. તે મેં મહાજનને આપ્યા છે અને કહ્યું છે કે મારા ધણીનું કલ્યાણ થાય તેવા કોઈ સારા કામમાં વાપરજો." શેઠ બહુ ભલા છે. તેમણે એ રૂપિયા એક વરસ પોતાની પાસે રાખ્યા અને બાજુના એક ગામમાં પાણીનું બહુ દુઃખ હતું ત્યાં ગામ લોકોએ મજૂરી કરી જેથી રૂા. ૫૫૦)માં એક કૂવો અને હવાડો બનાવી દીધા છે. બાકીના પચાસ અને બીજા વ્યાજના થયા તે મગીને ગામમાં પરબ ચલાવે છે." મેં કહ્યું કે "તમે એ રકમ તમારા ભરણપોષણ માટે રાખી હોત તો?" તેણે મારી સામે આંખો ટગટગાવતાં કહ્યું: "મારો ધણી બહુ જુવાન હતો. ઘણી મહેનત કરીને તેણે બળદ આણ્યા હતા. એની મહેનતનું અમારાથી કેમ ખવાય?" ત્યારે "આ જમીન એકલી છોકરી માટે રાખી હોત તો?" ત્યારે તેણે જવાબ આપ્યો: "છોકરી એનું નસીબ લઈને નહિ આવી હોય?" આ જવાબ સાંભળી હું તો આભો જ બની ગયો. મને થયું કે આને કોણે આ શાસ્ત્રો ભણાવ્યાં હશે? મોટા મોટા તત્ત્વજ્ઞાની કહેવાય છે તે સાચા કે ખૂણામાં પડેલી આ કોળી બાઈ સાચી? ક્યાં આજનો બીજાની મજૂરીનું હડપ કરી જતો છતાં ય શિક્ષિત કહેવાતો સમાજ અને ક્યાં અણઘડ કહેવાતાં આ ગામડિયાં? એમાંથી કોણ અણઘડ? હજુ મારા મનમાં "મારો ધણી બહુ જુવાન હતો. એની મજૂરીનું અમારાથી ખવાય?" એ શબ્દો ગુંજ્યા જ કરે છે.

☆

પ્રત્યેક સજ્જનના ઘરની આસપાસ નાનકડો બાગ હોવો જ જોઈએ. બારણાની સામે તુલસીનો છોડ અવશ્ય હોય અને તેની આસપાસ રંગોળી પૂરવા માટે પણ પૂરેપૂરો અવકાશ હોવો જ જોઈએ.

પૂજાને માટે નિત્ય થોડાં ફૂલ આપી શકે એવા છોડ પણ ઘરની આસપાસ હોવા જોઈએ. અને તે પછી નાનાં મોટાં ચેચાર વૃક્ષો પણ હોવાં જોઈએ, કુટુંબ જેની છાયામાં બેસી શકે, વાર્તાલાપ કરી શકે. કહે છે કે આંખોના આરોગ્યને માટે લીલા રંગનું દર્શન અત્યંત જરૂરી છે.

આપણે ભૂલી ગયા છીએ કે ભારતીય ફૂલોના સૌમ્ય અને ઉત્કટ સુગંધી અનેક માનસિક રોગોને દૂર કરે છે અને ચિત્ત-શાંતિ બક્ષે છે. અને બાળકોના શિક્ષણ અને સંતોષને માટે પણ ઘાસ, ફૂલ, પાંદડાંવાળા છોડોનું બિછાનું — રમકડાં અને માબાપના પ્રેમ જેટલાં જ જરૂરી છે.

પણ બાગનો મૂળ ઉદ્દેશ જ એ છે કે તે પક્ષીઓને અખંડ નોતરાં આપે છે. નાનાં મોટાં પક્ષીઓ અને પતંગિયાં બાગ વિના તમારી પાસે નહીં આવે. માણસ માટે એમનો સહવાસ પણ અત્યંત જરૂરી છે. પ્રત્યેક બાગ આકાશમાં ઊડનારાં અને ગાનારાં પ્રકૃતિનાં ફૂલોને આમંત્રણ આપે છે.

—કાકા કાલેલકર

## ખોટી દિશા

એક વાર વેઈ રાજ્યના રાજાએ ચાઓની રાજધાની હાનતાન પર આક્રમણ કરવાનો નિશ્ચય કર્યો. ચી લ્યાંગ એ વખતે પ્રવાસમાં બહાર હતો પણ જ્યાં એને આની જાણ થઈ કે તરત પાછો ફર્યો, અને રાજાને મળવા ગયો.

એણે રાજાને કહ્યું: 'રાજન! હમણાં પાછા ફરતાં થાઈહાંગ પર્વત પર મને એક માણસ મળ્યો. એ રથ પર સવાર થઈને ઉત્તર તરફ જતો હતો. એણે મને કહ્યું કે, હું છુ રાજ્યમાં જાઉં છું.'

મેં એને પૂછ્યું: 'તો પછી તું ઉત્તર દિશાએ કેમ જાય છે?'

એણે ઉત્તર આપ્યો: 'તેથી શું થયું? મારી પાસે સરસ ઘોડો છે.'

'તારી પાસે બહુ સરસ ઘોડો હોય તેથી શું? તું જાય છે તે દિશા જ ખોટી છે.'

'તો એમાં શું થયું? મારી પાસે ઘણા રૂપિયા છે.'

'એમ પણ હોય—પણ તેથી શું? દિશા જ ખોટી છે.'

'કંઈ વાંધો નહીં, મારો સારથિ બહુ હોશિયાર છે.

મેં કહ્યું કે, 'તારા ઘોડા જેટલા સારા હશે, તારી પાસે જેટલા વધારે રૂપિયા હશે, તારો સારથિ જેટલો કુશળ હશે, તેટલો જ તું છુ રાજ્યથી વધારે ને વધારે દૂર જશે.'

☆

## પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઑર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. થોડી નકલો હાથકાગળ પર છપાય છે. તેનું વાર્ષિક લવાજમ દેશમાં આઠ, પરદેશ માટે શિલિંગ ૧૬, પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારા બાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

અનુક્રમણિકા ...................................................................... ૧૨ જૂન ૧૯૫૯


| | | પૃષ્ઠ | | | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧ બાપુના પત્રો... | ... ગાંધીજી | ૨ | ૧૦ સબ મન બસિયા એક જ રામ | લલિત શાસ્ત્રી | ૧૫ |
| ૨ મરણ માટે જીવન | ... મ. નભાઈ દેસાઈ | ૩ | ૧૧ આરતી ... ... | 'મગેદ' | ૧૭ |
| ૩ ચાચાજીની વાતો | ... વિમળાબહેન | ૫ | ૧૨ નિર્વેદ ... ... | કાકા કાલેલકર | ૧૮ |
| ૪ વિમાનયાત્રા અને વૈરાગ્ય સાધના | ... ગુ. મ. | ૬ | ૧૩ દયા મરી પરવારી ... | પુષ્પા ગાંધી | ૧૯ |
| ૫ બે મુક્તક ... | ... રતિલાલ—અનિલ | ૬ | ૧૪ આવા હતા બાપુ ... | નવીન ગાંધી | ૨૦ |
| ૬ પૈસે ઔર રૂપૈયે... | ... 'સમાજ સેવક' | ૭ | ૧૫ શ્રી રામકૃષ્ણની બોધકથા | ... '[illegible]' | ૨૨ |
| ૭ સ્વામી રામદાસ સાથે જીવનયાત્રા | મલ્લિકજી | ૮ | ૧૬ કોણ આગળ? | ... રવિશંકર મહારાજ | ૨૩ |
| ૮ વંદન હજો ... | ... ધીરેન ગાંધી | ૧૧ | ૧૭ ખોટી દિશા ... ... | ... | ૨૪ |
| ૯ જ્ઞાનદેવ-ચિન્તનિકા ... | વિનોબાજી | ૧૨ | ૧૮ પ્રીત્યું ... | તનસુખ ભટ્ટ • કવર પેજ | ૪ |


પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

# રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

☆

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧-૨-૩ દરેકના .... | ૦—૫૦ |
| ગાંધી ગુરૂ .... .... ... | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .... .... | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ .... .... | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં ... .... .... | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .... .... | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા .... .... | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | (છપાય છે) |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા .... | ,, |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા .... | ,, |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા .... | ,, |
| આવા હતા બાપુ—૪ .... .... | ,, |



## પ્રીત્યું

☆

પેલી પેલી પ્રીત્યું સમરૂં જનુની જનક કેરી
દીધાં દેહનાં જેણે દાન જી
બીજી બીજી પ્રીત્યું સમરૂં ભાંડુ ને ગોઠિયાની
બાળપણુ સ્વરગ સમાન જી — પેલી૦

ત્રીજી ત્રીજી પ્રીત્યું સમરૂં વિદ્યાદાતાર ગુરુની
પૂજાવ્યા સરસતી પાય જી
ચોથી ચોથી પ્રીત્યું સમરૂં ઘરની નારીની જેણે
દીધી સંસારે શીળી છાંય જી — પેલી૦

પાંચમી પાંચમી પ્રીત્યું સમરૂં સદ્ગુરુચરણો કેરી
દરશાવી અનહદ કેરી વાટ જી
છઠ્ઠી પ્રીત્યું રે સમરૂં હરીજન કેરી જેણે
ઘડિયલ ઘણુથી રૂડા ઘાટ જી — પેલી૦

સાતમી પ્રીત્યું સમરૂં ધરતીમાતાની જેણે
દીધાં છે અન્નજળને દામ જી
ઈ રે પ્રીત્યુંથી અદકી પ્રીત્યું શ્રીહરિની જેનાં
કોટિ સૂરજથી ઝળહળ ધામ જી

તનસુખ ભટ્ટ

# ગીતાંજલિ : એક અધ્યયન

ગુરુદયાલ મલ્લિક

રવીન્દ્રનાથ ટાગોર (૧૮૬૧–૧૯૪૧) 'ગીતાંજલિ' એ નામના ભાવવાહી ગીતોના સંગ્રહથી ૧૯૧૩માં નોબેલ પારિતોષિક મેળવી જગતમાં પ્રસિદ્ધ થયા. ૧૦૩ ગીતોમાં ગુરુદેવે જે ભક્તિપૂર્ણ ઉદાત્ત ભાવનાઓ પ્રગટ કરી છે તે આજે પણ મનુષ્યને પરમાત્માની પાસે લઈ જઈ શકે છે. જીવનના આદર્શો, આદર્શોની સાધના, સાધનાના પ્રકારો, પ્રભુનું દર્શન, પ્રેમ અને આનંદ–આ બધાં તત્ત્વોને ગુરુદેવે સંગીત અને કલા દ્વારા એવી સરસ રીતે વર્ણવ્યાં છે કે તેના રહસ્યનો શાંતિથી વિચાર કરવામાં અપૂર્વ પ્રકાશ અને પ્રેરણા મળે છે. શ્રી ગુરુદયાલ મલ્લિકે ગીતાંજલિમાંથી લગભગ વીસેક કાવ્યો ચૂંટી તેનું સુંદર વ્યાખ્યાન કર્યું છે. વ્યાખ્યાનની પદ્ધતિ એટલી બધી સારી છે કે ગહન વિચારો પણ બહુ સરલ બની જાય છે અને વાચકને ગળે બધું તરત જ ઊતરી જાય છે. વિવરણ વાંચ્યા પછી ગુરુદેવનું ગીત તરત જ સ્પષ્ટ થાય છે અને અસાધારણ આનંદ આપે છે. મહાકવિઓની કૃતિઓને લોકભોગ્ય બનાવવા માટે આવા પ્રકારની વિવરણ પદ્ધતિ સ્વીકારવાની બહુ જરૂર છે... ... ....આ પુસ્તક દરેક વ્યક્તિએ ગીતાની માફક રોજ વાંચવા જેવું છે, લગ્ન જેવા શુભ પ્રસંગોમાં મિત્રોને ભેટ આપવા જેવું છે. આજે ભાવનાપ્રધાન સાહિત્યસરિતાનાં નીર જ્યારે સુકાતાં જાય છે, ત્યારે ગુરુદેવની પ્રસાદી માનવસમાજને ચખાડવામાં આવે છે એ આપણું સદ્ભાગ્ય છે. મનોહર મુદ્રણ માટે પ્રકાશકને પણ ધન્યવાદ આપવો ઘટે છે. દરેક પુસ્તકાલય આ પુસ્તક વસાવે અને આપણાં ભાઈબહેનો તેનો લાભ લે.

—પુસ્તકાલય : મે, ૧૯૫૮

કિંમત ૧-૨૫ ટપાલ ખર્ચ માફ

રૂપાયતન પ્રકાશન : જૂનાગઢ

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૨ [ ૧૨-જુલાઈ-૧૯૫૯ ] અંક ૫ મો

અત્યારનું વાયુમંડળ અનીતિમય બની ગયું છે એ તો આપણે જોઈ શકીએ છીએ. એવી સ્થિતિમાં મૂકસેવા એ જ સુવર્ણ માર્ગ છે.

—ગાંધીજી



(ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક)

# બાપુના પત્રો



તમારા માથાળુ કાગળ માટે આભાર. જો ભગવાન પંડિતોને જ મળી શકતા હોય તો એ મહા કરુણ કહેવાય એ તમારી વાત સાચી છે. મારી લાગણી તમારી ધોબણની સાથે મળતી આવે છે. એક વખત ઈશ્વરની શોધમાં બધા વૈજ્ઞાનિકો નીકળી પડ્યા હતા. વાત એવી છે કે એ વૈજ્ઞાનિકો હિન્દુસ્તાનમાં આવ્યા. ત્યાં એમને બ્રાહ્મણના ઘરમાં કે રાજાઓના મહેલમાં ઈશ્વર જડ્યો નહીં; પણ એક અસ્પૃશ્યની ઝૂંપડીમાં જડ્યો. તેથી જ ઈશ્વરને હું કહું છું કે મને અસ્પૃશ્ય બનાવ. પચાસ વરસની પરીક્ષા પછી અસ્પૃશ્ય બનવાને હું યોગ્ય ઠર્યો છું અને તેથી મને આનંદ આનંદ થઈ રહ્યો છે.

* * *

....... ઈશ્વરનાં દર્શન આંખથી નથી થતાં. ઈશ્વરને શરીર નથી એટલે તેના દર્શન શ્રદ્ધાથી જ થાય છે. આપણને જ્યારે હૃદયમા કોઈ પણ જાતના વિકારી વિચાર ન થાય કોઈ પણ પ્રકારનો ભય ન રહે અને નિત્ય પ્રસન્નતા રહે તો એ સૂચવે છે કે હૃદયમાં ભગવાન વાસ કરે છે. એ ત્યાં હંમેશાં છે જ પણ આપણે તેને જોતા નથી કેમ કે આપણામાં શ્રદ્ધા નથી અને તેથી અનેક જાતનાં સંકટો ભોગવીએ છીએ. ખરી શ્રદ્ધા આવ્યા પછી બહારથી લાગતાં સંકટો પણ એવી જેને શ્રદ્ધા છે તેને નથી લાગતાં.

* * *

....... ઈશ્વર નિરાકાર છે. માણસ તેના ભાતભાતના આકારો કલ્પે છે; એટલે રામનામને સ્વરૂપે તમારે ઈશ્વરનું દર્શન કરવું હોય તો સહુથી પ્રથમ તમારા અંતરમાં ઊંડા ઊતરી આત્મનિરીક્ષણ કરવું જોઈએ. તમારે તમારા પોતાના દોષ હજાર ગણા મોટા કરીને જોતાં અને તમારા પડોશીના દોષ માંડી વાળતાં શીખવું જોઈએ. સાચી પ્રગતિનો એ જ એક રસ્તો છે બીજો નથી...

* * *

....... તમારા કાર્યનું તાત્કાલિક પરિણામ ભલે કાંઈ જ જોવામાં ન આવે તેથી લવલેશ પણ નિરાશા ન થવી જોઈએ. શુભ હેતુથી નિઃસ્વાર્થપણે અને ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરેલી સેવા કદી નિષ્ફળ નથી જતી, એવો વિશ્વાસ રાખીને આપણે તો એક ધ્યાન થઈ લીધેલા કામને વળગી રહેવું જોઈએ. શુભ કાર્યોમાં ઘણી વેળા માણસે પોતાનું આખું જીવન અર્પી દીધેલું છે, અને પરિણામ તો એની પછીના જ જુએ છે, એવું પણ બનેલું આપણે જોઈએ છીએ.

* * *

.. .. ઈશ્વરની પ્રાર્થના ગમે તે નામે કરાય. કરવાની રીત હૃદયથી પ્રાર્થના કરવામાં છે. હૃદયની પ્રાર્થના શીખવાનો માર્ગ સેવાધર્મ છે. આ યુગમાં જે હિન્દુ અંત્યજની સેવા હૃદયથી કરે છે તે શુદ્ધ પ્રાર્થના કરે છે. હિન્દુ તેમ જ હિન્દુસ્તાનના બીજા વિધર્મી કંગાળોને અર્થે જે હૃદયપૂર્વક રેંટિયો ચલાવે છે, તે પણ સેવાધર્મ આચરે છે અને હૃદયની પ્રાર્થના કરે છે. —બાપુ

એક વાર સાંજે ઢરિવાને કાંઠે થોડા સાધકો સત્સંગ કરી રહ્યા હતા સત્સંગ એટલે સત્યની સાથે સંગ એક સાધકને અન્ય સાધક સાથેનો લાંબા સમય સુધીનો સત્યનો સંગ વિરાટના દર્શન દ્વારાજ થાય છે તેથી સાધકોએ ઢરિવાકાંઠો પસંદ કર્યો હતો કેમકે તે અનંત જીવનના પ્રવાહનું એક પ્રતિક છે પ્રથમ તો સાધકો મૌનમાં મેાા મૌનમાં સાગરના મોજાઓ કાંઠા સાથે અથડાતા અને જે ધ્વનિ થતો તે સાધકોના કાનમાં 'આમ' જેવું ગુંજન કરતો હતો તે સાંભળતા-સાંભળતા તેમનો શ્વાસ પણ 'આમ' ધ્વની કરે છે એવું તેમને લાગ્યું એવામાં એક સાધકને ગાવાની પ્રેરણા થઈ તેમણે એક ગીત ગાયું —

બંદે, અપને આપકો પહચાન॥
જગકો તું ક્યોં કામ કરે હૈ,
અપને આપ કો ભી પહચાન॥
સાચ તો હૈ તેરે ભીતર ભાઈ
જ્યું તલવાર ઔર મ્યાન॥
જીસ જ્ઞાનસે હોવે તેરી પહચાન,
ઉસમે હી તેરી શાન

ગીત પૂરું થયું પણ સાધકો હજુયે મૌનની મસ્તીમાં મગ્ન હતા અચાનક એક સાધકે પૂછ્યું પોતાને પહેચાનવો એટલે શું ?'

એક બીજા સાધકે જવાબ આપ્યો હકીકતમાં આપણે પોતે શું છીએ એ જાણવું તે '

'તે કંઈ અઘરું નથી– પહેલા સાધકે પ્રત્યુત્તરમાં કહ્યું–'કેમ કે આપણે જાણીએ છીએ કે આપણે માણસ છીએ '

પણ માણસ એટલે શું ? એક ત્રીજા સાધકે પૂછ્યું '

'માણસ એટલે માણસ એક ચોથા સાધકે જરા ચીડાઈને કહ્યું– કેમ માણસ એટલીય તમને ખબર નથી ?'

'જો ખબર હોત તો ભાઈ હું આ પ્રશ્ન જ શું કામ પૂછતો ? મારી વૃત્તિઓ અને વાસનાઓ કેટલીએ વાર પશુ જેવી હોય છે જેથી મને કોઈ વખતે એવી શંકા થાય છે કે હું માણસ છું ખરો ?'

તમે એવું સ્વનિરીક્ષણ કરી શકો છો તે પણ સારું છે ' એક પાંચમો સાધક બોલ્યો –'કારણ કે માણસોમાં કેટલાક એવા છે જેમને પશુતા અને માનવતા વચ્ચે વિવેક કરવાનું નથી સૂઝતું તેઓ તો એમ જ સ્વીકારી લે છે કે પશુતા કે પશુત્વ માણસાઈનું જ એક અંગ છે, જેનાથી કોઈ દિવસ છુટકારો થવાનો નથી તેથી જ તો તેઓ એવી વૃત્તિઓ અને વાસનાઓને પોષ્યા જ કરે છે

'અને એટલા માટે જ તો પોતાને પિછાનવાનો આદેશ માણસને આપવામાં આવે છે '

'પણ શું કોઈ કોઈ વાર –' એક સાતમા સાધકે પૂછ્યું –'પ્રત્યેકને કોઈ શુભેચ્છા વ્યક્ત કરવાનું અથવા કશું શુભ કરવાનું મન નથી થતું ?'

તે તો થાય જ છે !' કોઈક બોલી ઊઠ્યું

તો શું મન બે પ્રકારનું હોય છે ? કોઈ વખતે તે માણસને પશુત્વ તરફ ખેંચી જાય છે તો કોઈ વાર દૈવત્વ તરફ લઈ જાય છે ' પહેલા સાધકે કહ્યું

તે જ તો સમજાતું નથી મન તો આપણને અનેક દિશામાં દોરી જાય છે તે તો સાચે જ આપણને નચાવે છે મદારી વાંદરાને ડુગડુગી વગાડીને નચાવતો હોય તેમ ' જવાબમાં બીજા સાધકે કહ્યું

તેથી જ તો મનનો નાશ કરવા માટે સાધના કરવી પડે છે '

પણ મન જ નહીં રહે તો માણસ ક્યાં રહેશે ? તેનો પણ નાશ થઈ જશે કારણ કે માણસ તો મનનું પૂતળું છે '

તેથી જ તો મનની ઉપરની અવસ્થામાં તેનાથી પર જવું પડશે તે ઉચ્ચ ભૂમિકાએ રહીને મન જેટલા અને જેવા પૂતળા બનાવશે તેમને જોઈ લઈશું, અને તેનાથી નિર્લેપ રહી શકીશું '

'એટલે કે, આપણે એક સાક્ષીરૂપે જે બધું બની રહ્યું છે તેને જોઈએ '

'હા '

'પણ સાક્ષી તો તે જ થઈ શકે જે ક્ષય નથી પામતો અને તેથી સંસારની બધી નાશવંત વસ્તુઓ અને ઘટનાઓને જોઈ શકે છે '

'તેથી મારા શબ્દકોશમાં 'સાક્ષી'નો અર્થ મે એવો કર્યો છે કે સ+અક્ષયી, અર્થાત જેનો ક્ષય

નથી થતો તે.'

'તો શું આપણામાં કોઈ અક્ષય તત્ત્વ રહેલું છે?'

'હા, અને તેને શોધવું અને પિછાનવું તે જ તો પોતાની પિછાન છે.'

'અને જે અક્ષય હોય છે તે પૂર્ણ હોય છે.' કોઈએ ઉમેર્યું.

'તે તો છે જ તો. એક મહર્ષિએ કહ્યું છે કે, તે (પ્રભુ) પૂર્ણ છે આ (માણસ) પૂર્ણ છે.'

'એવું જો હોય તો આ પૂર્ણતા જે આપણામાં રહી છે તેનું ગ્નાન આપણને કેમ સહેલાઈથી નથી થતું?'

'કારણ કે, મને એ પૂર્ણતા પર એક આવરણ ગૂંથી લીધું છે.'

'તો આજના આપણા આ વાર્તાલાપનો સાર ફક્ત એટલો જ કે, મનથી મુક્તિ મેળવવાની સાધના કરતા રહીએ?'

'ત્યાર પછી સાધકો ફરી મૌનમાં બેઠા, તેઓ થોડો સમય એમ બેઠા હશે કે ત્યાં હમણાં સુધી સાધકોથી થોડે દૂર રેતીમાં રમતાં બે ચાર બાળકો આવી પહોચ્યાં અને મોટેથી કહેવા લાગ્યા: 'બાપુ, બાપુ! હવે ચાલો બહુ મોડું થઈ ગયું છે. નહિતર મોટાં બા વઢશે.'

અને સાધકો મૌનમાંથી ઊઠ્યા. બાળકો સાથે સૌ પોતપોતાના ઘર ભણી વળ્યા.

એ ઘટનાને બીજે દિવસે સાધકો રહેતા હતા તે શહેરમાંના એક લત્તામાં વહેલી સવારે એક પ્રભાતફેરી નીકળી. તેમાં ભાગ લેનારાં: 'શ્રી રમણાય નમઃ', 'શ્રી રમણાય નમઃ' મંત્રનો મધૂર સ્વરે જાપ જપતા પસાર થતાં હતા.

મંડળીમાંના એક સાધક તે શેરીમાં રહેતા હતા. તેમણે એ મંત્રધ્વનિ સાંભળી પોતાની પત્નીને પૂછયુ: 'આજે આ પ્રભાતફેરી શેની નીકળી છે?'

સ્ત્રીએ કહ્યું: 'આપણા પાડોશમાં રમણિકાબહેન છે ને, તે કહેતાં હતાં કે, આજે તેમના ગુરુદેવનો જન્મદિવસ છે. તે અંગે આ પ્રભાતફેરી નીકળી છે.'

'તેમના ગુરુદેવ વળી કોણ?'

'મહર્ષિ રમણ.'

'પણ, મેં તો તેમનું નામ આજ પહેલાં કદી સાંભળ્યું નથી.'

'તો, આજે સાંજે તેમના જન્મદિવસ નિમિત્તે શહેરમાં સભા ભરાવાની છે તેમાં જજો. ત્યાં તમને રમણિકાબહેનના ગુરુદેવ મહર્ષિ સંબંધમાં ઘણુંઘણું જાણવા મળશે.'

'તે બરાબર છે–' સાધકે કહ્યું–'આજે ઓફિસેથી પરવારી હું સીધો સભામાં જઈશ. તેથી મને ઘરે આવતાં જરા મોડું થશે.'

'વાંધો નહીં–' સ્ત્રીએ કહ્યું–'પણ મારી એક શરત છે, ત્યાં તમે જે કંઈ સાંભળો તેનો સાર તમારે મને જરૂર જ કહેવો.'

'ભલે!'

સાંજ પડી. સાધક સભામાં બેઠા છે. ત્યાં બીજા સેંકડો શ્રોતાઓ પણ બેઠા છે. કાર્યક્રમ હજી શરૂ નથી થયો, સભાપતિની રાહ જોવાય છે દરમ્યાન શ્રોતાઓના મનરંજન માટે રેકર્ડ વાગી રહી છે અને ગીતના સૂરો હવામાં રેલાઈ રહ્યા છે. પણ જ્યાં સભાપતિનું આગમન થયું કે તરત રેકર્ડ વાગતી બંધ પડી, સભાપતિ તેમના સ્થાને બેઠા. સભાનો કાર્યક્રમ શરૂ થયો. પ્રથમ એક બહેને ભાવભીના સ્વરે એક ભજન ગાવું શરૂ કર્યું —

> મૈં કૌન હું? મૈં કૌન હું?
> મૈં ક્યા જાનું, મૈં કૌન હું॥
> મૈં તો ઈક નાદાન હું,
> મૈં તો ઈક નાદાન હું॥
> મગર કોઈ હૈ મેરે દિલમેં બસતા,
> જો મૂઝે ચુપકે-ચુપકે કહતા:
> મૈં સત્-ચિત્-આનંદ હું,
> મૈં સત્-ચિત્-આનંદ હું॥

ગીત પૂરું થતાં એક ભાઈએ મહર્ષિ રમણની જીવનરેખા ટૂંકમાં કહી. પછી મહર્ષિના આશ્રમમાં રહેતા એક સાધક ભાઈએ સાધનાનો મર્મ સમજાવતાં કહ્યું:

'અમારા ગુરુદેવનો આશ્રમ અરુણાચલમ્‌ની તળેટીમાં છે. તે અમારા ગુરુદેવના આત્માનું એક પ્રતિક છે. અરુણાચલમ્ એટલે પ્રકાશનો પહાડ. અમારા ગુરુદેવ સાચે જ પ્રકાશના એક પહાડ જ છે. પણ તેઓ તો કહેતા કે પ્રત્યેક વ્યક્તિ પણ પ્રકાશનો એક પુંજ છે. પણ તેની પ્રતીતિ જે પોતાના અહંકારનું આવરણ દૂર કરી દે છે તેને જ થાય છે. આપણે રાતદિવસ કેટલા અહંકારમાં ઓતપ્રોત રહીએ છીએ! આપણે તે સારી પેઠે જાણીએ પણ છીએ. અંધકારમાં ઓતપ્રોત રહેવાથી જ તો આપણું જીવન અંધકારમય બની ગયું છે. એ અંધકારમાંથી, આપણી અંદર જે પરમ પ્રકાશ છે તે તરફ

જવાનો, તેને જોવાનો માર્ગ કાઢવો જ પડશે

'તે કેવી રીતે? આત્મ વિચાર દ્વારા આત્મ વિચાર એટલે જે વિચાર આપણને આત્માનો પરિચય કરાવે તે

'એવો પરિચય સાધવા અમારા ગુરુદેવે એક બીજ મંત્ર શીખવ્યો છે તે છે એક પ્રશ્નના રૂપમા—'હું કોણ છું?' એ પ્રશ્ન પ્રત્યેક સાધકે સાધનાના મૌનમા અમુક સમય સુધી પૂછવો જ જોઈએ તે ઉપરાંત પણ દિવસ દરમિયાનની જુદી જુદી પ્રવૃત્તિઓમા પણ જ્યારે આપણે રોકાયેલા હોઈએ પ્રવૃત્ત હોઈએ ત્યારે પણ વચ્ચે વચ્ચે એ પ્રશ્ન તેમણે પોતાને પૂછવો જ જોઈએ દૃષ્ટાંત રૂપે આપણે જ્યારે લખતા હોઈએ કોઈની વાત સાભળતા હોઈએ ત્યારે તેમાની કોઈ બાબત વાત બહુ જ ગમી જાય ત્યારે તરત જ તમે પોતાને મનમા કોઈ ન જાણે એમ પૂછો 'આ વાત-બાબત કોને ગમી? હું કોણ છું?' પછી પોતાનુ કામ કે વાત ચાલુ કરી દો મનને જવાબ આપવાનુ જરા પણ દબાણ ન કરો એવી રીતે બીજા સંજોગોમા પણ એ પ્રશ્ન પોતાને પૂછવાની ટેવ પાડો.

'એવો અભ્યાસ કરતા કરતા તમને અંદરથી અમુક સમય પછી લાગવા માડશે કે હું કેવળ શરીર નથી મારે કેવળ ભાવના જ નથી મારે કેવળ મન જ નથી મારે કેવળ બુદ્ધિ જ નથી મારે કેવળ હૃદય જ નથી—તો હું કોણ છું? કોઈ કોઈ વાર તમને તેનુ જ્ઞાન-ભાન થશે તમારું વ્યક્તિત્વ જેને તમે 'હું' કહીને ઓળખો છો ત એક કા ( જેવુ છે અર્થાત્ તેના એક પડ પછી બીજુ પડ, બીજા નીચે ત્રીજુ પડ છે—એવા અનેક પડ કે પડદાઓ છે તેથી એ એવો હુ હોવો જોઈએ જેમા આ અનેક 'હું' સમાઈ જાય છે અને તે છતા તે તે બધાથી પર, નિર્લિપ્ત પણ છે એવી રીતે એક સર્વવ્યાપી 'હું' ની તમને નિત્ય ઝાખી થશે.

'પછી અનુભવ પરથી તમને પ્રતીત થશે કે જેમ આ ઝાખી મને થાય છે તેમ જ મને એક અદ્ભુત આનંદનો પણ અનુભવ થાય છે એવી રીતે તમે મૂળે સત્ ચિત્ આનંદ છો એવો વિશ્વાસ તમને થશે એ વિશ્વાસની હૃદય મન ભાવના અને શરીર પર પણ છાપ પડે છે તેથી તેઓ પણ પોતપોતાના વ્યક્તિત્વને અંકુશમા રાખે છે

'પણ, આ બધુ અનુભવવા માટે મૌનમા બેસવુ એ અગત્યનુ ને આવશ્યક પણ છે પહેલા પહેલા જાત જાતના વિચારો આવશે, પણ તેને આવવા દો અલમસ્ત એ બાબતમા એક વાતનો ખ્યાલ અવશ્ય રાખજો કે, એમા કોઈ વિચારને વળગી ન રહેવુ સામાન્યપણે કોઈ સારા વિચારને કે કોઈ સારી સ્મૃતિને માણસ વળગવા ઇચ્છે છે, અને જે વિચાર કે સ્મૃતિથી દુઃખ થતુ હોય તેને દૂર ફેકી દેવા ઇચ્છે છે પણ મનનો સ્વભાવ તેને ચોટી રહેવાનો છે એક દૃષ્ટિએ મન ચચળ છે અને બીજી દૃષ્ટિએ ચોટી રહેવા ઇચ્છે છે તેથી જે વિચારો ઉદ્ભવે તેની તરફ ફક્ત જોવુ જ, એમ કરતા કરતા દર બે વિચારો વચ્ચે એક ફાટ દેખાશે તે ફાટ પર પોતાના ધ્યાનને કેન્દ્રિત કરવુ તે ફાટ અથવા અવકાશમા કોઈ વિચાર તો હોતો જ નથી, તેથી તેના પર ધ્યાન કેન્દ્રિત કરવાથી માણસના મનની અંદર એક જાતનુ ખોખરાપણુ કે ખાલીપણુ આવી જાય છે તેમા આત્મા સંપૂર્ણપણે આવીને વાસ કરે છે પછી આત્માનો જે સ્વભાવ છે તેની ખબર પડે છે અને પોતાના અસ્તિત્વને સતત અનુભવવુ તેમા ચેતવતા રહેવુ, અને એવી ચેતનામા આનંદમા રહેવાનો અને તેથી એવી રીતે આત્મ વિચાર કરતા કરતા, પ્રભુની કૃપાથી, ગુરુની કૃપાથી સાધકને તે હકીકતમા કોણ છે તેની પ્રતીતિ જન્મે છે, 'હું કોણ છું' આ પ્રશ્નનો જવાબ તેને મળી જાય છે— હું સત્ ચિત્ આનંદ છું' ત્યારે તેનામા અરુણાચલમનુ એક પ્રકાશ કિરણ પ્રવેશી જાય છે અને બધુ પ્રકાશમય કરી દે છે

આશ્રમવાસીએ પોતાનુ ભાષણ સમાપ્ત કર્યું પછી તેમણે એક ધૂન શરૂ કરી અને સભામાના ઘણાએ તે ઝીલી—

જય શ્રી રમણાય!
જય શ્રી રમણાય!
જય અરુણાચલમ્!
જય શ્રી રમણમ્!
જય શ્રી રમણમ્!
જય સત્ ચિદ્ આનંદમ્!
જય શ્રી રમણાય!
જય ગુરુદેવ રમણાય!

ધૂન પૂરી થતા જ બધા ઊઠ્યા અને મહર્ષિની છબિ સામે શ્રદ્ધાપૂર્વક નમસ્કાર કરીને તેમની સામે જોઈને ગુરુદેવ સાક્ષાત સામે હોય તેમ હૉલમાથી બહાર નીકળ્યા

આપણો સાધક મિત્ર એક જાતની મુગ્ધાવસ્થામા ઘરે પહોચ્યો જમવાનુ તૈયાર હતુ તેથી હાથ મો ધોઈને તે રસોડામા જમવાના પાટલા પર બેઠા તેમની પત્નીએ પ્રેમથી ખાવાનુ પીરસ્યુ તે ધીરે ધીરે ખાવા લાગ્યા

તેમનું મન ક્યાંય બીજે હતું, એમ તેમની પત્નીને લાગ્યું, કેમકે, તેઓ સામાન્યપણે ખાતી વખતે વાતચીત કરતા પણ આજે તો મૂગા મૂગા ખાતા હતા. તેથી તેણે પૂછ્યું: 'આજે કેમ સાવ મૂગા થઈ ગયા છો?'

'એમ જ, ખાસ કંઈ નથી.'

'સાવ એવું તે હોય? તમારે મને ન કહેવું હોય તો ન કહો, પણ હા, આજે સભામાં શું સાંભળી આવ્યા તે મને કહેશો કે નહીં?'

'જરૂર. જો કે, ખાસ કંઈ કહેવાનું નથી. મહર્ષિની ધ્યાન-પદ્ધતિ વિશે તેમના એક આશ્રમવાસીએ સારો પ્રકાશ નાખ્યો.'

'તે પદ્ધતિ કેવી છે? સહેલી હોય તો હું પણ જરા તેનો અભ્યાસ કરું.'

'તે લાગે છે સહેલી, પણ જ્યાં સુધી હું તેનું ફળ ન જોઉં ત્યાં સુધી કેમ કહી શકું કે, તેના અભ્યાસથી એટલું બધું થાય છે, જે આશ્રમવાસીએ કહ્યું છે.'

'શું થાય છે?'

'પ્રત્યેક સાધકને પ્રતીતિ થાય છે કે, તે સત્ ચિત્-આનંદ છે.

'એટલે?'

'તે આત્મા છે. ઉપર ઉપરથી જે દેખાય છે—શરીર, મન, બુદ્ધિ, હૃદય, ભાવના—તેનાથી તે પર છે.'

'પણ મહર્ષિની ધ્યાન પદ્ધતિ કેવી છે, તેની તો તમે વાત જ નથી કરતા!'

'તે પદ્ધતિ એવી છે કે, વારંવાર પોતાને પૂછવાનું: "હું કોણ છું?" જવાબ માટે ઉતાવળ ન કરવી, અને કોઈ જાતની ઇન્તેજારી પણ નહીં. એક દિવસ, પુણ્ય-બળે સત્યની ઝાંખી થશે.'

'તે સત્ય કેવું!'

'માણસનો આત્મા પ્રભુના મહાન આત્માનો અંશ છે.'

'પ્રભુનો આત્મા ક્યાં છે?'

'તે સત્-ચિત્ આનંદ છે.'

'તો, શું જીવનમાં દુઃખ, શોક, મૃત્યુ જેવું કાંઈ નથી?'

'આત્મા માટે તેની કોઈ હસ્તી નથી.'

'તો પછી આપણને પીડા કેમ થાય છે? તેનું કારણ શું?'

'આપણે આત્મામાં નથી વસતા તે; શરીર, મન વિગેરેમાં ડૂબેલા રહીએ છીએ તે.'

'તો તે બધાંમાંથી મુક્તિ મેળવવા માટે આ ધ્યાન પદ્ધતિ મહર્ષિએ સૂચવી છે?'

'હા.'

'તો આવતી કાલથી આપણે તેનો પ્રયાસ-પ્રયોગ શરૂ કરી દઈએ તો કેવું?'

'બહુ સારું! મને તો તે ખૂબ જ ગમશે.'

સાધકે ભોજન પૂરું કર્યું બહાર જઈ ખુરશીમાં બેઠા અને આકાશ તરફ જોવા લાગ્યા. સત્ની શાંતિમાં તે મગ્ન થઈ ગયા મૌનના જગતમાં તારાઓનું સંગીત સાભળતા હતા—

> વહ હૈ, વહ હૈ, વહ હૈ ॥
> વહ સત્ હૈ,
> વહ ચિત્ હૈ,
> વહ આનંદ હૈ.
> વહ સત્-ચિત્-આનંદ હૈ.
> વહ હૈ વહ હૈ, વહ હૈ ॥

☆

## સંસ્કૃતિની રક્ષા

સર તેજબહાદુર સપ્રુને કોઈએ દુઃખિત મને સવાલ પૂછ્યો, 'સર સાહેબ, અમે સાંભળ્યું છે કે તમે તમારી દીકરીને પર્શિયન ભાષા શિખડાવી રહ્યા છો, તમને ડર નથી લાગતો કે કુટુંબની સંસ્કૃતિ આથી ભ્રષ્ટ થઈ જશે!"

સર તેજ બહાદુરે જરા પણ ક્ષોભ અનુભવ્યા વગર જવાબ આપ્યો. "મારી વાત તો પછી વિચારશું, પણ મેં સાંભળ્યું છે કે તમે તમારી દીકરીને ફ્રેન્ચ શિખડાવી રહ્યા છો. શું તમારા કુટુંબની સંસ્કૃતિ ભ્રષ્ટ નહીં થાય! પર્શિયન ભાષા થોડી ઘણી તો સંસ્કૃતની બહેન છે. શું ફ્રેંચ સાહિત્ય ભારતીય સંસ્કૃતિનું પોષક છે અને પર્શિયન સાહિત્ય પ્રતિકૂળ છે!"

સંવાદ આગળ ન વધી શક્યો.

## સત્યનો અનન્ય ઉપાસક, એકાકી જ થઈ શકે છે — કાકા કાલેલકર

ગાંધીજીના મુખે જ સાંભળેલો એક કિસ્સો હાલ યાદ આવ્યો જેવો યાદ રહ્યો છે તેવો જ મારા શબ્દોમા આપુ છુ.

દક્ષિણ આફ્રિકાની વાત છે એક દિવસ એક ગોરા સજ્જન ગાંધીજીને મળવા આવ્યા અને કહેવા લાગ્યા —

"મિસ્ટર ગાંધી, હુ આપનો એક પ્રશંસક છુ કોઈ પણ દિવસ આપની પાસે આવીને આપની સ્તુતિ મે કરી નથી પણ આજ સુધી આપને માટે મારા મનમા અસીમ ભક્તિ હતી તે હવે નથી રહી એ જ કહેવા આવ્યો છુ"

"ગાંધીજી ખૂબ ધ્યાનથી સાંભળવા લાગ્યા તે સજ્જને પોતાના મનની વાત સ્પષ્ટ કરી —

"મિસ્ટર ગાંધી, હુ આપને એક અધ્યાત્મ પુરુષ માનતો આવ્યો છુ મારો અભિપ્રાય છે કે જેના જીવનમા શુદ્ધ અધ્યાત્મ છે લોક તેનો સ્વીકાર લાગ્યે જ કરે છે ગેરસમજ (ભ્રમ) તો એને માટે હોવી જ જોઈએ અને તે એકલો અટૂલો પોતાના માર્ગનુ આક્રમણ કરશે આજ સુધી આપની એવી જ સ્થિતિ હતી પણ હવે જોઉં છુ કે લોક આપની કદર કરવા લાગ્યા છે સમાજ આપની વાત માનવા લાગ્યો છે આપને અનુયાયી પણ મળવા લાગ્યા છે

"તેથી હુ અનુમાન કરુ છુ કે આપની પાસે હવે શુદ્ધ સત્ય નથી રહ્યું તેમા વ્યવહારની કેટલીક વાતો આવી ગઈ આપની સત્યનિષ્ઠામા પણ સફળતા મળવાની વૃત્તિનુ મિશ્રન થયુ હશે દીન અને દુનિયાનુ મત મિશ્રન નથી થતુ મનુષ્યની વાત માનવાને સમાજ તૈયાર પણ નથી થઈ શકતો ગમે તે હો, આપને સફળતા ભલે મળે, પણ મારી આદર ભક્તિ હવે ઓછી થઈ ગઈ છે આ વાત આપને કહ્યા વગર મારાથી ન રહેવાયુ"

જીવનનુ અને તેના રહસ્યનુ ચિંતન કરવાવાળા લોક કેવુ કેવુ વિચારે છે એનો એક નમૂનો બતાવવાની દૃષ્ટિથી ગાંધીજીએ ઉપરનો કિસ્સો સંભળાવ્યો હતો એ સજ્જનનુ નામ પણ ગાંધીજીએ આપ્યુ હતુ પણ તે હુ ભૂલી ગયો છુ

અધ્યાત્મના ક્ષેત્રમા પણ મનુષ્યની વિચારશક્તિ યાન્ત્રિક ઢંગની બની શકે છે, એટલો બોધ કાઢીને મે આ કિસ્સો મારા મનમા રહેવા દીધો હતો. આજે જ્યારે એને યાદ કરું છુ ત્યારે નજરની સામે તે ચિત્ર ખડુ થાય છે, જ્યારે જેની સેવા ગાંધીજીએ એકનિષ્ઠાથી અને અખંડ કરી તે તેમની વાત માનવા તૈયાર ન હતા આખી જિંદગી ગાંધીજીના મુખેથી અહિંસાનો બોધપાઠ સાંભળીને પણ હિંદુ મુસલમાન બંને દેશના ભાગલા પાડવા તૈયાર થઈ ગયા અને ભાગલા પડ્યા પછી પરસ્પર હત્યાનુ અર્થવિહીન ઘોર કર્મ કરી શક્યા અને છેલ્લા દિવસોમા ગાંધીજી એટલા એકાકી થઈ ગયા કે તેમના જીવનભરના સાથીઓ પણ તેમની વાતો માનવાને તૈયાર ન હોતા ગાંધીજીના આવા અંતિમ દિવસો જોયા પછી દક્ષિણ આફ્રિકાનો તે ગોરો ઈસાઈ જરૂર આ ધ્યાન પર પહોંચ્યો હશે કે ગાંધીજી ક્રુસ પર ચઢવાવાળા ઈશુનો જ આધુનિક અવતાર છે

[મંગલ પ્રભાત

*

મહાત્માપણાનો દાવો મે કદી કર્યો નથી તમારા સૌના જેવો જ હુ એક સામાન્ય માણસ છુ અને વધારામા તમારા કરતા ઘણો નબળો છુ મારી તરફેણમાં ગણાવી શકાય એવો તમારી વચ્ચે ને મારી વચ્ચેનો એક ફરક છે સંભવ છે કે ઈશ્વર વિશેની મારી શ્રદ્ધા તમારી શ્રદ્ધાના કરતા વધારે દૃઢ હોય

—ગાંધીજી

જેમ કોઈ શ્રદ્ધાળુ યાત્રી હરદ્વારમાં કુંભમેળા સમયે ગંગા સ્નાનાર્થે કે નાસીકમાં સિંહસ્થના મેળા સમયે ગોદાવરી તીર્થ કરવા ભાવનાથી જાય છે. એવી ભાવનાથી પ્રેરાઈ ગાંધી મેળામાં બોરીઆવરમાં તાપી તીર્થે આવ્યો છું. જેમ તીર્થ જાત્રાએ નીકળેલા યાત્રી પોતાના પાપ ધોવા ને પુણ્ય કમાવા ઝંખતો હોય છે તેમ અહીં હું એક જમાનામાં ગાંધીજીનો વરસો સુધી અંતેવાસી રહેવા છતાં સત્ય કે અહિંસાનું જે પાથેય જીવનમાં સંતોષ થાય તે રીતે પચાવી શક્યો નથી તે આપ જેવા શ્રમજીવી સાધકોના સાન્નિધ્યમાં રહી પ્રાપ્ત કરવા મારી મથામણ છે.

બાપુ પાસે રહીને ઘણું શીખ્યો છું. પણ તે શીખ જીવનમાં ઉતારતાં અણીને ટાંકણે સરી પડું છું. આવી અજાગૃતિ જીવનમા દિનપ્રતિદિન ઓસરતી જાય તે માટે આજે પૂ. બાપુજીના શ્રાદ્ધદિને મારા જીવનના પ્રસંગો તાજા કરી તમારા સમક્ષ વર્ણવી સહચિંતન કરવું ઉચિત સમજું છું.

૧૯૨૦માં અસહકારના આંદોલન સમયે મુંબઈ યુનિવર્સિટીના સમાજશાસ્ત્રનાં વિદ્યાર્થી તરીકે સંશોધન અર્થે શિષ્યવૃત્તિ મળતી હતી તે છોડી હું ગાંધીજીને મળ્યો. બાપુએ મને સદ્‌ભાગ્યે અપનાવ્યો ને સાબરમતી આશ્રમમાં રાષ્ટ્રીય શાળાના નાનકડા શિક્ષકથી જીવનની શરૂઆત કરી. ૧૯૩૦માં દાંડી કૂચ સત્યાગ્રહ આશ્રમમાંથી ગાંધીજીએ શરૂ કરી ત્યારે હું આશ્રમમાં વ્યવસ્થાપક પદે પહોંચી ગયો હતો.

આ દાયકામાં મારું જીવનનું ઘડતર થયું. એ સમયના નાના મોટા બાપુ સાથેના બધા પ્રસંગો અત્યારે ન વર્ણવતાં જે પ્રસંગોની છાપ મારા જીવનમાંથી આજે પણ ભૂંસાઈ નથી અને જે પ્રસંગોથી આશ્રમ મતોનું મહત્વ હું સમજ્યો છું તે તાજા કરવાં યોગ્ય લાગે છે.

હું છેલ્લા પચીસ વરસથી સૌરાષ્ટ્રમાં હરિજન સેવક તરીકે કામ કરું છું તેનો પહેલો પાઠ મને પહેલે જ દિવસે ગાંધીજીએ આશ્રમમાં આડકતરી રીતે આ રીતે સમજાવ્યો.

સાબરમતી આશ્રમમાં સંયુક્ત રસોડામાં પ્રોફેસર ભણસાળી રશિયાના પ્રવાસેથી નવાજ આવેલા, શ્રી બદરુલ–યંગ ઈંડીયાના મદદનીશ તંત્રી, દારુ ને અફીણથી હિંદ કેવું બરબાદ થઈ રહ્યું છે, તેના સમર્થ વિવેચક–અને હું હૃદયકુંજની પડથાર પર સાંજે જમતાં જમતાં અંગ્રેજીમાં દેશ પરદેશની મલકની ચોવટ કરતાં ઠઠ્ઠા મશ્કરી કરતા હતા. અમારા સામે ઉત્તર ગૂજરાતના ગામડામાંથી બે વણકરો બેઠા હતા. અમે પાટલા પર બેઠા હતા. આ વણકરો જમીન પર નીચે બેસી જમતા હતા ત્યાં ગાંધીજી હાથ મેં ઘોઈ અમારા આગળથી પસાર થતાં મને કહે, "કેમ છગનલાલ ખીચડી ભાવે છે કે?" મેં હા જી કહી ડોકું ધુણાવ્યું. ત્યારે તો બાપુ મોઢું મલકાવતાં મલકાવતાં અંદરના ઓરડામાં ચાલ્યા ગયા.

પણ બીજે દિવસે સવારે ૪ વાગ્યાની પ્રાર્થના પૂરી થઈ ને બાપુ પ્રવચન શરૂ કરતી વખતે પહેલાં જ પૂછ્યું કે, 'છગનલાલ જોષી અહીં છે કે?' મેં હાજરી પૂરાવી. ને બાપુનો વાક્‌પ્રવાહ શરૂ થયો.

'સમૂહ ભોજનમાં ભાગ લેનાર દરેક વ્યક્તિએ કાં તો ભોજન સમયે બધાની સગવડ ને શાંતિ માટે મૌન જાળવવું જોઈએ અને વાતો કરવાની હોય તો વાતો એવી કરવી જોઈએ કે જેમાં વધારે જમનારા રસપૂર્વક ભાગ લઈ બળી શકે. ગઈ કાલે, તમે બધા ભણેલાઓ અંગ્રેજીમાં અલક મલકની વાતો કરતા ટો ને તમારી સામે બેઠેલા હરિજનો કોઈ ગમાર છે એમ જાણી તેની સામુંયે ન જુઓ. તમે પાટલે બેસો ને હરિજન વણકરો નીચે બેસે આ ભેદભાવ આપણા આશ્રમ જીવનને બંધ બેસતો નથી.'

આવી મતલબનું ગાંધીજીનું પ્રવચન ૨૯ વરસ પહેલાં મેં સાંભળ્યું છે. પણ તે મીઠો ઠપકો જીવનમાં ત્યારથી સોંસરવો ઊતરી ગયો છે.

અને હરિજન સામે કેવી રીતે ભણેલાઓએ વર્તવું જોઈએ તે સમજી શક્યો છું.

આશ્રમમાં અસ્પૃશ્યતા નિવારણનો અહિંસાનો જે પહેલો પાઠ શીખ્યો તે પરથી ગાંધીજીએ સૌરાષ્ટ્રની યાત્રા કરી ત્યારે હરિજન સેવક તરીકે કામ કરવાનું બળ મેળવી શક્યો.

પણ આમ છૂટા છૂટા પ્રસગો ટાંકવાને બદલે એકાદશ વ્રતના ઉદાહરણ બાપુના જીવનમાં મેં જોયા તે નોંધવાથી યોગ્ય ક્રમ જળવાઈ શકશે.

અહિંસા —અહિંસાનુ જ્યા સામ્રાજ્ય જામે ત્યા વેર ત્યાગ સ્વાભાવિક થઈ જાય છે એના બ્રહ્મસૂત્રો પર ગાંધીજી પ્રવચનો આશ્રમમા કરતા નહિ પણ મે બાપુજીને આશ્રમની ગૌશાળામા મરણ પથારી પડેલ વાછડાની કલાકોના કલાક સુધી ભાન પૂર્વક સેવા કરતા જોયા છે આશ્રમની સાથ પ્રાર્થના વખતે બાપુજી પલાંઠી પર સર્પ ચડેલો હતો તે જરા પણ ગભરાયા વિના ખંખેરી નાખતા આશ્રમવાસીઓએ જોયેલ છે આશ્રમ માથી નાની મોટી ચોરી કરનાર છોકરાઓને પકડીને બાપુ પાસે રજૂ કરવામા આવતા તેમને સમજાવીને જમાડતા મે નજરો નજર જોયા છે રક્તપિત્તથી પીડાતા પરચુરે શાસ્ત્રીના ઘા ધોતા તો મારા જેવા ઘણાએ જોયા છે આશ્રમમા મારી દીકરીને સખ્ત માતા નીકળ્યા હતા ત્યારે બાપુને છોકરાઓની શારીરિક શુશ્રૂષા કરતા આશ્રમ વાસીઓએ નીહાળેલ છે બાપુનો પ્રેમ નાના છોકરાથી માંડી કોઈ અજાણ્યા આગંતુક મહેમાન પર એક જ પ્રકારનો વરસતો આશ્રમવાસી રોજ એ જોતા વરનડા જેવમા કોઈને વીંછી કરડેલ તેનુ ઝેર બાપુએ અંગૂઠો ચુસીને ઉતારેલ એ તો હવે સૌ કોઈ જાણે છે આશ્રમમા ગિરિરાજ પત્નીના મૃત્યુ બાદ પોતાના ૩ થી ૫ વરસના પુત્ર પુત્રીને લઈને આવેલ આ બાળકોને પોતાના ગીકરાઓની પેઠે આશ્રમની બેનો ઉછેરતી થઈ ગઈ હતી

નેપાળમા એક વીર ગુરખા દલબહાદુરગિરિએ બહેનોની રક્ષા માટે મૃત્યુને અપનાવ્યુ તેનુ કુટુંબ સાબર મતી આશ્રમમા બધાની સાથે એક કુટુંબીજન તરીકે ભળી ગયુ હતુ આવા પ્રસંગો રોજીદા જીવનમા બનતા હોવાથી ૧૯૩૦ મા આશ્રમની બહેનો પોતાના બાળકોને આશ્રમમા રાખી દારુ નિષેધની ચળવળમા પૂ. બાની સરદારી તળે આગળ નીકળીને જેલવાસને મંદિરની જાત્રા સમાન ગણી શકી હતી

સત્ય —આશ્રમ રાષ્ટ્રીય શાળામા રાષ્ટ્રીય સપ્તાહ દરમિયાન વિદ્યાર્થીઓ ને શિક્ષકો ચળી અખંડ રેંટિયો ચલાવતા હતા સામાન્ય રીતે આ દિવસોમા બધા ભાઈ બહેનો ઓછામા ઓછા આઠ કલાક તો કાંતણ યજ્ઞ કરતા હતા આવા તારની નોંધણીમા કેટલાક વિદ્યાર્થીઓએ ઈરાદાપૂર્વક સરસાઈ દાખવવા માટે ખોટા વધારે તાર લખાવ્યા છે એની બાપુને ખાતરી થતા બાપુ અત્યંત દુઃખી થયા હતા અને આશ્રમના વિદ્યાર્થીઓના અસત્ય માટે ચોવડી તરીકે પોતે જવાબદાર છે એમ જાહેર કરી સાત અપવાસ કર્યા હતા આ શુદ્ધિ સપ્તાહ દરમિયાન આશ્રમ ને શાળામા ઘણીએ ત્રુટિઓ પ્રસિદ્ધ થઈ અને વાતા વરણમા નવો પ્રાણ ધબકતો લાગ્યો હતો

ગાંધીજી રોજ ૧૬૦ તાર તે દિવસોમા કાંતતા હતા મોટા રેંટિયા પર બાપુ રોજ બપોરે જમીને ને રાત્રે સૂતા પહેલા કાંતતા હતા ૧૬૦ તાર ગણતા ને બે ચાર તાર ઓછા હોય તો ફરી મગન રેંટિયા પર ચડાવી પાટલી પર બેસી યજ્ઞ પૂરો કરતા હતા એ મે સાક્ષાત અનુભવ્યુ છે

આશ્રમવાસી નાનો હોય કે મોટો પછી આશ્રમના વ્યવસ્થાપક હોય કે પૂ. બા હોય તેમની નાનકડી જેટલી ભૂલ થઈ ગઈ હોય હિસાબમા રૂપિયા બે રૂપિયાની અનિયમિતતા થઈ હોય તો બાપુ છુપાવતા નહિ એટલુ જ નહિ પણ સત્યમેવજયતે એ સત્યનો જ જય થાય છે એમ સમજી જાહેર છાપામા પોતાની ભૂલોનો એકરાર કરતા હતા

એથી અમે આશ્રમવાસીઓ ઘણી વાર કહેતા હતા કે સૂર્ય પાસે રહેવા જતા માણસ બળીને ભસ્મ થઈ જાય છે દૂરથી તેની ઉષ્માથી માણસ જીવંત રહી શકે છે' તેમ બાપુના સાન્નિધ્યમા રહેનારે તો અસિધારા પર ટકવુ પડે તેમ સતત જાગૃત રહેવુ પડતુ હતુ

૧૯૨૧ મા હુ કોંગ્રેસની વિષયવિચારીણી સમિતિમા પાસ મેળવવાથી હાજર રહી શક્યો હતો પણ ખેડા જિલ્લા સમિતિના પ્રમુખે વિષયવિચારીણી સમિતિમા ભાગ લેવા ખોટા પાસનો ઉપયોગ કર્યો તેની જાહેરાત નવજીવનમા કરી કોંગ્રેસીઓને બાપુએ જાગ્રત કર્યા હતા

— અસ્તેય —બાપુને જે કોઈ માનપત્રો દ્વારા કારકેટો ભેટ દક્ષિણ આફ્રિકામા મળ્યા હતા તે તો ત્યા જ હરરાજ કરી સાર્વજનિક કાર્યોમા એ રકમનો ઉપયોગ થયો હતો એ તો જગ જાહેર છે પણ આશ્રમમા અસ્તેય વ્રત પાળ વાનુ છે તે તો એક વખત વહેલી સવારે બાપુ સાથે હુ આશ્રમનો વ્યવસ્થાપક હતો ત્યારે ફરતા ફરતા મને કહેવા લાગ્યા કે આશ્રમના ચોપડામા આજે નોંધ કરી લેજો કે મારા મરણ પછી મારી અંગત માલિકીની એકે એક વસ્તુ આશ્રમમા જવી જોઈએ પણ વસ્તુત બાપુ પાસે ઘડિયાળ, ફાઉન્ટન પેન કે બે ચાર પચિયા સિવાય કોઈ ચીજો જ નહોતી

બાપુને જે પુસ્તકો ભેટ તરીકે મળતા તે કાળજી પૂર્વક આશ્રમની લાયબ્રેરીમા જમા થઈ જતા

ગાંધીજી પાસે લાલ પેન્સિલ યરવડા જેલમાં વપરાતાં વપરાતાં ત્રણેક ઇંચ જેટલી ટચુકડી રહી હતી તે ગાંધીજીએ 'પર્ણકુટી' માં રહેવા ગયા બાદ, યરવડા જેલમાં મારી પાસેથી શોધાવી મેળવી હતી.

પગ ધોવા માટે નાનો પથરો ખોવાઈ ગયો હતો તે ગાંધીજીએ મનુ પાસે નોઆખલીમાં ગોતાવી મેળવ્યો હતો. ચાર આંગળનો રૂમાલ આડોઅવળો થઈ જાય તો તે શોધી કાઢવા માટે પ્યારેલાલ પર ધૂંઆપૂંઆ થતાં મેં જોયા છે.

જમનાલાલજીની માતુશ્રી હાથે કાંતીને ખાદીની ચાદર વાપરતા હતા તે ગાંધીજીને ભેટ મળેલ તે ચાદર વરસો સુધી કાળજીપૂર્વક વાપરતા હતા.

લાખો રૂપિયાનો વહીવટ કરનાર ગાંધીજી પાઈ પાઈ નો હિસાબ રાખતા અને પોતે દરિદ્રનારાયણના સેવક છે એ સાથે રહેનારા રોજ અનુભવતા.

**બ્રહ્મચર્ય :**— આશ્રમમાં ગાંધીજીએ પોતાના પુત્ર રામદાસ, પૌત્રી રામી બહેન, ઈમામ સાહેબની પુત્રી ફાતીમા, અમીનાબહેનના લગ્નવિધિ સાદાઈથી ઉકેલ્યા હતા. પણ આશ્રમવાસીઓની સાધના બ્રહ્મચારી બનવાની હતી.

આશ્રમમાં આશ્રમની શાળામા મોટાં છોકરા છોકરીઓના જાતીય સબંધ શુદ્ધ નથી રહી શક્યા એમ ગાંધીજીને ખાતરી થતાં ૭ અપવાસ કર્યા હતા.

ગાંધીજી બ્રહ્મચર્ય પાલન વિષે વ્યાખ્યાન કે ઉપદેશ આશ્રમમાં ભાગ્યે જ આપતા પણ આશ્રમની રહેણી કરણી આખા દિવસની એવી કટ્ટર નિયમોથી બાંધી દીધી હતી કે સામાન્ય રીતે માણસ જાગૃત રહી શકતા હતા.

આશ્રમમાં કાકાસાહેબ કાલેલકર, મગનલાલભાઈ ગાંધી, કિશોરલાલભાઈ મશરૂવાલા સપત્ની રહેતાં હોવાં છતાં તેમનું દાંપત્ય જીવન બ્રહ્મચારીને ઘડારૂપ બને તેવું હતું. વિનોબાજી, બાળકોબાજી, છોટેલાલજી, સુરેન્દ્રજી જેવા નૈષ્ઠિક બ્રહ્મચારીઓ આશ્રમ વ્રતના રખેવાળ બની ગયા હતા.

આશ્રમમાં કે શાળામાં રહેનાર છોકરા છોકરી ભાઈ બહેન જ ગણાય. ગુરુકુળમાં રહેનાર એક બીજા સાથે પરણી ન શકે એવી પરંપરા બંધાઈ ગઈ હતી.

આ જમાનામાં વિદ્યાપીઠમાં એક અધ્યાપક પોતાના વર્ગમાં ભણતી એક બાળા સાથે લગ્નગ્રંથીથી જોડાવા તૈયાર થઈ ગયા છે એ ગાંધીજીએ કુળપતિ તરીકે સાંભળ્યું ત્યારે તેઓ વચમાં પડી આ વ્યવહાર અનીતિમુલક ગણાય એમ જાહેર કર્યું હતું. અધ્યાપકને ગુજરાત વિદ્યાપીઠ છોડવી પડી હતી.

આવા બનાવો વચ્ચે રહેવાથી આશ્રમીઓ વ્રતપાલનમાં સહેજે કડક રહી શકતા હતા.

**અસંગ્રહ :**—૧૯૨૯ માં ગાંધીજી એક વરસ લગાતાર આશ્રમમાં રહ્યા હતા ત્યારે આશ્રમવાસીઓ વિષે એક નિયમ કરવામાં આવ્યો હતો કે જો ત્રણ ભૂલ આશ્રમવાસીના હાથે થાય તો પોતાની મેળે આશ્રમમંથી, ઉદ્યોગમંદિરમાંથી રજા લઈ મુક્તિ મેળવે.

સમૂહ પ્રાર્થના, સમૂહ ભોજન, સમૂહ કંતાઈ યજ્ઞના કામમાં લશ્કરી તાલીમ પામી મિનિટે મિનિટ સમયસર કાર્યક્રમમાં હાજર રહેવાનું હતું.

આ તો બાહ્ય નિયમો થયા. જે આશ્રમવાસી પાસે અંગત પૈસા હોય તે પૈસા આશ્રમમાં જમા કરવાના હતા. આ નિયમને આધારે છગનલાલભાઈ ગાંધી પાસે દક્ષિણ આફ્રિકાની કમાઈ હતી તે આશ્રમમાં જમા થઈ. નરહરિભાઈ પાસે વીમા પોલીસી હતી તે પેઈડ અપ કરી તેના નાણાં તથા મણિબહેન ને દુર્ગાબહેનના દાગીના આશ્રમની તિજોરીમાં જમા થયા.

તે વખતે આશ્રમવાસીઓને સંયુક્ત રસોડે જમવાનું હતું ને વ્યક્તિ દીઠ ૧૨ રૂ. ખર્ચ આવતું હતું. બાળકોને દૂધ ફળ મળતા હતા.

આજે વધુ કોણ કમાય છે તેની પ્રતિષ્ઠા સમાજમાં થાય છે. ગાંધીજી પાસે કોણ વધારે સમાજના હિતાર્થે ત્યાગ કરે છે તેની કિંમત અંકાવા લાગી હતી.

એટલે જ મીરાંબહેનની રહેવાની ઓરડી નાની, પરંપખરી ઓઢી પણ બાહ્ય સફાઈ અપરંપાર એ જીવનનો આદર્શ ગણાતો હતો. [ચાલુ]

હું નીતિ અને વ્યવહાર વચ્ચે ભેદ કરી શકું નહીં. નીતિની નજરે જે યોગ્ય લાગે તે જ સાચું અને તે પ્રમાણે વર્તવા શક્તિ ન હોય અને કરવામાં ઢીલાશ રહે એને હું વ્યવહાર કહું. બાકી મારે માટે નીતિ એક અને વ્યવહાર બીજો એવું નથી.

—ગાંધીજી



સૌરાષ્ટ્રના એક નાનકડાં ગામડાની આ વાત છે.

૪૦૦-૫૦૦ની વસ્તીવાળું જીવાપર નામનું ગામ. નિશાળ ખરી પણ પંચાયતના મકાનમાં બેસે. જુદું મકાન નહીં. આજુબાજુના નાનાં મોટાં ગામોમાં નિશાળ બંધાવવાનો વા વાયો. તેની ઝાપટ જીવાપરને પણ લાગી.

લોકો ભેગા થયા. પણ કોઈ કંઈ બોલે નહીં. ત્યાં એક બાપા લાકડીને ટેકે ઊભા થયા અને બોલ્યા: "આમ મૂગા મૂગા શું બેઠા છો? જેની પાસે પૈસા હોય તે તેની શક્તિ મુજબ આપે અને બાકીના બધા હાલો મહેનત કરવા. પારકા સારું થોડું છે આપણા છોકરાં સારું તો પેટે પાટાય બાંધવા પડે! વહેલી મોડી તો નિશાળ બાંધવાની છે તો આપણે જ તેનો જશ શું કામ ન ખાટીએ?"

તણખાની જરૂર હતી. ગામ આખું નિશાળ બાંધવા હેલે ચડ્યું. એક બાજુ પથ્થરના ખટારા ઠલવાય છે, બીજી બાજુ પાયા ખોદવાની શરૂઆત થાય છે ત્યાં એક જુવાન જોધ યુવાન પથ્થરના ખટારા પરથી ગબડી ગયો અને માથું ફાટી ગયું. પ્રાણપંખેરું ઊડી ગયું.

ગામમાં સન્નાટો પ્રસરી ગયો. ગામ શોકમાં ડૂબી ગયું. યુવાન પણ જે બાપાએ ગામને ચાનક ચડાવી હતી તેમનો દીકરો હતો. નિશાળનું કામ ખોરંભે ચડી ગયું. કોઈને કંઈ સૂઝતું નથી. ત્યાં બાપા લાકડી ને ત્રિકમ લઈને ગામ વીંધીને નિશાળના મકાનનો પાયો ખોદવા નીકળી પડ્યા પછી બાકી શું રહે? નાનાં મોટાં સહુ ભેગાં થયાં. અને બાપા બોલ્યા: "શું ગામનાં બધાનાં છોકરાં મરી ગયાં છે તે બધાં હતાશ થઈને ઊભાં છો? શુભ કામમાં નાળીએર કેમ વધેરીએ છીએ તેમ મારો દીકરો આ શુભ કામમાં ખપી ગયો એમાં શોક ન હોય."

ગામનાં માથાં બાપાના પગે નમી પડ્યાં અને બમણાં જોરથી કામ કરવાં લાગ્યાં આપણે પણ એ બાપાનું નામ લઈને પાવન થઈએ. તેમનું નામ જેઠા બાપા.

# આભા હવા બાપુ

નવીન ગાંધી



સ્નેહ અને કારુણ્ય વરસાવતાં બાપુના નેત્રોએ ઘણાને મુગ્ધ કર્યા છે. એમના જીવનમાં એક આકર્ષક તત્ત્વ હતું અને તે એમનું 'અક્રોધેન જિને ક્રોધં.' અક્રોધથી ક્રોધને જીતવાની એમની શક્તિ અજબ હતી પોતાની સામે ઊઠતા વિરોધનો તેઓ શાંતિથી અને વિશ્વાસપૂર્વક પ્રતિકાર કરતા.

કોઈકવાર વિરોધીઓ સામે કડક હાથે કામ લેવાનું પણ મિત્રો સૂચવતા. બાપુ શાંતિથી કહેતા: 'મારા વિરોધીઓ પહેલાં હતા ને આજે પણ છે છતાં મને તેઓના પ્રત્યે રોષ નથી આવ્યો. સ્વપ્નામાંયે મેં તેમનું ભૂંડું નથી ઇચ્છ્યું. પરિણામે ઘણા વિરોધીઓ મિત્ર બન્યા છે. કોઈનો વિરોધ મારી સામે આજ લગી કામ નથી કરી શક્યો. ત્રણ વાર તો મારી જાત ઉપર ગયા છતા હજુ લગી ઊભો છુ તેનો અર્થ એમ નથી કે વિરોધી કોઈ દહાડો પોતે ધારેલી સફળતા ન જ મેળવે. મેળવે કે ન મેળવે તેની મારે લેવા દેવા ન હોય; મારો ધર્મ તેમનું હિત ઇચ્છવાનો છે, અને પ્રસંગ આવ્યે તેમની સેવા કરવાનો છે. આ સિદ્ધાંતનો મેં યથાશક્તિ અમલ કર્યો છે. એ મારા સ્વભાવમા રહેલી વસ્તુ છે એમ મારી માન્યતા છે. લાખો લોકો મારી પૂજા કરે છે ત્યારે મને થાક ચડે છે કોઈ દહાડો એ પૂજામાં રસ આવ્યાનું કે તેથી તેને યોગ્ય છું એમ મને નથી ભાસ્યું. પણ મારી અયોગ્યતાનું ભાન રહ્યું છે. માનની ભૂખ મને કોઈ દિવસ રહી હોય એવું યાદ નથી. પણ કામની ભૂખ રહી છે. માન આપનારની પાસેથી

કામ લેવા મથ્યો છું. તે નથી આપ્યું ત્યારે તેના માનથી ભાગ્યો છું. હું કૃતાર્થ તો ત્યારે થાઉં કે જ્યારે મારે જ્યાં પહોંચવું છે ત્યાં પહોંચું.'

આશ્રમમાં પણ બાપુ બાળકો, યુવાનો તેમ જ મોટાઓ આવી ઉદારતા વિરોધીઓ સામે કેળવે એમ ઇચ્છતા.

આશ્રમમાં ભણતી એક બહેનને સંજોગવશાત્ ભાવનગર જવાનું થયું. બાપુના આશીર્વાદ મેળવવા જ્યારે તે બહેન વહેલી સવારે પહોંચી ત્યારે બાપુએ જોરથી ધબ્બો મારી પ્રેમલ હાસ્ય વેરી કહ્યું: 'શરીરને લોખંડ જેવું બનાવી તારા અભ્યાસ સાથે ખાદીનો પણ પ્રચાર કરજે.' બહેને વચન આપ્યું અને બાપુની વિદાય લીધી.

થોડા દિવસ પછી એ બહેનનો બાપુ ઉપર લાંબો પત્ર આવ્યો. ખાદીની વાતો કરતા આજુબાજુના પડોશીઓ એને ન અપનાવવા માટે કેવો લૂલો બચાવ કરે છે અને કેવી ગરમ ચર્ચા થાય છે તેનું એમાં વર્ણન હતું.

બાપુએ તે બહેનને લખ્યું:

"જે બાઈની સાથે તેં ખાદીની વાત કરી તેઓની સાથે એક જ જાતનો વહેવાર હોય. એ જ વસ્તુનું વિનયપૂર્વક સિંચન કર્યા કરવું. બીજાઓનાં ઉદાહરણ આપવા. નિરાશ ન જ થવું ને તેઓની સેવાના પ્રસંગ શોધી લેવા. સેવા ને ખાદીને સંબંધ નથી છતાં સેવા પ્રેમ ઉત્પન્ન કરે છે ને એની ઉપર પ્રેમ પેદા થાય તેની વાત વહેલી ગળે ઊતરે છે."

સેવાનું કાર્ય અત્યંત મુશ્કેલી ભર્યું હોય છે. એમાં ધીરજની પણ ઘણી જરૂર રહે છે. સેવાના કામમાં ઘણીવાર એવું બને છે કે જેઓની આપણે સેવા કરવા ઇચ્છીએ છીએ તેઓ અજ્ઞાનને કારણે અથવા ચાલી આવતા રીતરિવાજોને કારણે કે રહેણીકરણીને કારણે. તેમ જ આળસ, મંદતા કે શિથિલતાને લીધે. આપણે તેઓને કેટલીય સારી વસ્તુ કહીએ તોયે તેઓને એ વાત ગળે ઊતરતી નથી અને ઘણી વાર તેઓ સારી વસ્તુનો પણ વિરોધ કરવા લાગી જાય છે. એવે સમયે આપણે બહુ ધીરજ ધરીને તેઓ પર જરાયે ગુસ્સે થયા વિના, બધો વિરોધ હસતે મુખે સહન કરીને તેઓની સાથે પ્રેમભાવથી વર્તવું જોઈએ. શુદ્ધ પ્રેમભાવ સામી વ્યક્તિના હૃદય પર અસર કર્યા વિના રહેતો જ નથી. અવશ્ય એ પ્રેમ બાહ્ય દેખાવ પૂરતો નહિ પણ હૃદયની સચ્ચાઈભર્યો હોવો જોઈએ. પ્રેમભાવે કરેલી સેવા જ શુભ ફળદાયી લાંબે ગાળે પણ બને જ છે. તેથી આપણામાં પ્રથમ પ્રેમભાવ અને તેમાંથી નીપજતો સેવાભાવ હોવો જરૂરી છે એમ બાપુ માનતા.

# સંત ફ્રાંસિસ

પ્રો. ઉપેન્દ્ર ર. ભટ્ટ

ઈટાલીના ઊનિયા પ્રાંતના નાનકડા શહેર અસીસીમા કાપડનો એક ધનવાન વેપારી હતો એનુ નામ પાર્થિટ્રો બર્નાર્ડોન એને એક દીકરો હતો એની માતા એને 'જ્હોન' કહેતી લોકો એને 'ફ્રાંસિસ' કહેતા ફ્રાંસિસ નાનો અને નાજુક હતો તેની આખો તેજસ્વી હતી સમૃદ્ધિ એની ચારે બાજુ વીંટળાયેલી જ હતી એટલે એને દોસ્તો બહુ સહેલાઈથી મળી આવ્યા

ધનિક યુવાનો જે જાતનુ અનાડી ઉડાઉ, મનસ્વી, રંગીલુ, મોજમા જીવન ગાળે છે તેવુ જ તેનુ જીવન હતુ પૈસાની કિંમતનો તેને ખ્યાલ ન હતો પિતાની તિજોરીમા પૈસાને પડ્યા રહેવા દેવા તેના કરતા મિત્રોને રંગરાગ કરાવવામા એનો ઉપયોગ કરવો તેને વધુ ઠીક લાગતો જર પ્રત્યે જેટલો લાપરવાહ હતો તેટલો જ બેદરકાર તે જીવન પ્રત્યે પણ હતો શહેરની રમતો અને રમૂજોનો તે રાજા હતો

પિતા કરકસર કરનારો હતો માતા ગેનડવાળી હતી–ઘરરખુ ગૃહિણી હતી દીકરાના આ રંગઢંગ જોઈ પિતા ક્રોધે ભરાતો માતાનો જીવ બળતો પણ ઈટાલીના નવજુવાનોનો ફ્રાંસિસ લાડીલો નાયક હતો એને તો એક સાથે બંને બનવુ હતુ –શાયર અને સેનાપતિ એને ગાવો હતો પ્રભુ પ્રેમ પ્રણય અને ઉચ્ચ આદર્શ માટે દોરવુ હતુ સૈન્ય

ઈસુની બારમી સદીનો છેલ્લો અને તેરમીનો પહેલો દાયકો હતો પુરાણુ રોમન સામ્રાજ્ય નાના નાના નગર રાજ્યોમા વહેંચાઈ ગયુ હતુ ઈટાલીના શહેરો નગર રાજ્યો એકબીજા સાથે સતત સગ્રામ ખેલ્યા કરતા વેનિસ પેરુગીઆ સામે, પેરુગીઆ અસીસી સામે અને અસીસી વેનિસ સામે પ્રત્યેક યુવાન સીઝર થવાના સ્વપ્ના સેવતો નજીવા કારણો માટે લડતા નગરરાજ્યો મધ્યયુગની સસ્કૃતિનો વિનાશ કરી રહ્યા હતા યુવાનો નકામા મોજ મજાહ કરતા કે આવેશમા જોખમો ખેડતા

ફ્રાંસિસ ઓગણીશ વર્ષનો થયો ત્યારે તેના શહેર અસીસીને પાડોશના નગર પેરુગીઆ સાથે યુદ્ધમા ઊતરવુ પડયુ ફ્રાંસિસે પોતાના શહેર અસીસી પ્રત્યેના વતનપ્રેમને લીધે એ સગ્રામમા આગળ પડતો ભાગ લીધો ફ્રાંસિસનો પક્ષ હારી ગયો ફ્રાંસિસને કેદ પકડવામા આવ્યો. તેને એક વર્ષ કેદમા રાખવામા આવ્યો

કેદમા તેને ઘણી યાતનાઓ ભોગવવી પડી. પરિણામ એ આવ્યુ કે કેદમાથી છૂટતાની સાથે જ તે માંદો પડ્યો માંદગીને બિછાને તે પડ્યો હતો ત્યારે ભૂતકાળના દૃશ્યો તેના મન સમક્ષ ખડા થવા લાગ્યા પોતે કેવા પ્રકારનુ મારામારી, કાપાકાપી અને દ્વંદ્વયુદ્ધોથી ભરપૂર જીવન ગાળ્યુ હતુ ! કેવા રંગરાગ કર્યા હતા ! એને પસ્તાવો થવા લાગ્યો પણ સાજા થતા બધુ ભુલાઈ ગયુ ! ફરી પાછુ એ જ જાતના મોજશોખનુ જીવન શરૂ થયુ અને ફરી પાછી માંદગી આવી, અને એ માંદગીએ ફ્રાંસિસને માટે નવજીવનનુ દ્વાર ખોલ્યુ

હવે તે જીવન વિષે, જીવનના રહસ્ય વિષે ગંભીરતાથી વિચાર કરવા લાગ્યો પહેલા રમ્ય લાગતી યુદ્ધની વાત હવે યાદ કરતા તેને કમકમાટી આવવા લાગી પશ્ચાત્તાપ પામી તે સન્માર્ગે વળવા લાગ્યો એનુ અંતઃકરણ એને પૂછતુ હતુ "માનવી માનવીની વચ્ચેના ઝઘડા પતાવવા માટે શુ તરવાર કરતા બીજુ કોઈ વધારે સારુ સાધન નહી હોય?" મન જવાબ માગતુ હતુ ઉકેલ સૂઝતો ન હતો અંતઃકરણ વલોવાઈ જતુ હતુ દિલ સવાલ કરી રહ્યુ હતુ 'મનુષ્યે કેવા પ્રકારનુ જીવન જીવવુ જોઈએ?"

એનો અંતર આત્મા જાગ્યો જાગેલા એ અંતર આત્માએ જવાબ આપ્યો 'બિચારા મનુષ્ય' કેવી નકામી વસ્તુઓ પાછળ તે દોડાદોડ કરી રહ્યો છે! તમારે માનવી માનવી વચ્ચે શાન્તિ અને સુમેળ સ્થાપવા છે! ઠીક ! એને માટે એક જ માર્ગ છે બસ, એક જ માર્ગ, અને તે માનવતાનો ! એક જ શસ્ત્ર છે અને તે પરસ્પર નમ્રતાનુ, દયાનુ, પ્રીતિનુ બંધુતા–ભાઈચારો એ જ માનવતા જે પોતાના બંધુને રક્ષી શકે તે જ પોતાની જાતને ટકાવી શકે જે લોકો સ્નેહ અને શાંતિથી રહે છે તેઓ જ સાચા સુખી છે માટે માનવીઓ ! પરસ્પર હેતભાવ રાખો અને એક બીજાને મદદ કરો." માંદગીએ તેને જીવનનો આ નવો જ મર્મ સમજાવ્યો અને ઘણા જ ટૂંક સમયમા ફ્રાંસિસને માટે કસોટીનો પ્રસંગ પણ સામે આવી ઊભો રહ્યો

એક દિવસ અસીસીના ખેતરોમા થઈને ફ્રાંસિસ

પોતાના પાણીદાર ઘોડા પર પસાર થઈ રહ્યો છે. રસ્તામાં એક રક્તપિત્તીઓ ફ્રાંસિસ તે જુએ છે. પહેલાં જ્યારે તે આવું કદરૂપું કે ગંદુ જોતો ત્યારે તેને અણગમો થતો, સૂગ ચડી આવતી, અરની કંપારી શરીર સોંસરી આવી જતી. તેના નાકનું ટેરવું ઊંચું ચડી જતું. એનું રસિક હૃદય (એ) કુરૂપતા અને ગંદકીથી દૂર હટી જવા તેને પોકાર કરતું.

પણ આજે તો એથી ઊલટું જ કંઈક બન્યું. ખુદ ઈશ્વર પણ જેનાથી દૂર હટી જાય એવો એ રક્તપિત્તીઓ જ્યારે સામો આવ્યો ત્યારે ફ્રાંસિસ પોતાના ઘોડા ઉપરથી ઉત્સાહભેર નીચે કૂદી પડ્યો. તેને પૈસા આપ્યા એટલું જ નહિ પણ તેને ભાવપૂર્વક ભેટી પડ્યો અને બોલી ઊઠ્યો "પ્યારા ભાઈ! ગભરાઈશ નહિ તું પણ મારો ભાઈ જ છું. મારાથી જે કંઈ બનશે તે તારે માટે હું કરીશ."

અને આજે ફ્રાંસિસનો આત્મા વર્ણવી ન શકાય એવો આનંદ અનુભવી રહ્યો હતો. આજે એનો હર્ષ સમાતો ન હતો. પોતાનો ખોવાયેલો એક સગો ભાઈ જાણે ઘણા દિવસો પછી પાછો મળ્યો હોય તેમ તેને લાગતું હતું.

હવે તે પરમમિત્ર ગરીબોનો ધણી બન્યો હતો. દયાનું એક કામ કરતાં તેણે એક દિવસ પોતાના પ્રિય ઘોડાને પણ વેચી નાખ્યો. તે ઉપરાંત પિતાની દુકાનેથી કાપડની એક ગાંસડી પણ વેચી દીધી. પિતાને તો પૂછ્યું જ ક્યાં હતું!

ફ્રાંસિસના બાપને આ વાતની ખબર પડી ત્યારે ફ્રાંસિસને બોલાવ્યો. ક્રોધથી સળગી ઊઠેલા પિતાએ કહ્યું 'ચોર! તું શું કરે છે તેનું તને કંઈ ભાન છે! તારી મા અને હું તારે માટે કેટલું બધું દુઃખ વેઠીએ છીએ' અને તું આમ પૈસા ઉડાવી દે છે કેમ! દીકરા, કમાઈને તો જો! પછી ખબર પડશે કે પૈસા કેમ આવે છે! વગર મહેનતે દીકરા હરામખોરી થઈ બેઠો છે! સારાં સારાં કપડાં પહેરવાં છે અને રખડવું છે! કાપડનો એકાદ ટુકડો તો જોઈને લઈ આવ્યો કે જરા ખ્યાલ આવે કે બાપ રોટલી ના આપે તો કેમ જીવાય છે!"

આ સાંભળી ફ્રાંસિસને ખૂબ લાગી આવ્યું. બધાં કપડાં ઉતારી પિતાના પગ આગળ પછાડી તે રોષ અને દીનતાના અનુભવથી સજ્જ થયો. દોડીને તે એક દેવળમાં ભરાઈ ગયો. દેવળના ધર્મગુરુ પાસે જઈને કહ્યું "હવે ઈશ્વર મારો પિતા છે." ધર્મગુરુએ ફ્રાંસિસને એક વસ્ત્ર પહેરવા આપ્યું. ફ્રાંસિસ તે વસ્ત્ર લઈ બહાર ચાલી નીકળ્યો.

શિયાળાની સખત ટાઢ પડતી હતી. અધૂરામાં પૂરું આકાશ બરફ પણ વરસાવતું હતું. ફ્રાંસિસ પાસે એને પેલા ધર્મગુરુએ આપેલું એક માત્ર વસ્ત્ર હતું. રસ્તે ચાલતાં એના અંતરમાં એક વિચાર ઘોળાયા કરતો હતો: "આજે મારા જેવા કેટલાય વસ્ત્ર વગરના આવી ભયંકર રાત્રિમાં ટાઢથી ધ્રૂજતા હશે! સૌ દુઃખનું મૂળ ધન છે; આ મારું આ તારું એવી માન્યતા છે. આ મારું આ તારું એ ભેદભાવ ક્યારે દૂર થાય? કોઈ સ્વેચ્છાથી ગરીબીનો સ્વીકાર કરે તો!"

હવે અરણ્યમાં કે એકાદ મઠમાં બેસી તપ કરવાને બદલે તે પોતાનો બધો વખત પોતાથી બીજાને માટે જે કંઈ બને તે કરવામાં ગાળતો. તેને વિચાર આવતો "મારા કેટલાય ભાઈભાંડુને ખાવા નથી મળતું, પીવા નથી મળતું! અરે! કેટલા બધા જીવલેણ માંદગીથી પીડાય છે! અને પેલા બિચારા રક્તપિત્તીઆઓની તો વાત જ શી કરવી! અરે પ્રભુ! આ બધાને શી રીતે સુખી કરી શકાય!'

આવા અનેક વિચારો તેના હૃદયમાં ભયંકર યુદ્ધ મચાવતા. હવે તે માત્ર એક સાદું વસ્ત્ર જ પહેરતો. ભગત બનતાં એને શરમ ન આવી; ગરીબીને એણે ગૌરવવંતી બનાવી. હવે ફ્રાંસિસે દેવસ્થાનોનું સમારકામ, ગરીબોની — દીન, દલિત, રંક તિરસ્કૃત, રોગી તથા રક્તપિત્તીઓની માવજત શરૂ કરી. ધર્મપ્રચાર અર્થે તે ગામે ગામ ફરવા લાગ્યો.

ફ્રાંસિસના આ સેવાકાર્યમાં મદદ કરવા તેમને બે અનુયાયી મળ્યા. ત્રણેક વર્ષમાં બાર માણસોએ ફ્રાંસિસનું કામ ઉપાડી લીધું. ધર્મના વડા પોપે ફ્રાંસિસને સેવાકાર્ય ચાલુ રાખવાની સંમતિ આપી. ફ્રાંસિસે પોતાનો ભિક્ષુસંઘ સ્થાપ્યો. ત્રણ વર્ષ પછી, અસીસીના ઉચ્ચ કુટુંબની એક કુમારિકા ક્લારાની મદદથી ભિક્ષુણી-સંઘ પણ સ્થાપ્યો.

અગિયારમી સદી (૧૨૧૯)માં પેલેસ્ટાઈન અને જેરુસલેમ તુર્ક સરકાર પાસે હતાં. તુર્ક સરકાર જેરુસલેમના યાત્રીઓને કનડગત કરતી. ખ્રિસ્તીઓને એ ગમતું નહીં. પોપની ઉશ્કેરણીથી મુસલમાનો સામે ખ્રિસ્તીઓએ ધર્મયુદ્ધ આદર્યું.

મનુષ્ય માત્ર તરફ સમભાવ રાખવાનુ અને તલ વારના ઘાના બદલામા પ્રેમ આપવાનુ શીખવનાર ઈસુની જન્મભૂમિમા એના જ અનુયાયીઓ આમ ખૂનખાર જગ મચાવે એથી ફ્રાસિસને આઘાત થયો

ઇજિપ્તના સુલતાન મલેકઅલ કામિલનો હુકમ હતો કે ખ્રિસ્તીઓના માથા કાપી લાવનાર સૈનિકને માથા દીઠ એક સોનામહોર બક્ષિશ આપવામા આવશે ફ્રાસિસે આ હુકમને ગણકાર્યો નહિ એ તો સીધા પહોચ્યા સુલતાનની છાવણીમા તેમણે સુલતાનને કહ્યુ ' આપણા સર્વના એક જ પિતા—પ્રભુને ખાતર આ લોહી રેડવુ બધ્ કરો " સુલતાને ફ્રાસિસની અરજ વિષે વિચાર કરવાનુ વચન આપ્યુ, પણ ફ્રાસિસ છાવણી છોડીને ગયા કે તરત જ ફરી પાછો જગ શરૂ થયો પરતુ ફ્રાસિસની વિશ્વપ્રેમ અને અહિસાની ભાવનાથી સુલતાન ખૂબ જ પ્રભાવિત થયો હતો

સમગ્ર વિશ્વને ફ્રાસિસ પોતાનુ કુટુબ માનતા પુષ્પ, વૃક્ષ પશુ પાણી અગ્નિ, સૂર્ય, ચદ્ર એ બધાને ફ્રાસિસ પ્રભુના જીવત અશરૂપ માનતા બાળકના હૃદય જેવુ જ નિર્દોષ તેનુ હૃદય હતુ પશુઓ પણ તેમને જોઈ આનદ અનુભવતા પખીઓ વાર વાર ઊડી તેમના ખભા ઉપર અને ખોળામા બેસી આવતા

ઈ સ ૧૨૨૪નો સપ્ટેબર માસ ચાલતો હતો એક ઝૂપડીમા એક સાથી સાથે બેસી ફ્રાસિસ પ્રભુ પ્રાર્થના કરતા હતા. એટલામા આકાશમાથી ઊડી એક દેવદૂત ફ્રાસિસ તરફ આવતો હતો એ દેવદૂતનુ શરીર 'ક્રોસ' પર જડી દીધેલુ હતુ તે દેવદૂત ઘણો સુદર હતો પણ મો પર દુ ખની અસર દેખાતી હતી આ જોઈ ફ્રાસિસનુ હૃદય ભરાઈ આવ્યુ દેવદૂતે ફ્રાસિસને ધર્મના કેટલાક ગૂઢ રહસ્ય સમજાવ્યા અને પછી તે અદશ્ય થઈ ગયો પોતાના શરીર તરફ જોતા ફ્રાસિસે જોયુ કે પોતાના હાથ પગ અને છાતી પર ભાલાની ચોટના નિશાન હતા, જેવા ચિહ્ન 'ક્રોસ' પર ચડેલા ઈસુના શરીર પર હતા તેવા જ આ ઘટનાનુ રહસ્ય એવુ મનાય છે કે દેવદૂત ક્રોસ' પર ચડેલા ઈસુનો આભાસ હતો અને ફ્રાસિસને થયેલા ઘાના ચિહ્ન ફ્રાસિસે કરેલુ સમર્પણ પ્રભુએ સ્વીકાર્યુ છે તેની સાબિતી રૂપ હતા.

હવે ફ્રાસિસનુ શરીર વ્યાધિગ્રસ્ત રહેવા લાગ્યુ ઘા થયા પછી શરીર નબળુ પડતુ ચાલ્યુ આખે ઝાખ વળવા લાગી આ માદગી દરમ્યાન ફ્રાસિસે અનેક કાવ્યો લખ્યા એનુ મહાન કાવ્ય 'સૂર્યસ્તોત્ર' આ સમયે જ રચાયેલુ પૂર્ણ અધાપાથી બચવા એક આખે ડામ દેવરાવવાની સલાહ તેમને આપવામા આવી ગાલ તથા આખ પર પણ ડામ દેવામા આવ્યા પણ આખો સુધરી નહિ રોગ વધતો ચાલ્યો મોમાથી લોહી પડવા લાગ્યુ ફ્રાસિસને જીવનનો અત પાસે આવેલો દેખાયો તેમણે પોતાના અનુયાયી ભિક્ષુઓ અને ભિખ્ખુણીઓને બોલાવ્યા ફ્રાસિસે કહ્યુ ' મારા વસ્ત્રો ઉતારી લો મને ધરતી માતાને ખોળે સૂવાડો મારુ કર્તવ્ય મે કર્યુ છે ઈશ્વર તમારુ કર્તવ્ય તમને બતાવો "

સૌની આખોમા આસુ ઊભરાવા લાગ્યા

ફ્રાસિસે 'સૂર્યસ્તોત્ર' ગાવાનુ કહ્યુ એક સાધુએ તે ગાયુ બીજુ એક ભજન ગાવામા આવ્યુ અને ફ્રાસિસનો આત્મા આ લોકને છોડી ગયો

અસીસીના સત ફ્રાસિસ તરીકે આજે પણ એ સૌમ્ય કર્મયોગી સતને જગત ભાવભીની વદના અર્પે છે

## તવારીખ

| ઉમરવર્ષ | ઈ સ | |
|---|---|---|
| | ૧૧૮૨ | જન્મ |
| ૨૦ | ૧૨૦૨ | લશ્કરી કારકિર્દીનો ત્યાગ (માદગીને લીધે) |
| ૨૪ | ૧૨૦૬ | કોઢિયાની સારવાર |
| ૨૫ | ૧૨૦૭ | ઘરછોડયુ ગરીબીનો સ્વેચ્છાથી સ્વીકાર |
| ૨૭ | ૧૨૦૯ | ઉપદેશ કાર્ય શરૂ ભિક્ષુ સઘની સ્થાપના |
| ૩૦ | ૧૨૧૨ | ભિક્ષુણી સઘ સ્થાપના ભગિની ક્લેરાની સહાયથી |
| ૩૭ | ૧૨૧૯ | ઇજિપ્તના સુલતાનને અહિસાનો ઉપદેશ |
| ૪૨ | ૧૨૨૪ | દેવદૂતનુ દર્શન ઘાના ચિહ્ન |
| ૪૪ | ૧૨૨૬ | આખે ડામ દેવરાવ્યા |
| ૪૪ | ૧૨૨૬ | નિર્વાણ ઓક્ટોબર, ૩ |

✿

માનવી સાથે મોત, મોત શિરે નહિ માનવી;
ગોફણ ગોળા મોત, હાલી જશે હાથથી —પ્રો તનસુખ ભટ્ટ

બોધકથા

(૨)

કહેવાય છે કે એક વખત એક ગીધણ ઉડતી ઉડતી એક ગરીબ ડોશી પાસે આવી પહોંચી. ડોસીના પગમાં ઘારું પડી ગયું હતું અને દુઃખથી રીબાતી હતી. ડોશીના પગનું ઘારું જોઈને ગીધણ બોલી.'અરરર! કેવું ભયંકર ઘારું છે! આવા ઘારાથી ગમે તેટલી મહેનત કરવા છતાં તમે ચાલી શકો છો ખરા?'

ડોસીમા બોલ્યા: 'ઓહ! માડ થોડું.'

ગીધણ બોલી: 'તમે માણસો પેલા કરતા હમણાં હમણાં સાવ બદનાઈ ગયા છો નહીં? કોઈ પણ તમારું આજે ભલું કરે તો કાલે તેનું બદલામાં બૂરું જ કરશો.'

ડોસી વ્યથિત સ્વરે બોલી: 'ઊંહ, હું એમ નહી કરું.'

ગીધણ બોલી: 'જો તું એમ નહીં વર્તે તો હું તને મદદ કરું.' થોડી ક્ષણ પછી તેણે ડોસીને આંખ બંધ કરીને ઉઘાડવાનું કહ્યું.

ડોસીએ આંખ બંધ કરીને ઉઘાડી.

ગીધણ બોલી, 'તારા પગ સામું જો.'

ડોસીએ પગ સામે જોયું તો ઘાવનું નામનિશાન પણ નહીં. ગીધણે ફરી ડોસીને આંખ બંધ કરીને ઉઘાડવાનું કહ્યું. આંખ ઉઘાડતા જ જંગલ અદ્રશ્ય થઈ ગયું અને સુંદર મેદાન થઈ ગયું.

ગીધણે ફરી આંખ બંધ કરવા કહ્યું.

ડોસીએ આંખ બંધ કરીને ઉઘાડીને જોયું, તો મેદાનમાં ઘણાં સરસ મકાનો જોયા. ફરી ગીધણે તેને આંખ બંધ કરવાનું કહ્યું. જેવી આંખ ઉઘાડી તો તેણે મોટું શહેર વસેલું જોયું.

ગીધણ બોલી - 'ડોસીમા, આ બધું તમારું.'

ડોસીમા બોલ્યા. 'આભાર, આભાર!! આનો બદલો હું શી રીતે વાળું?'

ગીધણ બોલી: 'હું કશુંય નથી ઇચ્છતી. ફક્ત પેલું દૂર એક સોનેરી રૂપેરું ઝાડ છે તે જ માંગું છું.'

ડોસી બોલી- 'અરે રે, માગીને આ જ માંગ્યું. જરૂર તે તું લઈ શકે છે.'

ગીધણ ઉડતી ઉડતી તે ઝાડની ટોચે બેઠી. અને તેના પર માળો બાંધ્યો. અને ઈંડા મૂક્યાં. થોડા સમયમાં એ ઈંડામાંથી સરસ બચ્ચા નીકળ્યા. ગીધણ તેને માટે દાણા લેવા નીકળી.

આમ દિવસો પસાર થવા લાગ્યા. ત્યાં એક દિવસ ડોસીમાનો પૌત્ર ખૂબ રડવા લાગ્યો. કેમે ય છાનો રહે નહિ. ડોસીમાએ ખૂબ સમજાવ્યો, કારણ પૂછ્યું. બાળક બોલ્યું 'મારે ગીધના બચ્ચાને ખાવું છે.'

ડોસીમા બોલી 'પણ હું ગીધના બચ્ચાને ક્યાંથી લાવું?' નાનું બાળક તો ફરી ધમપછાડા કરવા લાગ્યું અને ચીસો પાડીને રડવા લાગ્યું.

ડોસીમા ગભરાઈને બોલી: 'પણ એ સિવાય બીજું કંઈક માગ.'

બાળક બોલ્યું 'મને ગીધનું બચ્ચું જ જોઈએ છે. જો હું ગીધનું બચ્ચું નહીં ખાઉં તો મરી જઈશ.'

ડોસી બોલી: 'ઓહ! શું મારો બાળક ગીધનાં બચ્ચા વગર મરી જશે? ના, ના.'

અને તેને પેલી ગીધણ યાદ આવી. નોકરોને બૂમ પાડીને કહ્યું: 'જાઓ, કુહાડી લઈને પેલું સોનેરી રૂપેરું ઝાડ ઊભું છે તેને કાપીને ગીધનાં બચ્ચાંને લઈ આવો.'

નોકરો કુહાડી લઈને દોડ્યા અને ઝાડ કાપવા મંડ્યા. ઝાડ લગભગ કપાઈ જવાની અણી પર હતું ને ગીધણનું મોટું બચ્ચું ઝાડની ટોચ પરથી તેની માને બોલાવવા લાગ્યું.

ગીધણ તરત પાંખ ફફડાવતી ધસી આવી. અને તરત મંત્ર ભણીને ઝાડને પાછું હતું એમ કરી દીધું. નોકરો ગભરાઈને ભાગી ગયા. બચ્ચાઓને ખાવાનું આપીને કહ્યું: 'હું ફરી ખાવાનું લેવાને જાઉં છું. જો પેલી ડોસીના માણસો આવે અને તમને લઈ જાય તો કંઈ બોલતા નહીં, ચાલ્યા જજો.'

ડોસીએ બીજીવાર ફરી નોકરો મોકલ્યા અને કહ્યું: 'જાઓ, ઝાડને કાપી નાખો. અને મારા પૌત્ર માટે બચ્ચાંને પકડી લાવો.'

ફરી નોકરો ઝાડ કાપવા ગયા. ઝાડ કપાવાની અણી પર હતું ને મોટું બચ્ચું ઝાડની ટોચ પર જઈને તેની

માને બોલાવવા લાગ્યું.

બુમો પાડી પાડીને થાક્યું પણ મા ન આવી તે ન જ આવી. અને ઝાડ ધડીંગ અવાજ સાથે પડ્યું.

નોકરોએ ગીધણના બચ્ચાંને પકડયાં. અને ડોસીમાને આપ્યા, પણ એક બચ્ચું ઊડી ગયું અને એક બીજા ઝાડ પર બેસી ગયું.

ડોસીએ બચ્ચાંનું માંસ રાંધીને બાળકને આપ્યું.

થોડા જ સમય પસાર થયો હશે ને ગીધણ ઉડતી ઉડતી પોતાને ઘરે આવી પણ ત્યાં તો બધું સાફ સૂફ થઈ ગયું હતું દૂર એક ઝાડ પર પોતાના એક બચ્ચાંને જોયું. ત્યાં જઈને તેણે બધી વાત પૂછી. બચ્ચાએ બધી વાત કહી.

આ સાંભળી ગીધણ ડોસીમાને ઘરે ગઈ. જ્યારે તે ત્યાં ગઈ ત્યારે ડોસીમાનો પૌત્ર તેના જ બચ્ચાંને ખાઈ રહ્યો હતો.

એ જોઈને ગીધણ બોલી: 'ડોસીમા, હું તમને અભિનંદન આપું છું.' અને તે ડોસીના ઘરમાંથી બહાર નીકળી ગઈ. અને પોતાની પાસે મંત્ર હતો તેનો ઉપયોગ કરવા માંડયો. એક પછી એક મંત્ર બોલાતો જાય છે અને એક પછી એક શહેર, મકાન, મેદાન અદશ્ય થતું જાય છે. અને ફરી જંગલ ઊભું થઈ ગયું અને જોતજોતામાં પેલું ધારું પણ ડોસીના પગ પર આવી ગયું.

ડોસીમા પગ ખંજોળતા હતા ત્યાં ગીધણ આવી અને બોલી: 'ડોસીમા, તમે આ જોયું ને? એટલા માટે મોટાઓ આપણને કહે છે કે, "જો કોઈ તમારું ભલું કરે તો ભલાઈ કરીને આભાર માનો પણ બુરાઈ કરીને બદલો ન વાળો."'

☆

અબ્બુ અબ્બાસ નામે એક મુસલમાન ભાઈ હતો. તે પોતાનું જીવન બહુ જ સાદાઈથી વ્યતીત કરતો હતો. ટોપી સીવીને તે પોતાનું ગુજરાન ચલાવતો હતો. રોજ એક ટોપી સીવી બે પૈસા કમાતો, જેમાંથી એક પૈસાનું દાન કરતો ને બાકીના એક પૈસામાં પોતાનું ગુજરાન ચલાવતો. એ જમાનો જ એવો હતો કે એક પૈસામાં પણ માણસ પોતાનું ગુજરાન ચલાવી શકતો હતો. અબ્બુ અબ્બાસ જ્યારે પોતાની એક ટોપી વેચાય ત્યારે જ બીજી બનાવતો અને તેના બે પૈસા લેતો. તેમાંથી પણ એક પૈસો દાનમાં આપી દેતો ને એક પૈસામાં પોતાનો નિર્વાહ કરી લેતો. એનો એક સબંધી બહુ જ ધનવાન હતો. તેણે પોતાનું બધું ધન અનીતિથી એકઠું કર્યું હતું. પણ તે ભારે જિજ્ઞાસુ હતો. એક દિવસ તે અબ્બુ અબ્બાસ પાસે આવ્યો ને કહ્યું: 'ભાઈ, મારે થોડા રૂપિયાનું દાન કરવું છે. તમે જેને કહો તેને એ દાન આપું.' અબ્બુ અબ્બાસે કહ્યું: 'ભાઈ તારો વિચાર છે તો સારો, પણ તારા પૈસા અનીતિના છે. અનીતિના પૈસા જેની પાસે હોય તે તેની બુદ્ધિને ભ્રષ્ટ કરે છે અને જેની પાસે જાય છે તેની બુદ્ધિ પણ બગાડે છે. મારી આ વાત ઉપર તમને વિશ્વાસ ન બેસતો હોય તો ભલે તમે દાન આપો પણ પછી તેનું પરિણામ જોજો.

અબ્બુ અબ્બાસની વાત સાંભળીને તે બજારમાં ગયો અને ત્યાં એક ગરીબ આંધળાને તેણે એક મહોરનું દાન કર્યું. આંધળા ભિખારીએ તે મહોર દારૂ પીને અને વેશ્યાને ત્યાં જઈને વટાવી ખાધી. શંકરાચાર્યે જે- "અર્થમનર્થં ભાવય નિત્યમ્" કહ્યું છે તે યથાર્થ છે, એવું અનર્થકારી ધન જેની પાસે હોય છે તેની બુદ્ધિ તો એ બગાડે છે, સાથે સાથે જેના હાથમાં જાય છે તેની બુદ્ધિ પણ બગાડે છે. જ્યારે તે માણસે તે આંધળા ભિખારીનું વર્તન જોયું ત્યારે તે અબ્બુ અબ્બાસની પાસે આવ્યો અને કહેવા લાગ્યો: 'ભાઈ, તમારું કહેવું બરાબર હતું. મારા પૈસાએ બીજાની બુદ્ધિ પણ બગાડી.' પછી અબ્બુ અબ્બાસે તેને પોતાની પાસેથી એક પૈસો આપ્યો અને કહ્યું: 'લો આ પૈસો કોઈ ગરીબને આપી દેજો અને પછી તે તેનું શું કરે છે તે નિહાળજો.' તે પૈસો લઈને તે બહાર નીકળ્યો તો ચાલતાં ચાલતાં તેણે એક એવા ભૂખ્યા માણસને જોયો જે મરેલાં પક્ષીને ખાઈ જવાનો વિચાર કરી રહ્યો હતો. જ્યારે તેણે એ પૈસો એ ભૂખ્યા માણસને આપ્યો ત્યારે એ બહુ જ ખુશી થયો અને બોલ્યો: 'ભાઈ, ઈશ્વર તમારું ભલું કરો. હમણાં જ હું આ પક્ષીને ખાવાનો વિચાર કરી રહ્યો હતો. હવે આ પૈસાના ચણા લઈને ખાઈશ! અને ભવિષ્યમાં મજૂરી કરીને જીવનનિર્વાહ કરીશ.' આ વાત જ્યારે તેણે અબ્બુ અબ્બાસને આવીને કહી ત્યારે અબ્બુ અબ્બાસે કહ્યું: 'અન્યાય અને અનીતિનો પૈસો જ્યાં જાય છે ત્યાં તે અન્યાય અને અનીતિ જ પેદા કરે છે.'

# વસિયતનામું પણ શું કરી શકે? 

પશ્ચિમ દેશની વાત છે એક માણસ પોતાના ધાર્મિક પંથ તરફ અંધભક્તિ રાખતો હતો કાયમાં જેટલા પૈસા બચે આગળ પાછળનો વિચાર કર્યા વગર પોતાના ગિરજાઘરને દાનમાં આપી દેતો હતો મિત્રોએ તેને ખૂબ સમજાવ્યો કે તે ગિરજાઘરના અને તેના મઠના સંચાલક ધર્મિષ્ઠ તો શું પવિત્ર માણસ પણ નથી પરંતુ તે આંધળાની આંખ ન ખૂલી તે ન જ ખૂલી બિચારી પત્ની ફરિયાદ કરી કરીને થાકી ગઈ તેની ફરિયાદની એટલી અસર જરૂર થઈ કે તેને પત્ની તરફ જરાય સહાનુભૂતિ ન રહી

જ્યારે તેના જીવનના આખરી દિવસો આવ્યા અને શક્તિ ક્ષીણ થઈ ત્યારે તેની પાસે ફક્ત એક ઉમદા ઘોડો પોતાના ગિરજાઘરને આપવા વિચાર્યું પણ પુરોહિત અને મઠપતિ ઘોડો રાખીને કરે શું? અને વેચવા કયાં જાય? તણે પોતાના એક ઘનિષ્ઠ મિત્રને વસિયતનામાની અનુસાર અમલ કરવાનો અધિકાર સોંપી દીધો

પછી તેના ધ્યાનમાં આવ્યું કે મિલ્કતના કોઈ ઉત્તરાધિકારી સગાનું નામ ન લખે તો કોર્ટમાં દલીલ થઈ શકે છે વસિયતનામું કરતી વખતે તે સગાનું સ્મરણ તેને ન થયું સ્મરણ થાત તો જરૂર કંઈક દઈ દેત આવી દલીલબાજીનો ઈલાજ પણ કાયદા પંડિતોએ શોધી કાઢ્યો છે

જેને કંઈ પણ દેવાની ઈચ્છા નથી પણ જેનો કબ્જો કંઈ અધિકાર થઈ શકે તેવાઓને એકેક શિલિંગ અથવા એકેક રૂપિયો વસિયતનામામાં નામ આપીને દઈ શકાય છે

આપણા ધર્માંધ ભાઈએ વિચાર્યું કે પત્નીનો અધિકાર પણ આ રીતે મુક્ત કરી શકાય તેણે વસિયતનામામાં લખ્યું કે 'મારો ઘોડો હું મારા ગિરજાઘરને આપી દઉં છું અને ઘરની બિલાડી મારી પત્નીને આપી દઉં છું મારા આ વસિયતનામાની અનુસાર બન્નેને વેચીને પૈસા પહોંચાડવાનું કામ અને અધિકાર મારા ફલાણા મિત્રને હું સોંપું છું

આટલો પૂરો બંદોબસ્ત કરીને ભાઈ સાહેબ પોતાના ધર્મગ્રંથોમાં વર્ણવેલ વિશેષ સ્વર્ગલોકમાં સિધાવ્યા અને વસિયતનામાનું અમલ કરવાનું કામ તેના મિત્રની [પાસે] આવી ગયું

જિંદગીભરની દોસ્તીનો મિત્ર આ ચક્રમ ભાઈને પૂરી રીતે ઓળખતો હતો તેણે એક યુક્તિ શોધી કાઢી તેણે છાપામાં જાહેર કર્યું કે "એક ઘોડો અને એક બિલાડી વેચવાના છે અલગ નહી વેચી શકાય જે ખરીદશે તે એક સાથે ખરીદી શકશે ઘોડાની કિંમત ચાર આના અને બિલાડીની કિંમત સાત હજાર રૂપિયા ગામના લોક આ હેતુ બરાબર સમજી ગયા કેમકે સહાનુભૂતિ તો હતી જ એક પરોપકારી મહાશયે તે ઉમદા ઘોડો અને પ્યારી બિલાડી ખરીદી લીધા

ઘોડાના ચાર આના ગિરજાઘરને મળ્યા અને બિલાડીના સાત હજાર રૂપિયા બિચારી વિધવાને મળ્યા જે પૈસા પર બિચારી પોતાનું શેષ જીવન કોઈ પણ રીતે દીનતા વગર પૂરું કરી શકી ચતુર મિત્રને આખા ગામના આશીર્વાદ મળ્યા

અને જે જે લોકો આ કિસ્સો સાંભળે છે તેના આશીર્વાદ પણ તે મિત્રના નામે જમા થતા જાય છે

[મંગલ પ્રભાત]

તવંગર તેમ જ સંપન્નતાવાળા લોકોએ ગરીબોને માટે સમભાવની લાગણી રાખી તેમને કદી તરછોડી ન દેવા જોઈએ. સૌએ તરવું તો સાથે ને ડૂબવું તો સાથે. આપત્તિમાં ઊંચા ને નીચા અથવા તવંગર ને ગરીબ એવા બધા ભેદ ટળી જવા જોઈએ.

—બાપુજી

# સૌ સૌનું ભાગ્ય

એક ગામમાં એક ખેડૂત રહેતો હતો. તેને બે પુત્ર હતા; અને બે વહુ હતી. બધાં સંપીને રહેતાં હતાં. અને પોતપોતાનું કામકાજ કરતાં હતાં. આમ કેટલાંય વર્ષો પસાર થઈ ગયા. અને એક દિવસ નમાલી વાત પર બંને વહુ વચ્ચે ઝગડો થઈ ગયો. બીજે જ દિવસે વૃદ્ધ ખેડૂતે બંનેને જુદા કરી દીધા. અને ભાગ પાડી દીધો.

બિચારા સસરાજી એકલા જ હતા. નાની વહુએ સસરાને પોતાના ભાગમાં લઇ લીધા. મોટી વહુ ખૂબ સુખચેનથી આનંદમાં દિવસો પસાર કરવા લાગી.

દિવસો પસાર થતા થતા કારતક મહિનો આવ્યો. વૃદ્ધ ખેડૂત સવારના પહોરમાં ઉઠતા અને નદીએ જઈ ને પ્રાતઃસ્નાન કરીને આવતા અને ભીનું પોતિયું આંગણામાં વાવેલ કોળાના વેલાનાં મૂળિયામાં નીચોવતા. આમ કરતા કરતા કારતક મહિનો પુરો થઈ ગયો. અને કોળું પાકીને ઢોલ જેટલું મોટું થઇ ગયું.

પૂનમનો દિવસ આવ્યો. સસરાએ વહુને કહ્યું કે બેટા, કારતક મહિનો પૂરો થઇ ગયો, તું બ્રાહ્મણને જમવાનું નિમંત્રણ આપી આવ. વહુએ એક ક્ષણ પણ બગાડ્યા વગર સસરાની વાત સાંભળીને બ્રાહ્મણને ઘેર જઈને નિમંત્રણ આપી આવી.

ઘરે આવીને સસરાને કહ્યું: પિતાજી, પણ ભોજનમાં શું બનાવું? આપણા ઘરમાં તો શાકભાજી પણ નથી. વૃદ્ધે કહ્યું:–'બેટી આપણાં આંગણામાંથી કોળું તોડી લે. ખૂબ સરસ પાકી ગયું છે.' વહુ કોળું તોડી આવી અને જેવું તેને કાપ્યું તો એની આંખ અંજાઇ ગઈ. આખું કોળું બહુમૂલ્ય રત્નોથી ભર્યું હતું. આટલા બધા રત્નો જોઇ ને એણે સસરાજીને કહ્યું. પિતાજી આ શું? તો સસરાએ સ્વભાવિક રીતે કહ્યું. બેટી એ લઇ લે. 'સૌ સૌનું ભાગ્ય.' અને યોગ્યરીતે બ્રાહ્મણ ભોજન કરાવ્યું.

વાતવાતમાં આ વાત મોટી વહુને કાને પહોંચી. બીજે દિવસે તેણે ખૂબ પ્રેમથી સસરાના ચરણ સ્પર્શ કર્યો અને મધુર સ્વરમાં બોલી: 'પિતાજી, હવે એક વર્ષ અમારે ઘરે પણ રહો, હું પણ તમારી વહુ છું અને તમારી સેવા કરીશ.' વૃદ્ધે સરળ ભાવથી સ્વીકાર કર્યો અને તે જ દિવસે પોતાની લાકડી અને થેલો લઈને મોટી વહુને ઘરે ગયા.

મોટી વહુના ઘરે પણ રોજ સસરાજીની ચીવટથી અને આનંદથી સેવા થતી.

જોતજોતામાં એક વર્ષ વીતી ગયું. પાછો કારતક મહિનો આવી ગયો. વૃદ્ધ પાછા પ્રાતઃસ્નાન કરવા જતા. વહુએ કોળાની વેલ વાવી દીધી હતી. વૃદ્ધ તેમાં ભીનું પોતિયું નીચોવતા. આમ કરતા કારતક મહિનો પસાર થઈ ગયો. કોળું પણ ઢોલ જેટલું મોટું થઈ ગયું. સસરાએ નિમંત્રણ માટે જેવું વહુને કહ્યું કે વહુ ઝટ ફરતીકને બ્રાહ્મણને ઘેર જઇને નિમંત્રણ આપી આવી.

અને ખૂબ ઉતાવળથી કોળાને તોડીને ચીરવા લાગી. પણ ચીરતા જ એમાંથી કોળાના ખોબેખોબા નકામા બી નીકળ્યા. અને વહુ તરત જ સસરાની સામે જોતી જ રહી ગઈ.

વહુએ પૂછ્યું. 'આ શું થયું સસરાજી, મેં પણ તમારી સેવા નાની વહુએ કરી હતી તેવી જ કરી હતી.'

સસરાએ એક જ ઉત્તર આપ્યો:–'બેટી સેવા બંનેએ એક સરખી જ કરી છે. પણ તેણે નિષ્કામ સેવા કરી હતી અને તેં સકામ સેવા કરી છે. તેમાં મારો શું દોષ. આ તો સૌ સૌનું ભાગ્ય છે.'

તો પણ મોટી વહુ બબડતી જ રહી. અને તે જ વખતે નાની વહુ હાથ પકડીને સસરાજીને પોતાને ઘરે લઈ આવી. [ હિંદી પરથી ]

**વિરક્તિ:** વૈરાગ્ય અને આત્મસાક્ષાત્કાર એક જ વસ્તુ છે. એ એક જ અવસ્થાનાં બે પાસાં છે. જે અનાત્મ છે, તેનો ત્યાગ કરવો એનું નામ વૈરાગ્ય. આત્મામાં સ્થિર રહેવું એનું નામ જ્ઞાન—એ જ આત્મસાક્ષાત્કાર છે, સત્ય એક છે, વૈરાગ્યનું નિષેધાત્મક રૂપ છે અને આત્મસાક્ષાત્કાર એનું ભાવાત્મક રૂપ.

**મૌન:** ચાર પ્રકારનું હોય છે: વાણીનું, આંખનું, કાનનું અને મનનું. મનનું મૌન જ ખરું મૌન છે—અને મૌનથી ચઢિયાતો કોઈ ઉપદેશ નથી.

**ગુરુ:** ભક્ત જ્યારે સાધનાની એક વિશેષ કક્ષાએ પહોંચે છે ત્યારે તેના આરાધ્ય ઇષ્ટદેવ જ તેના ગુરુ બની જાય છે અને તેને આગળનો માર્ગ બતાવે છે. એ ગુરુ ભક્તને બતાવે છે કે, 'ઈશ્વર તારી અંદર જ છે, અંદર શોધ, એને તું પામશે.' ઈશ્વર, ગુરુ, આત્મા—આ સર્વ એક જ છે.

**આત્મસમર્પણ:** આત્માર્પણની વાત તો પોતે પોતાને અર્પણ થાય એવી છે. આપણે કહીએ છીએ કે, આપણે મન, આત્મા અને સર્વસ્વ ઈશ્વરને અર્પણ કરીએ છીએ. પણ સમર્પણ કરીએ છીએ તે બધું શું આપણું છે? બહુ તો આપણે એટલું કહી શકીએ કે, 'ભગવાન, ભ્રમને વશ થઈને આ બધી ચીજોને હું મારી માની બેઠો હતો. હવે હું સમજી ગયો છું કે સર્વ કંઈ તમારું છે. હવે હું એની માલિકીનો દંભ નહીં કરું.'

**મનોનિગ્રહ:** આત્માર્પણ વસ્તુતઃ મનોનિગ્રહનું જ બીજું નામ છે. જ્યારે આપણું 'અહમ્' જુએ છે કે ખરો સ્વામી તો આત્મા છે, અને તે બળવાન છે, ત્યારે તે નમી જાય છે. એ શરણાગતિ જ આત્માર્પણનો આરંભ છે. આત્મા વિના 'અહમ્'ની સત્તા જ નથી, તો પણ અજ્ઞાનને કારણે તે બળવો કરી બેસે છે, મન માન્યું કરે છે. સાચી શરણાગતિમાં 'અહમ્' ઓગળીને પોતાના મૂળ સ્રોત (આત્મા)માં સમાઈ જાય છે.

**કર્તવ્ય:** રેલવેમાં મુસાફરી કરતી વખતે પોતાનો સામાન માથે મૂકવો એ મૂર્ખાઈ છે. તમે તમારો સામાન માથે રાખો કે રેંકમાં, રેલવે તમને ને તમારા સામાનને નક્કી કરેલા સ્થાને પહોંચાડી જ દેશે. સામાન માથે મૂકવાથી કંઈ ગાડીને ઓછો બોજ પડવાનો નથી. એનો ભાર તો સરખો જ રહે છે. અલબત્ત, તમારી ડોક દુઃખશે ખરી, તમારું કર્તૃત્વાભિમાન પણ એવું જ છે.

**સંસાર:** મીઠાના પૂતળાને સમુદ્રમાં નાખીએ તો જરૂર ગળી જશે, ભલેને એને ગમે એટલાં કપડાં પહેરાવ્યાં હોય. આપણું શરીર એ કપડાં જેવું છે. આત્માને ભૂલી જઈએ છીએ ત્યારે જ સંસારનો અનુભવ થાય છે. આત્મા જો આત્માનું જ ચિંતન કરતો રહે તો બાહ્ય સંસારનો અનુભવ પણ સમાપ્ત થઈ જશે.

**જ્ઞાની:** નાના બાળક અને જ્ઞાનીમાં એક સમાનતા છે. કોઈ બનાવ બનતો હોય ત્યાં સુધી જ બાળકને એમાં રસ હોય છે. બનાવ પૂરો થતાં એનું મન બીજે વળે છે. એ બનાવની એના મન પર કશી અસર, સંસ્કાર પડતા નથી. જ્ઞાનીનું પણ એવું જ છે.

**ધ્યાન:** ધ્યાન શું છે? વિચારોનું નિરાકરણ. આપણાં બધાં દુઃખો વિચારોથી જન્મે છે, દુઃખ પોતે વિચારરૂપ છે. વિચારોને દૂર કરો એ જ સુખ છે, એ જ ધ્યાન છે. વિચાર વિચારક માટે છે, વિચારક છે આત્મા. આત્મપ્રતિષ્ઠ બની રહો. વિચાર આપોઆપ ક્ષીણ થઈ જશે.

**એકાંત:** ખરું એકાંત મનમાં છે. સંસારનાં કાર્યોમાં ગૂંથાયેલ રહીને પણ કોઈ શાંત રહી શકે છે. એવી વ્યક્તિ માટે બધે એકાંત છે. ઘોર વનમાં રહીને પણ મનને વશમાં રાખવું કોઈને કઠણ થઈ પડે છે. એને માટે વનમાં એકાંત ક્યાં? આસક્ત માટે ક્યાંય એકાંત નથી, અનાસક્ત માટે સર્વત્ર એકાંત છે

**ઉપભોગ-ઉપશમ:** ઉપભોગથી મન તૃપ્ત અને વિષય-વાસના શાંત થતી હોય તો તેમ કરવામાં કશું ખોટું નથી. પણ મુશ્કેલી એ છે કે કામનાઓ એમ શાંત નથી થતી. ભોગ દ્વારા તેને શાંત કરવાની ઇચ્છા ઘી નાખીને આગ બુઝવવા જેવું છે, પણ કામનાઓને કચડી નાખવી એ યે ઠીક નથી; એનું પરિણામ ઊલટું આવે છે. કામનાઓને શાંત કરવાનો સાચો ઉપાય એ છે કે, 'કામના કોને થાય છે, ક્યાં ઉત્પન્ન થાય છે?' એ પ્રશ્નનો ઉત્તર મળતાં જ કામનાના મૂળ ઉખડી જાય છે. પછી તે ફૂટતી નથી.

## પારસમણિની વારતા

અંબાલાલ પુરાણી

શ્રી કૃષ્ણના પરમ ભક્ત સનાતન ગોસ્વામી ગોકુળની પાસેના વૃંદાવનમાં એકચિત્ત થઈને ભગવાનના નામનો જપ કરતા બેઠા છે. થોડી વાર પછી એક ગરીબ જેવો દેખાતો બ્રાહ્મણ આવ્યો અને તેણે સનાતન ગોસ્વામીને પ્રણામ કર્યા.

ગોસ્વામીએ પૂછ્યું: ક્યાંથી આવો છો ભાઈ? તમારું નામ શું?

આવનારે કહ્યું: આવ્યો છું તો બહુ દૂરથી, અને તે તમારા દર્શન માટે જ. મારું નામ 'જીવન' અને હું વર્ધમાન જિલ્લાના એક ગામડામાં રહું છું

ગોસ્વામી: કોઈ ખાસ કામે મને મળવા આવ્યા છો?

જીવન. સ્વામીજી, મારા જેવો ગરીબ બીજો કોઈ નહિ હોય! મને ગરીબીનું મોટું દુઃખ છે. જેમ તેમ કરીને માંડ ગુજારો કરું છું

સનાતન ગોસ્વામી: ગરીબાઈ કોઈ પાપ નથી. ગરીબ માણસ પણ સદાચારી, સત્કારી અને પ્રભુભક્ત બની શકે.

જીવન: હું એમ તો શંકર ભગવાનની ભક્તિ કરું છું. અને હું એમની પાસે મારી ગરીબાઈ દૂર કરવા માટે ખરા અંતરથી પ્રાર્થના પણ કરું છું, એટલે તો હું તમારી પાસે આવી શક્યો.

સનાતન ગોસ્વામી: એ કેવી રીતે?

જીવન: એક દિવસ શંકર ભગવાને સ્વપ્નમાં આવીને મને કહ્યું: 'જીવન, તારી મનકામના હું પૂરી કરીશ! જમના નદીના કિનારે સનાતન ગોસ્વામી કરીને એક સાધુ પુરુષ રહે છે તેની પાસે તું જા અને તારા પિતા તરીકે ગણીને પ્રણામ કરજે. તારી ગરીબાઈ દૂર કરવાનો ઉપાય એની પાસે છે.' આમ કહીને શંકર ભગવાન અંતર્ધાન થઈ ગયા. એટલે તો હું આપની પાસે આવ્યો છું

સનાતન ગોસ્વામી: એ કેવું વિચિત્ર! મારી પાસે વળી છે શું? જે હતું તે બધું છોડીને હું અહીં આવ્યો આવ્યો, અને હવે તો ભિક્ષા માગીને નિર્વાહ કરું છું.

જીવન: એમ કેમ બને? તમારી પાસે તો........

સનાતન ગોસ્વામી (જીવનને અટકાવીને) હા, હા, છે, એક ઉપાય છે. એક વાર નદી કિનારે ફરતાં ફરતા પારસમણિ મને મળી ગયો હતો. કોઈ વાર કોઈ ને આપવાને કામ લાગશે એમ ધારીને મે કિનારાની રેતીમાં દાટી દીધો છે તમે તે લઈ જાઓ. એના સ્પર્શ માત્રથી તમારું દળદર ફીટી જશે

જીવન તો સનાતન ગોસ્વામીએ બતાવેલી જગ્યાએ ઉતાવળે પહોંચી ગયો રેતી ખોદી ત્યારે અંદરથી પારસમણિ મળી આવ્યો જીવન તો ખુશ ખુશ થઈ ગયો. પોતાના હાથ પર બાંધેલા બે માદળીયા લોઢાના પતરાના હતા તેમને અડકાડતા ચકચકતા સોનાના થઈ ગયા!

જીવન તો વિસ્મય પામીને પછીથી ઊંડા વિચારમાં પડી ગયો.

જમુના નદીનો પ્રવાહ તો આનંદભેર વહ્યો જ જાય છે જીવનને મળેલા પારસમણિનો એને જરાયે પ્રભાવ નથી અને જીવને સામે કિનારે નજર નાખી તો સોનાના લાલ ગોળા જેવો સૂરજ અસ્ત પામતો હતો.

જીવન વિચારમાં ઊંડો ઊતરી ગયો અને ઊઠીને સનાતન ગોસ્વામી પાસે પાછો આવ્યો. અને કહ્યું, "સ્વામીજી! જે ધન મેળવીને તમે આ પારસમણિને પણ દૂર મૂકી શક્યા છો તે ધનમાંથી થોડો ભાગ મને આપો." એમ કહીને એણે સનાતન ગોસ્વામીને પ્રણામ કર્યા અને પારસમણિને નદી કિનારે ફેંકી દીધો.

[બાલ દક્ષિણા: એપ્રિલ ૧૯૫૯]

## સમજપૂર્વકનું ધર્મપાલન

શ્રી રમણ મહર્ષિના આશ્રમમાં એક વાર ચોર આવ્યા: શ્રી રમણ મહર્ષિને એની ખબર પડતાં જ તેમણે ચોરોને કહ્યું કે, 'તમને જે ગમે અને જેટલું જોઈએ તેટલું ખુશીથી લઈ જાઓ.' આમ કહીને તેઓ પોતાના સાથીઓની સાથે બહાર ચાલ્યા ગયા.

ચોરોને એમ કે આ લોકો અમારી સાથે ચાલાકી વાપરે છે તેથી ભય બેસાડવા દરેકને એક એક લાકડી ફટકારી. શ્રી રમણ મહર્ષિને પણ છોડ્યા નહીં.

સાથીઓમાંથી એક જણને આ ન રુચ્યું. ઉશ્કેરાઈ ગયા. તેણે પાસે પડેલો લોખંડનો સળિયો લઈ ચોરોને મારવા જવાની તૈયારી કરી.

પોતાના સાથીને આ પ્રમાણે તૈયારી કરતો જોઈને શ્રી રમણ મહર્ષિ શાંત અને ગંભીરપણે બોલ્યા: 'ભલા ભાઈ, તું ખાતો હોય છે ત્યારે કોઈ વાર તારી જીભ દાંત વચ્ચે કચરાઈ જાય છે; તે વખતે શું તું ગુસ્સે થઈને તારા દાંતને તોડી પાડે છે? નહીં જ; ત્યાર પછી તું સંભાળીને ખાય છે અને ફરી વાર જીભ દાંત નીચે ન કચરાય તેની ચીવટ રાખે છે. કેમ ખરું ને?

'ચોરો આપણા જ ભાઈઓ છે. જીભ અને દાંતનો સુમેળ સાચવીને આપણે જેવી રીતે ખાઈએ છીએ તેવી રીતે જ આપણો અને ચોરોનો સુમેળ સાચવીને આપણે સમાજમાં રહેવું જોઈએ. જેમ આપણે દાંત પાડી નાખતા નથી તેમ ચોરોને પણ સમાજમાંથી ફેંકી દેવાના નથી.

'આપણે આપણો ધર્મ બરોબર બજાવીએ અને તેનું સમજપૂર્વક પાલન કરીએ તો ચોરો પણ કોઈ દિવસ જરૂર સન્માર્ગે વળશે.'

—'ઈન્દુ'

☆

## પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઑર્ડરથી સંચાલકને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પ્રગટ થાય છે. થોડી નકલો હાથકાગળ પર છપાય છે. તેનું વાર્ષિક લવાજમ દેશમાં આઠ, પરદેશ માટે શિલિંગ ૧૬, પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારા બાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

અનુક્રમણિકા ........................................ ૧૨ જુલાઈ '૧૯[illegible]


| | પૃષ્ઠ | | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ બાપુના પત્રો ... ... .. ગાંધીજી | ૨ | ૮ મનુષ્ય સ્વભાવ ... પુષ્પા ગાંધી | [illegible] |
| ૨ શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા • મસ્લિકજી | ૩ | ૯ વસિયતનામું ... મુકુંદ | [illegible] |
| ૩ સત્યનો અનન્ય ઉપાસક... કાકાસાહેબ | ૭ | ૧૦ મો સૌનું બાપુ ... ... ... | [illegible] |
| ૪ પાવન પ્રસંગો... ... છગનલાલ જોષી | ૮ | ૧૧ પાપ-પુણ્યનાં પ્રયોજનો... ... મુ. મ. | [illegible] |
| ૫ વંદન હજો ... ... ધીરેન ગાંધી | ૧૧ | ૧૨ આપણા મહત્તું ભાગ્ય ... રમણ મહર્ષિ | [illegible] |
| ૬ આવા હતા બાપુ ... નવીન ગાંધી | ૧૨ | ૧૩ બ્રહ્મચર્યની ધારણા • અંબાલાલ પુરાણી | ૨૩ |
| ૭ સંત ફ્રાંસિસ ... ... પ્રો. ઉપેન્દ્ર ભટ્ટ | ૧૪ | ૧૪ સમજપૂર્વકનું ધર્મપાલન ... 'ઈન્દુ' | ૨૪ |



પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

# રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

☆

| | | |
|---|---|---|
| આવા હતા બાપુ–૧-૨-૩ દરેકના | .... | ૦–૫૦ |
| ગાંધી-ગુરૂ | .... .. | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | .... .... | ૧–૨૫ |
| અલ્લાહના બંદાઓ | .. | ૦–૩૭ |
| મસ્તીની પળોમાં | .. | ૦–૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | .... .. | ૦–૨૦ |
| ગુરૂદેવ સાથે જીવનયાત્રા | ... .. | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | | ( છપાય છે ) |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | .... | ,, |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ... | ,, |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | .... | ,, |
| આવા હતા બાપુ–૪ | .... .... | ,, |

# સમજપૂર્વકનું ધર્મપાલન

શ્રી રમણ મહર્ષિના આશ્રમમાં એક વાર ચોર આવ્યા: શ્રી રમણ મહર્ષિને એની ખબર પડતાં જ તેમણે ચોરોને કહ્યું કે, 'તમને જે ગમે અને જેટલું જોઈએ તેટલું ખુશીથી લઈ જાઓ.' આમ કહીને તેઓ પોતાના સાથીઓની સાથે બહાર ચાલ્યા ગયા.

ચોરોને એમ કે આ લોકો અમારી સાથે ચાલાકી વાપરે છે તેથી ભય બેસાડવા દરેકને એક એક લાકડી ફટકારી. શ્રી રમણ મહર્ષિને પણ છોડ્યા નહીં.

સાથીઓમાંથી એક જણને આ ન રુચ્યું. ઉશ્કેરાઈ ગયા. તેણે પાસે પડેલો લોખંડનો સળિયો લઈ ચોરોને મારવા જવાની તૈયારી કરી.

પોતાના સાથીને આ પ્રમાણે તૈયારી કરતો જોઈને શ્રી રમણ મહર્ષિ શાંત અને ગંભીરપણે બોલ્યા: 'ભલા ભાઈ, તું ખાતો હોય છે ત્યારે કોઈ વાર તારી જીભ દાંત વચ્ચે કચરાઈ જાય છે; તે વખતે શું તું ગુસ્સે થઈને તારા દાંતને તોડી પાડે છે? નહીં જ; ત્યાર પછી તું સંભાળીને ખાય છે અને ફરી વાર જીભ દાંત નીચે ન કચરાય તેની ચીવટ રાખે છે. કેમ ખરું ને?

'ચોરો આપણા જ ભાઈઓ છે. જીભ અને દાંતનો સુમેળ સાચવીને આપણે જેવી રીતે ખાઈએ છીએ તેવી રીતે જ આપણો અને ચોરોનો સુમેળ સાચવીને આપણે સમાજમાં રહેવું જોઈએ. જેમ આપણે દાંત પાડી નાખતા નથી તેમ ચોરોને પણ સમાજમાંથી ફેંકી દેવાના નથી.

'આપણે આપણો ધર્મ બરોબર બજાવીએ અને તેનું સમજપૂર્વક પાલન કરીએ તો ચોરો પણ કોઈ દિવસ જરૂર સન્માર્ગે વળશે.'

—'ઈન્દુ'

⁂

## પ્યારા બાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઑર્ડરથી વ્યવસ્થાપકને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. થોડી નકલો હાથકાગળ પર છપાય છે. તેનું વાર્ષિક લવાજમ દેશમાં આઠ, પરદેશ માટે શિલિંગ ૧૬. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારા બાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

અનુક્રમણિકા ... ... ... ... ... ... ... ... ... ... ... ... ૧૨ જુલાઈ ૧૯૫૮


| | | પૃષ્ઠ | | | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧ બાપુના પત્રો ... | ગાંધીજી | ૨ | ૮ મનુષ્ય સ્વભાવ ... | પુષ્પા ક. શાહ | ૧૭ |
| ૨ શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | મલ્લિકાર્જુન | ૩ | ૯ વિશ્વનંદ ... | કુમકુમ | ૧૯ |
| ૩ સત્યનો અનન્ય ઉપાસક ... | [illegible] | ૭ | ૧૦ સૌ સૌનું કામ ... | ... | ૨૦ |
| ૪ પાવન પ્રસંગો ... | છગનલાલ જોશી | ૮ | ૧૧ ચાર પુષ્પનાં પ્રેમીઓ ... | ગુ. મ. | ૨૧ |
| ૫ વંદન હજો ... | ધીરેન ગાંધી | ૧૧ | ૧૨ આપણા પ્યારા બાપુ ... | [illegible] | ૨૨ |
| ૬ આપણા હતા બાપુ ... | નવીન ગાંધી | ૧૨ | ૧૩ પારસમણિની ભાવના | અંબાલાલ પુરાણી | ૨૩ |
| ૭ સંત કાસિમ ... | પ્રો. ઉપેન્દ્ર ભટ્ટ | ૧૪ | ૧૪ સમજપૂર્વકનું ધર્મપાલન ... | 'ઈન્દુ' | ૨૪ |


પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

## હથોડાના ઘા

ઘટમાં પડે રે હથોડા કેરા ઘા.
કોને કહીએ , રે દિલડાની લ્હા ?
ઘટમાં પડે રે હથોડા કેરા ઘા.

સવળે વળાંકે ઊગી તરુવર ફાલ્યું,
શું રે વાશે દુનિયાના વા;
અવ રે બાંધું હું એને કચકોડી રાખું,
સુણજો નહિ કોઈ એની ધા.
ઘટમાં પડે રે હથોડા કેરા ઘા.

નદીએ બદલીને વ્હેણાં રણકાંઠ લીધો,
મૂકી દીધો અસલી પ્રવા';
મૂળ રે બદલાવું, મથણા એને કાજ કારી,
ભોગવું એ કૃતની સજા,
ઘટમા પડે રે હથોડા કેરા ઘા.

અગન પેટાવ્યો, મહીં ભાઈ ઈંધણાઓ હોમ્યા,
હતા નહીં એ આરોગ્ય પ્રદા;
અવ એ ધૂમાડો ધૂણીનો અખિયાંને મુંઝવે,
ધ્રૂસકે રૂવે છે રૂદિયા.
ઘટમાં પડે રે હથોડા કેરા ઘા.

મહીં તોય બેઠો નિરખીને મનડા શું મ્હાલે,
કહે છે હર ફેરી, વાહવા';
એના રે દુવારે દુઃખમાં મસ સુખ માણું,
રૂદનમાં અનેરી મજા
ઘટમાં પડે રે હથોડા કેરા ઘા.

મરોડ

# ગીતાંજલિ : એક અધ્યયન

ગુરુદયાલ મલ્લિક

રવીન્દ્રનાથ ટાગોર (૧૮૬૧–૧૯૪૧) 'ગીતાંજલિ' એ નામના ભાવવાહી ગીતોના સંગ્રહથી ૧૯૧૩માં નોબેલ પારિતોષિક મેળવી જગતમાં પ્રસિદ્ધ થયા. ૧૦૩ ગીતોમાં ગુરુદેવે જે ભક્તિપૂર્ણ ઉદાત્ત ભાવનાઓ પ્રગટ કરી છે તે આજે પણ મનુષ્યને પરમાત્માની પાસે લઈ જઈ શકે છે. જીવનના આદર્શો, આદર્શોની સાધના, સાધનાના પ્રકારો, પ્રભુનું દર્શન, પ્રેમ અને આનંદ–આ બધાં તત્ત્વોને ગુરુદેવે સંગીત અને કલા દ્વારા એવી સરસ રીતે વર્ણવ્યાં છે કે તેના રહસ્યનો શાંતિથી વિચાર કરવામાં અપૂર્વ પ્રકાશ અને પ્રેરણા મળે છે. શ્રી ગુરુદયાલ મલ્લિકે ગીતાંજલિમાંથી લગભગ વીસેક કાવ્યો ચૂંટી તેનું સુંદર વ્યાખ્યાન કર્યું છે. વ્યાખ્યાનની પદ્ધતિ એટલી બધી સારી છે કે ગહન વિચારો પણ બહુ સરલ બની જાય છે અને વાચકને ગળે બધું તરત જ ઊતરી જાય છે. વિવરણ વાંચ્યા પછી ગુરુદેવનું ગીત તરત જ સ્પષ્ટ થાય છે અને અસાધારણ આનંદ આપે છે. મહાકવિઓની કૃતિઓને લોકભોગ્ય બનાવવા માટે આવા પ્રકારની વિવરણ પદ્ધતિ સ્વીકારવાની બહુ જરૂર છે..........આ પુસ્તક દરેક વ્યક્તિએ ગીતાની માફક રોજ વાંચવા જેવું છે, લગ્ન જેવા શુભ પ્રસંગોમાં મિત્રોને ભેટ આપવા જેવું છે. આજે ભાવનાપ્રધાન સાહિત્યસરિતાનાં નીર જ્યારે સુકાતાં જાય છે, ત્યારે ગુરુદેવની પ્રસાદી માનવસમાજને ચખાડવામાં આવે છે એ આપણું સદ્ભાગ્ય છે. મનોહર મુદ્રણ માટે પ્રકાશકને પણ ધન્યવાદ આપવો ઘટે છે. દરેક પુસ્તકાલય આ પુસ્તક વસાવે અને આપણાં ભાઈબહેનો તેનો લાભ લે.

—પુસ્તકાલય : મે, ૧૯૫૮

# આરામ

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૨ | ૧૨ – ઓગસ્ટ – ૧૯૫૯ | અંક ૬૨

યુદ્ધ એ કંઈ મજાક નથી. કોઈને યુદ્ધ ગમતું નથી, જોઈએ નહિ. કેમકે એ દરરોજ સર્વનો વિનાશ છે. પરંતુ અન્યાય સહન કરી લેવાની સલાહ હું કોઈને ન આપું. ન્યાયી કામને અર્થે લડતો લડતો એકેએક ભારતવાસી ખપી જાય તો તેની હું પરવા ન કરું. —બાપુ



(ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક)

# બાપુના પત્રો



[ બાપુનું પ્રતિભાશાળી વ્યક્તિત્વ ખરેખર અભૂતપૂર્વ જ હતું. એમનાં લખાણો અને પત્રો દ્વારા એનો આપણે પરિચય કરીએ છીએ, પરંતુ એમનાં સાન્નિધ્યમાં રહેવાને ભાગ્યશાળી થયેલી વ્યક્તિઓએ પણ એમના વ્યક્તિત્વની આપણને ઝાંખી કરાવી છે. પૂ. નારણદાસ કાકા ઉપરના બાપુના પત્રોનો સંગ્રહ એક અનોખી જ ભાત પાડે છે. ૧૯૩૨ની સાલમાં બાપુ યરવડાની જેલમાં હતા ત્યારે તેમની સાથે પૂ. સરદારસાહેબ અને મહાદેવભાઇ પણ હતા. આ અરસામાં પૂ. નારણદાસભાઈ ગાંધી સાબરમતી આશ્રમના વ્યવસ્થાપક હતા. આશ્રમના સંચાલનનો બધો જ બોજો તેમણે ઘણી જ કાર્યદક્ષતાથી ઉપાડી લીધેલો. બાપુ નારણદાસકાકાના કાર્યથી મુગ્ધ હતા. એક ભાઈને આ વિશે લખતા બાપુએ લખ્યું: "નારણદાસની દક્ષતા, સહનશીલતા, પવિત્રતા, ત્યાગ શક્તિ, વિવેકબુદ્ધિ વગેરે મારા જેવાને પણ અદેખાઈ કરવા જેવાં લાગે છે. એણે મને આશ્રમ વિશે તદ્દન નિશ્ચિંત કરી મૂક્યો છે."

ભાદરવા સુદમાં પૂ. નારણદાસકાકાની ૭૫મી વર્ષગાંઠ આવે છે. દર વર્ષે બાપુ, કાકાને ઉમળકાભર્યો કાગળ લખી આશીર્વાદ મોકલતા. આજે બાપુ સ્થૂળ દેહે આપણી વચ્ચે નથી. પણ તેઓ તો 'વાસાંસિ જીર્ણાનિ'ના સિદ્ધાંતને માનતા હતા. મૃત્યુ તો તેમના ભૌતિક શરીરને જ આપણાથી દૂર કરી શક્યું છે. પરંતુ તેમના આશીર્વાદ તો દરેક શુભ કાર્યમાં ઊતરે જ છે. પૂ. કાકાની રેંટિયાની એકધારી અખંડ ઉપાસના અને અવિચળ શ્રદ્ધાએ કેટલાયને રેંટિયાનો ચેપ લગાડ્યો છે. "રેંટિયો તો સત્સંગ કરવા જેવી ચીજ છે હું તો એમાંથી આનંદ લૂટું છું. અને એવો આનંદ લૂટવા માટે સૌને લલચાવી રહ્યો છું. રેંટિયો તો કામધેનુ છે. જે જોઈએ એ આપે. જેને સૂતરની કોકડી જોઈતી હોય એને સૂતરની કોકડી આપે અને જેને રામ જોઈતા હોય એને રામ પણ આપે." આવા શબ્દોમા રેંટિયા ઉપરની શ્રદ્ધા વ્યક્ત કરતા પૂ કાકાને મેં ઘણી વાર સાંભળ્યા છે.

બાપુએ ચીંધેલા કોઈ પણ સેવાના કાર્યમાં આટલી જીવંત શ્રદ્ધા અને બાપુના આશીર્વાદ આપણા સૌમાં ઊતરે એ જ આ દિવસની પ્રાર્થના છે.]

પૂ નારણદાસ કાકાને ૪૭મે જન્મ દિવસે બાપુએ યરવડા જેલમાંથી પોતાને અક્ષરે નીચે પ્રમાણે શોભતો આશીર્વાદ મોકલ્યો:

"અત્યારે બુધવારની પ્રભાત છે. બકરી માતાઓ દોવાઈ રહી છે ને પોતાનું ગાન સંભળાવી રહી છે. તમારી ટપાલ નિયમસર સાંજે મળી. તમને મારા આશીર્વાદ ખોબા ભરીને છે. કાં ન મોકલું? મારી બધી આશાઓ તમે મફળ કરી રહ્યા છો ને તમારી અનન્ય અને જ્ઞાનમય સેવાથી અમને ત્રણેને ય આશ્ચર્યચકિત કરી રહ્યા છો. બધી અગ્નિ પરીક્ષામાંથી પસાર થવાની શક્તિ તમને ઇશ્વરે બક્ષી જણાય છે. ઘણું જીવો ને સત્યનારાયણનો અહિંસા દેવી મારફત સાક્ષાત્કાર કરો ને બીજાઓને કરવામાં સહાયભૂત થાઓ." ૧૦–૯–૩૨ યરવડા મંદિર

આશ્રમના એક ભાઈ વિશે પૂ. બાપુએ ના. કાકાને લખ્યું:

"પ્રાર્થના વખતે તેણે મલિનતાનો ત્યાગ કરવો જ જોઈએ. જેમ કોઇ મનુષ્ય તેને જુએ ત્યારે મલિન કામ કરતાં તે શરમાશે તેમ જ તેણે ઈશ્વરની સમક્ષ પણ મલિન કામ કરતાં શરમાવું જોઈએ. પણ ઈશ્વર તો હંમેશાં આપણા દરેક કૃત્યને જુએ છે. વિચારને જાણે છે. એટલે એવી એક પણ ક્ષણ નથી કે જ્યારે તેનાથી છાનાં કંઈ કામ કે વિચાર થઈ શકે. આમ જે હૃદયપૂર્વક પ્રાર્થના કરશે તે છેવટે ઈશ્વરમય જ થશે એટલે નિષ્પાપ થશે."

દાખલ થયો ત્યાં એક સોફા પર બે વિભૂતિઓને મેં બેઠેલી જોઈ. એક હતા શ્રી અરવિંદ અને બીજાં શ્રી માતાજી. જીવનની એ એક પુણ્ય પળે મેં એમનાં દર્શન કર્યાં હશે ત્યાં તો મારી આંખ સામેનું દૃશ્ય જ બદલાઈ ગયું. જ્યાં શ્રી અરવિંદ બેઠા હતા ત્યાં મેં એક સૂર્યને પ્રકાશમાન જોયો, અને જ્યાં શ્રી માતાજી બેઠાં હતાં ત્યાં એક સાગરનો પ્રવાહ. શિવ અને શક્તિના હૃદય અને હસ્તમિલાપ. સાગરમા મારા આત્માએ સ્નાન કર્યું અને સૂર્યના પ્રકાશમા હું પુનર્જન્મ પામ્યો.'

મેં કહ્યું. તમે આ બધું વર્ણન કરી રહ્યા છો તે પરથી મને વર્ષો પહેલાંના એક વાત યાદ આવે છે.

'તે કઈ?' મારા મિત્રે જાણવા માગ્યું.

'એક વાર એક બાઈએ હિમાલયમાં એક ઋષિ પાસે દીક્ષા લીધી દીક્ષા લીધા પછી તેમણે જે કંઈ જોયું તેનું વર્ણન કરતાં તેમણે પણ આવી જ એક વાત કરી હતી.'

'તે હોઈ શકે છે, પણ એ તો એક નક્કર હકીકત છે કે, જ્યારે કોઈ વ્યક્તિને તેના સાચા ગુરુની વિરાટ વિભૂતિનાં દર્શન થાય છે ત્યારે તેને એવો જ અનુભવ થાય છે કે, પોતે કરુણાના સાગરમા સ્નાન કર્યું છે અને આત્મજ્ઞાન અને અતિમનસના આકાશમાં જે સૂર્ય પ્રકાશે છે તેના એક કિરણે પોતાના હૃદયમાં પ્રવેશ કર્યો છે.'

'અતિમનસનું આકાશ!' મેં આશ્ચર્યથી પૂછ્યું—આવા શબ્દો તો, આ પહેલાં મેં કોઈ દિવસ સાભળ્યા નથી! આત્મજ્ઞાન વિશે હું થોડું ઘણું અને તે પણ બુદ્ધિ દ્વારા જ—તેને મેં હજી સાચા અર્થમાં જીવનમાં નથી ઉતાર્યું—જાણું છું; તેથી કૃપા કરીને મને સમજાવો કે અતિમનસનું આકાશ શું છે, અને એ શબ્દો યોગના ક્ષેત્રમા કોઈ નવા સત્યને સૂચવે છે?'

'હા'—મારા મિત્રે જવાબ વાળ્યો—' અને આ અતિમનસને અવતારવાનો પ્રયોગ જ ગુરુદેવ શ્રીઅરવિંદ શ્રી માતાજીના સંપૂર્ણ સહયોગથી વર્ષોથી કરી રહ્યા છે.'

'પણ, એ પ્રયોગનું ધ્યેય કે લક્ષ્ય શું છે?'

માણસ પોતાને સંપૂર્ણપણે દૈવી એકતાના રંગમાં રંગી દે તે.'

'એટલે?'

'આજ સુધી યોગમાં માણસના વ્યક્તિત્વનાં અમુક અંગોને બાકાત રાખવામાં આવ્યાં હતાં. તેથી અમુક ક્ષેત્રોથી તેને દૂર રહેવાની શિખામણ આપવામાં આવે છે. જગત મોહમાયાની એક ફસાવનારી જાળ છે, એક જંજાળ છે, એવું તો તમે કેટલીએ વાર સાંભળ્યું હશે. તેનાથી દૂર રહેવું, ભાગવું, નહીં તો આ જગત એમ જ નડયા કરશે.'

'તો શું, મોહમાયાની એ જાળ જંજાળમાં સપડાયેલાં જ રહેવું? તેમ તો, માણસને કોઈ દિવસે ય મુક્તિ નહીં મળે.

'મુક્તિ એટલે શું?' મારા મિત્રે પૂછ્યું.

'જગતથી છૂટકારો!'

'પણ છૂટકારો શા માટે?'

'મુક્તિ મેળવવા માટે!' મેં જરા આવેશમાં કહ્યું.

'જો આ જગત ભગવાને તમને ફસાવવા માટે જ રચ્યું હોય તો તેમણે તમને અહીં મોકલ્યા જ શા માટે? કોઈ પિતા કે માતા કોઈ દિવસ પોતાના સંતાનને ફસાવવા માટે કંઈ કરે ખરાં?'

'ના!'

'તો પછી, પ્રભુ જેવા પિતા શા માટે એવું કરે?'

'તમે કહો છો તે યોગ્ય લાગે છે.'

'તેથી જ તો, હું કહું છું—' મારા મિત્રે કહેવું ચાલુ રાખ્યું—' કે, આ જગતમાં રહીને જ મુક્તિ મેળવવી અને તે પણ કાર્ય કરતાં કરતાં.'

'આ તો તમે જગતનાં લોકોથી ઊલટું જ બોલ્યા!'

'કેમ?'

'કર્મ જ તો, માણસને બાંધી રાખે છે. અને તેમાંથી મુક્ત થવા માટે જ તે મુક્તિની અભિલાષા રાખે છે.'

'પણ, કર્મ તો ત્યારે જ બાંધે છે જ્યારે તેમાં કોઈ સ્વાર્થ, કોઈ આસક્તિ રહ્યાં હોય, પરન્તુ જો પ્રત્યેક કર્મ સમર્પણના ભાવથી કરવામાં આવે તો તે મુક્તિનું દ્વાર બની જાય છે. તેથી અમારા ગુરુદેવ અને શ્રી માતાજી પણ અમને કહે છે કે, તમારું પ્રત્યેક કાર્ય—નાનું કે મોટું, જો કે પ્રભુની નજરમાં તો પ્રત્યેક કાર્ય એકસરખું જ, અગત્યનું અને ઉપાસનારૂપ હોવું ઘટે—પ્રભુને સમર્પણ કરવું જોઈએ. ખાવું-પીવું, સ્નાન કરવું, કપડાં પહેરવાં, ઊંઘવું, બોલવું, લખવું, ચિત્ર દોરવું, સંગીત કે કવિતા રચવી, ઓરડો વાળવો, પાણી ભરવું, ખેતી કરવી, ઉદ્યોગ કરવો આદિ આદિ.'

'પણ,—' મેં પૂછ્યું—'એ પ્રત્યેક કર્મને પ્રભુચરણે સમર્પણ કરવાની ભાવના કેળવાય શી રીતે?'

'તેની જ કેળવણી આશ્રમમાં આપવામાં આવે છે.

અને તેના સંબંધમાં તમારે કંઈ જાણવું હોય તો શ્રી માતાજીનાં પુસ્તકો પહેલાં વાંચી જજો.

'શ્રી માતાજીનાં પુસ્તકો કેમ પહેલાં વાંચવાં? તમારા ગુરુદેવ શ્રી અરવિંદનાં જ કેમ નહીં?'

'કારણ કે, ભાવિક માટે સાદી ભાષા સરળ ભાષા સમજવી સહેલી પડે છે.'

'તો, તેથી જ તમે તમારી સાધનાની ઓરડીમાં જ નહીં પણ ઘરના પ્રત્યેક ઓરડામાં એવું પાટિયું દિવાલ પર ટાંગ્યું છે કે, "મા સર્વત્ર છે મા તમને સદા જોઈ રહી છે."'

'હા, કારણ કે, એ શબ્દો અમને સતત માતાજીનું સ્મરણ કરાવે છે. એમનું સ્મરણ કરતાં એમની શિખામણ યાદ આવે છે તેનું સ્મરણ થતાં જ સાવધાન થઈ જઈએ છીએ. સદા સાવધાન રહેવું એ જ સાચી સાધના છે.'

'શેના સંબંધમાં સાવધાન રહેવાનું?'

'શ્રી માતાજી તરફ'

'કેમ?'

'કારણ કે, ત્યારે અમે અમારું પ્રત્યેક કાર્ય સમર્પણ ભાવથી અને સુંદર રીતે કરીશું અને તે કરવા માટે તેવી ભાવના કેળવશું એવી સદ્ભાવના અને કૌશલ્ય કેળવવા માટે જે સર્વાંગી પવિત્રતા જોઈએ તે મેળવવા માટે રાતદિવસ મથીશું; અને એવી પવિત્રતા જ તો, આત્માની સચ્ચાઈ છે. એવી અતિમનસને અમારા જીવનમાં ઊતરવાનો રસ્તો ખૂલી જશે, જુઓને, અમારા ગુરુદેવના આશ્રમમાં શ્રી માતાજી જ, સૌથી વધારે કામમાં વ્યસ્ત વ્યક્તિ કે વિભૂતિ છે. સવારથી તે મોડી રાત સુધી તે જંપતાં નથી ફક્ત બે ત્રણ કલાક જ તેઓ વિશ્રામ કરે છે. જો કે વિશ્રામ દરમિયાન પણ તેઓ ઘણાં મશગૂલ રહે છે.'

'ઊંઘમાં અને મશગૂલ?'

'પણ, તેમનો વિશ્રામ ઊંઘ નથી તેઓ ત્યારે સૂક્ષ્મ જગતમાં વસે છે, એમ તો પળે પળે એક એવા સૂક્ષ્મતર જગતમાં વસે છે, જ્યાં સ્થૂળ સૂક્ષ્મનો ભેદભાવ નથી પણ વિશ્રામમાં બહારનું કોઈ સાધન કે નિમિત્ત તે માટે તેમને જરૂરી નથી તેઓ જુદા જુદા લોકે ફરી રહેલા સાધકોને આશીર્વાદ આપે છે, શિખામણ આપે છે, શક્તિ આપે છે, પ્રેરણા આપે છે, અને .. ..'

'અને?' હું વચ્ચે જ બોલી ઊઠ્યો.

'અને માનવજીવનની પ્રકાશમય પ્રગતિ માટે, તેની ચેતનામાં શક્તિ રેડે છે, તેમ જ ઊંચા અને સાત્ત્વિક આદર્શો અને વિચારોને જીવનમાં અનેકવિધ ક્ષેત્રોમાં જન્મ આપે છે.'

'તો આવી જાતનો જન્મ તમારામાં પણ થયો છે?'

'તેની ખબર તો શ્રી માતાજીને જ હશે હું તો શ્રી માતાજીના ચરણોમાં રહેવાનો સતત પ્રયાસ કરું છું.'

'પણ, તમે તો હજી શહેરમાં વેપાર કરો છો!'

'તેમાં શું તમને આશ્ચર્ય થવા જેવું લાગે છે?'

'વેપાર અને અતિમનસની સાધના? એ બંને એક સાથે શી રીતે સંભવિત છે?'

'એ જ તો શ્રી ગુરુદેવ અને શ્રી માતાજીના સંપૂર્ણ કે સંયુક્ત સમન્વય યોગની ખૂબી છે. મેં તમને આ પહેલાં કહ્યું છે કે, પ્રત્યેક પ્રવૃત્તિ પ્રભુને અર્પણ કરી શકાય છે હા, શ્રી ગુરુદેવ અને શ્રી માતાજીની અપાર કૃપા મારા પર ન હોત તો હું ક્યારનો ય ગબડી પડ્યો હોત.

એટલું કહીને મારા તે મિત્ર અચાનક ઊભા થઈ ગયા. અમે જે ઓરડામાં બેઠા હતા તેની પાસેના ઓરડામાં ટેલીફોનની ઘંટડી વાગી રહી હતી તેથી તેઓ ત્યાં ગયા. થોડા વખત પછી તેઓ પાછા હું બેઠો હતો તે ઓરડામાં આવ્યા. અને મને કહેવા લાગ્યા: 'મારે હમણાં જ એક હૉસ્પિટલમાં જવું પડશે; કેમ કે, ત્યાં મારા એક મિત્ર છે તેમને વિશે એવી ખબર મળી છે કે તરત જ ગયા વિના ચાલે એમ નથી. તેમણે ગયે અઠવાડિયે એક ગંભીર કહી શકાય એવું ઓપરેશન કરાવ્યું હતું. તેમની સ્થિતિ હાલ ગંભીર છે, એમ હૉસ્પિટલેથી એક બીજા મિત્રે ટેલીફોન કરી મને જણાવ્યું તેથી, મને માફ કરશો.

'તમારી મારા પર એક મોટી મહેરબાની થઈ છે, તમે મને શ્રી અરવિંદ અને શ્રી માતાજીના પૂર્ણયોગને સમજવાને માટે એક દૃષ્ટિકોણ આપ્યો!

તેમને પ્રેમપૂર્વક નમસ્કાર કરી હું ઘેર પાછો આવ્યો.

ઘરે પાછા ફરતાં અચાનક એક ઝાડ પર મારી નજર પડી સૂર્યના પ્રકાશમાં તે થડથી તે ટોચ સુધી સ્નાન કરી રહ્યું હતું. તે જોઈને, હું સાવ જ દેહભાન ભૂલી ગયો. જ્યારે જરા ભાનમાં આવ્યો તો મને એક ગીત સ્ફુરી આવ્યું. તે ગીત હતું—

યહ જો સૂરજકી કિરણ,
તેરે પ્રેમ કા આવરણ.

તેરા પ્રેમ જગ સરજાવે,
ચેત-અચેતકો નાચ નચાવે;
સકલ સૃષ્ટિ સાજ સજાવે,
પથ્થર કરે કંચન.

તેરા પ્રેમ ભેદ મિટાવે,
પરસ્પર કે સંબંધ બનાવે;

આપસમેં સબકો મિલાવે,
કરે એક વર્ણ.

તેરે પ્રેમસે સૂરજ ચમકે,
ચાંદ ચમકે, તારા ચમકે;
નદી ઔર સમુન્દ્ર ઝળકે,
કરે આકર્ષણ.

ગીત ગાતાં ગાતાં ધરે પહોંચ્યો તેવો જ અંદર પ્રવેશી મસ્તક જમીન પર મૂકી આનંદના ઊંચા સ્વરે મેં લલકાર્યું: 'તમારો જય હો, અતિમનસના અવતારે!'

☆

## અવતાર અને વિકાસક્રમનો સંબંધ

અવતારનો જો વિકાસક્રમની સાથે કાંઈ જ સંબંધ ન હોય તો પછી એનો કાંઈ અર્થ રહેતો નથી. હિંદુ ધર્મમાં દશ અવતારની જે માળા આવેલી છે એ પોતે જ જાણે કે વિકાસક્રમની એક વાર્તા છે. પહેલો તે મત્સ્ય અવતાર છે, એ પછી પાણી અને જમીન બંને ઉપર ગતિ કરતું ઉભયચારિ પ્રાણી આવે છે, કૂર્મ અવતાર. એ પછી જમીન પરનું પ્રાણી આવે છે. એ પછી માણસ અને પશુ એ બે વચ્ચેનું સંધાન કરતો નરસિંહ અવતાર આવે છે. પછી આવે છે વામન રૂપનો માનવ, નાનકડો, અવિકસિત સ્થૂલ દેહધારી, છતાં એ પોતામાં પ્રભુને ધારણ કરતો હોય છે અને જીવનનો સ્વામી બનતો હોય છે. એ પછી રાજસિક, સાત્ત્વિક અને નિર્ગુણ રીતના અવતારો આવે છે અને તે માનવના વિકાસક્રમને પ્રાણમય રાજસિક, મનુષ્યમાંથી સાત્ત્વિક મનોમય મનુષ્યમાં પહોંચાડે છે અને ત્યાંથી અધિમાનસ સ્વરૂપના પરમ માનવમાં લઈ જાય છે. કૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ તે આ છેલ્લી ત્રણ કક્ષાઓના, આધ્યાત્મિક વિકાસની કક્ષાઓના પ્રતિનિધિ છે. કૃષ્ણ આવીને અધિમનસની શક્યતાઓને ખોલી આપે છે. બુદ્ધ તેથી પણ આગળ વધીને પરમ મુક્તિમાં પહોંચવાનો પ્રયત્ન કરે છે. પરંતુ એ મુક્તિ હજી નકારાત્મક રીતની છે, એમાં વિકાસક્રમને ભાવાત્મક રીતે પૂર્ણ કરવાને માટે પૃથ્વી ઉપર આવવાનું બનતું નથી. આ ક્ષતિને કલ્કિ પૃથ્વી ઉપર પ્રભુનું રાજ્ય લઈ આવીને તથા વિરોધક આસુરી બળોનો સંહાર કરીને પૂરી કરી આપવાના છે. આમ આ પ્રગતિ રૂપ ક્રમ બહુ ધ્યાન ખેંચે તેવો અને અસંદિગ્ધ રીતનો જ છે.

અવતાર રૂપ જન્મોની વચ્ચે થતા બીજા જન્મો વિષે એ વાત યાદ રાખવી જોઈએ કે કૃષ્ણ પોતાના ભૂતકાળમાંના અનેક જન્મોની વાત કરે છે, માત્ર અમુક મહાન જન્મોની જ નહિ. અને બીજી વાત એ કે કૃષ્ણ પોતે પરમાત્મા છે એમ કહે છે તોપણ એક સ્થળે તે પોતાને એક વિભૂતિ તરીકે, વૃષ્ણીનાં વાસુદેવઃ। એમ વર્ણવે છે. એટલે આમાંથી આપણે એમ જરૂર તારવી શકીએ છીએ કે તેમણે અનેક જન્મોમાં પોતાનો વિભૂતિ તરીકે આવિર્ભાવ કરેલો છે અને પોતાની અધિક પૂર્ણ ચેતનાને ઢાંકી રાખેલી છે. આપણે જો એ વાતનો સ્વીકાર કરીએ કે અવતાર તે વિકાસક્રમને આગળ દોરવા માટે થતો હોય છે તો આ વસ્તુ તદ્દન સમજી શકાય તેવી બને છે. જગતની મહાન સંક્રાંતિકાળની અવસ્થાઓમાં પ્રભુ અવતાર તરીકે પ્રગટ થાય છે અને નાની સંક્રાંતિઓના કાળમાં તે વિભૂતિઓ તરીકે આવીને મદદ કરે છે.

[દક્ષિણા : એપ્રિલ ૧૯૫૯] —શ્રી અરવિંદ

[ ગતાંકથી ચાલુ ]

**શરીર શ્રમ** — જ્યારે સાબરમતી આશ્રમમાં વ્યવસ્થાપક બન્યો હતો ત્યારે ગાંધીજી ૬૦ વરસના થઈ ગયા હતા પણ છતાં રોજ નિયમિત પીંજવા વણવાના ઉદ્યમમાં આવતા. સવારે શાક સમારવા, ભાજી સાફ કરવા સંયુક્ત રસોડામાં અર્ધો કલાક ગાળતા. સવાર સાંજ અવશ્યમેવ ફરવા જતા. રાતના ટ્રેનમાં દશ વાગે આવે તો પણ તેઓ અરધો કલાક ચાલવાનો જ. વરસાદ હોય તો પડસાળમાં ફરી લેતા. એક વાર ૧૯૨૮માં અમદાવાદમાં સખ્ત હિમ પડ્યું હતું. પણ નિયમ પ્રમાણે પ્રાર્થના સમાપ્ત થયા પછી સવારે પાંચ વાગે તેમની સાથે ધ્રુજવાઈ જવાય એવી કડકડતી ટાઢીમાં ફરવા જવાનો લહાવો મને પણ મળ્યો હતો.

ગાંધીજીનું પાયખાનું સ્વચ્છતાનો નમૂનો ગણાતું ને તેથી જ રમૂજમાં ગાંધીજી પાયખાનાને લાયબ્રેરી તરીકે ઓળખાવતા હતા.

૧૯૨૨માં રાષ્ટ્રીય શાળામાં અધ્યાપકો ને વિદ્યાર્થીઓએ આઠ કલાક કાંતવા પીંજવા વણવાનું કામ કરવાનો નિયમ એક વરસ સુધી પાળ્યો હતો. એમ. એ. બન્યા પછી ચાર નંબરના ગૂંચાયેલા રેંટિયા સુતરને ફાળકા પરથી ઉતારતા મારી આંખ અને કમર દુખતી હતી. પણ મારા સાથી તરીકે ખગોળશાસ્ત્રી કવિ હરિહર ભટ્ટ ને ન્યાયશાસ્ત્રી અપ્પાસાહેબ પટવર્ધન જેવા હતા એટલે એ વસમા દિવસો રોદનાના ન બનતા સાધનાના દિને બન્યા હતા.

**અસ્વાદ વ્રત** — આશ્રમમાં એક જ સંયુક્ત રસોડું થઈ જવાથી અસ્વાદ વ્રત કેળવવામાં મુશ્કેલી નહોતી આવતી. સામાન્ય રીતે દાળ શાક મરીમસાલા, વઘાર વર્જ્ય ગણાતા. કોળાનું શાક નિયમિત બનતું પણ આ ખોરાક બધાને સદી ગયો હતો. આશ્રમમાં રહેનારાઓ ગૌસેવામાં માનનારા હોવાથી ગાયના દૂધ ઘી સિવાય બીજું ભેંસનું દૂધ ઘીનો આશ્રમમાં ત્યાગ હતો. ગાયનું ઘી તે જમાનામાં સહેજે મેળવવું મુશ્કેલ હતું. પ્રયોગવીર વિનોબાજીએ વર્ધામાં પોતાના શરીર પર પ્રયોગ કરી સાબીત કરી બતાવ્યું હતું કે ખોરાકમાં તલ કે મગફળીના તેલને બદલે અળસીના તેલનું સેવન કરવામાં આવે તો શરીરનું વજન વધારી શકાય છે. એ રીતે વિનોબાજીએ બે માસમાં બાવીસ રતલ પોતાનું વજન વધાર્યું હતું. અળસી તેલનો પ્રયોગ આશ્રમના રસોડામાં શરૂ થયો. ને ઘીને બદલે કડવું અળસીનું તેલ રોટલી પર તરબોળ ચોપડી અમે ખાવા લાગ્યા હતા. જીવનની સાધનામાં અસ્વાદ વ્રતની ઘણી મોટી કિંમત છે તેમ પૂ. સરદાર સાહેબ પણ ગાંધીજીના સત્સંગથી સમજવા લાગ્યા હતા. ગાંધીજીના સહવાસમાં આવ્યા બાદ સરદારશ્રીએ સિગારેટ છોડી એટલું જ નહિ પણ રોજ સાંજે ભજીયાં ભેળ કલબમાં ખાતા તેને સાવ વિદાય આપી ને છેવટે છેવટે બાફેલા ભાજી શાક ખાઈ નિસર્ગોપચાર કરી ઘણા રોગમાંથી તેમણે મુક્તિ મેળવી હતી.

**અભય** — હું નવો નવો આશ્રમમાં આવ્યો હતો અને તરત જ નાગપુર કોંગ્રેસમાં જવાનું ભાગ્ય પ્રાપ્ત થયું. ત્યાં એક બપોરે બંગાળી વિપ્લવવાદીઓ ગાંધીજીને તંબુમાં મળવા આવ્યા હતા. હું ખૂણામાં બેઠો બેઠો વાર્તાલાપ સાંભળી રહ્યો હતો. શ્રી પ્રફુલ્લ ઘોષ, શ્રી સુરેશ બેનરજી વગેરે ભાઈઓની અહિંસામાં ગાંધીજીના જીવન લક્ષણમાંની શ્રદ્ધા પ્રગટી ને હિંસામાં શ્રદ્ધા રાખનાર આ તેજસ્વી વિદ્વાનોએ આશ્રમ સ્થાપી ખાદી કામને અપનાવ્યું. ગાંધીજીએ આ આશ્રમનું નામાભિધાન અભય આશ્રમ કર્યું. હિંસામાં માનનારા પોતાના નજીકના સાથીઓ પર સો ટકા વિશ્વાસ મૂકી શકતા નથી. અભય આશ્રમના સંચાલક ડૉ. ઘોષ એક વખત બંગાળાના મુખ્ય પ્રધાન બન્યા.

ગાંધીજી ઘણી વાર કહેતા કે પોતાને જે સાચું લાગતું હોય તે કહેવામાં જો ભૂપ પણ સામો આવે તો પણ ગભરાવું નહિ. સૌરાષ્ટ્રના એક ખાદી સેવકના આચાર વિષે મને શંકા આવી મેં ગાંધીજીને લખ્યું. ગાંધીજીએ મારો કાગળ એ ધુરંધર સંસ્થાપિત ખાદી કાર્યકર્તાને મોકલી આપ્યો. મારી કસોટી થઈ. ભગવાનની કૃપાથી મારી વાત સાચી ઠરી. પણ અભય વ્રત પાળવું કેટલું કપરું છે તે સમજાયું.

મારા પત્ની પૂ. કસ્તુરબાની સરદારી તળે સૂરત જિલ્લામાં દારૂડીઆઓને પીધેલાને સમજાવવા એકલા

કેમ જઈ શકતા હતા તે હિંમત ક્યાથી ત્યારે આવી હતી તે તેને પ આજે સમજાતુ નથી

પણ દેં ી સ પત્તિમા અભયની સૌથી મોટી ગણુતરી છે એ ત્યારથી સમજાઈ ગયુ છે

રાજકોટ સત્યાગ્રહ વખતે ત્યાના રાજા ને દીવાન વીરાવાળા ાા પેરવીથી ગરાસીઆઓ બાપુ સામે ધૂળ ઉડાડવા લાગ્યા હતા કાકરીઓ ફેકી ચાળા કરવા લાગ્યા હતા ત્યારે અમને બધાને દૂર ખસેડી સામે પગને દોડતા ગયા હતા એ નજર આગળ આજે તરવરે છે

બ ગાળામા માનીકાદામા ગાધી સેવાસ ઘના વાર્ષિક સમારભ સમયે સીઆલ્ડા સ્ટેશન પર સુભાષ બોઝના સાથીઓ કાળા વાવટા લઈ 'ગાધીવાદ ધ્વ સ હો એવા નારા પોકારતા સેકડોની સ ખ્યામા ધસી આવ્યા હતા ત્યારે પણુ ગાધીજી તેમની સામે હસતે મોઢે તેમનો સત્કાર કરતા ગયા હતા તે જોઇ બ ગાળાના પોલીસ અમલદારો મોઢામા આગળા ઘાલી ગયા હતા

**સર્વધર્મ સમભાવ** —આશ્રમમા ઈમામ સાહેબ, કેશવ બુદ્ધ સાધુ એન્ડ્રુઝ, મીરાબહેન એલ્વિન, અમ તુલ બહેન અબ્દુલ ગફાર ખાન કોસાબીજી પૂ જાનાઈ કેદારનાથજી, સ્વામી આનદ જુદા જુદા ધર્મોના ઈમામ, ખ્રિસ્તી જૈન, બુદ્ધ નિરાશ્વરવાદના અનુયાયી હોવા છતા એક કુટુ બના જન તરીકે વરસો સુધી રહી શક્યા ને દરેક ધર્મ ાા મહત્તા ને ખૂબી સમજી પોતાનુ જીવન વિકસાવી શક્યા હતા એ અમે રોજ જોતા હતા આશ્રમની રાષ્ટ્રીય શાળામા બધા ધર્મોના મુખ્ય મુખ્ય ઉત્સવો ઉજવાતા ને આશ્રમની પ્રાર્થનામા છેવટે છેવટે તો બુદ્ધ ઈમામ, જરથોસ્ત ધર્મના પ્રાથનામા શ્લોકો ઉમેરી હિ દુધર્મની સ કુચિત ભાવનાને તોડી નાખી હતી

**સ્વદેશી** —બાપુની રે ટિયા વિષે ી અનન્યભક્તિ જાણીતી છે ગાધીજીનો દેહાત ૧૯૪૮ ૩૦ જાન્યુઆરીના રોજ થયો તે ગોઝારા દિવસે પણુ કાત્યા વિના રહ્યા નહોતા ગાધીજી ૨૧ ઉપવાસ દરમિયાન રે ટિયા કાત વાનુ ભૂલ્યા નહોતા યરવડા જેલમા શ્રી મહાદેવભાઈ, સરદાર સાહેબ ને પૂ બાપુજી સાથે હુ હતો ત્યારે મહા દેવભાઈનુ ફ્રેન્ચના અભ્યાસને કારણે એક વખત કાત વાનુ રહી ગયુ ને તે સમયે જે બોધપાઠ આપ્યો હતો ત્યારે હુ હાજર હતો પણુ આ તો આત્મનેપ ઉપાસના થઈ ગાધીજી જ્યા જતા ત્યા બધે ખાદીનો આગ્રહ રાખતા ૧૯૨૧મા અમદાવાદની કોંગ્રેસમા તણુ ખાદીના પહેલીવાર થયા બાપુ હજામત જે વાળ દ ખાદી ન પહેરે તેની પાસે ન કરાવતા દક્ષિણુ ભારતમા પત્નીનુ મોટુ મ દિર હરિજન માટે ખુ લુ મૂકાયુ ત્યારે બાપુ પાલખીમા બેસી ૫૦૦ પગથિયા ચડ્યા હતા હુ સાથે હતો ત્યારે ઠાકોરજીને સાધા શુદ્ધ ખાદીના ચડાવવામા આ વ્યા હતા

બાપુના ખ દીના આગ્રહથી પ ડિત જવાહરલાલ નહેરૂ યુ પી મા ને શ્રી રાજેન્દ્રપ્રસાદ બિહારમા ને તામીલનાડમા રાજગોપાલાચારી જેવા ધુરધર રાષ્ટ્ર નેત ઓ ચરખા સ ઘના એજન્ટો બન્યા હતા

તે દિવસો દરમિયાન કોંગ્રેસના મેમ્બર થવા ઽ દે માહિને ૨૦૦૦ વાર સૂતર કાતીને આપવાનુ હતુ

આવી કટ્ટર ભાવના જ્યા પ્રગટતી હોય ત્યા સ્વદેશીનુ વાતાવરણુ જામ્યા વિના કેમ રહે?

**સ્પર્શભાવના:** વિષે તો મને આશ્રમમા પહેલે દિવસે દીક્ષા મળી તે વર્ણુવતા લખ્યુ છે જેને ગાધીજીએ પોતાનો જીવન સિદ્ધાત માન્યા તેમાથી કોઈ રીતે તેઓ ચલાયમાન થતા નથી એનો એક દાખલો યાદ આવે છે ગૂજરાત વિદ્યાપીઠના ફાળામા મુબઈના એક વૈષ્ણુવ ભાટીઆ ગૃહસ્થે મોટી રકમ આપવાની ઈચ્છા સ્વર્ગસ્થ મણિલાલ કોઠારી દ્વારા જાહેર કરી પણુ તેમા શરત હતી કે એ રકમ હરિજનોના શિક્ષણુમા કે લાભમા ન વપરાય ગાધીજીએ એ લાખ રૂપિયા વિદ્યાપીઠ માટે ન સ્વીકાર્યા

આશ્રમમા ી પોતાના મોટાબહેન રળિયાતબહેને લક્ષ્મીના દત્તક લેવાના બાદ વિદાય લીધી પણ હરિજન તો આશ્રમના મૂગ અ ગ તરીકે રહ્યા

આશ્રમવાસીની લાયકાત સાબિત કરવા માટે નવા ને જૂના કાર્યકર્તાઓએ પાયખાના સફાઈનુ સતત કામ કરીને પોતાની શક્તિ પૂરવાર કરવી ી રહેતી હતી.

ઉપનિષદ ને ગીતાના અભ્યાસી ભાઈ સુરેન્દ્રજીને બાપુજીએ ચમારનુ કામ સુપ્રત કર્યું હતુ મરેલ ગાય બળદના ચામડા ઉતારવાનુ કામ પવિત્ર બ્રાહ્મણુ આશ્ર મીઓ કરતા ક્રોધ ત્યા આભડછેટને અવકાશ જ ક્યાં? છુટકો

**નમ્રતા:**—૧૯૨૪મા પૂનામા સાસુન હોસ્પિટલમા ગાધીજીનુ એપેન્ડીકસનુ ઓપરેશન જેલ કારાવાસ દર મિયાન થયુ હતુ ત્યારે શ્રી નરહરિભાઈ સાથે હુ બાપુના દર્શનાર્થે ગયો હતો અમે જ્યારે હોસ્પિટલના ઓરડામા ગયા ત્યારે પૂ બાપુ સામે જરીના રેશમી સાડીમા સજ્જ થયેલા એના બિસેન્ટ માતા ગુફતેગો કરતા હતા વિવેક

ચીજ હતી. રાજકોટ સત્યાગ્રહ લડત વખતે રાષ્ટ્રીય શાળામાં મોટો સમુદાય પ્રાર્થના સમયે એકત્ર થયેલ અને સાયં પ્રાર્થના શરૂ થઇ. ઘોંઘાટ ચાલુ રહ્યો. પ્રાર્થના ઊભા ઊભા કરવામાં આવી પ્રાર્થના વખતે સાવચેતી કે અંગમરેતી ન રાખવા માટે સ્થાનિક કાર્યકર્તાઓને ઠપકો આપવામાં બાપુએ મણા રાખી નહિ. એટલું જ નહિ પણ સ્ટેશને બધા મળવાં ગયાં ત્યારે પણ બાપુના મનમાં એ પ્રસંગની વેદના ચાલુ જ હતી એટલે પુરષોત્તમ પગે લાગવા ગયો ત્યારે બાપુએ એ દુઃખ વ્યક્ત કર્યું અને પોતાની લાક્ષણિક ઢબે જોરથી ધબ્બો મારી ટકોર કરી કે, 'તારી પાસે તો ભજન ઝીલનારાઓનું એવું ગ્રુપ હોવું જ જોઈએ કે જંથી ધાંધલ થતી હોય તો પણ એ બધાં ભજન ઝીલી શકે.'

ત્યારથી રાજકોટમાં સમૂહ પ્રાર્થના જ્યારે જ્યારે થાય છે ત્યારે નવો પ્રાણ પ્રગટે છે એમ બહારથી આવતા નેતાઓ મુક્ત કંઠે સ્વીકારે છે.

આજે શ્રાદ્ધ દિને એકાદશ વ્રત પ્રાર્થના બાપુજીના જીવનમાં કેવા ઓતપ્રોત થઇ ગયા હતા તેનું માત્ર સ્મરણ કરું છું ત્યારે પણ એક જાતની મહત્તા અનુભવું છું. અને રોજ બરોજના જીવનમાં અણીને ટાકણે કેવી અજબ રીતે મોહ લાલચમાં આપણે સપડાઈ જઈએ છીએ એ વિચારવા બેસું છું ત્યારે હું મારા પંડથી શરમાતો હોઉંન એમ લાગે છે.

વધુ વિચારતાં એમ પ્રતીત થાય છે કે તે દિવસોનો પ્રભાવ સ્વપુરુષાર્થનો નહોતો. જેમ વંટોળિયો ઊંડે ને ઝંઝાવાતમાં નાના મોટા વેલાં ઝરઝાંખરાં ને ખરી પડેલાં પાંદડાં પણ ઊંચે ઊડવા લાગે તેમ આપણે ઉપર ઊંચે ઊડવા મંડયા હતા. ઝંઝાવાત સમી જતાં પાંદડાં મોટાં છોડવાં હેઠા બેસી જાય છે તેમ ગાંધીજી ગયા ને તેમની સાથે અહિંસક સત્યવીરની મરદાનગી ને ખુમારી પણ આપણે ખોઈ બેઠા હોઈએ તેમ લાગે છે.

આજે પુણ્ય સંવત્સરી નિમિત્તે જ્યારે આપણે ગાંધીજીના વારસદાર તરીકે નામના મેળવનાર બારડોલીના રાનીપરજ ભાઈઓ ને બહેનો ભેગાં થયા છીએ તેઓ વ્રતપાલનમા આવેલી શિથિલતા ખંખેરી સાચા માનવ બનીએ.

●

બાપુજી આપ તો મહાત્મા હો, અમે પામર જીવ છીએ. અમારાથી આવા ભગીરથ કામ ન થાય એમ કોઈ કહેતા હતા ત્યારે તેમને આ વચનો ગાળ જેવા લાગતા હતા. જે બાપુ પુરુષાર્થથી બધું સાધી શક્યા તે આપણે પણ તાપીની સાક્ષીએ ફરી આપણી પ્રતિજ્ઞાઓ તાજી કરીએ. ને બાપુએ ચીંધેલ માર્ગે ચાલવાનો દૃઢ સંકલ્પ કરીએ. આ સત્ય સંકલ્પ પ્રમાણે વર્તવાનું બળ ઇશ્વર આપણને સૌને બક્ષે એમ અંતઃકરણ પૂર્વક ઇશ્વર પાસે માર્યું છું.

☆

## રામકૃષ્ણની બોધકથા

નાનપણની ગણેશજીની આ વાત છે. એક વાર રમત રમતમાં તેમણે એક બિલાડીનાં બચ્ચાંનાં શરીર ઉપર વીંચકા ભરીને ઉઝરડા પાડચા.

રમત ગમત પૂરી થઇ અને તે પાર્વતી માતાજી પાસે ગયા, અને તેમનાં ખોળામાં બેસી ગયા. ત્યાં તેમની નજર માનાં શરીર પરના ઉઝરડા પર પડી અને ચમકીને બોલ્યા:

'મા, મા. આ તો જો તારાં શરીર પર. આ ઉઝરડા ક્યાંથી?'

મા સ્મિત્ કરતાં બોલ્યાં: 'બેટા એ તો તારું કરતૂત છે.'

ગણેશજી દયામણું મોઢું કરીને બોલ્યા: 'મા, મેં એવું ક્યારે તને કર્યું! મેં તને ક્યારે વીંચટાં ભર્યાં!'

પાર્વતીજી બોલ્યા: 'બેટા તું ભૂલી ગયો હમણાં જ બિલાડીનાં બચ્ચાંને વીંચકા ભરીને આવ્યો તે. જો આ આખું જગત મારું શરીર છે. કોઈને પણ જરાયે દુઃખ થાય, લાગે તો મારે એ બધું સહન કરવું પડે છે.

ગણેશજી તો આ વાત સાંભળીને ઊંડા વિચારમાં પડી ગયા. હવે તો તે બધાંમાં પોતાની માતાની જ મૂર્તિ જોવા લાગ્યા. બધા સ્ત્રીઓમાં તેને માતાનાં જ દર્શન થવા લાગ્યા. આથી ગણેશજીએ લગ્નનો વિચાર માંડી વાળ્યો.

'ઈન્દ્ર'



શિયાળાની વહેલી સવારની ઠૂંઠવી નાખતી ઠંડીમાં સૌરાષ્ટ્રનાં કોઈ અટૂલાં નાનકડાં સ્ટેશને ગાડીની રાહ જોતા હોઈએ ત્યારે કોઈ આપણી પાસે તાપણું કરીને ચાલ્યો જાય, તો તે વખતે કેવા ભાવ આપણાં મોઢાં પર તે અજાણ્યા માણસ માટે પથરાય!

આવા એક અટૂલાં સ્ટેશનથી જરા દૂર એક તૂટી-ફૂટી ઝૂંપડીમાં એક ચમાર રહે. તેની આ વાત છે. સાવ ગરીબ, ખાવાનાં સાંસાં. મહેનત મજૂરી આજુ-બાજુનાં ગામડાંમાં જઈને કરે ને વળતી વખતે ઝાંખરાં, સાંઠીકડાં, ભેગા કરીને ઝૂંપડીની બાજુમાં ખડકલો કરે. શિયાળાની ટાઢ ઉડાડવા.કોની? પોતાની? ના,ના.તો?

આજુબાજુનાં ગામડાંના લોકોને મોરબી કે માળીયા જવું હોય તો આ નાનકડાં ભાવપર સ્ટેશને વહેલી સવારમાં ટ્રેન પકડવા આવવું પડે. શિયાળાની થીજવતી ઠંડીમાં આ સ્ટેશન પર સવારનાં પહોરમાં ટ્રેનની રાહ જોતા ઊભવું એ એવું તો અકારું થઈ પડતું પણ શું થાય'

પણ આ અકારાં સ્ટેશનને એક ચમાર ભાઈએ એવું મીઠું હૂંફાળું કરી દીધું હતું કે હજુ ય ત્યાંથી પસાર થતા મુસાફરો તે ચમારભાઈને યાદ કરીને શિયાળાની ઠંડીને શરીર પરથી ખંખેરી નાખે છે.

આ ચમાર ભાઈ આખા વર્ષના ભેગાં કરી રાખેલાં નાનાં મોટાં ઝાંખરાં, સાંઠીકડાંનો ઉપયોગ શિયાળાની વહેલી સવારમાં સ્ટેશનનાં કંપાઉન્ડમાં મુસાફરોની ટાઢ ઉડાડવા તાપણી માટે કરતો. વર્ષો સુધી આ ક્રમ ચાલ્યો.

આજે એ ચમારભાઈ નથી પણ ભાંગી તૂટી ઝૂંપડી તેના માલિકની સતત યાદ આપતી ઊભી છે. જ્યારે ભાવપર સ્ટેશનેથી ગાડી ઉપડે ત્યારે સહેજે આજે પણ ગાડીમાં બેઠેલા બીજા મુસાફરોને ભાવપર સ્ટેશનના મુસાફરો પેલી ઝૂંપડી બતાવીને બોલી ઊઠે છે: "જુઓ પેલી હીરા મૂળુની ઝૂંપડી. જેણે પોતાની કાયા બાળીને બીજાને હૂંફ આપી છે" માનવતાભરી આ કથા સાંભળીને મુસાફરોનાં માથાં ઝૂંપડી તરફ સહેજે ઝૂકી પડતાં.

# આવા હતા બાપુ

નવીન ગાંધી



### બાનું અજ્ઞાત તપ

૧૯૨૯માં બાપુજી હિમાલયમાં આવેલા કૌસાનીમાં ગયેલા. આ જ જગ્યાએથી બાપુએ 'અનાસક્તિ યોગ'-ની પ્રસ્તાવના લખેલી.

હિમાલયમાં આવેલી આવી જગ્યામાં પણ બાપુ ખુલ્લામાં જ સૂઈ રહેવાનું પસંદ કરતા. એક રાતે વાઘનું બચ્ચું બાપુની પથારી પાસે જ આંટો મારી ચાલ્યું ગયું.

બાને આ વાતની ખબર પડી અને બીજે દિવસે સખત ઠંડી હોવા છતાં પોતાનો ખાટલો ઘર બહાર કાઢી ખુલ્લામાં બાપુ પાસે જ નખાવ્યો. બાનો ખાટલો બહાર જોઈ બાપુ ક્ષણ ભર તો વિચારમાં પડી ગયા પણ જ્યારે વાઘના બચ્ચાંની વાત સાંભળી ત્યારે ખડખડાટ હસી પડ્યા અને કહે, 'સેવાગ્રામમાં પણ એક વાર હું બહાર સૂતો હતો ત્યારે મારી પથારી પાસેથી જ સાપ ચાલ્યો ગયો છે એવી બાને ખબર પડી કે બીજે જ દિવસે ખુલ્લામાં ભોંય પર પથારી કરી મારી પાસે જ સૂવાનું બાએ પસંદ કર્યું'.

બાપુનું તપ જગતે જાણ્યું; પણ બાનું છૂપું અજ્ઞાત તપ તો ઈશ્વરને ત્યાં જ જમે થયું.

☆

### 'ખરો વિયોગ તો... .. ...'

બાપુનું જીવનદર્શન અતીવ સ્પષ્ટ હતું, બાહ્ય સંબંધ કરતાં આંતરસંબંધ જ સત્ય છે એ વિશે બાપુજીના મનમાં જરા યે શંકા ન હતી. તેથી જ એમના વિચારોમાં સ્વસ્થતા અને ઊંડી દષ્ટિ નજરે પડે છે. લડત દરમ્યાન કેટલાં યે

ભાઈબહેનોને પોતાનાં સ્વજનોનો વિ-યોગ સહવો પડતો હતો. આ પ્રસંગ ૧૯૪૨ની લડતનો છે આશ્રમની એક બહેને હિમ્મત કરી લડતમાં ઝંપલાવેલું. બાપુને એ ખૂબ ગમ્યું અને તેમને લખ્યું: "આ વખતે તમારો ત્યાગ ને દઢતા મને બહુ ગમ્યાં છે. મુદ્દલ ચિંતા ન કરવી. પ્રભુ જે કરે છે તે સારું જ છે. વિયોગ તે વિયોગ નથી. ખરો વિયોગ તો જ્યારે અંતર નોખાં પડે ત્યારે જ થાય છે. જેનાં અંતર નોખાં છે તે એક સાથે રહેતાં હોય તો યે શું? જેનાં અંતર નોખાં નથી તે પ્રિયમાં પ્રિયજન હોય ને કર્તવ્યવશાત્ નોખાં થાય તેથી શું? આટલું આપણે ગીતાને પાને પાને શીખીએ છીએ. શરીર સંગ તે ક્ષણિક છે, દુ:ખકર છે. આત્મસંગ નિત્ય છે ને સુખકર છે. આત્મસંગ તો આખા જગ-તની સાથે હોય."

બાપુજી કર્તવ્ય પર બહુ ભ ર મૂકી આ વિયોગ એ સાચો વિયોગ નથી, પણ એમાં જ આત્માની સાચી કસોટી છે એ સમજાવતા. જ્યાં આત્માનો સંબંધ છે ત્યાં તો 'તદ્ દૂરે તદ્ અંતિકે' એવી વિરોધાભાસી એકરૂપતા જ છે. દૂર હોય કે પાસે એ બધું જ એને મન સરખું જ હોય છે. આ ગહન ફિલસૂફી બાપુ પોતાના ઊંડા અનુભવ અને મનનને આધારે કેટલી સરળતાથી સમજાવી શકતા!

*

## સમજપૂર્વક કરેલો ત્યાગ અધર્મ નથી

આત્મોન્નતિકર સુમાર્ગે જવામાં ઐહિક બંધનો બાધારૂપ નીવડતાં હોય તો એનો ત્યાગ કરવામાં જ માનવધર્મ રહેલો છે એમ બાપુ માનતા.

આપણા દેશમાં સ્વરાજના ધર્મ-યુદ્ધ વખતે ઘણા ભાઈઓને દેશ અને કુટુંબ એ દ્વંદ્વ ધર્મસંકટમાં મૂકી દેતું હતું.

૧૯૩૧ની આ વાત છે. બાપુના નિકટ પરિચયમાં આવેલ એક ભાઈ દૂર બેઠા બેઠા પણ દેશની આઝાદી ખાતર નાની મોટી પ્રવૃત્તિઓ ઉપાડી એમાં સક્રિય ભાગ લે છે. કુટુંબના વડીલોને પુત્ર આ રંગમાં રંગાય એ પસંદ નથી. માતા-પિતા આપઘાતની ધમકી આપે છે. માનવધર્મ શું એની મુંઝવણમાં પડી જતાં આ ભાઈને બાપુ લખે છે: 'જ્યાં ધર્મ સ્પષ્ટ દેખાય ત્યા તે આચરતાં માત-પિતાની આપઘાત કરવાની કે બાવા થઈ જવાની ધમકીથી ડરવાનું કારણ નથી. એવી ધમકીનો અમલ ભાગ્યે જ થાય છે. પણ થાય ત્યાં યે કલ્યાણ જ છે.'

આપણા સંતો-ભક્તોનાં જીવનમાં એવા કેટલા ય પ્રસંગો વારે વારે ઉપ-સ્થિત થયેલા છે. પ્રહ્લાદે, ભગવાનની

ભક્તિની આડે આવનાર પિતા સામે બંડ ઉઠાવ્યું. નચિકેતાએ પણ પોતાના પિતાના અધર્માચરણ સામે માથું ઉઠાવ્યું હતું. મીરાં પણ સૌ સ્વજનોનો ત્યાગ કરવા સર્વદા તત્પર જ હતી. વળી આપણા કવિઓએ પણ એ જ સૂર પોતાનાં પદોમાં ધ્વનિત કર્યો છે. નરસિંહ મહેતાએ પણ ગાયું છે ને:

નારાયણનું નામ જ લેતાં વારે તેને તજીએ રે:
કુળને તજીએ, કુટુંબને તજીએ,
તજીએ મા ને બાપ રે.....,

એથી ધર્મને માર્ગે જતાં સ્વજનોનો સમજપૂર્વક કરેલો ત્યાગ અધર્મ નથી એમ બાપુ ઘણીવાર સમજાવતા.

☆

## કસાઈની અહિંસા !

પૂર્વ આફ્રિકાના એક નાના શહેરમાં ગયે વર્ષે ગાંધીજીની જન્મજયંતીના પ્રસંગે સભા સમક્ષ આશ્રમની ઝૂંપરીનાં દૃશ્યની રચના થતી હતી, તેમાં એક બકરી પણ હોવી જોઈએ એવી એક ભાઈએ સૂચના કરી. પણ શહેરમાં બકરી ક્યાંથી મળે ! એમ કાર્યકર્તાએ કહેવાથી, સૂચના કરનારે પાસેનાં ગામડામા પોતાનો એક ઓળખીતો આફ્રિકન કસાઈ છે તેની પાસેથી એક રાત પૂરતી મેળવી આપવા કહ્યું. તેઓ તરત જ મોટરમા કસાઈને ઘેર જઈ પહોંચ્યા અને તેની પાસે એક રાત માટે એક બકરી ભાડે આપવાની માગણી કરી. કસાઈએ એ બકરીનો શો ઉપયોગ કરવાના છો તે જાણવા માગ્યું. જવાબમાં કહ્યું કે, શહેરમાં આજે મહાત્મા ગાંધીજીની જયંતી ઉજવાય છે તે પ્રસંગના દૃશ્ય માટે એક બકરીની જરૂર છે.

ગાંધીજીનું નામ દુનિયાના ગમે તે ખૂણામાં અને ગમે તે જાતિમાં નહીં જાણતો હોય એવો માણસ ભાગ્યે જ મળી આવશે. આ આફ્રિકન કસાઈ પણ ગાંધીજીના નામથી અપરિચિત નહોતો બલ્કે ભારતના રાષ્ટ્રપિતા પ્રત્યે તેને આદર હતો એટલે કશું પણ ભાડું લીધા વિના પોતાના વાડામાં કતલને માટે ગોંધેલાં કેટલાંક બકરાઓમાંથી એક સારી બકરી પસંદ કરીને તે પેલા ભાઈઓને આપી.

રાત્રે સભાના સ્ટેજ પર ખડી કરેલી ઝૂંપડી પાસે ચારો ચરતી બકરી પણ લોકોના જોવામાં આવી. સવારે પેલા કાર્યકર્તા ભાઈ, બકરી લઈને કસાઈને ઘેર ગયા ને તેનો આભાર માની બકરી સુપ્રત કરી. તેને બીજાં બકરાંના ટોળામાં ભેળી દેવા અગાઉ તે કસાઈએ તેમને કહ્યું : આ બકરી હવે મારાથી કતલ થાય એમ નથી. માટે બીજાં બકરાંથી એ જુદી ઓળખી શકાય તે માટે એના ગળામાં બાંધવા એક પટો આપી જાવ તો સારું. એ સાંભળી પેલા કાર્યકર્તાઓને આશ્ચર્ય થયું અને એનું કારણ પૂછતાં કસાઈએ કહ્યું: "અમારામાં એવો રિવાજ છે કે, એક વસ્તુ શુભ નિષ્ઠાથી જે ઈશ્વરને અર્પણ થઈ હોય તેનો નાશ ન કરવો. આ બકરી ગાંધીજીના નામ પર આપેલી જેથી તે ગાંધીજીની ગણાય, માટે એનો મારાથી નાશ ન થઈ શકે. હું એને તમારા માટે સંભાળી રાખીશ તમને જ્યારે જોઈએ ત્યારે ફરીથી ઉત્સવ માટે એ લઈ જજો." —'લહરિ' ("શોભા"ના આધારે)

પૂ. ગાંધીજી સાથેનો મારો સંબંધ એ હું મારા જીવનની ધન્ય ઘટનાનો પ્રસંગ ગણું છું. હું તેમનો પુત્ર જમાઈ છું અને અંગત રીતે ગૌરવનું કારણ ગણું તો રોકી તોય, તે વાત હું અહીં નથી કરતો પણ મારી ક્ષયની માંદગીના સમયમાં તેમની સાંનિધ્યમાં રહેવાનો મને લાભ મળ્યો અને જેમને લીધે હું જીવી શક્યો છું એને હું કેમ ધન્યતા ન ગણું! પૂ. ગાંધીજી પોતાના સામાન્ય વ્યવહારમાં કેવી રીત વર્તતા અને ત્યાં પણ તેમની મહાન વિભૂતિનું દર્શન કેવું થતું એ વિશેનો પ્રસંગ હું લખવા માગું છું.

હું ઘણા કેટલાક વર્ષોથી મુંબઈમાં રહું છું અને ત્યાં ફાર્મસીમાં કામ કરું છું. સન ૧૯૩૯ની સાલમાં પાંત્રીસ વર્ષની ઉંમરે મારું શરીર ઘસાતું ચાલ્યું. વજન ઘટતું જતું હતું. મિત્રોની સલાહ અને આગ્રહથી મેં સર હરકીસનદાસ હોસ્પિટલમાં મારી દાક્તરી તપાસ કરાવી. તે તપાસમાં ડાબી બાજુના ફેફસામાં ક્ષયનાં જંતુઓ હોવાનું માલુમ પડ્યું. દાક્તરોએ મને એ. પી. લેવાની ભલામણ કરી. (એ. પી. હવાનાં ઈંજેક્શનો) જેને 'ન્યુમોથોરેક્સ ટ્રીટમેન્ટ' કહેવાય છે.

હું અને મારા કુટુંબીઓ મુંઝાયા. મેં મારી માંદગીના સમાચાર પૂ. ગાંધીજીને જણાવ્યા અને મારે શું કરવું, ક્યાં જવું એ વિશે તેમની સલાહ માગી. પરંતુ મને તેમના તરફથી જવાબ મળે તે પહેલાં જ કેટલાક સ્નેહીઓના આગ્રહથી હું મીરજ જવા ઉપડી ગયો.

મીરજનાં હવા પાણી ક્ષયના દરદીઓ માટે સારાં ગણાય છે. ત્યાંથી બેએક માઈલ દૂર વાનેમવાડીમાં ક્ષયના સેનેટોરિયમમાં દાખલ થવાનો પ્રયત્ન કર્યો, પરંતુ ત્યાં જગ્યા ખાલી ન હોવાથી દાક્તરોએ મને બહાર રહીને એ. પી. લઈ જવાની ભલામણ કરી. ગામમાં પણ ક્ષયના દરદીઓને જગ્યા ભાડે ભાગ્યે જ મળે. તેથી હું અને મારાં પત્ની જેમ તેમ કરીને ધર્મશાળામાં રહ્યાં. મેં આ બધી મુશ્કેલીઓ વિશે ગાંધીજીને જણાવ્યું. જવાબમાં તેમણે લખ્યું:

"મેં તો તમારે સારુ નાગપુરની તૈયારી કરી રાખી હતી. નાગપુરમાં સેનેટોરિયમ નથી પણ ક્ષયના દાક્તર કુશળ, અનુભવી ને પરમાર્થિક છે. બાળકોમાં અને મેં ઘણું (મેં જૂના આશ્રમવાસી જણ હોઈ)ની ના એમ જ કરી પણ તમે મીરજ ગયા એટલે ઉતાવળથી ભાગી ન આવશો. તાર કર્યો ગયો છે. સામાન્ય અગવડ ભોગવવી જ પડે છે. તેથી ત્યાં રહેવાનું પ્રોત્સાહન આપું છું. હવે ધીરજથી બીજી અડચણો આવે તે દૂર કરી લાભ થતો હોય તો લેજો. લાભ ન થાય તો તુરત લખજો. શું થાય છે તે લખ્યા કરજો."

૮-૧૦-૩૯ સેગાંવ વર્ધા　　બાપુના આશીર્વાદ

મીરજમાં હું એકાદ મહિનો રહ્યો પણ ત્યાં યોગ્ય સારવારના અભાવે મારી તબિયતમાં કાંઈ ફેર ન પડ્યો. છેવટે ગાંધીજીએ મને વર્ધા બોલાવ્યા અને લખ્યું,

"તમારે જ્યારે આવવું હોય ત્યારે આવી જજો. રહેવાનું તો વર્ધા સેગાંવ વચ્ચે જ રાખીશ — જ્યાં બાપુ...ને રાખ્યા હતા ત્યાં — મારી સાથે તો એવી સગવડ છે કે તમે શું ગભરાઈ જાઓ. પણ એ તો તમે આવ્યે થઈ રહેશે. વિશારદ દાક્તરને દેખાડવા તમને નાગપુર મોકલવા પડશે. આમ બંને તો સાજા થયા. ત્રીજા તમે પણ થશો. રામીને આવવાની જરૂર નથી, પણ આવે તો હરકત નથી. જેમ તમે બન્ને ઠીક સમજો તેમ કરજો. જો ત્યાં અનુકૂળ ન હોય તો અહીં આવવામાં ઢીલ ન કરશો."

૨૬-૧૦-૩૯ સેગાંવ વર્ધા　　બાપુના આશીર્વાદ

બાપુનો પત્ર વાંચી હું નિર્ભય થયો અને અમે વર્ધા જવાની તૈયારી કરીને તેમને ખબર આપ્યા. જે દિવસે અમે વર્ધા પહોંચ્યા તે જ દિવસે સવારે બાપુજી વાઈસરોયને મળવા માટે દિલ્હી જવાના હતા એટલે તેઓ ડૉ. સુશીલા નય્યર અને શ્રી પ્યારેલાલજી સાથે અમને સ્ટેશન પર જ મળ્યા. અમે પગે લાગ્યા. બાપુએ મારું કાંડું પકડીને હલાવ્યું. સામાન્ય રીતે તેઓ ધબ્બો મારતા, પણ હું તે સહન કરી શકું તેવી મારી સ્થિતિ નહોતી. તેઓ દિલ્હીથી પાછા ફરે ત્યાં સુધી સંભાળીને રહેવા મને ભલામણ કરી અને અમને આશ્રમમાં જવા માટે રવાના કર્યા.

આશ્રમમાં પૂ. બા વગેરે હતાં. તેઓએ ઉમળકાથી

અમને આવકાર્યા. પૂ. બાને મારી ચિંતા ખૂબ થતી હતી. અમે ત્યાં પહોંચ્યાં એટલે તેમને નિરાંત થઈ, મને પણ સાંત્વન મળ્યું. શરૂઆતમા માગ માટે રહેવાની ગોઠવણ તો બાપુજીએ આશ્રમથી બેએક માઈલ દૂર જ્યાં બાળકોબાને રાખવામાં આવ્યા હતા તે જ જગ્યાએ કરી હતી. પૂ. બા તથા આશ્રમના ભાઈઓ બહેનો અમારી પ્રેમપૂર્વક સંભાળ રાખતાં હતાં. પણ કમનશીબે બીજા જ દિવસથી મને તાવ લાગુ પડ્યો અને બેચેની લાગવા માંડી. માંદગીની શરૂઆતમા મને તાવ બહુ ઓછો રહેતો અને ઉધરસ પણ ઓછી હતી તેનું જોર વધવા માંડ્યું. પૂ. બા ગભરાયા તેમણે શહેરની ઇસ્પિતાલમાંથી દાક્તરોને બોલાવ્યા. દાક્તરોએ મને તપાસી ને જુદી જુદી જાતની દવાઓ આપી. જેમ તેમ કરીને મેં થોડા દિવસો વિતાવ્યા. પાંચ છ દિવસ બાદ બાપુજી દિલ્હીથી પાછા ફર્યા અને તે જ વખતે સાંજના દા. સુશીલાબહેનને મારી પાસે મોકલ્યા. તેઓ મારી તબિયત જોઈ ગયા. બીજે દિવસે સવારે તેમની સાથે બાપુજીએ મારા પર ચિઠ્ઠી મોકલી લખ્યું :

"હું ત્રણ દિવસ મોડો આવ્યો ને તમે તો તાવને આવકાર આપ્યો. આજે તો મારો 'હરિજન' નો દિવસ છે એટલે હું નહીં આવું. વળી મૌન છે. એક રાવ છે તમે પૂર્ણ આરામ નથી લેતા. આરામ પૂર્ણ લેવો જ જોઈએ. સુશીલાબહેન કહે તે બધું કરજો. એણે રાતે મને બધું કહ્યું. ઠીક આરામ લેવાયો તાવ તો જશે જ. પછી નાગપુર લઈ જવાનું થાય. અગવડ તો નથી ને? હોય તો સુશીલાબહેનને કહેજો મને લખજો. કાલે તો મળીશ."

૬-૧૧-૩૯ બાપુના આશીર્વાદ.

બીજે દિવસે સવારે વહેલાં, બાપુજી, દા. સુશીલાબહેન સાથે મારી ઝુંપડીએ આવી પહોંચ્યા. મારી તબિયત જોઈ ને મને એકાંતમા દૂર છોડી દેવાનું તેમને યોગ્ય ન લાગ્યું. વળી એટલે દૂર તેઓ અવાર નવાર મારી પાસે આવી પણ ન શકે તેથી ફરી મને આશ્રમમાં પાછો લઈ જવામા આવ્યો. અને આશ્રમમા જ એક બાજુના છેડા પર મારા માટે સ્વતંત્ર રહેવાની ગોઠવણ કરવા લાગ્યા. આવી રીતે-બાપુજી પોતે મારા માટે તકલીફ લેતા હતા તે જોઈ ને મારાથી જરા વિવેક થઈ ગયો. "બાપુજી આપ પોતે મારા માટે આટલી બધી તકલીફ શા માટે લ્યો છો? મારી ગોઠવણ તો થઈ રહેશે." આમ મારાથી બોલાઈ ગયું. બાપુએ વિનોદમાં જવાબ આપતા કહ્યું, "તમે જમાઈ થઈ ને અહીં માંદા પડીને આવ્યા એટલે મારે તકલીફ લેવી જ જોઈએ ને? જમાઈઓ તો બધાને હેરાન કરે જ." આ સાંભળીને બાજુમાં ઉભેલાં બા અને બીજાઓ હસી પડયાં હું પણ ખૂબ જ હસી પડયો. એ વિચારે કે બાપુજી પણ કોઈના જમાઈ તો ખરા જ ને! પછી બાપુએ કહ્યું કે તમારે આ રોગમા વધારે હસવું પણ ન જોઈએ.

બીજા દિવસથી પૂ બાપુજીની દેખરેખ નીચે મારી સારવાર શરૂ થઈ. મારી રહેવાની જગ્યા ચારે બાજુ ખુલ્લી હતી. ઉપર ફક્ત છાપરું હતું. મને સંપૂર્ણ આરામ મળે એ દૃષ્ટિએ મારા ખાટલા પાસે જ કુદરતી હાજતો વગેરેની બધી વ્યવસ્થા રાખી હતી મને પથારીમાથી ઉઠવાની ખાસ બંધી કરવામા આવી. ખાવાપીવાનું પણ બધું પથારીમા જ બેઠા બેઠા. હું જે આરામ લેતો હતો તેના કરતા આ જુદી જાતનો આરામ હતો. આ રોગમા દરદી સંપૂર્ણ આરામ લે તો જ સાજો થઈ શકે. અને એ આરામની વ્યાખ્યા બાપુજી મને આ પ્રમાણે સમજાવવા લાગ્યા

### આરામની વ્યાખ્યા

"તમારે બાદશાહની જેમ પડયા રહેતા શીખવું જોઈએ. ખાવાને માટે પણ કોઈ ચમચાથી ખવડાવે અને તમને સંતોષ થાય તો તમારે હાથ હલાવવાની તકલીફ ન લેવી જોઈએ. માખી ઉડાડવાને પણ તમારે હાથ ન હલાવવો જોઈએ આનું નામ સંપૂર્ણ આરામ" જરૂર વગર બોલવાની પણ મને બંધી કરી હતી. કોઈને જરૂર પડે ત્યારે બોલાવવા માટે મારી પાસે એક ટોકરી મુકવામાં આવી હતી.

આ જાતના આરામથી મને તાત્કાલિક ફેર પડવા લાગ્યો. મારો તાવ હઠતો ગયો અને હું ઠીક ઠીક ખોરાક લેતો થયો. નાગપુરથી દા. ડેવીડને મારી તબિયત જોવા માટે બોલાવવમાં આવ્યા હતા. તેમણે મારી તબિયત જરા ઠીક થાય ત્યારે તેમના ક્લિનિકમાં લઈ જવાની અને જરૂર પડે તો એ પી. આપવાની ભલામણ કરી હતી. પરંતુ બાપુજીએ માગ પર પોતાનો પ્રયોગ ચાલુ રાખ્યો અને તેમા દિન પ્રતિ દિન સફળતા જણાવા લાગી. સંપૂર્ણ આરામથી, અને સાદા, સાત્ત્વિક ખોરાકથી મારો તાવ બિલકુલ હઠી ગયો અને મને સારી રીતે સ્ફૂર્તિ

પૂ. બાપુજીએ મારી જે શુશ્રૂષા કરી તે કેવળ સગા તરીકે જ નહીં પણ પોતાનો આપદ્ ધર્મ સમજીને કરી હતી. તેમણે સગપણના સબંધો તો ક્યારનાય છોડયા હતા. ખરું જોતાં તેમના સાથીદારો અને આશ્રમવાસીઓને જ તેમણે પોતાના સગા તરીકે માન્યા હતા. એટલે જ્યારે હું સાજો થઈને મુંબઈ આવવા માટે તેમની રજા લેવા ગયો ત્યારે તેમણે પોતાનો સિદ્ધાંત સમજાવતા કહ્યું, "તમે જાણો છો કે હું જાહેરને પૈસે આશ્રમનો ખર્ચ નભાવું છું તેથી સગા તરીકે તમારી માંદગીના ખર્ચ હું આશ્રમનાં માથે નાખું તે મને શોભે નહીં. એટલે તમારી માંદગીના અંગે જે કાંઈ ખર્ચ થયો હોય તેનો હિસાબ તમે લઈ જજો અને તે તમે ભરી આપવાની ગોઠવણ કરજો."

હું બાપુજીની મહત્તા બરાબર સમજી ગયો. તેમણે મને જે નવું જીવન આપ્યું તેના હિસાબે મારી માંદગીનાં ખર્ચની રકમ જે આશરે ૫૦૦) રૂપિયા હતી તે નજીવી હતી. જે અમારી ફાર્મસીના વૈદ્ય જુગતરામભાઈએ ભરી આપવાની ગોઠવણ કરી અને તેથી બાપુને ઘણો સંતોષ થયો.

પૂ. બા, બાપુજી અને આશ્રમવાસી ભાઈઓ બહેનોએ મારી જે સેવા કરી તે ખરેખર અમૂલ્ય હતી. તે કદી હું ભૂલી શકું તેમ નથી.

❋

## ખેતી અને ચારિત્ર્ય

રાજ્યનું કામ સુધારવાને માટે સૌથી મોટી જરૂર બે વાતની છે—ખેતી અને ચારિત્ર્ય. આપણા દેશને માટે અત્યારે આ બે વસ્તુની જરૂર છે, અને એ પાયાની જરૂર છે આપણી ખેતી સુધરવી જોઈએ અને આપણું ચારિત્ર્ય સંભાળવું જોઈએ. આ તદ્દન આવશ્યક છે. ખેતી સુધારો તો રાષ્ટ્રનો દેહ સારો થાય, અને ચારિત્ર્ય સુધારો તો પ્રજાનો આત્મા સારો થાય. 'વધુ અન્ન પેદા કરો' એ વાત આપણે અમલમાં આણવાની છે. તેનો પોકાર કર્યે જવાથી કે લોકોને માત્ર કહેવાથી તે નહિ બને; ખેડૂતોને એ કરવામાં આનંદ આવે એમ કરવાથી તે વસ્તુ બનશે. .. ...,આપણે ખેતી તરફ ધ્યાન આપવું જ જોઈશે. મારું મન બીજે ક્યાંય જતું નથી ઉદ્યોગની પંચાત ન કરો; તે તો પોતાનું ફોડી લેશે. ખેતી અને ચારિત્ર્ય બે વાત જો સાચવી લો, તો સૌ સારા વાના થઈ જશે.. .......

હું ઘરડો થયો છું એટલે જુવાનિયા કરતા ઈશ્વરમાં વધારે માનવા લાગ્યો છું. જુવાનિયા પોતાના શરીર અને લોહીના જોમ પર વધારે મુસ્તાક રહે છે. તેઓ એમ માને છે કે દુનિયા એની મેળે ચાલે છે અને તેમાં ઈશ્વર-બીશ્વર નથી. એક છોડ કે ઝાડ એમ કલ્પે કે માળી કે ખેડૂત તો કાંઈ નથી; એ તો બહુ તો ફળફૂલ લેવા આવે છે. પણ એ ખોટું છે કેમ કે બધું ઠીક કરી, ઝાડનાં માવજત પાણી કરનાર માળી છે; તે તેમને ઉછેરે છે. તેમ જ જુવાનિયાઓ માને કે, ઈશ્વર છે નહિ, અમે જ અમારાં શરીરને જોરે જાતે નભીએ છીએ. પણ એ મોહ છે. જેમ એક વિમાની વિમાન ચલાવે છે, તેમ બધું સર્વસમર્થ ઈશ્વર ચલાવે છે. ઈશ્વર બધે હાજર છે એ વાતને પણ તમે એકમતથી સ્વીકારો. તમે તેને માટે તૈયાર છો? યાદ રાખો કે, ઈશ્વરની હયાતીની વાત માનો એમ હું નથી કહેતો; તેની હાજરીની વાત માનો એમ મારું કહેવું છે. તમે કોઈ કામને બીજાથી સંતાડી શકો, પણ ઈશ્વર તો તે જુએ છે. કોઈ ખોટું કરીએ તો તેથી આપણે પડીએ જ છીએ એમાં શંકા નથી.......... તેથી સૌએ તેની હાજરી માનીને ચાલવું જોઈએ. તો દરેક પગલું સાચું પડે. બીકથી નહિ પણ પ્રેમથી વર્તીએ એમ હું ચાહું છું કોઈ પણ માણસ પોતાની માતાની હાજરીમાં હલકું કામ કરે? તેમ જ ઈશ્વરને આપણી માતા માનવી જોઈએ અને યોગ્ય વર્તન રાખવું જોઈએ તો સૌ સારું થશે.

## વિધિ દરેકની પીઠે બેઠી જ છે — પુષ્પા ગાંધી

લોકકથા

(૩)

એક ભર્યાભાદર્યા કુટુંબમાથી એક ડોસી જ બચી વિધિએ તેના પર ગુજારવામા કશુ જ બાકી રાખ્યુ જ નહતુ તે નાની હતી ત્યારથી જ વિધિ તેની દુશ્મન બનીને બેઠી હતી મા બાપની શીળી છાય ગુમાવી, યુવાવસ્થામા પતિ ગુમાવ્યો અને ઘરડે ઘડપણે માડ પગ વાળીને બેસવાનો વખત આવ્યો ત્યા તેણે પુત્રો, પૌત્રો અને વહુઓ ગુમાવ્યા. સગા સબધીઓમા કોઈ કરતા કોઈ બાકી ન રહ્યું અને અધૂરામા પૂરુ ઉમરે પણ તેને તદ્દન ઘસી નાખી હતી આથી તેને લાગતુ હતુ કે છેવટે મને પણ વિધિ પોતાના ક્રૂર પજામા ઘસડી જશે – પણ નહિ – તેનામા એકાએક પરિવર્તન થવા માડયુ અને તે યુવાન થઈ ગઇ તેના પગમા જોર આવ્યુ તેણે મક્કમ નિર્ણય કર્યો કે પ્રભુને શોધીને પુછીશ કે મારા પર જ શા માટે આ દુખના ડુગર ખડકયા? આકાશમા તે કયાક તો રહેતો જ હશે, તેને શોધીને જ જપીશ.

અને તેણે ઊંચા ઊંચા વૃક્ષો કાપવા માડયા અને એકબીજાને જોડવા લાગી મનમા ધારેલા ધ્યેયે પહોચવા જેટલુ ઊચુ કરવા ગઈ ત્યા તો નીચેથી બધું તૂટી ગયું તે પોતે પડી, પણ ન તો તે મરી ગઈ કે ન હાડકુ ભાગ્યુ, ઊઠીને ફરી માળખું તૈયાર કરવા મચી પડી. પણ પાયો હલબલી ઊઠયો અને તૂટી પડયો તેથી હવે આ પ્રયત્ન છોડયો પણ પોતાનો મક્કમ નિરધાર છોડયો નહિ. વિચાર્યું કે પૃથ્વી પરથી આકાશમા જવાનો બીજો કોઇ રસ્તો તો હશે જ

હવે તેણે મુસાફરી શરુ કરી એક પછી એક ગામડા, એક પછી એક પ્રદેશ, એક પછી એક રાજ્ય મૂકતી જાય છે અને મનમા વિચારે છે કે, "હુ જઉ દૂર જ્યા પૃથ્વી અને આકાશના છેડા મળે છે ત્યાથી રસ્તો શોધી પ્રભુ પાસે પહોચીને પૂછીશ કે, 'મે શુ પાપ કર્યુ છે કે તુ મને આવી રીતે રીબાવે છે, સતાવે છે, દુખ દે છે'"

પણ તે કદી પૃથ્વીનો છેડો પામી નહિ. જો કે નિરાશ થઇ છતા તેણે પોતાની શોધ છોડી નહિ તે જુદા જુદા દેશમાથી પસાર થતી હતી ત્યારે માણસો પૂછતા કે, "તમે શા માટે આવ્યા છો? અને કયા જાઓ છો? માજી"

ડોસી જવાબ આપતી, "હુ પ્રભુને, વિધિને શોધુ છુ"

"વિધિને શોધો છો? શા માટે?"

"મારા ભાઈઓ, તમે મને પૂછો છો? તમારા આ દેશમા મે જેટલુ દુખ ભોગવ્યુ છે એટલું કોઈએ ભોગવ્યુ છે?'

માણસોએ પૂછયુ "તમે શુ દુખ ભોગવ્યુ છે?"

અરે તમે જોતા નથી મારે કોઈ જ સગું વહાલુ નથી! હુ તદ્દન એકાકી વૃદ્ધા છુ."

માણસો એકી અવાજે બોલ્યા, "હા. અમે જોઈએ છીએ કે તમે તદ્દન એકાકી છો તમારા સગા, વહાલા મિત્રો સબધીઓ બધાને વિધિએ ઝૂટવી લીધા છે ખરુ ને? તમે કઇ રીતે બીજાથી જુદા પડો છો? વિધિ તો દરેકની પીઠે બેઠી જ છે તેને આપણે ખંખેરી શકીએ નહિ"

પણ ડોસીની પ્રભુને મળીને પૂછવાની ઇચ્છા કદી પૂરી થઈ નહિ તે ભગ્ન હૃદયે મૃત્યુ પામી.

❖

તારો ડૂબે નીરમાં આરો મરે કદાર
વાદી વરિયાવડ ખથી (મર) હિકમત કરો હજાર.

પ્રો. તનસુખ ભટ્ટ

# મહાદેવભાઈનું જીવનકાર્ય — અંબાલાલ નાથાલાલ પટેલ

૧૫મી ઓગસ્ટ અનેક પુણ્યસ્મૃતિથી અંકિત થયેલો દિવસ છે. સ્વ. મહાદેવભાઈનું નામ પણ તેની સાથે જોડાયું છે. તેમણે તે દિવસે પૂના પાસે આગાખાનના જેલ-મહેલમાં પોતાનો દેહ છોડ્યો. તે નિમિત્તે આજે આપણે તેમના જીવનકાર્યની ઝાંખી કરીએ અને તેમાંથી પ્રેરણા મેળવીએ.

**ગાંધીજીના સેવક મહાદેવભાઈ:**—સ્વ. કિશોરલાલભાઈ એ ગાંધીજી સાથેના તેમના સંબંધ વિષે લખ્યું છે કે "બાપુજી મહાદેવભાઈ ના પ્રાણવાયુ હતા અને તેથી જ મહાદેવભાઈના ચિત્તના સંચાલક અને નિરોધક હતા. એમની સર્વ શક્તિઓ, સર્વ 'સાધન-બળ વચન-ચાતુરી' બાપુને અર્પણ હતાં."

"બાપુજી જો મહાદેવભાઈના પ્રાણવાયુ હતા તો મહાદેવભાઈ બાપુનું ફેફસું હતા."

આનું કારણ એ હતું કે, મહાદેવભાઈએ તન, મન અને ધનથી પોતાની જાતને ગાંધીજીનાં ચરણોમાં સમર્પિત કરી હતી. ગાંધીજીની ઉત્તમોત્તમ સેવા કરવી તે જ તેમણે પોતાનું કાર્યક્ષેત્ર માન્યું હતું. ગાંધીજીનું દરેક કામ પોતે કરે. જે કામ તેમનાથી ન થઈ શકે તેમ હોય તે સરળ બને તેવો પ્રયત્ન કરે. આ કામની આજુબાજુ તેમણે પોતાનાં તમામ કામો ગોઠવ્યાં હતાં. મહાદેવભાઈ ને આ કામ કરવામાં પોતાના શરીરનું પણ ભાન નહોતું. ગાંધીજીને હંમેશાં સતત કામ રહેતું. ગોળમેજી પરિષદ જેવા પ્રસંગોમાં તો ગાંધીજીને વીસ વીસ કલાક સતત મહેનત કરવી પડતી, એ વખતે મહાદેવભાઈ ને બાવીસ કલાક કામ કરવું પડતું. બાપુજી કોઈ કામ કરતા હોય ત્યારે તેમની સંભાળ રાખવાની, ઉપરાંત રોજનીશી લખવાનું કામ હોય જ.

રાજાજીના કહેવા પ્રમાણે ગાંધીજી સાથે ઝઘડનારાઓમાં મહાદેવભાઈનો નંબર આગળ આવતો તેથી કોઈને શંકા જાય કે ખરેખર તેમને ગાંધીજી પ્રત્યે નિષ્ઠા ઓછી હતી શું? પણ ગાંધીજી સાથેની ચર્ચાઓમાં મહાદેવભાઈનું સ્વતંત્ર વ્યક્તિત્વ દેખા દે છે. ગાંધીજી જે કહે તે એકદમ વગર વિચાર્યે તે સ્વીકારી લેતા નહીં. મતભેદ હોય તો બરાબર ચર્ચા કરી લે. ઘણી વખત બાપુજીને પણ તેમનું કહ્યું માનવું પડતું. ઉપવાસની બાબતમાં મહાદેવભાઈને ખૂબ ઝગડવું પડતું કારણ કે, મહાદેવભાઈ ને તેમની તબિયતની બહુ ચિંતા હતી.

મહાદેવભાઈ પોતાના વિચારો બરાબર પ્રગટ કરે પણ જ્યારે બાપુનો વિચાર દૃઢ થયેલો હોય ત્યારે તેને માટે બરાબર મંડી પડે. પોતાના વિચારો જુદા પડતા હોય તો જતા કરે. ગાંધીજીના વિચારોને પચાવે. તેઓ **ગાંધીમય બની ગયા હતા. તેમણે બીજા ગાંધી થવાનો પ્રયત્ન કદી કર્યો નથી.** તેમની પાસે શક્તિઓ તો હતી જ. તેઓ ધારત તો રાજકીય નેતા બની શક્ત પણ તેમની તેજસ્વી બુદ્ધિ સમજતી હતી કે દેશને શાની જરૂર છે, પોતે કયાં કામ કરવું જોઈએ.

ગાંધીજી માટે એમને એટલી બધી ચિંતા હતી કે એ ચિંતાને લીધે બાપુને થતું દુઃખ પણ તેમનું ઘડતર કરતું હતું. જ્યારે બા અને દુર્ગાબહેનને મહાદેવભાઈએ જગન્નાથના મંદિરમાં જવા દીધાં ત્યારે હરિજન મંદિર પ્રવેશ માટે પ્રયત્ન ચાલતો હતો. બાપુને આનાથી ભારે આઘાત થયો. આ આઘાતે મહાદેવભાઈમાં મનોમંથન જગાડયું. તેમણે જ લખ્યું છે કે, "મને થયું કે, 'નીકળ જીવ તારું સ્થાન બાપુ પાસે નથી,'......મેં રાત જાગતાં ગાળી. પ્રભાતે ચિઠ્ઠી લખીને મને વિદાય દેવાને ગાંધીજીને વિનવ્યા. આથી એમને અધિક દુઃખ થયું. ભક્તને હાથે, મરવું એ અભક્તના હાથે જીવવા કરતાં બહેતર છે. તમારે તમારી ભૂલ સમજી બીજે દિવસે સંઘ લઈ પુરી પહોંચવું જોઈતું હતું. તેને બદલે રોવા બેઠા, એ કેવી કાયરતા! વગેરે કડવાં વેણો મને સાંભળવા મળ્યાં."

આમ ગાંધીજીના સેવક તરીકે તેમને સતત જાગૃત રહેવું પડતું. તેમાંથી તેમનું જીવન અનેરો ઘાટ લેતું.

**સ્વાતંત્ર્યની લડતના અદના સેવક:**—ગાંધીજીએ સ્વરાજ લાવવા માટે જે જે ભગીરથ કાર્યો હાથ ધર્યાં તે તે કામો પાર પાડવા માટે મહાદેવભાઈએ પોતાની કર્તવ્ય બુદ્ધિથી બનતું કર્યું.

નાનપણથી જ મહાદેવભાઈને રાજકારણમાં રસ હતો. ૧૮ વર્ષની ઉંમરે મહાસભાના અધિવેશનમાં તે અલ્હાબાદ ગયા હતા. એ એમનો રાજકારણનો રસ સૂચવે છે. ૧૯૧૮માં ચંપારણના સત્યાગ્રહમાં પટેલ વહેલું ઝંપલાવ્યું અને તેમનું નામ મુંબઈ રાજ્યના સ્વયંસેવકોની

માદીમા આવ્યુ

દરેક દેશના મુક્તિસ ગ્રામોમાં સાહિત્યકારો અને પત્રકારો વિચારો ફેલાવીને પોતાનુ સેનાની પદ સાચવતા હોય છે તેમ મહાદેવભાઈએ પોતાની કલમદ્વારા ભારતની આખી લડતનુ કામ સ્પષ્ટ કરી સૈનિકોમા જોશ પેદા કરવાનુ કામ જાણે કે માથે લીધુ હતુ તેમના લેખોથી સત્યાગ્રહના વિચારો વધુ સ્પષ્ટ થતા અને જો પ્રચાર કે અર્થઘટનમા જરા પણ ફેરફાર થતા માલૂમ પડે તો તરત જ મહાદેવભાઈની કલમ સીધુ કરી દેતી

લડત માટે જરૂરી એવું એક કાર્ય કમનો તેમણે ઊંડો અભ્યાસ કરીને જનતા આગળ તેની વાણીમા મૂક્યો છે અને તેમા પોતે આગળ પડતો ભાગ લીધો છે ગ્રામોદ્યોગ હરિજન પ્રવૃત્તિ અહિંસા અસહકાર કોમી એકતા વગેરે તમામ બાબતોમા તેમણ પોતાનાથી બનતુ કર્યું છે

બારડોલીના સત્યાગ્રહમા આગળ પડતો ભાગ ભજવ્યો સરદારના મંત્રી તરીકે કામ કર્યું અને વિગતોનો અભ્યાસ કરીને સરકારી આંકડા ખોટા ઠરાવ્યા

તેમણે નાગપુરના ઝંડા સત્યાગ્રહમા પણ આગેવાની ભર્યો ભાગ લીધો હતો તે જ પ્રમાણે મીઠાના સત્યાગ્રહમા તેમની ધરપકડ થઈ હતી રાજકીય લડતમા ગુજરાતમા ઠેર ઠેર ફરી તેમણે લડતને વેગ આપ્યો હતો આમ ભારતની આઝાદી માટેના હરેક કામમા એમનો ઉત્સાહ અને અથાગ પરિશ્રમ ભારતના નવજુવાનિયા યુવકો માટે પ્રેરણા રૂપ હતો આજે પણ તે પ્રેરણા રૂપ છે

મહાદેવભાઈના મૃત્યુ વખતે ગાંધીજીએ કહેલ આ બલિદાન હિંદની મુક્તિનો દિવસ નજીક લાવ્યા વિના નહી રહે "

**પત્રકાર મહાદેવભાઈ** - એક પત્રકાર તરીકે મહાદેવભાઈની કારકિર્દી ખૂબ જ ઉજ્જવળ હતી તેઓ શરૂઆતથી જ 'યંગ ઇન્ડિયા' અને 'નવજીવન'મા લેખો લખતા હતા નિયમિતતા અને નીડરતા પત્રકારમા જોઈએ તે તેમની પાસે હતા પં મોતીલાલજીના દૈનિક 'ઇન્ડિપેન્ડન્ટ'ના તંત્રી તરીકે ગાંધીજી પાસે મહાદેવભાઈની માગણી કરવામા આવી 'ઇન્ડિપેન્ડન્ટ'માના કડક લેખો સરકારથી સહન ન થયા તેથી તેમને પ્રથમ જેલયાત્રા કરવાનુ સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયુ સરકારે પહેલા તો 'ઇન્ડિપેન્ડન્ટ' પાસેથી જામીનગીરી લીધી પણ પત્રની નીતિમા ફેર ન પડ્યો તેથી જામીનગીરી જપ્ત કરવામાં આવી ફરી જામીનગીરી માગવામા આવી તેની મહાદેવભાઈએ ના પાડી તેમણે ઇન્ડિપેન્ડન્ટની હસ્તલિખિત નકલો કાઢી આથી તેમની ધરપકડ થઈ તેમને સખત જેલની સજા થઈ

આપણે ત્યા વર્તમાનપત્રોનુ સાહિત્ય ક્ષણજીવી ગણાય છે તેમા ભાષા અને જોડણીનો બહુ ધ્યાન રાખવામા આવતો નથી મહાદેવભાઈએ પોતાના અભ્યાસના ઊંડાણથી અને ભાષાશક્તિથી નવજીવન પત્રોના લખાણો ચિરંજીવ બનાવ્યા છે એમણે 'યંગ ઇન્ડિયા' અને 'નવજીવન'ના તંત્રી તરીકે કામ કરીને ગાંધીજીએ તંત્રી માટે જે ઊંચો આદર્શ આપ્યા છે તેનો દાખલો ભારતના પત્રોને આપ્યા છે

જ્યારે જરૂર જણાય ત્યારે મિત્રો સામે કલમ ઉઠાવવામા પણ તેઓ અચકાતા નહી ફૂલચંદભાઈ જેવા સાથીઓ જ્યારે અસહકારના વિરોધમા આક્ષેપો કરવા લાગ્યા ત્યારે તેમણે બધાની ખબર લઈ લીધી હતી

સફળ પત્રકાર થવા માટેના ગુણો જેવા કે અપૂર્વ કાર્યશક્તિ અવિચલ આત્મવિશ્વાસ ભાષા ઉપરનો કાબૂ સિદ્ધાંત નિષ્ઠા અને ત્વરિત નિર્ણયશક્તિ તો તેમનામા હતા જ ૧૯ ૬મા ભરાયેલી ગુજરાતી સાહિત્ય પરિષદ વખતે પત્રકારિત્વ વિભાગના પ્રમુખપદેથી એમણે જે પ્રવચન કર્યુ તે આજે પણ હિંદુસ્તાનના પત્રકારિત્વમા માર્ગદર્શન આપે તેવુ છે અને સદાને માટે રહેશે

**સાહિત્યકાર મહાદેવભાઈ** - પહેલેથી જ સાહિત્ય મહાદેવભાઈના રસનો વિષય હતો જો તેઓએ આ ક્ષેત્રે ઝંપલાવ્યુ હોત તો તેઓ સારા સાહિત્યકાર થાત આટઆટલી પ્રવૃત્તિઓ વચ્ચે પણ તેમણે સાહિત્યક્ષેત્રે અમૂલ્ય ફાળો આપ્યા છે એ એક હકીકત છે

પ્રથમ તો મહાદેવભાઈ એક સફળ અનુવાદક હતા બાવીસ વર્ષની ઉંમરે આખા ગુજરાતના અનુવાદકોની હરિફાઈમા પ્રથમ આવ્યા અને 'ઓન કોમ્પ્રોમાઈઝ'ના અનુવાદ માટે ઇનામ જીત્યા

શરદબાબુનો પ્રથમ પરિચય આપણને મહાદેવભાઈએ કરાવ્યો 'વિરાજવહુ' અને શરદબાબુની ત્રણ વાર્તાઓના અનુવાદોમા મૂળ ભાવ તો ઊતર્યો જ છે, એટલુ નહી પણ તે ભાષાન્તર જેવા લાગતા જ નથી રવિબાબુના ગીતો તથા 'ચિત્રાંગદા' તથા 'પ્રાચીન સાહિત્ય'ના અનુવાદો કરી ગુજરાતને તેમનો પરિચય કરાવ્યો જવાહરલાલની આત્મકથાનો સફળ અનુવાદ

પણ તેમણે કર્યો છે.

કોઈ પણ પુસ્તકનો અનુવાદ કરવાનો હોય તો મહાદેવભાઈ બહુ જ સફળતાથી મૂળ ભાવો સાથે અનુવાદ કરી શકતા, એટલું જ નહીં પણ મૂળ લખાણ રૂક્ષ હોય તો તેને પણ રસિક બનાવી શકતા.

મહાદેવભાઈએ મૌલિક ગ્રંથોમાં જીવનચરિત્રો લખ્યાં છે. 'સંત ફ્રાન્સિસ,' 'વીર વલ્લભભાઈ,' 'મૌલાના અબુલ કલામ આઝાદ,' 'સાધુ નંદ,' 'સંત તુકારામ' અને 'બે ખુદાઈ ખિદમતગાર'માં સરહદના ગાંધી અને તેમના ભાઈનાં જીવન ચરિત્રો આલેખ્યાં છે. સત્યને નજરમાં રાખીને વિવેકપૂર્વક તેમણે આ બધાં જીવન ચરિત્રો લખ્યા છે. નકામો વિસ્તાર કર્યો નથી તેમ જ તેમાં અધૂરાપણું ન રહી જાય તે માટે પ્રયત્ન કર્યો છે.

મહાદેવભાઈએ બારડોલી સત્યાગ્રહ તથા બીજા પ્રસંગોના ઈતિહાસો લખ્યા છે. અમદાવાદના મજૂરોની લડતનો ઈતિહાસ પણ 'એક ધર્મયુદ્ધ' પુસ્તક લખીને આપ્યો છે. આ ઈતિહાસ ગ્રંથો પણ પૂર્વગ્રહ રહિત તટસ્થતાથી લખ્યા છે. તેમાં આવતાં ચિત્રો, વર્ણનો, ઘટનાઓ વગેરેમા માધુર્ય અને જ્ઞાનની લહાણ આપણને મળે છે.

મહાદેવભાઈની ડાયરીનું સંપાદન કાર્ય શ્રી નરહરિભાઈએ કર્યું છે. આ ડાયરી પણ સાહિત્યક્ષેત્રે ઉત્તમ નમૂનો સાબિત થયો છે.

આ ઉપરાંત મહાદેવભાઈએ રાજકારણ, અર્થકારણ, નીતિ, ધર્મ તથા અનેક પુરુષોનો જીવનપરિચય આપતા સખ્યાબંધ લેખો નવજીવન, યંગ ઈન્ડિયા વગેરેમાં લખેલા છે. આ લેખો જ્ઞાન વિજ્ઞાનના હોવા છતાં ઉત્તમ સાહિત્ય જેવા છે.

મહાદેવભાઈનું ગદ્ય ગુજરાતી ગદ્યના ઉત્તમ નમુના જેવું ગણાય છે. સરળ અને સ્પષ્ટ લેખનશૈલીને લીધે ભાષાપ્રભુત્વ મેળવવા ઈચ્છનારે મહાદેવભાઈનાં લખાણો વારંવાર વાંચવા જેવાં છે.

આમ મહાદેવભાઈનું જીવન વિવિધ પાસાઓમાં ઝળકતું દેખાય છે. પોતાના અવિરત શ્રમ, અભ્યાસ, ચિંતન અને મનનથી; અટલ શ્રદ્ધા અને ભક્તિથી, ચૈતન્ય અને સ્ફૂર્તિથી ભરેલા જીવનની સુવાસથી તેમણે અનેકના જીવન સુવાસિત કર્યાં છે. અને થઈ રહ્યાં છે.

એમના નિર્વાણ બાદ પણ એમની યાદગીરીમાં સ્થાપેલું મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલય સમાજ સેવકોની હારમાળા તૈયાર કરી રહ્યું છે. મહાદેવભાઈના આત્માને શાંતિ આપવા આથી વધારે સારું બીજું શું સ્મારક હોઈ શકે? મહાદેવભાઈ પોતે અભ્યાસી છતાં નમ્ર, અને કર્તવ્યનિષ્ઠ હતા; બુદ્ધિશાળી છતાં સેવા ભાવથી તરબોળ હતા, અખૂટ શક્તિભંડારવાળા છતાં નિરાભિમાની, ચારિત્ર્યવાન પુરુષ હતા. આજે આપણને જેવા સેવકો જોઈએ છે તેવા સેવકો પેદા કરવાના કામમાં મહાદેવભાઈને પ્રેરણાસ્થાને મૂકીએ છીએ. તેમણે ખાંડાની ધાર ઉપર ચાલીને, સખત અને સતત શ્રમ કરીને, લક્ષ્મી અને કીર્તિના મોહના જતી કરીને યુવાનોને આદર્શ સમાજ સેવક બનવાનો ધોરી માર્ગ બતાવ્યો છે. તેઓ કર્તવ્યમાં સાચા સેવકની જેમ પોતાનું અસ્તિત્વ પણ વિસરી ગયા હતા તેથી તેઓ સેવકોના ધ્રુવતારક બન્યા છે. શ્રી કાકા સાહેબ કાલેલકરના શબ્દોમાં કહીએ તો "સ્વ. મહાદેવભાઈ સ્વરાજ્યપરાયણ, વિદ્વાન, સંસ્કાર પરાયણ, ચારિત્ર્યશાળી કુશળ રાષ્ટ્રસેવક હતા. એમનું નામ સમાજસેવા મહાવિદ્યાલય સાથે જોડીને આપણે જેમ એ મહાન સેવક પ્રત્યે કૃતજ્ઞતા વ્યક્ત કરીએ છીએ, તેમ જ ગુજરાતની તરુણાઈને દીક્ષા પણ આપીએ છીએ.".

આપણે તેમની ભાવના જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરીએ એ જ પ્રાર્થના*

---

* તા. ૧૫–૮–૫૮ને રોજ શ્રી મહાદેવ દેસાઈ સમાજ સેવા મહા વિદ્યાલયમાં વાંચેલા નિબંધમાંથી ટૂંકાવીને.

એક બાજુ મુસ્લિમ રાજકર્તાએ ડૉ. આંબેડકર તેમનો ધર્મ છોડીને ઈસ્લામ ધર્મ અંગીકાર કરે તો રૂ. ત્રણ કરોડની રકમ આપવાની ઈચ્છા બતાવી હતી. સર અકબર હૈદરીએ આ સંબંધમાં ડૉ. આંબેડકરને પત્ર લખ્યો હતો જે તેમણે ફાડી નાખ્યો હતો ને જાહેર કર્યું હતું કે કોઈ પણ વ્યક્તિ બીજી કોઈ પણ વ્યક્તિનો ધર્મ નાણાંથી ખરીદી શકતી નથી.

—'મુંબઈ સમાચાર'

# ચાચાજીની વાતો

**વિમળાબહેન પટેલ**

અમારી રાત્રિસભા

સુંદર મજાનું વાતાવરણ રાત્રિની શીતળતા ઉપર નીલઆકાશમાં ટમટમતા તારાના ઝૂમખાં એમાં જાત જાતની આકૃતિઓની વેલભાત. એ જોતી હું બેઠી હતી મનમાં થતું હતું આવું સરસ વૈનગુનાગુ નીનરંગી પોશાક પહેરીને એક નવોઢા અમારી સામે મરકતા હોઠે ઊભી છે અને આપણે કેમ ના આવકારીએ એને આવ કારવામાં સર્જનહારના ખુદ દર્શન ના થઈ શકે? આ વાતાવરણમાં સગરગોટ થયો ચાચાજી સ્વામી રામ તીર્થમાં મેં વાંચ્યું કે તે વરસતા વરસને થોભી જતા જોતા આ બાબતમાં શું મનાય?' એક કોનજિવન મિત્રે પ્રશ્ન કર્યો.

ભાઈ મારી આપેલ જા લી વાત હું કહું ગુરુદેવના મોટાભાઈ (દ્વિજેન્દ્રનાથ ઠાકુર) જેમને સૌ બડોદાદા કહેતા તે બડોદાદા જ્યારે પોતાના ખંડમાં બેસીને મોમ હુક્કાની નેહુ રે અને ગુડ ગુડનો અવાજ કરે કે ભગવાન જાણે ક્યાંથી યે જાણે સાદ સાંભળીને બેઠી ના હોય એના જ વાટ જ જોઈ ન બેઠી ના હોય એમ ચકલાઓ ખિસકોલીઓ વગેરે નાના નાના પશુ પંખી આવીને એમના શરીર ઉપર ગેલ કરવા મંડે. બડોદાદાનો હુકમ હતો કે સવારે પાંચ ન ગતા પહેલા કોઈએ એમને બગરે જવું નહિ કારણ કે તે સમાધિમાં બેસી જતા હોય છે કોઈ કોઈ વાર વહેલો પરોઢે ઊઠી જતા કોઈ વાર તો અગીયારના ઊઠી જતા અમે આજ્ઞાનું ઉલ્લંઘન કરીએ નહિ

પણ મારી જિજ્ઞાસા જાગતી ને તેને સંતોષવા હું એક ઝાડની પાછળ સંતાઈને જોતી કે બડોદાદા આ બધા જ પશુ પંખીને ગેલ કેવા કરવા દેતા' સમય પૂરો થતા કહેતા બસ જાઓ કાલે આવજો બચ્ચા.' આશ્ચર્ય સાથે આનંદની વાત કે તેમની આજ્ઞા પાળી સૌ ચાલ્યા જતા બીજે દિવસે બરાબર એ જ સમયે સૌ પાછા હાજર થતા બડોદાદાના રસોઈયાને મેં કહી રાખેલ એ મને આ દૃશ્ય જોવાની સગવડ કરી આપતા રોજ આ હું જોતો તે વખતે તો ઘડિયાળ રેડિયા, કે એવા સમયમાપના સાધનોની છૂટથી વપરાશ હતી નહિ પણ બડોદાદાના આ સાથી ખિસકોલી બરાબર વખતસર હાજર થતા એનાથી મને મારા સમયનો કાંટો નજરમાં રહેતો આ ઉપરથી ખાતરી થાય છે કે ચેતન વ્યાપક છે અને આપણે સમજી શકીએ ખરા જો એની સાથેનું આપણું તાદાત્મ્ય થઈ ગયું હોય તો પછી તે જડ હોય કે ચેતન હોય કોઈ પણ પદાર્થ નાની સૃષ્ટિ હોય પણ આ આધાર આપણી તાદાત્મ્યતા ઉપર અવલંબે છે અર્થાત્ જવી આપણી તાદાત્મ્યતા."

* * *

ક્રુડાઈડેનો દિવસ

ચાચાજીને બોલવાની વિનતિ થઈ ઉપાસના મંદિરમાં અમે સૌ શિક્ષક બાળકો બેઠા હતા પ્રાર્થના પૂરી થઈ બાદ બોધવાના ન દે તઆએ વાણીધારા શરૂ કરી

આજે ગુડફ્રાઈડેનો દિવસ

ઈસાઈ લોકનો દિવસ ઈસાઈનો ધર્મ એ ઈશુ ખ્રિસ્તના ધર્મ વાત કરતા મને કબીરસાહેબની વાત યાદ આવે છે કબીરસાહેબ કાશીમાં હતા. એમનો રિવાજ હતો આજ પણ પે એમનો સત્સંગ કરવા જે જે લોક આવે તે ત સૌને કહી દેતા ઘેર ખબર આપીને આવો. તમારી કોઈ વાટ જુએ નહિ કેમકે સત્સંગ કોઈ વાર એ કલાક ત્રણ અને ચાર કલાક પણ થઈ જતા કદી મૌનમાં તો કદી સમાધિમાં વખત પસાર થઈ જતો કોઈને તેનું ભાન રહેતું નહિ ઉપદેશ દેવાનું સૂઝી આવે તો તેમ નહીતર સૌ બેઠા રહે આમાં કોઈ નવી મુખાકૃતિ નજરે પડે તો તરત કબીરસાહેબની નજર તેના પર પડે અને તેની ખબરઅંતર પૂછી લે તેના ધર્મ વિષે પણ પૂછી લે એક વાર જેરૂસલેમથી એક ભાઈ આવી ચડયો ને સત્સંગીઓ સાથે તે બેઠો હતો કબીરસાહેબે એને પૂછ્યું "ક્યાંથી આવો છો ને તમારો કયો ધર્મ છે?"

હું જેરૂસલેમથી આવું છું ઈસાઈ મારો ધર્મ છે–

જરા તમારા ધર્મની વાત કહેશો?" કબીર સાહેબે પૂછ્યું

અમારા મંદિરમાં ભગવાનની પૂજા કરવા માટે વચમાં પુરોહિત રહેતા તેને ઈશુખ્રિસ્તે દૂર કરવાનો આદેશ અમને આપ્યો ભગવાનની સાથેનો સંબંધ બાંધવા માટે વચમાં પુરોહિતની જરૂર નથી " આટલું જ સાંભળ્યું ત્યાં તો બેઠા કબીરસાહેબની આંખમાંથી



\

દડદડ આંસુ વહેવાં લાગ્યાં. વાત કરનાર જેરૂસલામીભાઈ પણ ઘોભી ગયા. તે વિમાસણમાં પડી ગયા. કબીરસાહેબને ગદ્ગદ્ થવાનું નિમિત્ત પોતે તો નથી આપ્યું ને? કબીરસાહેબે તરત કહ્યુ: "હાં, તમારી વાત ચાલુ રાખો. અચકાઓ નહિ."

વાત પૂરી થઈ. ભગવાન ઈશુખ્રિસ્તનો આ ઉપદેશથી ધર્મના ઝનૂનીઓએ વિરોધ કર્યો અને દેહાંત દંડની સજા વિચારી લીધી. પણ એ પુરુષ પકડાય શી રીતે? પકડી કોણ લાવે? પ્રશ્ન ખડો થયો. કોઈકને સૂઝ્યું. શિષ્યમંડળમાંથી કોઈકને આપણે ફોડવો. થયું એમ. એક શિષ્ય ફૂટયો. એ તૈયાર થયો. એણે કહ્યું: "મારી સાથે ચાલો. હું એમને પકડાવી આપીશ."

ભગવાન ઈશુખ્રિસ્ત દિવસના શિષ્યો વચ્ચે રહે, રાતના પોતાની આત્મશાન્તિ માટે શહેર બહાર દૂર પહાડમાં ચાલ્યા જતા. એક રાત્રે ભગવાન ઈશુખ્રિસ્ત બહાર ટેકરે જઈને બેઠા હતા. એનો લાભ લઈને શિષ્યે આંખના ઈસારાથી તેમને દેખાડી દીધા.

કહેવાય છે કે ભગવાન ઈશુખ્રિસ્તનો દેહાંત થયા પછી ત્રણ દિવસે તેઓ સૂક્ષ્મ દેહે શિષ્યોને દેખાયા હતા.

કબીરસાહેબની આંખમાંથી આંસુ પડવાનું કારણ પૂછવામાં આવતાં તેમણે જવાબ આપેલો કે 'હું જાણતો હતો જ કે પુરોહિતને વચમાં ન રાખવાના ઉપદેશ બદલ ધર્મઝનૂનીઓ જરૂર ભગવાન ઈશુખ્રિસ્તને દેહાંત દંડ કરશે. એ જાતના વિચારમાત્રથી કબીરસાહેબનું હૃદય ભરાઈ આવ્યું હતું.

શુક્રવાર તો બધા જ ભગવાનના છે. પણ ભગવાન ઈશુખ્રિસ્તને ચેતનાનાં દર્શન થયાં, તેનો આખરી દિવસ શુક્રવાર હતો માટે તે 'ગુડફ્રાઈડે' તરીકે ઓળખાયો છે."

☆

## પ્યારાબાપુ


વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઑર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. થોડી નકલો હાથકાગળ પર છપાય છે. તેનું વાર્ષિક લવાજમ દેશમાં આઠ, પરદેશ માટે શિલિંગ ૧૬, પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ


અનુક્રમણિકા .................................................... ૧૨ ઑગસ્ટ ૧૯૫૯


| | પૃષ્ઠ | | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ બાપુના પત્રો ... ... ... ગાંધીજી | ૨ | ૮ કસાઈની અહિંસા ... ...'લહરિ' | ૧૪ |
| ૨ શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા • મલ્લિકજી | ૩ | ૯ મારો ક્ષય અને ગાંધીજી • કુંવરજી પારેખ | ૧૫ |
| ૩ અવતાર અને વિકાસક્રમનો સંબંધ • શ્રીઅરવિંદ | ૬ | ૧૦ ખેતી અને આરોગ્ય ... ... ... | ૧૮ |
| ૪ પાવન પ્રસંગો... ... છગનલાલ જોષી | ૭ | ૧૧ વિધિ દરેકની પીઠે બેઠી જ છે • પુષ્પા ગાંધી | ૧૯ |
| ૫ રામકૃષ્ણની બોધકથા ... ...'ઇન્દ્ર' | ૧૦ | ૧૨ મહાદેવભાઈનું જીવનકાર્ય • અંબાલાલ પટેલ | ૨૦ |
| ૬ વંદન હજો ... ... ધીરેન ગાંધી | ૧૧ | ૧૩ ચાચાજીની વાતો ... વિમળાબહેન | ૨૩ |
| ૭ આવા હતા બાપુ ... નવીન ગાંધી | ૧૨ | ૧૪ કાબિયાની એક કથા ... માતાજી. કવર પેજ | ૪ |



પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

☆

| | | |
|---|---|---|
| આવા હતા બાપુ—૧·૨·૩ દરેકના | .... | ૦—૫૦ |
| ગાંધી-ગુરૂ | ... | ... ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | .... | .... ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ | ... | .... ૦—૩૭ |
| મસ્તીની પળોમાં ... | ... | .... ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | .... | ... ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | .. | .... ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા (છપાય છે) | | |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | | .... ,, |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | | .. ,, |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | | .... ,, |
| આવા હતા બાપુ—૪ | .... | .... ,, |

# કાલિડિયાની પ્રાચીન કથા

ઘણાં ઘણા જૂના કાળની વાત છે. અત્યારે જેને અગમરતાન કહેવાય છે તે સુકાં વેરાન દેશમાં એક દૈવી પુરુષ થઈ ગયો. પ્રભુના પરમ પ્રેમનો આવિર્ભાવ કરવાને તે જગતમાં આવ્યો હતો. અને આવા મહાપુરુષો અંગે બનતું આવ્યું છે તેમ એની વાત કોઈ સમજ્યું નહિ, લોકો એના વિષે શક લાવવા લાગ્યા, લોકોએ એનો વિરોધ કરવા માંડ્યો, એના પર અત્યાચાર ગુજારવા માંડ્યા. એક વખતે તો પછી લોકોએ એને મરણતોલ ઘાયલ કરી નાખ્યો. એને થયું કે મારું મરણ તો થવાનું જ છે, પણ હું જો શાંત રહીને મરી શકું તો જ મારું કામ સિદ્ધ થયું બની શકે અને એટલે કોઈ એકાંત સ્થળે પહોંચીને મૃત્યુ પામવાને તેણે દોડવા માંડ્યું. અને એના શત્રુઓએ એની પૂંઠ પકડી. દોડતા દોડતાં એકાએક એ વિશાળ વેરાન રણમાં એક દાડમનો છોડ દેખાયો અને એ દૈવી પુરુષે શાંતિથી દેહત્યાગ કરવા માટે એ છોડની ઝૂકી રહેલી ડાળીઓ હેઠળ આશ્રય લીધો. અને એ જ ક્ષણે એ દાડમનો છોડ ચમત્કારિક રીતે મોટો થવા લાગ્યો, ફૂલવા લાગ્યો. એની ઘટા ખૂબ મોટી, ઘેરદાર બની ગઈ. અને એમ વધતાં વધતાં એ છોડ એવું તો મોટું ઝાડ થઈ ગયો કે પેલા પાછળ પડેલા શત્રુઓ ત્યાં થઈને પસાર થઈ ગયા, તોપણ તેમને શંકા ન આવી કે જેમને પકડવા તેઓ નીકળ્યા છે એ તો ત્યાં નજીકમાં જ છુપાયેલો છે. અને એ બધા એમ પોતાને રસ્તે ચાલ્યા ગયા.

એ દાડમના વૃક્ષ નીચે એ દૈવી પુરુષનું લોહી ટીપે ટીપે આખી જમીનમાં સીંચાઈ ગયું. એ જમીન ફળદ્રૂપ બની ગઈ અને એ દાડમના ફૂલ પછી તો મોટાં મોટાં, લાલચટક બની ગયાં, એની પાંદડીઓ ભરચક્ક બની રહી, જાણે કે લોહીનાં જ અસંખ્ય ટીપાં....

આપણે માટે જે ફૂલ દિવ્ય પ્રેમની અભિવ્યક્તિ તથા મૂર્તિરૂપ છે તે આ દાડમનાં ફૂલ છે.

[બાલ દક્ષિણા : ફેબ્રુઆરી ૧૯૫૯]

—શ્રી માતાજી

# ગીતાંજલિ : એક અધ્યયન

ગુરુદયાલ મલ્લિક

રવીન્દ્રનાથ ટાગોર (૧૮૬૧ – ૧૯૪૧) 'ગીતાંજલિ' એ નામના ભાવવાહી ગીતોના સંગ્રહથી ૧૯૧૩માં નોબેલ પારિતોષિક મેળવી જગતમાં પ્રસિદ્ધ થયા. ૧૦૩ ગીતોમાં ગુરુદેવે જે ભક્તિપૂર્ણ ઉદાત્ત ભાવનાઓ પ્રગટ કરી છે તે આજે પણ મનુષ્યને પરમાત્માની પાસે લઈ જઈ શકે છે. જીવનના આદર્શો, આદર્શોની સાધના, સાધનાના પ્રકારો, પ્રભુનું દર્શન, પ્રેમ અને આનંદ—આ બધાં તત્ત્વોને ગુરુદેવે સંગીત અને કલા દ્વારા એવી સરસ રીતે વર્ણવ્યાં છે કે તેના રહસ્યનો શાંતિથી વિચાર કરવામાં અપૂર્વ પ્રકાશ અને પ્રેરણા મળે છે. શ્રી ગુરુદયાલ મલ્લિકે ગીતાંજલિમાંથી લગભગ વીસેક કાવ્યો ચૂંટી તેનું સુંદર વ્યાખ્યાન કર્યું છે. વ્યાખ્યાનની પદ્ધતિ એટલી બધી સારી છે કે ગહન વિચારો પણ બહુ સરલ બની જાય છે અને વાચકને ગળે બધું તરત જ ઊતરી જાય છે. વિવરણ વાંચ્યા પછી ગુરુદેવનું ગીત તરત જ સ્પષ્ટ થાય છે અને અસાધારણ આનંદ આપે છે. મહાકવિઓની કૃતિઓને લોકભોગ્ય બનાવવા માટે આવા પ્રકારની વિવરણ પદ્ધતિ સ્વીકારવાની બહુ જરૂર છે..........આ પુસ્તક દરેક વ્યક્તિએ ગીતાની માફક રોજ વાંચવા જેવું છે, લગ્ન જેવા શુભ પ્રસંગોમાં મિત્રોને ભેટ આપવા જેવું છે. આજે ભાવનાપ્રધાન સાહિત્યસરિતાનાં નીર જ્યારે સુકાતાં જાય છે, ત્યારે ગુરુદેવની પ્રસાદી માનવસમાજને ચખાડવામાં આવે છે એ આપણું સદ્ભાગ્ય છે. મનોહર મુદ્રણ માટે પ્રકાશકને પણ ધન્યવાદ આપવો ઘટે છે. દરેક પુસ્તકાલય આ પુસ્તક વસાવે અને આપણાં ભાઈબહેનો તેનો લાભ લે.

—પુસ્તકાલય : મે, ૧૯૫૯

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વ° ૧૨ | ૧૧-સપ્ટેમ્બર-૧૯૫૮ | અંક ૭મો

જ્યારે જ્યારે ધારેલું કામ પાર નથી ઉતરતું ત્યારે ત્યારે અંતર્મુખ થવાની, આત્મપરીક્ષણ કરવાની એક અમૂલ્ય તક આપણને મળે છે. જેમ માણસ માંદો પડે છે તેથી જ દેહનો અનુભવ મળે છે તેમ જ જ્યારે ભૂલ થાય છે ત્યારે જ આધ્યાત્મિક સૃષ્ટિના સ્થૂલ અને સૂક્ષ્મ નિયમોનું આપણને દર્શન થાય છે —બાપુ



( બાપુજી અને ગુરુદેવની જીવનસાધનાના અનુશીલનને કરતું માસિક )

# બાપુના પત્રો



[ઝીણામાં ઝીણી બાબતમા પણ બાપુ અતિશય ચોકસાઈ રાખતા. એ એમની સત્યની અખંડ આરાધનાનો જ એક ભાગ છે એમ માનતા. ૧૯૩૩મા બાપુ યરવડા જેલમા હતા ત્યારે બે યુરોપિયન બાઈઓ સાબરમતી આશ્રમમા સેવા કરવાના શુભ હેતુથી આશ્રમ જીવનનો અનુભવ લેવા બાપુની સૂચનાથી આવેલી. આશ્રમના નિયમોનું કડક પાલન કરવાનો બાપુ કેવો આગ્રહ રાખતા, આ બાઈઓની ખાવાપીવાની બાબતોમા પણ બાપુ દૂર બેઠા બેઠા કેવી ઝીણવટથી તપાસ રાખતા વગેરે અનેક નાની બાબતો આ પત્રો પરથી જાણવા મળશે.]

ચિ. નારણદાસ

... .............

નાગિની બાબત કાલે તમારો કાગળ મળ્યો. એ ઉપરથી વલ્લભભાઈનો અર્થ સાચો ઠર્યો છે એટલે તેને ત્યાં મોકલવાની તૈયારી કરું છું. કદાચ સોમવારે મોકલી શકીશ એમ સમજીને સાબરમતી સ્ટેશન ઉપર કોઈ માણસને રેકડી સાથે મોકલજો. કદાચ ડૉ. માર્ગરેટ સ્પાઈગલ પણ સાથે હશે, કેમકે એ બાઈને વિષે તો તમારી સંમતિ નહીં આવી હોય તો પણ હું તે માની લઈશ. ગુજરાત મેઈલની સાથે જે નાનકડી ગાડીનો સંબંધ છે, એ ગાડીમાં તેઓ સ્ટેશનેથી બેસી જશે. બન્ને હરિજન સેવાને સારૂં તૈયાર થાય એ ધ્યાનમાં રાખવાનું છે. તેઓને અને કોઈ પણ યુરોપીઅન જેને આપણે લઈએ તેને સવિનય ભંગની સાથે કશો સંબંધ રાખવા ન જ દઈએ, એ નિયમ રાખવાનો છે. આ બે બહેનો વિષે હું સરકારને ખાસ લખું છું. આ બન્ને બહેનોને કે જે આવે તેને આશ્રમના નિયમોનું કડક પાલન કરવાનું છે, તમારે કરાવવાનું છે. જો નિયમોનું પાલન ન કરે અથવા તમને તકલીફ રૂપ થાય તો એને આશ્રમમાં રાખવાનો મુદ્દલ ઈરાદો નથી. એમ થાય તો મને તુરત લખજો. ખોરાક બન્નેનો સાદો જ છે. બાજરો પચશે કે નહીં એ વિષે મને શંકા જ છે. બન્નેને ફળ અને દૂધ ઠીક પ્રમાણમાં આપવા પડશે. નહીં તો શરીર નહીં નભાવી શકે. નાગિની તો અત્યારે દૂધ, ઘી નથી લેતી. નવ ઈંચના વ્યાસના જાડા ઘઉંના રોટલા બે વાર શેકેલા એટલે કડક થયેલા ઘી માખણ વિનાના બન્ને બહેનો સ્વાદથી ખાય છે અને તે એકલા જ ચાવે છે. નાગિની હાલ ઘી દૂધ નથી ખાતી. એનો ખોરાક આવા રોટલા, પપૈયું, અને કાકડી, ટમેટા, કોબી, ગાજર વિગેરે કાચું શાક છે. પણ ત્યાં એને જરૂર જણાય તો એ દૂધ લેશે એના દિકરાને ત્રણ રતલ દૂધ અપાય છે. એ પણ ખાખરો ખાય છે અને ફળ લે છે. બહુ સમજાવીએ ત્યારે કાચું શાક થોડું લે છે. મીઠાઈનો મુદ્દલ શોખ નથી. કાચું દૂધ અત્યંત સ્વાદથી પી જાય છે. પ્રત્યેક વસ્તુ નોખી નોખી ખાય છે. મારી ઉમેદ છે કે આ બાળકને કોઈ પણ ચા કે કોફી, મીઠાઈ કે એવી કાંઈ પણ ચીજ આપીને નહીં બગાડે. એના ઉત્સાહનો પાર નથી. એના જ જેટલા તોફાની છોકરા આપણી પાસે આશ્રમમાં છે પણ એ માવડીઓ છોકરો નથી, ગમે તેની પાસે રહી શકે, એવો છોકરો મને લાગ્યો છે. કોઈ પણ બહેન કે ભાઈ ખોટું હેત કરીને ન ખાવાનું ખાવાને સારુ એને ન લલચાવે, એ બહુ ઇચ્છવા જેવું છે.

બીજું તો તેના અને આપણા નસીબમાં રહ્યું તે થશે. નાગિનીને બહુ મોટી આશાથી ત્યાં મોકલ્યું છું. તેને ત્રણ કે ચાર માસ થયા દીકરીની માફક સેવતો આવ્યો છું. તેના ઘણા કાગળો મેં વાંચ્યા છે. એની પાસે આ જગતમાં કાંઈ જ છાનું નથી. જે જે માણસો તેના પાશમાં આવ્યા હતાં તેઓનાં નામ દાટી દેવાનું મેં એને સુચવ્યું છે. પણ પોતાનો એકે દોષ કે વિચાર સુદ્ધા એ છુપાવવા નથી ઇચ્છતી એવી એણે મને ખાતરી આપી છે અને મારો પ્રાથમિક વિશ્વાસ સંપાદન કર્યો છે એની ભોળાશની માપવાની મારી શક્તિ નથી. પણ હું પોતે પૂર્ણ વિશ્વાસ કરીને મારો વ્યવહાર ચલાવી રહ્યો છું ગજા પ્રમાણે એને કામ સોંપ્યા કરજો. એનામાં ઘણી શક્તિ છે. બહુ ચંચળ છે અને શુભ હેતુ છે જો એ શૂન્યતાનો મંત્ર સાધી શકશે તો ઘણું કરી શકશે. જો પોતાની શક્તિનો અથવા તો શુભ હેતુનો કે શુભ કાર્યનો તેને ગર્વ થશે તો એ પછડાશે. હમણાં તો તેને શારીરિક કામ કરી શકે એટલું આપ્યા કરજો. હિંદી ઝપાટાબંધ શીખી શકે એમ કરજો. એની ગ્રહણશક્તિ સરસ છે થોડું હિંદી આવડે છે.

માર્ગરેટ જુદા પ્રકારની બાઈ છે. એ ૩૫ વર્ષની છે. એટલે એના ઘાટે ભરાઈ ચૂક્યા છે. એમ કરી શકાય. વિદુષી છે, ગોખણ શક્તિ સારી છે, પણ જડ બુદ્ધિ છે, જીદ્દી છે, ભાવના શુદ્ધ છે. મને લાગે છે કે એનું જીવન પવિત્ર રહ્યું છે. આશ્રમ ઉપર બહુ પ્રેમ રાખે છે, પણ એના બોલવામાં જરાય ઢંગ ઘડો નથી. અહીંથી આવી ગઈ ત્યારથી આશ્રમનું લવન કર્યા કર્યું છે, તેમાં યહૂદીઓની સામે જર્મનીમાં હિલચાલ શરૂ થઈ એટલે સ્હેજે અહીં તણાઈ આવી છે. નાગિનીને હું ઇરાદાપૂર્વક અને હોંશથી મોકલી રહ્યો છું. માર્ગરેટને હોંશથી નથી મોકલતો, પણ એને તરછોડી ન શકાય. કેવળ આશ્રમમાં રહેવાને ખાતર આવેલી છે. એને શું કહી શકાય? એનું શરીર કરી શકે એ બધું કામ તો કરશે જ કેટલાય વર્ષો થયાં શિક્ષિકા છે એટલે એની પાસેથી અંગ્રેજી શીખવવાનું કામ તો તુરત લઈ શકો છો એ શીખવવાને ધન્ધે પણ છે. શીખવનાર તરીકે પણ વધારે શક્તિ તો નાગિનીદેવીની જ પણ એ પ્રાયશ્ચિત્ત કરવા ત્યાં આવે છે. તેથી એકાએક તમારે એની પાસેથી એવું કામ લેવું કે નહીં એ વિષે મને સ્હેજ શંકા રહે. બાકી લેવું હોય તો તમે લઈ શકો છો.

આથી વધારે સૂચના આપવાની જરૂર રહેતી જણાતી નથી.

—બાપુના આશીર્વાદ

યરવડા મંદિર
૨૪-૩-૩૩

★

## ગ્રાહક બંધુઓને

ઈશ્વરકૃપા, વડીલોના આશીર્વાદ અને સૌના સહકારથી 'પ્યારા બાપુ' ૧૧ વર્ષ પૂરા કરી ૧૨મા વર્ષમાં પ્રવેશ કરી ચૂક્યું છે.

'પ્યારાબાપુ' શરૂ કર્યું ત્યારે હાથકાગળમાં જ છપાય એવો અમારો આગ્રહ હતો પણ અનેક મુશ્કેલીઓને લઈ અમે એ આગ્રહને અમલમાં મૂકી નહોતા શક્યા. રૂપાયતનમાં ચાલતી અનેકવિધ પ્રવૃત્તિઓમાં હાથકાગળ કેન્દ્ર પણ એક છે આ વર્ષથી અમે અમારા હાથકાગળ કેન્દ્રમાં છાપકામના કાગળો પણ બનાવવા શરૂ કર્યાં છે. હવેથી 'પ્યારાબાપુ' રૂપાયતનમાં બનેલા હાથકાગળમાં જ છપાયેલું તમે જોશો. ઘણા વર્ષોથી સેવેલા સ્વપ્નને મૂર્તસ્વરૂપ મળતાં અમે ઉત્સાહ ને આનંદની લાગણીઓ અનુભવીએ છીએ. લવાજમનો વધારો કર્યા વગર જ અમે આ શુભ શરૂઆત કરી છે આશા રાખીએ છીએ ગ્રાહક બંધુઓ 'પ્યારાબાપુ'નો બહોળો ફેલાવો કરવા નવા ગ્રાહકો બનાવી અમારા આ પ્રયત્નમાં પૂરો સહકાર આપશે

•

'ચાલો આવવું છે ને?'
'ક્યાં?'
'દર્શન કરવાં.'
'કોનાં?'
'મા આનંદમાનાં,'

એક મંગળ પ્રભાતે મારા બે પાડોશી મિત્રોને ઉપર મુજબ વાત કરતા મેં સાંભળ્યા, 'આનંદ મા' નામથી હું મંત્રમુગ્ધ થઈ ગયો. એ મા સદા આનંદમાં રહેતાં હશે, તેથી તેમનું આવું નામ રાખવામાં આવ્યું હશે! તો તો તેઓ આ બાહ્ય જગત અને જીવનનાં અંતરમાં જે અટલ આનંદ રહ્યો છે તેની માત્ર ખબર જ નહીં પણ તેનો અનુભવ ફક્ત એક જ વાર નહીં કર્યો હશે પણ તે સતત કરતાં જ હશે. તેઓ જરૂર તે નિરંતર આનંદનો કેમ અનુભવ કરવો તેની સાધના પદ્ધતિ સારી રીતે જાણતા હશે. અને તે સાચા જિજ્ઞાસુઓને શીખવતાં પણ હશે. તો તો, ચાલો, હું પણ તેમનાં દર્શન કરી આવું. થોડા વખત સુધી આવા વિચારો મને આવ્યા અને મારા પાડોશી મિત્રોની પાછળ પાછળ હું પણ 'મા'નાં દર્શન કરવા ચાલી નીકળ્યો.

લગભગ એક કલાક પછી 'મા' જ્યાં ઉતર્યાં હતાં, તે સ્થાને અમે પહોંચ્યાં. તે વખતે એક મોટા મંડપમાં ભજન કીર્તન થઈ રહ્યાં હતાં. કોઈ બુલંદ અને મધુર સ્વરમાં ગાઈ રહ્યું હતું.

**હરિ બોલ, હરિ બોલ હરિ, હરિ, બોલ.**
**મુકુંદ માધવ, ગોવિંદ બોલ!**
**બંધ હુએ હૈ દ્વાર હૃદય કે,**
**કૃપા કરકે બોલ ॥**

અને પ્રભુની કૃપાનાં પ્રત્યક્ષ દર્શન થયાં. એક ઓરડીનું દ્વાર ખુલ્યું અને તેમાંથી મા આનંદમા બહાર આવ્યાં. તેમની સૌમ્ય અને શાંત મૂર્તિ જોતાં જ મને એમ લાગ્યું કે હું મારાં મમત્વનાં બંધ દ્વારથી એક ક્ષણને માટે બહાર નીકળી આવ્યો છું. અને જેવી રીતે એક પક્ષી પોતાનાં પિંજરામાંથી બહાર નીકળીને આકાશમા ઉડે છે અને મુક્તિનો આનંદ અનુભવે છે તેવી જ રીતે મારો આત્મા પંચભૂતનાં પિંજરામાંથી—જે પિંજરાનાં બારણાં ઉપર મનનું મોટું તાળું છે—બહાર નીકળીને આનંદનાં આકાશમાં અને કર્મ-ચક્રથી મુક્ત થઈને અવકાશનાં અનંતમાં ઉડવા લાગ્યો.

શું કારણ હશે કે જ્યારે આનંદમા પોતાનાં આસન પર બેઠાં અને બધાએ અને મેં પણ તેમને નમીને બન્ને હાથ જોડીને પ્રેમપૂર્વક નમસ્કાર કર્યાં, ત્યારે એક નદી જેમ દરિયામાં આવીને અસીમ આંતરિક સંતોષ અને શાંતિ અનુભવે છે તેમ જ મેં પણ એક જાતની અનહદ એકાન્તતા અનુભવી. દિલનું દ્વાર ખુલી ગયું અને મારું ભાગ્ય ઉઘડી ગયું.

ફરીથી કીર્તન—જે થોડા વખત માટે બંધ રાખવામાં આવ્યું હતું—શરૂ થયું. માના એક ભક્તે મીરાંનું એક ભજન લલકાર્યું.

**"દરસ બિન દુખન લાગે નયન"**

તેનાં ગળામાં દર્દ હતું. તેની આંખોમાંથી આંસુઓની એક ધારા સરવા લાગી. મને કોઈએ મારાં હૈયાને બાણથી વીંધી ન નાખ્યું હોય, એમ લાગ્યુ. માનાં દર્શનથી જે અસીમ આનંદ મેં અનુભવ્યો હતો, તે અચાનક અપાર વેદનામાં બદલાવ ગયો. પણ એ વેદનામાં પણ એક અલૌકિક આનંદ હતો.

તે કેવો હોય છે તે જાણવું હોય તો પૂછો, તેને, જેને લાગ્યું છે પ્રભુ પ્રેમનું બાણ. વિરહનાં આંસુઓ જેનો ખોરાક છે. અને તે ખોરાકથી તેને પોતાના પ્રીતમના નામની ખુમારી ચડે છે. તે ખુમારી તેના આનંદનું ખમીર છે. તેથી જ તો પ્રેમીની વિરહ વેદનામાં જ સાત્ત્વિક, સીમા વિના સુખની સમાનતા અને સૂક્ષ્મતા છે.

ગીત ગાવાનું પૂરું થયું. એક જિજ્ઞાસુએ માને પૂછ્યું, 'મા, પ્રભુનાં દર્શન કેમ થઈ શકે?'

'ઉસકે લિયે રાત દિન રોને સે,' માએ પ્રત્યુત્તર વાળ્યો.

આગે ટૂંકો ને સચોટ જવાબ સાંભળીને તો તે જિજ્ઞાસુ સ્તબ્ધ થઈ ગયો કારણ કે તેની એવી ધારણા અને આશા હતી, કે તેના પ્રશ્નના જવાબમાં મા તેને ખૂબ લાંબું તર્કથી યુક્ત પ્રવચન સંભળાવશે. પણ અહીં તો માએ એક પ્રવિણ બાણ ચલાવનારના તીરની જેમ જે બરોબર સ્થાને પહોંચીને નિશાનને વિંધે તેમ એક જ

વાક્યમા બધુ કહી દીધુ

એક બીજા જિજ્ઞાસુએ માને કહ્યુ 'જે ચાર વેદ છે તેનો સાર મને સક્ષિપ્તમા કૃપા કરીને સમજાવશો?'

'વેદાન્ત!' માએ જવાબમા કહ્યુ

એક ત્રીજા જિજ્ઞાસુએ માને પૂછ્યુ 'મા, પ્રભુના નામ માટેનો પ્રેમ ચતનામા કેમ જાગૃત કરી શકાય?'

'જૈસે તુમ્હે તુમ્હારે અપને નામ કે લિયે પ્રેમ હૈ'

એટલામા ઘટ વાગ્યા સાદા પોશાકમા સજ્જ થયેન એક ભાઈ માની પાસે આવ્યા અને તેમને ધીરેથી કહ્યુ 'મા ભોજન તૈયાર હૈ.'

'સબકે લિયે ન?' માએ પૂછ્યુ

'જી, હા'

તો સબકો બુલાવો'

'મા પહને આપ ખા લે બાકી સબ લોગ પીછે ખા લેંગે'

'વહ કૈસે હો સકતા હૈ? મા બચ્ચોકો પહને ખિલાતી હૈ, ખુદ બાદમે ખાતી હૈ.'

મા પોતાના આસન પરથી ઉઠ્યા અને મડપની બહાર ગયા તેમની પાછળ પાછળ બધા ગયા પછી સૌએ માની સાથે ભોજન કર્યુ

જમતા જમતા, મારી પાસે જે સજ્જન બેઠા હતા તેમને કુતુહલવશ થઈને મે પૂછ્યુ 'ભના, જે ભાઈ માને બોલાવવા આવ્યા હતા, ત કોણ છે?'

'ઉત્તર ભારતમા એક નાનકડા રાજ્યના રાજા' તેમણે કહ્યુ

આ સાભળીને હુ જરા આશ્ચર્ય પામ્યો કારણ કે બોલાવનાર ભાઈમા રાજા જેવો જરાય આડબર કે અભિમાન ન હતુ તેઓ નમ્રતાના એક ઉજ્જવળ નમુના જેવા લાગ્યા

ફરી મે મારા તે પડોશીને પૂછ્યુ 'રાજાને પ્રભુ પ્રત્યે ભક્તિ થાય તેથી જ માના ચરણે મા આવ્યા હશે પણ આવી ભક્તિ થાય તેવો વિચાર કે તેના માટે પ્રેરણા તેમને કેમ થઈ હશે?'

પડોશીએ કહ્યુ, 'મૃત્યુ દ્વાર તેમને પ્રભુ પ્રતિ દોરી લાવ્યુ.'

'શુ મૃત્યુ દ્વાર જ, જે અમર છે તેની તરફ માણસ ને લઈ જાય છે?'

'હા હા એ કે બીજો કોઈ રસ્તો જ નથી પોતાના અહમ્ના અવસાનથી અથવા પોતાના કોઈ પ્રિય સ્વજનના અવસાનથી જ જે દુખ દર્દ જન્મે તેને શાત કરવા માટે કેવળ એક જ ઉપાય છે અને તે છે પ્રભુના ચરણોની શરણુ સાચે જ, તે જ દુખ હરણ છે.'

'તો શુ તેથી જ પ્રભુને હરિ કહે છે તે હરએકનુ દુખ હરણ કરે છે?'

'હા અને તેથી જ તેને હરિ કહે છે અને તે હર એકનો છે'

તો શુ એમ હોઈ શકે છે' મે અતમા, ભોજન સમાપ્ત કરતા કહ્યુ, 'કે માને હરિનુ નામ એટલા માટે જ અતિપ્રિય છે અને તેમની પ્રિય ધૂન હરિ બોલ, હરિ બોલ છે?'

મારા એ મિત્રે જવાબ વાળ્યો, (તેમનુ ભોજન પણ સમાપ્ત થઈ ચુક્યુ હતુ) 'માની વાત તો મા જ જાણે. પણ જ્યારે જ્યારે મે આ ધૂન ગવાતા સાભળી છે ત્યારે ત્યારે મને તો એમ જ લાગ્યુ છે કે મા હરિને કહે છે હરિ, બોલ હરિ બોલ'

'હોઈ શકે છે કેમકે હરિ તમનુ સર્વસ્વ છે, પ્રીતમ છે પિતા છે, મા છે, મિત્ર છે તથા તેની વાત સાભળવા તઓ સતત આતુર, ઉત્સુક હોય છે જેવી રીતે કોઈ પ્રેમી પોતાની પ્રિયાની વાત સાભળવા માટે સદા ઉત્સુક હોય છે અને તની વાત તે સાભળી શકે તે માટે તે પોતે મૌન જ રહે છે'

'એવુ બધુ કહેવુ તો તેમના માટે ગૌણ થઈ ગયુ છે તેમની જ્યોતિપૂર્ણ આખોથી તમને એમ નથી લાગતુ કે તઓ તમના અતરયામીને જ સર્વદા નિહાળી રહ્યા છે, અને બહારના જગતથી તેઓ તદ્દન બે પરવાહ છે?'

'મને પણ તેમ લાગે છે મા અમર અને અનત માટે સદા ઉત્સુક રહે છે પણ મુદ્દાની વાત કહેવાની તો તમે ભૂલી જ ગયા અને તે એ કે રાજા સાહેબને મા પ્રત્યે આટલી બધી ભક્તિ કેમ થઈ?'

મારા મિત્રે કહ્યુ 'રાજા સાહેબનો એકનો એક પુત્ર એક અકસ્માતમા અચાનક મૃત્યુ પામ્યો દુખથી માતા પિતા પાગલ જેવા થઈ ગયા. પોતાનુ દુખ દૂર કરવા માટે કથા કિર્તન મહિનાઓ સુધી સાભળ્યા. કેટલાય મહાત્માઓના તેમણે દર્શન કર્યા કેટલા યે તીર્થો કર્યા પણ રાજા સાહેબ અને રાણી સાહેબાને શાતિ મળી નહી છેવટે તેમને કોઈએ સૂચવ્યુ કે મા આનદ માના આશ્રમમા જાઓ ત્યા કદાચ શાતિ મળશે. તેઓ

ત્યા ગયા અને માને જોતા જ તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. તેમનું દુ:ખ આનંદમા પલટાઈ ગયું. ત્યારથી માના સુપુત્રની જેમ ગજા સાહેબ રહે છે પણ કેવા સુપુત્ર? તેઓ એક આદર્શ સૈનિક છે. હવે તો તેમનું રાજ્ય નથી રહ્યું. અમુક રકમ દર વર્ષે તેમને પોતાના પરિવાર માટે મળે છે. આથી તેઓ કેવળ સંતુષ્ટ જ નથી પણ તેમનું રાજ્ય સ્વતંત્ર ભારતમા ભળી ગયુ છે અને તેથી તેઓને એક સાધારણ વ્યક્તિની જેમ રહેવું પડે છે તેને તેઓ પ્રભુનો એક વિશેષ આશીર્વાદ માને છે. કારણ કે આમ થવાથી જ તેમની વૈરાગ્ય વૃત્તિ વધી છે. અને વૈરાગ્ય વૃત્તિની વૃદ્ધિ જ તો સાચી ભક્તિ છે.

ફરી ઘંટ વાગ્યો અને મા અને બીજાં બધા બપોરના વિશ્રામ માટે જુદી જુદી જગાએ ચાલ્યા ગયા. હું પણ એક વૃક્ષની નીચે—જ્યાથી હિમાલયના દર્શન સારી રીતે થઈ શકતા હતા—એકલો જરા આડો પડયો. હિમાલયનુ એક ઊંચું શિખર શિવજીની જટા જેવુ મને દેખાયું. તે જોતો જ હુ બોલી ઊઠયો, 'મા આનંદમા!' અને તરત જ મને એવો વિચાર આવ્યો, કે શિવ ભગવાને પોતે તો ઝેર પીધુ પણ બીજાઓને અમૃત પાયું. એ જ આનંદ પામવાની સાચી ચાવી છે તો, શું માએ પણ એવી જ રીતે અનેક લોકોના દુ:ખનું ઝેર પીધું હશે અને આનંદને પામ્યા હશે? અને તેથી જ લોકોએ તેમને આનંદ મા નામ આપ્યું હશે?

કદાચ એમ પણ હોઈ શકે છે—મારી વિચાર ધારા વહી રહી હતી—કે મા આનંદને પામ્યા હશે અનંતની ઝાખી પામીને. તે ઝાખી તેમને કઈ સાધનાથી થઈ હશે? તે તો કોણ કહી શકે, પણ એટલું તો જરૂર બન્યુ હશે કે અનંતની ઝાખી—પ્રભુ અથવા પોતાના ગુરુની કૃપાથી પામીને તેઓએ અનંતનું આહ્વાન કર્યું હશે: એમ વિચારીને કે બીજી બધી વસ્તુઓના અંત થાય છે તેથી જે તેમા આસક્તિ ધરાવે છે તે દુ:ખી થાય છે. અનંતની ઝાખી થવાથી તેમને અલૌકિક આનંદ થયો હશે, અનંતની ઝાંખી સર્વદા કેમ થતી રહે તે માટે અનંતનું આહ્વાન કર્યું હશે અને તેનો આશ્રય લીધો હશે.

પણ કોઈને આહ્વાન કરવા માટે કોઈ નામ તો જોઈએ ને? તેથી તેમણે તે અનંતને કેટલા યે નામથી બોલાવ્યું હશે. છેવટે, અમુક એક નામથી તેમની ચેતના, અનંત તેમની પાસે આવ્યું હશે. તે નામ કયું હશે? કોણ કહી શકે સાચી હકીકત શું છે? શકય છે કે તે નામ 'હરિ' જ હોય કારણ કે જ્યારે તેમને અનંતની ઝાખી થઇ હશે ત્યારે તેમની આખો અનંતના આલોકવા અજાઈ હશે. પછી તે આંખોથી તેમને સર્વે સ્થળે અનંતના દર્શન થયા હશે ત્યારે તે તે મોની ઊઠ્યાં હશે; 'હેરિ,' 'હેરિ,' (જોઉં છું—હું જોઉં છું.—હું અનંતને જોઉં છું. હું તેને જોઉં છુ.) અને 'હરિ' 'હેરિ'નું રટણ 'હરિ'મા બદલાઈ ગયું હશે.

પણ માની મહિમાનુ રહસ્ય અને રસ તો મા જ જાણે. તેથી મારા જેવા અજ્ઞાની માટે તો 'જય મા' 'જય, મા'નો મંત્ર જ પૂરતો છે બીજું કાંઈ નહિ તો એટલુ તો ખરું કે આ મંત્રથી હું માનો જય ઇચ્છું છું, મારો પોતાનો નહિ અને માનો જય ઇચ્છવો એટલે પ્રભુનો જય ઇચ્છવો. કારણ કે પ્રભુના સંતાન માટે જે ઇચ્છા હોય છ, કે સંકલ્પ હોય છે, તેને સંતાનના જીવનમા ઉતારવાની પ્રતિજ્ઞા અને તે પ્રતિજ્ઞાને પાળવાનો પ્રયાસ મા જ કરે છે ને! 'જય મા!' 'જય, મા!'

☆

નદી કાંઠે એક આશ્રમ ગુરુ અને ચેલો ઇશ્વરભક્તિમા લીન. ચેલાને ગુરુ પર અસીમ ભક્તિ અને શ્રદ્ધા. ગુરુને ચેલા પર અસીમ પ્રેમ.

એક દિવસ ધોધમાર વરસાદ વરસી રહ્યો હતો સામે કાંઠે ગામ. ગામમાથી ભિક્ષા લેવા ચેલો રોજના ક્રમ પ્રમાણે ઉપડયો, ગુરુએ ખૂબ વાર્યો, સમજાવ્યો અને કહ્યુ, "ભાઈ, હમણા રહેવા દે, વરસાદ બંધ થાય, નદીનુ પાણી ઊતરે પછી જજે, નહી તો આવા વહેણમા તણાઈ જઈશ."

પણ ચેલા તે ચેલો. તેને તો પૂરી શ્રદ્ધા ગુરુના નામ પર શું કામ મૂંઝાય કે ગભરાય. ગુરુજી, ગુરુજી નામ રટતો તોફાને ચઢેલી નદી પાર કરી ગયો ગુરુ તો ખૂબ પાડતા જોઈ જ રહ્યા.

"અરે મારા નામમા આટલું બધું બળ અને ચમત્કાર!" એ અભિમાનમા ઊપડયા. 'હું' 'હું' કરતા નદી પાર કરવા. પણ ગુરુજી તણાઈ ગયા.

—'ઇન્દુ'

## ક્રોધી ભિક્ષુ ______ 'ગિરિરાજ'

(જાતકકથા)



ભગવાન બુદ્ધના ભિક્ષુ સંઘમાં જાતજાતના ભિક્ષુઓ દાખલ થતા અને તે ભિક્ષુઓને કેવી રીતે તેના અવગુણો, દૃષ્ટાંતો આપીને બુદ્ધ બતાવતા અને તેના પર કાબૂ કેમ રાખવો તે કેવી સુંદર શૈલીમાં કહેતા તે જાતક કથામાં જોવા મળે છે તેમાંની આ એક ગાથા છે

આ ગાથા બુદ્ધે જેત વનમાં વિહાર કરતી વખતે એક ક્રોધી ભિક્ષુના સંબંધમાં કહી

એક ભિક્ષુ ખૂબ ક્રોધી સ્વભાવનો હતો ખૂબ જ અસ્થિર મન, નાનકડી વાતમાં પણ ક્રોધે ભરાય, ચિડાય ભિક્ષુઓ એક વાર ધર્મસભામાં વાત ચીત કરતા હતા કે અમુક ભિક્ષુ ક્રોધી છે, અસ્થિર ચિત્તનો છે, ચૂલામાં નાખેલા મીઠાની માફક તડ તડતો ફરે છે તે બરાબર છે? આ જાતના અક્રોધ (બુદ્ધ) શાસનમાં દાખલ થઈ ગુસ્સાને પણ રોકી નથી શકતો

બુદ્ધે જ્યારે આ સાંભળ્યું, ત્યારે, એક ભિક્ષુને મોકલીને તે ભિક્ષુને બોલાવીને પૂછ્યું 'હે ભિક્ષુ, શું તું સાચે જ, ક્રોધી છે?'

'હા, ભંતે! સાચી વાત છે '

બીજા ભિક્ષુઓ તરફ નજર ફેરવીને બુદ્ધ બોલ્યા 'ભિક્ષુઓ, તમે આનો દોષ ન જુઓ, આ કેવળ આ જન્મમાં જ ક્રોધી નથી, પૂર્વ જન્મમાં પણ આ ક્રોધી હતો

'હું તમને તેના પૂર્વજન્મની કથા કહું છું તે શાંતિથી સાંભળો '

પૂર્વ સમયમાં વારાણસીમાં બ્રહ્મદત્ત નામના રાજાને એક બ્રહ્મદત્ત કુમાર નામનો પુત્ર હતો જુના કાળમાં રાજા પોતાના કુમારોને રાજ્યમાં પ્રસિદ્ધ આચાર્યો હોવા છતાં પણ વિદ્યા પ્રાપ્ત કરવા દૂર દેશાવર મોકલતા હતા જેથી તેનું માન મર્દન થાય, ઠંડી ગરમીથી ટેવાય, શરીર કસાય તથા લોકવ્યવહારનો જાણકાર બને આ રાજાએ પણ પોતાના ૧૬ વર્ષના કુમારને બોલાવીને તેને એક જોડી જોડા, પાંદડાની છત્રી અને એક હજાર કાર્ષાપણ આપી કહ્યું 'વત્સ, આટલું લઈને તક્ષશિલા જઈને વિદ્યા પ્રાપ્ત કરો.'

કુમારે 'સારું' કહી માતાપિતાને પ્રણામ કરી વિદાય લીધી ચાલતા ચાલતા તે તક્ષશિલા પહોંચ્યો આચાર્યનું ઘર પૂછી આચાર્યના ઘરના દરવાજા પર તે પહોંચ્યો જે જગ્યાએથી આચાર્ય દેખાયા તે જગાએ જોડા ઊતારી, છત્રી બંધ કરી, આચાર્યને પ્રણામ કરીને ઊભો રહ્યો

આચાર્યે તેને થાકેલો જાણીને તેનું આતિથ્ય કર્યું.

રાજકુમારે ભોજન બાદ થોડો વિશ્રામ લઈને આચાર્યની પાસે જઈને પ્રણામ કર્યા

આચાર્યે પૂછ્યું 'પુત્ર' ક્યાંથી આવ્યો?'

'વારાણસીથી ' જવાબ આપ્યો

'કોનો પુત્ર છે?'

'વારાણસી રાજાનો.'
'શા માટે આવ્યો છે?'
'વિદ્યા પ્રાપ્ત કરવા.'
'આચાર્ય-ભાગ (ફી) લાવ્યો છે કે ધર્મ-શિષ્ય (વગર ફી આચાર્યની સેવા કરીને વિદ્યા પ્રાપ્ત કરવી તેને ધર્મ શિષ્ય કહે છે.) બનવા ઇચ્છે છે?'
'ગુરુજી, આચાર્ય-ભાગ લાવ્યો છુ.' કહી કુમારે આચાર્યના ચરણોમા હજાર કાર્ષાપણની થેલી મૂકી પ્રણામ કર્યા.
ધર્મ-શિષ્ય દિવસમાં આચાર્યનું કામ કરીને રાત્રે વિદ્યા પ્રાપ્ત કરતા, આચાર્ય ભાગ આપવા વાળા ઘરમાં મોટા પુત્રની જેમ રહીને કેવળ વિદ્યા જ પ્રાપ્ત કરતા.
આમ કુમારને મોટા પુત્રની જેમ રાખીને આચાર્યે શુભ મુહૂર્ત જોઈને વિદ્યા શીખવવાનું શરૂ કર્યું.
વિદ્યા શીખતો કુમાર એક દિવસ આચાર્યની સાથે નદીએ નહાવા ગયો. એક ડોશીમા તલને સાફ કરી, પાથરીને ચોકી કરતી બેઠી હતી કુમારે સાફ અને સુંદર તલ જોઈને તેમાથી એક મુઠ્ઠી ભરીને ખાધા ડોશીમાએ વિચાર્યું : 'આ લોભી છે.' તેથી વધુ કંઈ ન બોલી અને ચૂપ રહી.
બીજે દિવસે પણ આમ જ બન્યું ત્યારે પણ ડોશીમા કંઇ ન બોલ્યા પણ ત્રીજે દિવસે કુમારે એમ જ કર્યું ત્યારે ડોશીમા રોતાં રોતા બોલવાં લાગી: 'પ્રસિદ્ધ આચાર્ય તેમના શિષ્યો મારફત મને લૂંટી રહ્યા છે. આચાર્યે આ સાભળ્યું તેણે ઊભા રહી પૂછ્યું: 'મા, શું છે!'
'સ્વામી, તમારો શિષ્ય મારા સાફ કરેલા તલની આજે એક મુઠ્ઠી ખાધી, કાલે એક મુઠ્ઠી ખાધી અને પરમદિવસે પણ એક મુઠ્ઠી ખાધી. શું આ રીતે ખાઇને તે મારા તલ પૂરા નહીં કરી નાખે?'
'મા, રો નહીં, તને તેની કિંમત અપાવીશ.'
'સ્વામી, મને કિંમત નથી જોઈતી પણ આ કુમારને એવી શિક્ષા કરો કે તે કદી આવું ન કરે.'
'તો મા, જો,' એમ કહી આચાર્યે બે શિષ્યોની મદદથી તેને પકડીને વાંસની સોટી પીઠ પર ત્રણવાર જોરથી ફટકારી. અને કહ્યું: 'કદી આવું ન કરતો.'
કુમારે ક્રોધિત થઈ લાલ આંખથી આચાર્યને પગથી માથા સુધી બદલો લેવાની દૃષ્ટિએ જોયુ. આચાર્ય સમજી ગયા કે કુમાર આનુ વેર લેશે.
કુમારે આચાર્યની આ શિક્ષાની ગાંઠ વાળી. વિદ્યાભ્યાસ પૂરો કરી આચાર્યને રાજ્ય તરફથી નિમંત્રણ આપીને મારી નાખીશ.
વિદ્યાભ્યાસ પૂરો થયો. વિદાય વખતે આચાર્યને પ્રણામ કરી ખૂબ સ્નેહથી કહ્યું: 'આચાર્યજી, હું વારાણસી પહોચી રાજ મેળવીને તમને બોલાવીશ તો તમે જરૂર આવશો એવું વચન આપો.
આચાર્યે વચન આપ્યું.
કુમાર વારાણસી પહોચ્યો. માતા પિતાને પગે લાગ્યો. રાજા રાણી પુત્રના વિદ્યાભ્યાસથી ખુશી થયા. રાજાએ 'જીવતા પુત્ર જોયો હવે જીવતા જ એને રાજ્ય સોપી દઉં.' એમ વિચારી પુત્રને રાજ્ય આપી દીધું
કુમારને રાજ્ય સંભાળતા જ આચાર્યની શિક્ષા યાદ આવી અને ક્રોધિત થઈ વિચાર્યું. 'તેને મારી જ નાખીશ. અને તરત જ આચાર્યને બોલાવવા દૂતને તક્ષશિલા મોકલ્યો.
તરુણ અવસ્થાને લીધે તેને સમજાવી નહીં શકું વિચારી આચાર્યે દૂતને પાછો વાળ્યો.
વર્ષો વિત્યા અને હવે પ્રૌઢ અવસ્થાએ રાજા આવ્યો છે તેથી સમજાવી શકીશ માની, આચાર્ય રાજદ્વાર પર જઇને ઊભા રહ્યા અને કહેવડાવ્યું: 'તક્ષશિલાના આચાર્ય આવ્યા છે.'
રાજા તો કેટલા ય વર્ષોથી એની રાહ જોતો હતો અને તે આમ સામે ચાલીને આવ્યા તેથી તેણે ખૂબ ક્રોધે ભરાઇને કહ્યું: તેને જલદી અહીં બોલાવો.

# બાપુ–મારી નજરે

રામનારાયણ ચૌધરી

એક વાર મને દાદર થઈ આવી. બાપુને ખબર પડી એટલે તેમણે જોઈ. તેમને ઉપચાર કરવાનો શોખ હતો એટલે મારી દાદરનો ઉપચાર કરવા લાગ્યા. જ્યાં જ્યાં દાદર હતી ત્યાં ત્યાં રોજ તેઓ પોતાને હાથે હવકો તેજાબ લગાડતા. ઉપચારમાં તેજાબ લગાડવા ઉપરાંત મારે એક દિવસનો ઉપવાસ કરવો પડ્યો. અને રોજ શુદ્ધ કરેલા ગંધકના બે પડીકાં લેવા પડતા તથા એનિમા લેવી પડતી.

આ ઉપચાર દરમિયાન એક દિવસ બાપુએ દ્રાક્ષ ખાવા કહ્યું અને તે લેવા બા પાસે મોકલ્યો. હું બે ચાર ડગલાં ગયો હોઈશ એટલામાં બાપુએ મને પાછો બોલાવીને કહ્યું, 'પણ જોજે, કડવા અનુભવ માટે તૈયાર થઈને જજો અને પાછા આવીને જે બને તે મને જણાવજો.' બાની ઓરડી નદીકિનારે હતી મેં ત્યાં જઈને દ્રાક્ષ માગી. બાની ભ્રમર ચડી ગઈ અને પ્યારેલાલજીને બૂમ પાડીને કહેવા લાગ્યાં, 'પ્યારેલાલ, જુઓ આ કોણ છે? બાપુની દ્રાક્ષ લેવા આવ્યા છે!' ખરેખર, બાપુએ મને પહેલેથી ચેતવ્યો ન હોત તો મારો નાજુક સ્વભાવ આ આઘાત ભાગ્યે જ સહન કરી શકત. પ્યારેલાલજી આવે તે પહેલા જ મેં કહ્યું, 'બા, હું નવો જ આવ્યો છું. માંદો પડી ગયો છું અને બાપુએ મોકલ્યો એટલે ઇચ્છા ન હોવા છતા દ્રાક્ષ લેવા આવ્યો છું.' બાનું હૃદય પીગળ્યું. તેમનો ચહેરો બદલાઈ ગયો અને બોલ્યા, 'કંઈ હરકત નહીં. દ્રાક્ષ તો મારી પાસે ઘણી હતી. બાપુએ બીમારોને વહેંચી દીધી. આ થોડી એમને માટે રાખી હતી. તમને દ્રાક્ષની વધારે જરૂર હશે એટલે મોકલ્યા હશે. લઈ જાઓ.' હવે મને ખબર પડી કે હું બાપુના ભાગની દ્રાક્ષ લઈ જાઉં છું. મને મારી જાત પર તિરસ્કાર આવ્યો અને મેં દ્રાક્ષ લેવાની આનાકાની કરવા માંડી. પણ બાએ દિલાસો આપ્યો ને આગ્રહપૂર્વક દ્રાક્ષ મારા હાથમાં મૂકી, અને ક્યાંથી આવ્યા છો? શું કરતા હતા? ઘરમાં કોણ છે? વગેરે પૂછપરછ કરીને મને વિદાય કર્યો. હું ખુશ થયો. બાપુએ તો કદાચ મારું ઊતરેલું મોં જોવાની આશા રાખી હશે. મેં બધી વાત કહી એટલે કહેવા લાગ્યા, 'બસ, બાનું આમ જ છે. મારી કોઈ વસ્તુ કોઈ પડાવી જાય છે એમ લાગે એટલે ગુસ્સે થઈ જાય છે. પણ હૃદય અથાગ સમુદ્રની જેમ સહાનુભૂતિથી ભરેલું છે; બીજાનાં દુઃખની ખબર પડી કે પીગળી જાય છે. પછી તો મારો મોહ પણ ભૂલી જાય છે.' બાના પતિવ્રતા ધર્મ અને માયાળુ હૃદયના આ વર્ણન સાથે મારું મન અક્ષરેઅક્ષર સંમત હતું. વખત જતાં એ અનુભવ ઘણી વાર તાજા ને દૃઢ થયા.

એક દિવસ સરદાર વલ્લભભાઈ અને બાપુ બેઠા હતા. બાપુની સામે બાજઠ પર તેમનો લખવા વાંચવાનો સરંજામ રહેતો. પેન્સિલ જમણી બાજુ રહેતી હશે. સરદાર સાથે વાત કરતાં કરતાં તેમણે પેન્સિલ લેવા જમણી બાજુ હાથ લંબાવ્યો, તો ત્યાં પેન્સિલ ન હોતી. ડાબી બાજુએથી મળી. બાપુના ચહેરા પર વ્યગ્રતાની આછી છાયા જણાઈ. એટલે તરત પ્યારેલાલજીને બૂમ પાડી. પ્યારેલાલજી આવ્યા એટલે તેમને પૂછ્યું: 'મારી પેન્સિલ ક્યાં મૂકી દીધી હતી?' સવાલ પૂછવાની રીત અને બાપુનો ચહેરો જોઈને પ્યારેલાલજી સમજી ગયા અને નિરુત્તર થઈને છત તરફ જોવા લાગ્યા. તેમને ઝંખવાણા પડેલા જોઈ ને સરદારે બાજી સંભાળી લીધી. જરા સ્મિત કરીને બોલ્યા: 'એ તો કવિ છે.' બાપુ હસ્યા. અને સરદાર તો ખડખડાટ હસી પડ્યા. મેં જોયું કે બાપુ ખૂબ જ વ્યવસ્થિત માણસ છે અને તેઓ તથા સરદાર બંને કવિઓને અવ્યવસ્થિત પ્રાણી માને છે સરદારના ગયા પછી મેં પૂછ્યું: 'બાપુ આ તો બહુ સામાન્ય બાબત હતી.' બાપુ તરત ગંભીર થઈને કહેવા લાગ્યા: 'માણસના જીવનમાં વ્યવસ્થિતતા હોવી બહુ જરૂરી છે જો સૂર્ય, ચંદ્ર અને પૃથ્વી કુદરતના નિયમોનું પાલન ન કરે તો ક્ષણ વારમાં આખું વિશ્વ વેરણછેરણ થઈ જાય. મારા જેવા માણસની એક એક ક્ષણ કામથી ભરેલી રહે છે. મારી વસ્તુઓ તેને ઠેકાણે ન મળે તો મારો કેટલો સમય બગડે, મને કેટલી અગવડ થાય અને કામને કેટલું નુકસાન થાય? મારા નિકટના સાથીઓને તો આ બધી બાબતોનો ખ્યાલ રહેવો જ જોઈએ. અને અંગ્રેજીમાં ગંદકીની વ્યાખ્યા શી છે, તે જાણો છો?' 'ના જી' કહીને મેં મારું અજ્ઞાન પ્રગટ કર્યું એટલે બાપુ બોલ્યા, 'Anything out of place is dirt. (જે કોઈ વસ્તુ પોતાને સ્થાને ન હોય તે કચરો છે.)

☆

['બાપુ–મારી નજરે' તાજેતરમાં બહાર પડેલ પુસ્તકમાંથી સાભાર: નવજીવન પ્રકાશન મંદિર: કિં. ૨–૦૦]



ગોહિલવાડ જિલ્લામાં એક નાનકડું ગામ આવેલું છે. ગામમાં નિશાળ ખરી પણ પાકી નહીં. ગામનાં છોકરાંઓને વરસાદ, ઠંડી, ગરમીમાં ઠીક ઠીક મુશ્કેલી પડે. શિક્ષક બિચારો મુંઝાય પણ કહે કોને? કોક કોક વાર ગામના ડાહ્યા, સમજુ ગૃહસ્થોને નિશાળની મુશ્કેલીની વાત કરે પણ કશું વળે નહીં.

આમ કરતાં વર્ષો પસાર થયાં. ને સ્વરાજ આવ્યું. ગામના લોકોને ખબર પડી કે એક ભાગ ભેગો કરીએ તો બે ભાગ સરકાર આપે છે, તો કરીએ ફંડ ફાળા. પણ કોઈ કે'તા કોઈ ફંડમાં પૈસો ન નોંધાવે. ગામની વજનદાર વ્યક્તિઓ પણ ફંડની શરૂઆત ન કરી શક્યા. અને નિરાશ થયા. આમ નિશાળનું કામ અભરાઈએ ચડયું.

પણ કોણ જાણે ગામના પુણ્યે એક વિધવા બાઈના હૃદયમાં પ્રભુ વસ્યા.

'પતિ થોડાં ઘણાં ઘરેણાં મૂકી ગયો છે તેના આધારે આખું આયખું પૂરું કરવાનું તે જો આપું તો જીંદગી આખી ગામની ઘંટી ફેરવ્યા કરવાની ને? જો ન આપું તો ગામનાં બાળકોનાં ભાવિનું શું? એક બાજુ મારું જીવન અને બીજી બાજુ કેટલાં બધાનાં જીવન' આવા વિચારો વિધવા બાઈને આવે છે.

આમ દિવસો પર દિવસો પસાર થાય છે. વિધવા બાઈને ચેન પડતું નથી. કંઈ સમજ પડતી નથી. ઘમસાણ યુદ્ધ મચ્યું જાણે ગજગ્રાહ જ ચાલ્યો.

અને એક શુભ મંગળ પ્રભાતે વિજળીની જેમ એક વિચાર ઝબક્યો અને હાથમાં જે ગણ્યાં ગાંઠયાં ઘરેણાં હતાં તે લઈને ઉપડી ગામના આગેવાનો પાસે અને બોલી :

'મારાં જીવનની આ મારી આધાર લાકડી જેવી મૂડી છે તે ગામની નિશાળના ફાળા માટે આપું છું. મારું જીવન તો અનાધાર થઈ ગયુ છે પણ ગામનાં બાળકોનાં જીવન આધારવાળા થાય એ જ મારી ઝંખના, એ જ મારી ઇચ્છા.'

આટલું બોલીને તે વિધવા બાઈ ઘરેણાં મૂકીને ચાલતી થઈ ગામના આગેવાનો તો સ્તબ્ધ થઈ ગયા. મોઢાં જરૂર ઝંખવાયાં પણ માથાં ઢળી પડ્યાં. એ ઢળેલાં માથાં જ જાણે વિધવા બાઈને વંદન ન કરી રહ્યાં હોય!

# આભા જેવા બાપુ

નવીન ગાંધી



"આ જ સાચી કળા છે."

બાપુજી કોઈ પણ નવો પ્રયોગ શરૂ
તરત જ એનો ચેપ આસપાસના
ન લગાડતા. પછી તો એ પ્રયોગની
ા બધે થતી હોય, એને લગતા જ
શ્નો બાપુને પુછાતા હોય અને બાપુ
પણ ઉલટભેર એનો ઉત્તર આપતા હોય. બધે જાણે એ પ્રયોગનો વા પ્રસરી જતો.

બાપુએ જ્યારે જેલમાં આકાશ-દર્શન શરૂ કર્યું ત્યારે આશ્રમનાં નાનાં મોટાં બધાં પર બાપુ એ વિશે જ પત્રમાં લખવા લાગ્યા અને આશ્રમમાં પણ બસ તારાઓની જ વાતો થવા લાગી. એક પત્રમાં બાપુએ લખ્યું, 'મારે સારુ એ ઈશ્વરદર્શનનું દ્વાર થઈ પડ્યું છે. અહીં આ વખતે એકાએક એમ થઈ આવ્યું કે આકાશદર્શન એ તો એક ભારે સત્સંગ છે. તારા પણ આપણી સાથે મૂગી વાત કર્યાં કરે છે.' બીજા એક પ્રસંગે આ વિશે લખ્યું, 'જેવું આકાશ સ્વચ્છ છે તેવાં આપણે સ્વચ્છ થઈએ. જેવા તારા તેજસ્વી છે તેવાં આપણે તેજસ્વી થઈએ. તેઓ જેમ ઈશ્વરનું મૂકસ્તવન કરતા લાગે છે તેમ આપણે કરીએ. તેઓ જેમ પોતાનો માર્ગ એક ક્ષણને સારુ પણ છોડતા નથી તેમ આપણે આપણું કર્તવ્ય ન છોડીએ."

બાપુએ આકાશદર્શનમાંથી પણ અનેક અર્થો ઘટાવી બધાંને એમાં રસ લેતા કરી મૂક્યા. માણસને નીતિમાં એક પગલું આગળ વધારે, એના આદર્શ ઊંચા કરે એવું કંઈક પણ વાતાવરણ સર્જાય એટલે બાપુ હર્ષભેર કહે, 'બસ, આ જ સાચી કળા છે.'

"હા, હવે સાચો કલાકાર"

રેંટિયાના મોઢિયામાં ચમરખાની જરા પણ ખામી હોય તો એમાંથી જરા કર્કશ અવાજ નીકળે. એક વાર સેવાગ્રામમાં મેં બાપુને રેંટિયો ગોઠવીને આપ્યો પણ એમાં કેવો સૂર નીકળે છે એનો ખ્યાલ જ ન રાખ્યો. બાપુએ રેંટિયો ચલાવવો શરૂ કર્યો અને એનો બેહૂદો સૂર નીકળતો જોઈ બાપુએ તરત મારી સામું જોઈ ટકોર કરી કે, "તું તો કલાકાર છે. તારી કૃતિમાંથી બેહૂદો સૂર નીકળે તો તને કેવી અકળામણ થાય?" બાપુની બેચેની હું તરત જ કળી ગયો. ખામી ક્યાં છે એ હું સમયસર જાણી શક્યો. મેં ચમરખાની સૂતરની દોરી બદલી નાખી, તેમાં જરાક તેલ પૂર્યું અને રેંટિયાનું મધુર ગુંજન શરૂ થયું.

બાપુએ હસતાં હસતાં કહ્યું: "હા, હવે તું સાચો કલાકાર."

જીવનમાં શું કે વ્યવહારમાં શું, ક્યાં યે લેશમાત્ર વિસંવાદિતા દેખાતી કે તરત જ બાપુ અકળાઈ ઊઠતા. બાપુમાં રહેલી કલાદૃષ્ટિ બધે સંવાદિતા ઝંખતી હતી.

☆

સ્વદેશીનો જ આગ્રહ રાખો

કેટલીયે વાર ધ્યાનમગ્ન બાપુને જોતાં થઈ આવે કે બાપુ તો કોઈ ઉચ્ચતમ સૃષ્ટિમાં વસનારા છે, પણ બાપુનું હૃદય સાચા ગૃહસ્થાશ્રમીનું જ હતું.

જેમ કુટુંબના વડીલ આખા કુટુંબની સંભાળ રાખે છે અને સૌનાં સુખે સુખી અને સૌનાં દુઃખે દુઃખી થાય છે તેમ બાપુ પણ એમના સુવિશાળ કુટુંબનાં સુખદુઃખમાં સહભાગી થતા હતા. કેટલીયે નાની નાની વસ્તુઓ પર બાપુ પોતાનાં જરૂરી કામોને પડતાં મૂકી અથવા ગૌણ ગણી સ્વજન જે દૂર હોય તો પત્રો લખીને પણ ધ્યાન રાખતા.

એક વાર એવું બન્યું બાપુનાં જ્યેષ્ઠ પુત્રવધુએ બાળકોને ખાવામાં પરદેશી વસ્તુઓનો ઉપયોગ કરવો શરૂ કર્યો. સ્વદેશી વસ્તુ જ વાપરવાનો અતિ આગ્રહ રાખનારા બાપુને આ કેમ ગમે? બાપુએ તેમને લખ્યું: "બાળકો સારુ તમે મેલિન્સ ફૂડ વાપરો છો એ મને તો ઠીક નથી લાગતું. પરદેશી એક પણ વસ્તુ હિન્દુસ્તાનમાં વાપરવી તેમાં હું તો પાપ સમજું છું. તેમાં વળી ખાવાની વસ્તુ વાપરવી એ તો હવે જરાએ રુચતું નથી. તેઓની બનાવેલી તમામ વસ્તુઓ ભ્રષ્ટ છે એમ લાગવા કરે છે. તેઓને ચરબી તથા દારૂ વાપરવાની બાધ નથી હોતી એટલે જ્યારે વસ્તુઓમાં દારૂ ચરબી ઈ. નથી હોતાં ત્યારે પણ તેના સ્પર્શથી મુક્ત તો નથી રહેતાં એમ મેં જોયું છે. આપણાં બાળકો અગાઉ તેવી

વસ્તુઓ વિના ઉછરતા એમ જાણીને માની આપણે પણ તે વસ્તુઓ વિના ચલાવવું એવી મારી તો સલાહ છે. ઘઉંને ખૂબ શેકી તેને ઝીણા દળીએ ને તેમાં સહેજ ગોળ ને પાણી મેળવીએ તો તે મેલિન્સ ફૂડની ગરજ સારે છે. તેવી વસ્તુની અવેજીમાં આપણે ઘણી ચીજો બનાવી શકીએ છીએ.

બાળકોને આપણે તદ્દન સ્વદેશી સંસ્કાર પાડીએ એ ઇચ્છવા જેવું છે. એટલે તમે ચોકલેટ ન મોકલવાનો ઠરાવ કર્યો તે ઠીક કર્યું ગણું છું. છતાં એટલી સાવચેતી આપું છું કે આવી બાબતમાં 'બાપુ આમ ધારે છે વાસ્તે કરવું' એવું ન કરજો. હું વિચારો બતાવું તેમાં તમને જે પસંદ પડે તે જ અમલમાં મૂકજો. તમે સ્વતંત્ર રીતે વૃદ્ધિ પામો એવું જ ઇચ્છું છું."

## કોઈથી ઊતરે એવા નથી

જહાંગીર બાદશાહનો દરબાર ભરાયો છે. મોગલ શહેનશાહતનો એ મધ્યકાળ હતો. એ દરબારની રોનક અનોખી હતી. આ કાળ સમૃદ્ધિનો હતો. આર્યાવર્તની સમૃદ્ધિથી આકર્ષાય યુરોપની જુદી જુદી પ્રજાઓએ હિંદના કિનારે વ્યાપારી થાણાઓ જમાવ્યા હતા. ઈંગ્લંડના રાજા જેમ્સ પેલાએ પોતાના પ્રતિનિધિ તરીકે જહાંગીરના દરબારમાં સર ટોમસ રોને મોકલેલ મોગલ દરબારમા ટોમસ રોએ પોતાની લાગવગ જમાવી હતી. વ્યાપાર માટે તેણે સારી છૂટછાટ મેળવી હતી. શહેનશાહના પુત્ર સાથે તેણે દોસ્તી બાંધી લીધી હતી.

એક વાર ઈંગ્લંડથી તેના પર એક તસવીર આવી. તે તસવીર તેણે શહેનશાહને ભેટ તરીકે દરબારમા ધરી. જહાંગીરનો ભરાયેલો દરબાર, તસવીરની ભેટ અને એમાં પોતાની છાપ પડે એટલા માટે રોએ જહાંગીરને કહ્યું, "આ તસવીર હું આપની સેવામા સાદર પેશ કરું છું. આપના આ હિંદુસ્થાનમા તેની નકલ તૈયાર કરાવી તે સાથે આ તસવીર મૂકશો તો પણ મને ખાત્રી છે કે આ તસવીર પરખાયા વિના રહેશે નહિ." રોને ગર્વ હતો કે ભારતમા આના જેવું કામ થઈ શકશે નહિ.

થોડા દિવસ બાદ ફરી એ જ દબદબાથી દરબાર ભરાયો. છડીદારે છડી પોકારી. સૌની સલામો ઝીલતો જહાંગીર તખ્ત પર વિરાજમાન થયો. પોતાની દૃષ્ટિ દરબારના પ્રત્યેક માનવી પર નાખી. એક આસન પર ઈંગ્લંડના પ્રતિનિધિને જોયો. તેણે તેને પાસે બોલાવ્યો અને સામેની તસવીરો પરનો પરદો ઊંચકવાનું નોકરોને ફરમાન કર્યું. ત્યાં ત્રણ તસવીરો હતી. એ જ આબેહૂબ! બાદશાહે કહ્યું, "તમારી તસવીર પારખી કાઢો." રોએ ખૂબ પ્રયત્ન કર્યો પણ પોતાની તસવીર તે શોધી ન શક્યો. ત્રણે તસવીરોમાં અંશમાત્ર ફેર ન હતો, રો કેવી રીત પારખે!

શહેનશાહ બોલ્યો, "જાઓ એ બધી તસવીરો લઈ જાઓ, અને ભેટ તરીકે ઈંગ્લંડ મોકલજો. હિંદુસ્થાનના શહેનશાહની ભેટ ત્યાં સત્વેળા પહોંચાડજો. અને ત્યાંના લોકોને કહેજો કે હિન્દુસ્થાનના કલાકારો કોઈથી ઊતરે એવા નથી." બાદશાહ ખડખડાટ હસી પડ્યો.

એ સમયની કલા અને એ વેળાના કસબીઓ માટે ભારત ગૌરવ લઈ શકે છે.

—કિશોર હીરાચંદ પારેખ

# વિદ્યાર્થી બાપુ

કાકા કાલેલકર

જ્યારે હું સન ૧૯૧૫ના આ અરસામાં મુંબઈમાં બાપુજીને મળ્યો હતો તે વખતે ગોખલેના 'ભારત સેવક સમાજ'ના સ સ્વ શ્રી આમ્બેકરને માગ હાથથી મરાઠીમા પત્ર લખ્યો હતો 'જ્યારે મરાઠીમા લખવાવાળા મારી પાસે કોઈ છે ત્યારે હુ અંગ્રેજીમા શા માટે લખુ ?' એવી પ્રસ્તાવનાની સાથે બાપુજીએ મરાઠીમા પત્ર લખાવ્યો હતો * દરેક જણે પોતાના પડોશી પ્રાંતની ભાષા જાણવી જ જોઈએ એવો તેમનો આગ્રહ મને ખબર હતી

પછી હુ જ્યારે આશ્રમમા દાખલ થયો અથવા આશ્રમની શાળાની સાથે મારો સંબંધ બંધાયો ત્યારે શાળાના પાઠ્યક્રમમા બાપુજીએ ગુજરાતી હિન્દી સંસ્કૃતની સાથે મરાઠી ભાષાને પણ એક વિષયના રૂપમા રાખી હતી 'અભ્યાસક્રમમાથી પ્રાંતિક ભાષાઓનો બોજો ઓછો કરવો જોઈએ ' આ દલીલની સાથે મે મરાઠીને દાખલ ન થવા દીધી મે કહ્યુ કે, 'મામા ફડકે નારાયણરાવ ખરે વિનોબા ભાવે અને હુ આટલા મહારાષ્ટ્રી આશ્રમમા રહીએ છીએ અમારા સહવાસથી વિદ્યાર્થીઓને જેટલી મરાઠી આવડે એટલી બસ છે ' મારી સૂચના માન્ય થઈ ગઈ

અમારી મહારાષ્ટ્રીઓની (બે ત્રણ મરાઠી બાળકો પણ આશ્રમમા હતા) આવશ્યકતા ધ્યાનમા લઈને બાપુજી સાંજની પ્રાર્થના પછી સમર્થ રામદાસ સ્વામીના મનાચે 'શ્લોક' વંચાવતા અને તેનો અર્થ કરવાનો પણ પ્રયત્ન કરતા. એક વાર તેમણે કહ્યુ હતુ કે દક્ષિણ આફ્રિકાના ગિરમિટિયા લોકોની સેવા કરવાને માટે જ્યારે મે તામિલ શીખી, તો મુંબઈ ઈલાકામા રહીને મરાઠી ન જાણુ તો કેમ ચાલે?' મરાઠી શીખવાનો આ અવસર તેમને યરવડા જેલમા મળ્યો પહેલી સજામા તેમણે પ્રો ભાનુનો કરેલો ગીતાનો મરાઠી અનુવાદ વાચ્યો હતો તો પણ એમ ન કહી શકાય કે એમને મરાઠી આવડે છે આ વખતે જેલમા હુ સાથે હતો એટલે તેમણે મારી મદદથી મરાઠી શીખવાનો મનસૂબો કર્યો અને મને કહ્યુ કે, 'બહારથી એક પણ પુસ્તક ન મગાવજો જેલના પુસ્તકાલયમા જેટલા મરાઠી પુસ્તકો હોય એમાથી જ કામ ચલાવવુ છે ' મામુલી કેદીઓને માટે અવ્યવસ્થિત ઢગલી રાખેલા આ પુસ્તકાલયમાથી મરાઠીના ચાર પાચ પાઠ્ય પુસ્તકો મળ્યા તેનાથી અમે કામ શરૂ કર્યુ બાપુજી વાચતા જાય અને હુ શબ્દોનો અર્થ કરતો જાઉ જ્યા સમજવામા ન આવે ત્યા પૂછી લેતા રોજ થોડી મિનિટ જ મરાઠીને અપાતી એક દિવસ કવિતાના પાઠમા મનુષ્યના હસ્તાક્ષરના વિષે 'દાસબોધ' મા આવેલી રામદાસ સ્વામીની કાવ્ય પંક્તિઓ હતી

બાપુજીને આ પંક્તિઓ એટલી બધી ગમી ગઈ કે તેમણે તે લખી લીધી કેટલીયે વાર વાચી અને જ્યા સમજમા ન આવે ત્યા પૂછી લે આટલાથી પણ સંતોષ ન થવાથી તેમણે તે પૂરા ભાગને પોતે જ ઉતારી લીધો અને આશ્રમ પરના સાપ્તાહિક પત્રની સાથે મોકલતા સૂચના આપી કે આશ્રમવાસી આને ધ્યાનથી વાચીને મોઢે કરે બાપુજીના પોતાના હસ્તાક્ષર સારા ન હોવાથી મારા હસ્તાક્ષરની કદર તેમને વધુ હતી

મરાઠી વાચતા વાચતા એક દિવસ 'આલ્ફ્રેડ ધી ગ્રેટ'નો પાઠ આવ્યો ઈંગ્લેડનો આ પ્રાચીન રાજા એક વાર શત્રુથી હારીને અજ્ઞાતવાસમા એક બુઢ્ઢી સ્ત્રીની પાસે રહેતો હતો તે બુઢ્ઢી સ્ત્રીએ રોટલી શેકવાનુ કામ તેને સોપ્યુ પોતાની ચિંતામા ખોવાયેલા આલ્ફ્રેડનુ ધ્યાન રોટલી તરફ ન રહ્યુ અને બળી ગઈ બુઢ્ઢી મા તેની આ બેદરકારીને માટે વઢી

આ પાઠ અમે સાથે વાચ્યો ત્યારથી જ્યારે જ્યારે મારા હાથથી ભૂલ થતી, કોઈ વસ્તુ હુ ભૂલી જતો અથવા ઓછુ ધ્યાન અપાતુ ત્યારે બાપુજી મને 'કિંગ આલ્ફ્રેડ' કહેવા લાગ્યા

*પત્રની અંતમા મહારાષ્ટ્રી રિવાજ અનુસાર મે લખ્યુ હતુ, 'લોભ અસાવા હે વિનતી.' આ વાક્ય બાપુજી સમજી ગયા અને પૂછવા લાગ્યા લોભ નસવા આ અસવા ? મે કહ્યુ મરાઠીમા લોભનો અર્થ સ્નેહ અથવા પ્રેમ થાય છે 'લોભ' એટલે લોભ નહી ગુજરાતીમા 'મમતા રાખજો' કહીએ છીએ, એવો જ આ પ્રકાર છે સંસ્કૃતમા પત્રની અંતમા 'ઇતિ શમ્' લખે છે એવી જ રીતે મરાઠીમાં ક્યારે હે વિનંતી લખે છે 'વિનંતી' સ્ત્રીલિંગી છે જૂની મરાઠીમા 'હી'ને બદલે 'હે' કહેતા હતા એટલે આજે પણ 'હી વિનતી' નથી લખી શકતા

પૂરી ભગવદ્ગીતાના કંઠસ્થ કરનારી મુસ્લિમ દક્ષિ આફ્રિકાના સમયથી બાપુ રા ા ત્યા હતા સવારે દાતણ કરતી વખતે દીવાન પર ગીતાના ને નાના શ્લોક લખી રાખતા અને કંઠસ્થ કરતા તેમ ાી આ પદ્ધતિ અને પ્રયત્નની વાતો તેમ ાી પાસેથી મે સાભળી હતી

યરવડામા ઘણી સારી સગવડતા અને ફુરસદ છે એમ સમજીને બાપુએ શુદ્ધ ઉચ્ચારણની સાથે ગીતાના શ્લોક કંઠસ્થ કરવાનો નિશ્ચય કર્યો પછી મને કહેવા લાગ્યા, 'કાકા મારે ગીતના શ્લોકોના શુદ્ધ ઉચ્ચાર ા શીખવા છે આશ્રમના બાળકોને ભણાવતા મે તમને જોયા છે તમા ા ઉચ્ચારણ પર ્ મોહિત છ ને ક પ્રારંભમા શ્લોક ગોખવાની તમારી પદ્ધતિમા જેટલુ માધુર્ય હતુ તેટલ હવે નથી રહ્યુ જ્યા મારા ઉચ્ચારણ બરોબર ન થાય ત્યા ટોકજો ્ ગોખીન સુધારી લ શિ છ 'મોટો' છુ મહાત્મા' છ, મને કેમ કહેવાય વગેરે સમજીને મારા ઉચ્ચારણમા ક્યા ય કચાશ રહેવા દેશો તો તેનુ પાપ તમારે માથે મને વિદ્યાર્થી સમજીને એક પણ ભૂલ ન રહે ત્યા સુધી મને સુધારતા જ જજો '

અમારી ગાડી ઠીક ચાલી જ્યા ક ભૂલ બતાવતો ત્યા ચોપડીમા બાપુ એક ઝાખી નિશાની કરતા અને તેટલો ભાગ વારવાર સાભળે એક જ લીટી અથવા શબ્દ વારવાર ગોખીને કંટાળી ન જતો કેમકે હુ જાણુ છુ કે વારવાર સભળાવી કાન ભરી દેવા એ જ શુદ્ધ ઉચ્ચારણ શીખવવાનો એક માત્ર કુદરતી નિયમ છ બાળકો આ રીતથી ઉચ્ચારણ અને તેની સાથે તાળ પણ શીખે છે

સાજની ગીતાની સાથે સવારની પ્રાર્થનાના વીસ સંસ્કૃત શ્લોક પણ મે બાપુ ાી પાસે ઠીક કરાવ્યા ગુજરાતીઓમા હ્રસ્વ 'અ'નો ા ાી વાર ગુરુ ઉચ્ચારણ કરાય છે અને જ્યા યુક્તાક્ષરનો પડેલો ખટકો અથવા ભાર આપવો જોઈએ ત્યા ઘણ હ્રસ્વનો દીર્ઘ કરી દે છે આ બાજુ મે અનેક ઉત્સાહ ણોની સાથે બાપુજીનુ ધ્યાન ખેચ્યુ, કા ણ કે તેમની ઘણીખરી ભૂલો જે આ પ્રકારની હતી તે દૂર થઈ અને શ્લોક બોલવાનો આનંદ તેઓ સારી રીતે લેવા લાગ્યા [મ ગળ પ્રભાત]

યુરોપમા માઇકેલ એન્જિલો નામનો એક ચિત્રકાર હતા તેની ચિત્રકળા બહુ પ્રખ્યાત હતી તેની લોકપ્રિયતાની એક બીજા ચિત્રકારને અદેખાઇ આવી તેને થયુ હુ પણ ચિત્રકાર છુ છતા લોકો મારા વખાણ કેમ કરતા નથી? એક વાર ્ એવુ ચિત્ર બનાવુ કે લોકો માઇકેલ એન્જિલોને ભૂલી જાય અને ્ જ લોકોને જીભે ચડી જાઉ ' એમ વિચારીને તેણે એક સ્ત્રીનુ ચિત્ર બનાવવુ શરૂ કર્યુ દેશ વિદેશમા ફરીને સુંદર સ્ત્રીઓનુ નિરીક્ષણ કર્યુ અને વિવિધ અવયવોની સુંદરતાનો સમન્વય કરીને એક સુંદર ચિત્ર દોરવા માડ્યુ જ્યારે ચિત્ર પૂરુ થઈ ગયુ ત્યારે દૂર જઈને તે એનુ નિરીક્ષણ કરવા લાગ્યો ચિત્રમા તેને કઈક ખામી દેખાવા લાગી પરન્તુ ખામી કયા હતી તે તેને સમજાયુ નહી

એક દિવસ માઇકેલ એન્જિલો તે રસ્તેથી જઈ રહ્યો હતો ત્યારે તેની નજર એ ચિત્ર પર પડી ત્યારે તેને એ ચિત્ર સુંદર લાગ્યુ પણ તેમા જે ખામી રહી ગઈ હતી તે તેની નજરે તરત પડી આથી તે પેલા ચિત્રકારના ઘરમા ગયો અને કહેવા લાગ્યો 'ભાઈ તમારુ ચિત્ર તો ઘણુ જ સુંદર છે પણ તેમા એક ખામી રહી ગઈ છે

ચિત્રકારે કહ્યુ ખામી છે એમ તો મને પણ લાગે છે પણ કયા ખામી છે તે જ ખબર પડતી નથી ''

માઇકેલે કહ્યુ 'તમારી પીછી જરા મને દો હુ તે ઠીક કરી દઉ '

ચિત્રકાર કહે 'ના ના ઈ તમે મારુ ચિત્ર બગાડી દો તો મારી બધી મહેનત પાણીમા જાય '

માઇકેલે કહ્યુ મારા પર વિશ્વાસ રાખો હુ તમારુ ચિત્ર જરા પણ બગાડીશ નહિ '

ચિત્રકાર ચિત્રમા આખોની કીકી કરવાનુ જ ભૂલી ગયો હતો' માઇકેલે જ્યારે પાપણના બે ટપકા લગાવી દીધા પછી તો તે ચિત્ર જાણે જીવ ત હોય એમ ન લાગે તેવુ લાગવા માડ્યુ ।

ચિત્રકારે આ વાતની લાગણી અનુભવ ા કહ્યુ 'ભાઈ તમારુ નામ શુ ?' માઇકેલે પોતાનુ નામ કહ્યુ ત્યારે ચિત્રકારે તેની ક્ષમા માગતા કહ્યુ 'ભાઈ તમે જ ખરા ચિત્રકાર છો મે તમારી ઈર્ષા કરીને બહુ ખોટુ કર્યુ છે '

માખણના જેવી અનભવ વાણી નીકળતી સૌ સાંભળતા બેઠા હતાં. ઘણી અનુભવકની વાતો થઈ રહી હતી. સૌને શિરામણ આવ્યો. ભક્તને પ્રણામ કરતા ગઈ. એક શ્યામવર્ણો સાડલો પહેરીને ઊભેલા બહેનને કહેતા મેં સાંભળ્યા: 'બેટા, આ સાડલો રાખી મૂકજે અને મને આપજે હો.'

સૌને આશ્ચર્ય થયું. ભક્તને સાડલાની શી જરૂર પડી?

પોતે જ રમૂજી વાણીમાં કહેવા લાગ્યા કે 'મારે આ સાડલો માથે વીંટીને એક જગાએ જવાનું છે'

'ક્યાં?' કોઈકે હસતા હસતા પૂછ્યું.

'એક વાર હું એક ગામ ગએલો. ત્યાં મને હાઈ-સ્કૂલના કિશોરો રોજે મળ્યા. કહેવા લાગ્યા 'અમારે ત્યાં આવો, મહારાજ.' મેં કહ્યું 'કબૂલ. આવીશ કોઈકવાર. પણ એક શરતે. હું જે શરતો મૂકું, તેનો તમારે અમલ કરવો પડશે. બોલો છે કબૂલ? શરત મૂકી, પ્રેમભરી રીતે. તેમણે માન્ય રાખી અને બોલ્યા. 'હા, જરૂર પાળીશું'. પણ તમે આવો.'

શરતો મૂકાઈ ન ટક, સિનેમા જોવા નહિ, નવલ કથાઓ વાંચવી નહિ, અભ્યાસકાળ બગાડવો નહિ. વગેરે.

શરતો મંજૂર થઈ.

'જુઓ આ બધી શરતમાંથી એકપણનો ભંગ જો થયો તો હું માથે કાળો સાડલો વીંટીને તમારે ત્યાં આવીશ. નક્કી માનજો એ પણ સાથે સાથે જાણી લેજો'

નક્કી થયું.

થોડા દિવસો ય નથી થયા ત્યાં તો એ જ કિશોર મિત્રોમાંના એક મિત્રનો કાગળ આવ્યો: એમાં લખી જણાવ્યું કે કેટલાક મિત્રો રાતના છાનામાના સિનેમા જોવા ગયા હતા. રાત બધી એક ધર્મશાળામાં ગાળીને વહેલી સવારે પોતાની ઓરડીઓમાં ભરાઈ ગયા હતા. આ બધું એવી સિફતાઈથી થયલું કે કોઈએ કાંઈ જ જાણેલું નહિ

પત્ર લખનાર પણ એમાં હતો જ અને તેને આ કૃત્ય ઠીક ન લાગવાથી ક્ષમા પ્રાર્થનાનો પત્ર લખ્યો હતો.

આ રીતનો પત્ર લખનારને માફી તો મળી જ ચૂકી પણ માથે કાળો સાડલો વીંટીને મુલાકાતે જવાની વાત ખડી થઈ. મેં એવી જાણ કરતો જવાબ મોકલ્યો. પેલા મિત્રો ગભરાયા. હાંફળા ફાંફળા થઈ ગયા. સામેથી કાગળ લખ્યો, બધા ય ભેગા થઈને કે: 'મહારાજ, અમારી ભૂલ થઈ છે અને ફરીથી એ ભૂલ નહિ કરીએ એવી તકેદારી રાખીશું. આ વખતે માફી આપો અને અમને વધારે શરમાવશો નહિ, કૃપા કરીને'

મેં જવાબ આપ્યો 'મિત્રો, તમારી વાત સાંભળી. આનંદ થયો પણ આપણે તો અરસપરસ શરતો રાખેલી, એ કેમ તોડાય, તમે તો ભંગ કર્યો, મારાથી થોડો જ ભંગ થાય? એ તો માથે કાળું ફાળીયું વીંટીને હું આવવાનો.'

ભક્તરાજની આ વાત સાંભળીને મને થયું કે યુવાનો કહો, કિશોરો કહો એમાઓને આવા નેતાઓની જરૂર છે. ટીકાકારોની જરૂર હવે રહી નથી, એથી કંઈ જ વળે નહિ ને મેઈમાની વચ્ચે જ જવાની

* * *

ભક્તરાજને મેં નમન કર્યું

☆

## નકલ કે અકલ?

જૂની ઢબછબ હવેના જમાનામાં નહી ચાલે મેં નાગપુરમાં જોયું હતું. બે ભાઈ એક થાળીમાં ખાતા હતા એક મુસલમાન હતો અને એક હિંદુ હતો

મેં પૂછ્યું, 'આ શું ચાલી રહ્યું છે?'

જવાબ મળ્યો, 'ભાઈચારો! હિંદુ મુસ્લીમ એકતા!'

મેં કહ્યું, 'તમે ચારો તો નથી ખાતાને? આ તો દાળ ભાત છે! આ કેવો ભાઈચારો?'

એમણે કહ્યું, 'અરબસ્તાનમાં આવું જ થાય છે.'

મેં કહ્યું. 'તમે ત્યાં જઈને જોયું છે કે? ત્યાંના લોકો એક થાળીમાં ખાય છે એ ખરું. પણ શું ખાય છે- દાળ ભાત? ના એ લોકો તો રોટી અને ખજૂર ખાય છે. પણ તમે તો અહીં હિંદુસ્તાનમાં છો. અહીં જમવામાં ખજૂર કેવું? પણ તોયે તમે તો જેવું ત્યાં તેવું જ અહીં કરો છો' અરે ભાઈ અહીં દાળ-ભાત એક થાળીમાં ખાશો તો બીમારી ફેલાશે!'

—વિનોબાજી

એક બ્રાહ્મણ હતો તેને બગીચાનો ખૂબ જ શોખ પાસેની જેટલી મૂડી હતી તે બધી ખરચીને અને ખૂબ મહેનત કરીને તેણે એક સુંદર મઝાનો બગીચો બનાવ્યો જાતજાતના ફૂલ ફળાદિના રોપા રોપ્યા, જાતજાતના ફૂલો પણ બગીચાની શોભા વધારવા વાવ્યા તે પોતે જ બગીચાનુ કામ કરતો અને દેખરેખ રાખતો. માણસવસુ કઈ જ નહી એક દિવસ શરતચૂકથી મુખ્ય દરવાજો ખુલ્લો રહી ગયો હશે ને એક ગાય બગીચામા ઘૂસી આવી ને બગીચાના સુંદર, નાજુક ફૂમળા રોપા ચરવા લાગી બ્રાહ્મણ બગીચાના બીજા છેડે નવા નવા રોપા હોશથી રોપી રહ્યો હતો કામ કરતા કરતા તેની નજર પાછળ ગઇ તો પોતાના પ્રેમથી રોપેલા રોપાને આ રીતે ગાયને ખાતા અને કચરાતા જોઈ ક્રોધથી કાંપી ઊઠ્યો ગાયને મારવા લાકડી લઈ ને દોડ્યો અને જોરજોરથી ગાયને મારવા લાગ્યો ગાય ભાગી તો ખરી પણ એક ઘા એવો મરણતોલ લાગ્યો કે તે બગીચાની અંદર જ ફસડાઈ પડી ને મરી ગઈ

બ્રાહ્મણ આ જોઈ કિંમૂઢ થઈ ગયો ગાયને મરેલી જોઈને તેને ખૂબ ચિંતા થઈ, પસ્તાવો થયો, દુઃખી થયો અરરર! ગાય મરી ગઈ, મોટુ પાપ થયુ કોઈ જોઈ જશે એ બીકે ઉતાવળથી ગાયને બગીચાની બહાર જંગલમા ઘસડીને મૂકી આવ્યો

આ બનાવ કોઈએ જોયો નહતો છતા પણ બ્રાહ્મણના મન પર ચિંતા સવાર થઈ ગઈ ગૌહત્યા! કેટલુ મોટુ પાપ છે કોઈ અન્યાય કર્યા પછી અથવા કરતી વખતે સદ્‌વિવેક તેને ખરાબ કહે છે પણ મનુષ્યનો મિથ્યા વિચાર તેને અન્યાય નથી કહેતો મનને ફોસલાવી લે છે જેથી તે નિશ્ચિંત થઈ જાય છે

આ બ્રાહ્મણભાઈના મનમા પણ આવો જ મિથ્યા વિચાર સવાર થયો નાનપણમા થોડાંક શુભાષિતો ગોખ્યા હતા એક શુભાષિતમા એમ હતુ કે મનુષ્યના હાથ પગ, આંખ, કાન વગેરેમા એક એક દેવતાની શક્તિ કામ કરે છે હાથના દેવતા ઇન્દ્ર છે ઇન્દ્રની શક્તિથી હાથ હલે ચલે છે, કામ કરે છે આથી બ્રાહ્મણ મનને સમજાવવા લાગ્યો, 'ગૌહત્યા થઈ છે ખરી મે ક્યા મારી છે? મારા હાથે ગાયને લાકડી મારી છે અને હાથ તો ઇન્દ્રની શક્તિથી કામ કરે છે, માટે ગૌહત્યાને માટે દેવરાજ ઇન્દ્ર જ જવાબદાર છે પાપ લાગે તો તેને જ લાગે મને શુ?'

આમ પાપનો પોટલો ઇન્દ્ર પર ચડાવી, નિશ્ચિંત થઈ ને બ્રાહ્મણ બગીચાનુ કામ કરવા લાગ્યો ખરાબ યા સારુ, કર્મનુ ફળ મળે જ છે કુકર્મનુ ફળ ભોગવ્યા વિના છુટકારો શેનો? ગૌહત્યાનુ પાપ જ્યારે બ્રાહ્મણની પાસે આવ્યુ તો તે બોલ્યો 'ભાગી જા રે તુ શુ કામ આવ્યો છે ગૌહત્યા શુ મે કરી છે? મારા હાથે ઇન્દ્રની શક્તિથી માર્યુ છે ગૌહત્યાને માટે કોઈ જવાબદાર હોય તે તે છે તેની પાસે જાઓ'

પાપ શુ કરે? એ તો પહોંચ્યો ઇન્દ્રની પાસે ઇન્દ્ર તો તેને જોઈને ચકિત થઈ ગયો પાપે ઇન્દ્રને અથથી ઇતિ સુધી વાત કરી બધુ ધ્યાનથી સાંભળીને ઇન્દ્ર બોલ્યો, 'તુ જરા થોભ, હુ બ્રાહ્મણ સાથે થોડી વાતો કરીને પાછો આવુ છુ'

બુઢ્ઢા બ્રાહ્મણનો વેષ ધારણ કરીને ઇન્દ્ર બગીચામા આવ્યો બગીચાનો માલિક થોડે દૂર કામમા મગ્ન હતો ઇન્દ્રે જાણે એને જોયો ન હોય એમ તે બગીચાના ફળફૂલના વૃક્ષો અને રોપા તરફ જોઈ જોઈને કહેવા લાગ્યો, વાહ શુ સરસ, અદ્‌ભુત બગીચો છે! શુ કળાત્મક રચના છે! કેટલી સુન્દરતાની પરખ છે! કોણે આ અનુપમ ઉપવન રચ્યુ હશે! ગમે તે દિશા તરફ જુઓ આંખને કેટલી શાંતિ વળે છે'

ઈન્દ્ર આ શબ્દો એટલા જોરથી બોલતો હતો કે પેલો કામ કરતો બ્રાહ્મણ સાંભળી શકે. બ્રાહ્મણે એક વૃદ્ધને બગીચામા આવતો અને બગીચાની અત્યંત પ્રશંસા કરતાં જોયો. ખુશામત કોને વહાલી નથી હોતી? બ્રાહ્મણ પણ આ સાંભળીને ફૂલ્યો ન સમાયો. તરત જ તે હાથ જોડતો વૃદ્ધની પાસે આવ્યો. બ્રાહ્મણને જોઈને વૃદ્ધે પૂછ્યું, 'કેવો અદ્દભૂત બગીચો છે? કોનો છે?'

બ્રાહ્મણે કહ્યું: 'જી, આ મારો છે.'

વૃદ્ધ:–'ઓહો, તમારો છે? અહા, ધન્ય છે તમારો બગીચો અને ધન્ય છો તમે. તમે કેટલી મહેનતથી આ બધાને ઉછેરી રહ્યા છો! તમે તો ઉદ્યાન કળાના કોઈ મોટા મર્મજ્ઞ લાગો છો. શું આ બધું તમે પોતે કર્યું છે?'

બ્રાહ્મણ:–'જી, હા, બધું જ મેં કર્યું છે. આ જે બધુ તમે જોઈ રહ્યા છો તે મારા હાથની જ કરામત છે.'

વૃદ્ધ:–'શાબાશ ભાઈ, શાબાશ ચાલો જરા તમારા બાગમાં ફરીએ અને બધું જોઈએ.'

બ્રાહ્મણ ખૂબ જ રસથી વૃદ્ધને ફરતા ફરતાં એક એક ઝાડ અને રોપા બતાવવા લાગ્યો.

વૃદ્ધ:–'આ બધું કામ તમારા હાથથી જ કરો છો, ભાઈ?'

બ્રાહ્મણ:–'જી, હા. હું મારા હાથથી જ બધું કામ કરું છું. નોકર ચાકરથી આવું સરસ કામ ન થઈ શકે. હું જ ખાતર નાખું છું, હું જ પાણી પાઉં છું. હું જ દેખરેખ રાખું છું.'

આવી વાતો કરતા કરતા અને બગીચો જોતા જોતા તેઓ બાગને સામે છેડે પહોચી ગયા, જ્યાં પેલી મરી ગયેલી ગાય પડી હતી. જાણે અકસ્માતથી ગાય દેખાઈ ગઈ હોય, એવી રીતે વૃદ્ધ ચમકીને બોલ્યો, 'અરે, આ ગાયને કોણે મારી?'

બ્રાહ્મણ અત્યાર સુધી બધી વાતોમાં 'મેં કર્યું', મેં કર્યું', કહેતો હતો પણ આ પ્રશ્નના જવાબમાં તે એમ ન કહી શક્યો કે મેં ગાય નથી મારી, પણ ઈન્દ્રે ગાય મારી છે. શું જવાબ આપવો તે ન સૂઝવાથી બ્રાહ્મણ ચૂપ રહ્યો. ત્યારે ઈન્દ્રે પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કરીને બોલ્યો, 'ભાઈ મારું નામ ઈન્દ્ર છે. જે કંઈ સારું છે, પ્રશંસનીય છે, આ બધું કરવાને વખતે તું, અને ગાય મારવાને વખતે ઈન્દ્ર આ શું બરાબર છે? જે હાથે બાગ બનાવ્યો, પાણી પાયું, રોપા રોપ્યા, તે હાથે જ ગાય મારી છે. માટે આ પાપ તું સંભાળ, હું જાઉં છું.'

*

એક વાર પેટલાદની એક મિલનું એંજીન બગડયું હતું. તે સ્વિટઝર્લેન્ડની કંપનીએ બનાવ્યું હતું. તેથી તેના સમારકામ માટે કંપની તરફથી માણસ આવ્યો અને બીજી સવારે બરાબર સાડા છ વાગ્યે તેણે કપડાં બદલી ચડ્ડી પહેરીને હથોડો લઈ ખંતપૂર્વક કામ કરવા માંડયું. એની કામ કરવાની ધગશ જોઇને મિલનો માલેક પણ ખુશ ખુશ થઈ ગયો. અને તેને લાગ્યુ કે જો આ માણસને થોડા અગાઉ પૈસા આપીએ તો એ વધુ કામ કરે કે જેથી આપણી મિલ વહેલી ચાલુ થઈ જાય. આમ વિચારી તેને ખાનગીમાં પૂછ્યું. 'તમે જો રાત્રે પણ કામ કરશો તો હું તમને વધારાનો પગાર આપીશ.' પેલા ઈજનેરે જવાબમા કહ્યું: 'હા, હું કામ તો જરૂર કરીશ. પણ પગાર માગથી ન લેવાય. તમે અમારી કંપનીને લખી નાંખજો. મારે કામ તો આઠ કલાક કરવાનું હોય છે, પણ હું ચોવીસ કલાકને માટે અર્પાઈ ગયેલો છું.'

મિલમાલેક આ ઉત્તર સાંભળીને આભો જ થઈ ગયો ક્યાં સ્વિટઝર્લેન્ડ? ક્યાં કંપની? છતાં આ માણસનાં દિલમાં કેટલી પ્રમાણિકતા ભરેલી છે! આ પ્રમાણિકતા એ જ સાચો ધર્મ ગણાય. આજે આપણી પ્રમાણિકતાની મૂડી ઘસાતી જાય છે જેથી જ ભારતની સરકાર તરફથી હમણાં લાંચ રૂશ્વત ન ચાલે તે માટે એક ખાતું ખોલવામાં આવ્યું છે. પણ તે ખાતું વળી લાંચ ન લ્યે તે માટે તેની ચાકી કરવા માટે પણ અમલદારો રાખવા પડ્યા છે. એ અમલદારો પણ લાચ રૂશ્વત કે બક્ષિસ ન લ્યે તેની કોણ દેખરેખ રાખશે?

—લહરિ

# જ્યારે તૃષ્ણાએ-મૃત્યુને જગાડયું — પુષ્પા ગાંધી

લોકકથા

(૪)

દુનિયાની હજુ શરૂઆત થતી હતી ત્યારની આ વાત છે મનુષ્યનો તો હજુ પગરવ થવા માંડયો હતો ત્યાં એક ભયંકર દુકાળ પડયો કોઈ કોઈને કોઈ ખાવા માટે મળે નહિ. ચારે બાજુ દુનિયા પરના બધા જીવો ખાવા માટે વલખાં મારી રહ્યા હતા બધી દિશામાં બધા ખોરાકની શોધમાં નીકળી પડયા એક યુવાન પણ બીજાઓની માફક ખોરાકની શોધમાં નીકળતા જંગલમાં ગયો. જંગલમાં જ્યાં તેણે હજી પગ પણ મૂકયો નહોતો ત્યાં આવી ચડયો જંગલની વચમાં એક ન સમજાય અને ન માની શકાય એવી વસ્તુ પથરાયેલી જોઈ તે નજીક ગયો. તો તેણે શું જોયું ? એક જબરજસ્ત રાક્ષસનું શરીર તેના વાળ જંગલના એક છેડેથી બીજા છેડે પહોંચતા હતા યુવાન તો આ રાક્ષસને જોઈને સૂનમૂન થઈ ગયો અને નાસી છૂટવાનો વિચાર કરે એ ત્યાં રાક્ષસનું ધ્યાન તેના પર પડયું અને ખૂબ મીઠા શબ્દોમાં પૂછ્યું કે 'તારે શું જોઈએ છે?'

યુવાને બીના બીતા દુકાળ વિષે વાત કરી અને થોડા ખોરાકની માગણી કરી. રાક્ષસે એક શરતે તેને ખોરાક આપવાનું કબૂલ્યું કે 'જો તું મારી નોકરી કરે તો તેના બદલામાં હું તને ખોરાક આપું મારું નામ મૃત્યુ છે એ યાદ રાખજે' આમ કહી તેણે યુવાનને સ્વાદિષ્ટ માંસ આપ્યું

યુવાને આવો સ્વાદિષ્ટ ખોરાક તો જન્મારામાં કદી ચાખ્યો નહોતો તે તો રાજીના રેડ થઈ ગયો અને હોંશે હોંશે રાક્ષસની ઘણા લાંબા સમય સુધી આવા સ્વાદિષ્ટ ખોરાકના બદલામાં સેવા કરી.

વર્ષો પર વર્ષો વીતતા ગયા અને એક દિવસ તેને ઘર સાંભર્યું રાક્ષસની રજા માગી રાક્ષસે કહ્યું 'તેં મારી ખૂબ પ્રેમથી સેવા કરી છે તેથી તને રજા આપું પણ એક શરત કે તારી બદલે કોઈ બીજાને મોકલ. યુવાન કબૂલ થયો તેણે તેના ભાઈને મોકલ્યો

પોતાના ગામમાં થોડા દિવસો પસાર થયા. અને તેને પેલો સ્વાદિષ્ટ ખોરાક યાદ આવ્યો. તે રાક્ષસ પાસે જવા ઉપડયો જેવો રાક્ષસ પાસે પહોંચ્યો કે રાક્ષસે પૂછ્યું 'તારે શું જોઈએ છે? કેમ પાછો આવ્યો?

યુવાને દાઢે વળગેલા સ્વાદિષ્ટ ખોરાકની માગણી કરી ત્યારે રાક્ષસે ગયે વખતે જે શરત મૂકી હતી તે જ મૂકી અને ખોરાક આપ્યો.

યુવાન તો પહેલાની જેમ ખાઈ પીને મઝા કરતો અને રાક્ષસની સેવા કરતો પણ આ દરમિયાન ક્યાંય તેનો ભાઈ દેખાયો નહીં તેથી તેણે એક દિવસ રાક્ષસને પૂછ્યું 'મારો ભાઈ ક્યાં છે?'

રાક્ષસે હસતા કહ્યું 'વેપાર અર્થે બાજુના દેશમાં ગયો છે'

આમ દિવસો પર દિવસો પસાર થવા માંડયા ને વળી યુવાન ઘરે જવા બેચેન બન્યો પણ આ વખતે રાક્ષસે એ શરતે જવાની રજા આપી કે મારી સાથે લગ્ન કરે એવી છોકરી લાવી દે તો જવા દઉં યુવાન કબૂલ થયો અને ઘેર ગયો

ગામમાં ઘણી છોકરીઓને મીઠી મીઠી વાતો કરીને રાક્ષસને પરણવા માટે સમજાવી પણ કોઈ તૈયાર થયું નહીં છેવટે પોતાની બહેનને સમજાવીને રાક્ષસ પાસે મોકલી

હજુ તો થોડા જ દિવસો થયા હશે ત્યાં પાછી પેલા સ્વાદિષ્ટ ખોરાક માટે જીભમાં ચટપટી ઉપડી ને ઉપડયો રાક્ષસ પાસે.

પણ આ વખતે રાક્ષસ ગુસ્સે થઈ ગયો ને બોલ્યો, 'વળી પાછો મને હેરાન કરવા આવ્યો હજુ તારી લાલસા, તૃષ્ણા ખોરાક પરથી ગઈ નહીં જા પેલી ઝૂંપડીમાં અને જે ગમે તે લઈને ભાગ'

યુવાનને તો સ્વાદિષ્ટ ખોરાકનો ચસકો લાગ્યો હતો. તે તો ગમે તે સહન કરવા તૈયાર હતો ધીમે પગે ઝૂંપડીની અંદર ગયો તો શું જોયું ! ત્યાં માંસ અને હાડકાં પડયા હતા પણ તે કોના ! તેના ભાઈ અને બહેનના.

તે ખૂબ ભયભીત થઈ ગયો ને ઊંધું ઘાલીને પોતાના ગામ ભણી ભાગ્યો. જંગલમાં જે બન્યું તે પોતાના વડિલોને કહ્યું બધાને આ રાક્ષસને જોવાની તાલાવેલી લાગી બધા જંગલમાં ગયા ને રાક્ષસને જોઈને બી ગયાં

અને આખ મીંચીને ગામ ભણી ભાગ્યા.

કોઈ ડાહ્યા માણુસે કહ્યું કે, તેના વાળ જંગલને પેલે છેડે પહોચે છે ત્યાથી બાળી દઈએ. બધાને એ ઠરાવ ગમ્યો અને ઉપડયા આગ ચાંપવા. જંગલને બીજે છેડે વાળને દીવાસળી ચાપી ને દૂર ઝાડને ઓથેથી રાક્ષસની શું હાલત થાય છે તે જોવા લાગ્યા.

આગની ઝાળ લાગવાથી રાક્ષસ પછડાટ ખાવા લાગ્યો. તેની ચારે બાજુ લાખા લાંબા પથરાયેલા વાળને લાગેલી આગની જવાળાથી તે માથું પછાડી પછાડીને મૃત્યુ પામ્યો.

ઝાડની ઓથે ભરાયેલા લોકો દબાતે પગલે પાસે ગયા. યુવાને તેના માથા નીચે છુપાવેલ એક જાદુઈ ભૂકી જોઈ અને ઝડપથી લઈ લીધી. અને બધાને તે બતાવી. પણ કોઈ કંઇ તે વિષે કહી શકયું નહી કે તે શું હશે. ખૂબ વિચારતા એક દીર્ઘદૃષ્ટિવાળા બુઢ્ઢાએ કહ્યું કે, 'ઝૂંપડીમા પડેલા હાડકાં અને માસ પર ને ભૂકી છાટી જુઓ તેનાથી કંઈ વધુ નુકશાન તો નથી થવાનું.'

આ વિચાર બધાને ગમ્યો અને ઝૂંપડીમા પડેલા હાડકા અને માંસ પર ભૂકી છાંટી. બધાના આશ્ચર્ય વચ્ચે પેલા યુવાનનાં ભાઈ બહેન આળસ મરડીને આખ ચોળવાં લાગ્યાં.

યુવાન પાસે હજુ થોડી ભૂકી બાકી રહી હતી. તેને વિચાર આવ્યો કે જો મારે કાયમને માટે સ્વાદિષ્ટ ખોરાક મેળવવો હોય તો વધેલી ભૂકી રાક્ષસ પર છાંટીને તેને જીવતો કરવો જોઈએ. આથી તે બાકીની વધેલી ભૂકી રાક્ષસ પર છાટવા જતો હતો ને બધાએ દેકારો કરી મેલ્યો કે, 'આ ભયંકર રાક્ષસ જો જીવતો થશે તો ઉલ્કાપાત મચાવી મૂકશે.'

આખરે યુવાને વચલો માર્ગ શોધ્યો. તેણે પહેલા રાક્ષસની આંખમા ભૂકી છાંટી. જેવી ભૂકી આંખમાં ગઇ કે રાક્ષસે આંખ પટપટાવા માંડી. ને ચારે બાજુ વિંટળાયેલા લોકો ભયના માર્યા દોડવા લાગ્યા.

પણ આ પટપટાવતી આંખ ત્યારથી આપણાં કમનશીબે આપણાં મૃત્યુનું કારણ બની. જ્યારે રાક્ષસ આંખ બંધ કરે છે ત્યારે એક માણસ મરે છે. અને રાક્ષસ કાયમ માટે દર ક્ષણે આંખો પટપટાવ્યા જ કરે છે.

## જેની ઇચ્છાઓ તૃપ્ત થતી નથી તે ગરીબ છે

એક સંન્યાસીએ પોતાનું ધન કોઈ ગરીબને દેવાનું વિચાર્યું. આ સાભળી ઘણા ગરીબ લોકો તેની પાસે આવ્યા. એકે કહ્યું: 'મારી પાસે વસ્ત્ર નથી. બીજાએ કહ્યુ: 'મારી પાસે અનાજ નથી માટે મને તમારું ધન આપો.' સંન્યાસીએ તે બધાને કહ્યુ: 'તમારા માટે આ ધન નથી, તમારાથી પણ વધુ ગરીબને આ દેવાનુ છે.'

એક દિવસે રાજાની સવારી ત્યાથી નીકળી, તે સંન્યાસીએ પોતાનુ બધું ધન રાજાને સોપી દીધું રાજાને આશ્ચર્ય થયું અને બોલ્યો: 'મહારાજ, તમારું ધન મને કેમ આપો છો? કોઈ ગરીબને આપો તો કેમ?' સંન્યાસી શાતિથી બોલ્યા: 'રાજન, તમારી વાત બરાબર છે. ગરીબને જ મારું ધન આપવાની મારી ઇચ્છા હતી અને તેવા માણસની શોધ કરતો હતો; આપ સૌથી વધુ ગરીબ માલુમ પડ્યા તેથી તે ધન હું આપને આપી રહ્યો છું.' રાજા વધુ આશ્ચર્ય પામ્યો અને બોલ્યો: 'મહારાજ, હું તો રાજ્યનો માલિક છું, છતાં મને ગરીબમાં કેમ ગણો છો?' સંન્યાસીએ કહ્યું: 'રાજન, જેની ઇચ્છાઓ તૃપ્ત થતી નથી તે મારી દૃષ્ટિમા ગરીબ છે, તેથી આપ જ મારા ધનનો સ્વીકાર કરો.'

'પૈસા ઓછા હોવા છતા પણ જે પોતાની ઇચ્છાઓ પર કાબુ મેળવી શકે છે તે શ્રીમંત છે. ધનનો ઢગલો હોવા છતાં પણ જે પોતાની ઇચ્છાઓ પોતાના કાબુમાં રાખી શકતો નથી, જે ઇચ્છાનો દાસ છે તે ધનવાન હોવા છતાં પણ ગરીબ છે.'

—ઉજ્જવલકુમારીજી

અમે કોકણમા હતા ત્યારે પિતાજી વડોદરા રહેતા હતા તે વચ્ચે વચ્ચે ઘેર આવતા. તે પ્રમાણે દિવાળી વખતે તે ઘેર આવેલા બાએ કહેલું કે તારા પિતાજી આવશે ત્યારે તારે માટે મીઠાઈ લેતા આવશે પિતાજી આવ્યા ને હાક મારીને મને બોલાવ્યો. એમના હાથમા લાલપીળા રંગની ચોખંડી મીઠાઈ હતી. મને લાગ્યુ, બરફી હશે. પછી તો એમણે ઉપરનો કાગળ ઉઘાડ્યો અને કહ્યુ, 'લે આ રામાયણ, મહાભારત અને ભાગવતની મીઠાઈ!' હું બા પાસે ગયો અને કહ્યુ, 'બાપા આ મીઠાઇ લાવ્યા છે તે જો!' મારી માતાની આંખોમાથી અશ્રુની ધારા વહેવા લાગી તે બોલી, 'આનાથી વધુ સારી મીઠાઈ બીજી કઈ હોઈ શકે?' છેક ત્યારથી મને ધાર્મિક પુસ્તકો વાચવાનો નાદ લાગ્યો અને હજુ પણ તેવા પુસ્તકોનું સેવન ચાલુ છે.

* * *

અલ્યા બાળકો, તમને ગોવર્ધન પર્વતની પેલી વાતો યાદ છે કે? એ કેવી રીતે ઊભો થયો એ કોઈ જાણો છો? કૃષ્ણે આગળી અડાડી અને એ ઊભો થઈ ગયો, એ વાત તો જાણે સાચી, પણ એણે આગળી અડાડી ક્યારે? એ વાત તો તમે જાણતાં જ નથી. ચાલો ત્યારે હુ તમને સંભળાઉં.

ધોધમાર વરસાદ વરસી રહ્યો હતો. ગોકુળના બધા માણસો તો ભાઈ ગભરાઈ ગયા કે આજે તો બસ આખેઆખુ ગોકુળ પાણીમા ગરક થઈ જવાનું. એ સૌ દોડયા ભગવાનને પ્રાર્થના કરવા, તો ભગવાને શું કહ્યુ? 'અરે, એમા શી મોટી વાત છે? આપણી પાસે મોટો ગોવર્ધન પહાડ છે. ચાલો એને ઊચકી લાવીએ અને એની છત્રી બનાવીએ. પછી ભલેને ગમે તેટલો વરસાદ વરસે; આપણને એની શી પરવા છે?' આ સાંભળીને લોકો તો ભાઈ મોઢામા આંગળા ઘાલી ગયા. સવાલ થયો કે આ પહાડ ઊંચકાય કઈ રીતે? ભગવાને કહ્યું, 'અરે! શી વાત છે? તમે સૌ પોતપોતાના હાથ લગાવો – બચ્ચાં બુઢ્ઢા, ભાઈ, બહેન સૌ, અને તો ય નહિ ઊંચકાયો તો પછી હું બેઠો જ છુ ' બધાંએ હાથ લગાવ્યા, પણ એ તો ભાઈ ઊંચકાયો નહિ પણ ભગવાન પછી કાંઈ જોઈ રહે? એણે તો એને આગળી અડાડી, અને ગોવર્ધન પર્વત ઝટ ઊંચકાઈ ગયો.

તે ભગવાન પોતાની આગળી ક્યારે અડાડે છે? જ્યારે સૌના હાથ લાગે ત્યારે. પણ જો સૌના હાથ નહિ લાગે, તો એવા આળસુ લોકો માટે ભગવાન તે કાંઈ નવરો છે?

* * *

મહાભારતમા એક કથા આવે છે. સામસામા દ્રોણાચાર્ય અને અર્જુન ખડા છે કોઈ કોઇ પર બાણ છોડતું નથી લડાઈ થભી ગઈ છે. એક છે ગુરુ ને બીજો છે શિષ્ય આવો તાલ જામ્યો છે, ત્ય શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે- 'અરે! તું શું જોઈ રહ્યો છે? એ તો તારા ગુરુ છે તુ પહેલા એમની પૂજા કરીશ ત્યારે તને એમનો પ્રસાદ મળશે કે એમને એમ જ?'

કેવી અજબ ભાષા છે?

અર્જુન પ્રણામ તરીકે ત્રણ બાણ ગુરુના ચરણ પાસે છોડે છે, એટલે ગુરુ દ્રોણ એને માથે આશીર્વાદ છોડીને પ્રહાર શરુ કરે છે, ને લડાઈ જામે છે આ બધું તમો જાણો જ છો. આ રીતે સામસામી પ્રાણઘાતક લડાઈ લડનારા પણ એક-મેક પર પ્રેમ વહાવી શકે છે પ્રીતિનું આવું અદ્ભુત લક્ષણ આપણા મહાકાવ્યોએ આપણને શીખવ્યું છે.

* * *

એક સાધુ હતો. એનો એક દુર્જનની સાથે પનારો પડયો. સાધુ એને સમજાવવા બહુ બહુ મથ્યો, તો યે પેલો સમજ્યો નહીં. જેટલે દુર્જ

અમુક સાધુ ત્યાંથી જતો રહ્યો. તે રાતે સાધુને સ્વપ્નમાં ભગવાને દેખા દીધી અને કહ્યું, 'અલ્યા મુરખ! એ દુર્જનને હું તો વેઠી લઉં છું, મેં એને આ મારી સૃષ્ટિમાં આશરો આપ્યો છે, તે તું મારા કરતાં ય શુદ્ધ થઈ ગયો કે તારાથી એને જરાયે વેઠી લેવાનો નથી?'

સાધુ ગેંગેફેંફે થઈ ગયો ને કહેવા લાગ્યો, 'આપ તો પરિપૂર્ણ શુદ્ધ છો.'

ત્યારે ભગવાને કહ્યું, 'હું અતિશુદ્ધ હોવા છતાં જો આ દુર્જનને વેઠી લઉં છું તો તને શું જોર આવે છે?'

આનો અર્થ એ છે કે ભગવાન પર જેને આસ્થા હોય એણે ભગવાને સરજેલા બધા માનવી પર પ્રેમ અને વિશ્વાસ રાખવો જોઈએ. માનવીના હૃદય પર શ્રદ્ધા ધરાવવી એનું નામ જ આસ્તિકતા.

* * *

આજકાલ જાત્રા કરવી એ સહેલ વાત થઈ પડી છે. આ બેઠા ગાડીમાં કે ઉપડયા જાત્રાએ! અગાઉ તો પગપાળા જવું પડતું. ચાર છ મહિના માટે ઘર છોડવું પડતું અને તો યે કાશ્મીર જેટલે છેટેથી લોકો ગંગા નાહવા કાશી આવતા.

એવા એક શેઠ ૬૮ તીર્થની યાત્રાએ નીકળ્યા. આજકાલ તો કેટલાં તીર્થ છે તેનું યે આપણને ભાન નથી હોતું! એમની સાથે રાંધવાસીંધવા માટે એક નોકર હતો. બધાં તીર્થ નાહીને પુણ્ય કમાઈને બે ય પાછા ઘેર આવ્યા. નોકરે બટાકાનું શાક બનાવ્યું. શેઠ ખાવા બેઠા તો કાંઈ દુર્ગંધ આવે, કાંઈ દુર્ગંધ! માથું ફાટી જાય તેવી! શેઠ પૂછે: 'આ શું બનાવ્યું છે?' નોકર કહે, 'અરે! આ તો બટાકાનું શાક છે. મેં એને ૬૮ તીર્થની યાત્રા આપણી સાથે કરાવી છે અને અડસઠે તીર્થમાં સ્નાન પણ કરાવ્યું છે. તમે એને ખરાબ શેના કહો છો? અને જો અડસઠ તીર્થ નાહેલા બટાકા બગડી ગયા તો આપણી શી દશા થશે?' શેઠ શું બોલે?

*

## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઓર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

**'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ**

**['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]**

અનુક્રમણિકા................................................................................**૧૨ સપ્ટેમ્બર ૧૯૫૯**

| | | પૃષ્ઠ | | | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧ બાપુના પત્રો... | ... ... ગાંધીજી | ૨ | ૭ વિદ્યાર્થી બાપુ ... | કાકા કાલેલકર | ૧૫ |
| ૨ મા આનંદમયી સાથે જીવનયાત્રા | • મલ્લિકજી | ૪ | ૮ એક ભક્તની મલાકાતે... | વિમળાબહેન | ૧૭ |
| ૩ ક્રોધી ભિક્ષુ ... | ... 'ગિરિગજ' | ૭ | ૯ રામકૃષ્ણની બોધકથા ... | ... 'મન્દ્ર' | ૧૯ |
| ૪ બાપુ—મારી નજરે | ...રામનારાયણ ચૌધરી | ૧૦ | ૧૦ જ્યારે તૃષ્ણાએ મૃત્યુને જગાડયું | • પુષ્પા ગાંધી | ૨૧ |
| ૫ વંદન હજો ... | ... ધીરેન ગાંધી | ૧૧ | ૧૧ થોડીક વાતો ... | વિનોબાજી | ૨૩ |
| ૬ આવા હતા બાપુ | ... નવીન ગાંધી | ૧૨ | ૧૨ મુક્તકો ... | તનસુખ ભટ્ટ | કવર પેજ ૪ |

પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

| | |
|---|---|
| આવા હતા બાપુ ૧ ૨ ૩ દરેકના | ૫ |
| ગાંધી ગુરૂ | ૧–૭૫ |
| ગીતાજી એક અધ્યયન | ૧–૭૫ |
| અનાહતના પડઘા | ૦ ૩૭ |
| મસ્તીની યાત્રા | –૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | –૭૦ |
| ગુરૂદેવ સાથે જીવનયાત્રા | – |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા (છપાય છે) | |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | , |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | ,, |
| આવા હતા બાપુ – ૪ | ,, |

૧



પ(ર)ડકું પાનંગને કહે, થાવું ધરણીધર;
શેષ કહે સુણ બાળકા, ગરુડને હામી કર.

ચાંદો ચૌદશનો કહે, અંબર ઉજળું કર્યું;
(પછી) ધરણ થિયું, ધીંટી ગિયો, કાજળ મુખમાં રયું.

ટીડ કહે તોખારને, (મને) ઘોડવાનું મન થાય;
(ઈ) ડાબા માંહી ડટાઈ ગ્યું (પણ) તોખારને ન કળાય

કાગ કહે છે હંમને (મને) ઊડવાની એકાશી કળ;
(પણ) મેરામણ મધ્ય આવતાં, કળ ને બળ ગઈ જળ.

તનસુખ ભટ્ટ

# ગીતાંજલિ : એક અધ્યયન

ગુરુદયાલ મલ્લિક

રવીન્દ્રનાથ ટાગોર (૧૮૬૧–૧૯૪૧) 'ગીતાંજલિ' એ નામના ભાવવાહી ગીતોના સંગ્રહથી ૧૯૧૩માં નોબેલ પારિતોષિક મેળવી જગતમાં પ્રસિદ્ધ થયા. ૧૦૩ ગીતોમાં ગુરુદેવે જે ભક્તિપૂર્ણ ઉદાત્ત ભાવનાઓ પ્રગટ કરી છે તે આજે પણ મનુષ્યને પરમાત્માની પાસે લઈ જઈ શકે છે. જીવનના આદર્શો, આદર્શોની સાધના, સાધનાના પ્રકારો, પ્રભુનું દર્શન, પ્રેમ અને આનંદ–આ બધાં તત્ત્વોને ગુરુદેવે સંગીત અને કલા દ્વારા એવી સરસ રીતે વર્ણવ્યાં છે કે તેના રહસ્યનો શાંતિથી વિચાર કરવામાં અપૂર્વ પ્રકાશ અને પ્રેરણા મળે છે. શ્રી ગુરુદયાલ મલ્લિકે ગીતાંજલિમાંથી લગભગ વીસેક કાવ્યો ચૂંટી તેનું સુંદર વ્યાખ્યાન કર્યું છે. વ્યાખ્યાનની પદ્ધતિ એટલી બધી સારી છે કે ગહન વિચારો પણ બહુ સરલ બની જાય છે અને વાચકને ગળે બધું તરત જ ઊતરી જાય છે. વિવરણ વાંચ્યા પછી ગુરુદેવનું ગીત તરત જ સ્પષ્ટ થાય છે અને અસાધારણ આનંદ આપે છે. મહાકવિઓની કૃતિઓને લોકભોગ્ય બનાવવા માટે આવા પ્રકારની વિવરણ પદ્ધતિ સ્વીકારવાની બહુ જરૂર છે. .. . આ પુસ્તક દરેક વ્યક્તિએ ગીતાની માફક રોજ વાંચવા જેવું છે, લગ્ન જેવા શુભ પ્રસંગોમાં મિત્રોને ભેટ આપવા જેવું છે. આજે ભાવનાપ્રધાન સાહિત્યસરિતાનાં નીર જ્યારે સુકાતાં જાય છે, ત્યારે ગુરુદેવની પ્રસાદી માનવસમાજને ચખાડવામાં આવે છે એ આપણું સદ્ભાગ્ય છે. મનોહર મુદ્રણ માટે પ્રકાશકને પણ ધન્યવાદ આપવો ઘટે છે. દરેક પુસ્તકાલય આ પુસ્તક વસાવે અને આપણાં ભાઇબહેનો તેનો લાભ લે.

—પુસ્તકાલય : મે, ૧૯૫૯




કિસી કી મેહરબાની માંગના અપની આઝાદી બેચના હૈ. —બાપુ

ઉદ્ધરેદાત્મનાત્માનમ

વર્ષ ૧૨ [ ૧૨ – ઓક્ટોબર – ૧૯૫૫ ] અંક ૮ મો

અશાતિ સિવાય શાતિ નથી પણ
તે અશાતિ આપણી પોતાની
આપણા મન જ્યારે વલોવાઈ જશે,
આપણે જ્યારે દુઃખના અગ્નિમા
ખૂબ તપશું ત્યારે જ ખરી શાતિ પ્રાપ્ત
કરી શકવાના છીએ —બાપુ



( ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક )

# બાપુના પત્રો



ચિ૦ ...

હું તો જરૂર ઇચ્છું કે જેમ તેં ત્રણ વર્ષ આશ્રમમાં કાઢયાં તેમ તું જન્મારો કાઢ, અને તે અનિશ્ચિત પણે રહીને અનાયાસે નહીં પણ નિશ્ચય કરીને. તું આશ્રમની છો અને આશ્રમ તારું છે એવું દૃઢતાપૂર્વક માનીને, જાણીને પણ આનો આગ્રહ ન હોય. આની મારા તરફથી તો ઇચ્છા જ હોઈ શકે. તને જ્યા સુધી સહેજે આશ્રમ તારું જ ન લાગે ત્યાં લગી તું નિશ્ચય ન કરી શકે. આ તો મેં તને મારી ઇચ્છા બતાવી.

આ તો થઈ તાગ આશ્રમ જન્મની વાત. બીજો જન્મ દિવસ ૧૩મી જુલાઈએ છે. મારા આશીર્વાદ તો છે જ. તારી ઊંચામાં ઊંચી અભિલાષાઓ બર આવો તે દિશામા તારા પ્રયત્નો છે જ એટલે મને શંકા નથી એટલું આયુ અને એટલાં આરોગ્ય પણ સાથે હોવાં જોઈએ તે પણ રહેશે એવું હું માનું છું. પણ ત્રણેનો આધાર છેવટે તો તારી કે મારી ઉપર નથી. બધું તેને સોંપ્યું છે. તેને ફાવે તેમ કરે. અને જે કરે તે કુશળ જ હોય તેરમી તારીખનો તારો હિસાબ મોકલજે. તે દિવસે કયા નિશ્ચય કરે છે તે લખજે. જન્મતિથિને દિવસે કંઈક પણ નવો નિશ્ચય કરવાનું હું સહુને સૂચવું છું એ તો તું જાણે છે ના? જ્યોતિષિના કથન ઉપર કશો વિશ્વાસ ન રાખ. તેનો વિચાર સરખો યે છોડી દે. તેમનાં કથન ખરાં હોય તો યે તે જાણવાથી કશો લાભ નથી. હાની સ્પષ્ટ છે. જેના સંગમાં—વ્યક્તિ, સમાજ કે સંસ્થા—માં અપૂર્ણતા લાગે ત્યાં પૂર્ણતા લાવવાનો પ્રયત્ન કરવાનો આપણો ધર્મ છે. જો ગુણ કરતાં દોષ વધી જતા હોય તો તેનો ત્યાગ—અસહયોગ—ધર્મ છે. આ શાશ્વત સિદ્ધાંત છે ... ....... મેં તો તને અમુક સ્થિતિમાં મનુષ્ય માત્રનો જે ધર્મ માન્યો છે તે બતાવ્યો.

બંગાળમાં તો રોજ ધોળે દહાડે સેંકડો બકરાં કે ઘેટાં કાપી માતાને કલકત્તામાં ચઢાવવામાં આવે છે તે અટકાવવાને સારુ યોગ્યતાની યાચના ઈશ્વર પાસે કરી રહ્યો છું.

મનુષ્ય પોતાને ગોપીની ઉપમા આપે છે તે કેવળ ભક્તિભાવે થતું હોય તો તેમાં હું કંઈ ખોટું નથી જોતો ઈશ્વર આગળ બધા અબળા જ છે.

સ્વરાજમાં માણસો હિમાલયની ટોચની ને ઉત્તર ધ્રુવની શોધ કરવા જરૂર નીકળશે. સામાન્ય ભૌતિક શાસ્ત્રોનું જ્ઞાન લાભદાયી માનું છું. મારા ખોરાકના પ્રયોગોથી મને ગેરલાભ નથી થયો. તે આઠ વર્ષ સુધી પણ ચાલ્યો છે ને સાત દિવસ પણ ચાલ્યો છે... ........ ઓનો ડાયટમાં લાભ છે જ.

૩૦-૬-૩૨

# અરીસા રાખજો બે બે*

**દેસાઈ વાલજી ગોવિંદજી**

ભગવાને આપણને માણસનો અવતાર આપ્યો છે તે સફળ કરવાનો ઉપાય એ છે, કે રસ્કિને સૂચના કરી છે (સેસમી એન્ડ લિલીઝ ૧૮૭૧ની પ્રસ્તાવના) તેમ આપણે બે અરીસા રાખવા, અને એકમાં જેમ આપણું મુખ જોઈએ તેમ બીજા અરીસામાં આપણું મન જોવું, તથા કામક્રોધમદલોભમોહઆદિઅશુદ્ધરૂપી મેલ ધોઈ નાખીને મનને સત્ય, પ્રીતિ, દાન, દયા, શુરાતન આદિ સદ્‌ગુણોના શૃંગાર સજાવવા. આમ આપણે કરિએ એટલે આપણા પિતા પરમેશ્વર જેવા પૂર્ણ છે એવા પૂર્ણ આપણે પણ બનિએ. અથવા બીજી રીતે કહિએ તો, 'સુંદરવર શામળિયા'ના દર્શનાર્થે પરમધામને સંકેત સ્થાને પહોંચવા બની ઠનીને નિકળી પડેલી અભિસારિકાની યોગ્યતા આપણે પ્રાપ્ત કરિએ.

દોષને કેમ વારવા અને ગુણ કેમ ખીલવવા તે વિષે અધિકારીઓએ કરેલા સદુપદેશનો તથા એ સદુપદેશને અનુસરનારા મહાજનનો પરિચય આપવું આ સો પાનામાં કરવાના છિએ.

☆ ☆ ☆

પ્રત્યહં પ્રત્યવેક્ષેત નરશ્ચરિતમાત્મનઃ ।
કિં મે પશુભિસ્તુલ્યં કિં સત્પુરુષૈઃ સહ ॥

'નિત્ય ઊઠીને માણસે પોતાના વર્તન વિષે વિચાર કરવો, કે એ વર્તનમાં પશુને શોભે એવું શું છે અને રાજરાજેશ્વરની સંતતિને છાજે એવું શું છે'

આપણા જ્ઞાનીઓ સમજે છે કે માણસે આત્મદર્શન કરવું એટલે પોતે પોતાને જોવો એ જ પ્રમાણે દેલ્ફીમાં યવન(ગ્રીક) લોકોનું મોટું દેવાલય હતું તેના ઉપર સોનેરી અક્ષરે કોતરેલાં ત્રણ મહાવાક્ય માંહેનું એક મહાવાક્ય આ છે

'તને પોતાને જાણ તું'

'આપણે ઊંચે ચઢવું હોય તો તેનું પહેલું પગથિયું એ છે કે આપણે આપણને પોતાને ઓળખિએ એટલે આપણી નબળાઈઓ, ભૂલો, દોષ અને પાપ જાણિએ જેથી કરીને ઈશ્વરકૃપાથી આપણે તેનો પરાભવ કરિએ અને તેનાથી આપણું મુખ ફેરવીને ભગવત્સંમુખ બનિએ' (ટ્રાયોન એડવર્ડ્સ 'વિચારકોશ').

☆ ★ ☆

'રાત પડે એટલે આપણે આપણી આગળથી લેખું લેવું: આજ કઈ નબળાઈનો મેં પરાજય કર્યો છે? કયા મનોવિકારનો હું સામો થયો છું? કઈ લાલચનો મેં વિરોધ કર્યો છે? કયો ગુણ મેં પ્રાપ્ત કર્યો છે? દિવસે દિવસે જો આપણે આપણા દુર્ગુણોને હૃદયના ન્યાયાસન આગળ અપરાધીના પાંજરામાં ઊભા કરિએ તો તે તેની જાતે પાતળા પડે' (સેનેકા)

★ ★ ☆

'જ્યાં લગી તું નિદ્રા ન કરતો જ્યાં લગી તે વીતેલા દિવસના કામકાજનું સિંહાવલોકન કરી લીધું ન હોય સદાચારથી હું કયે ઠેકાણે ચલિત થયો છું? કયું કર્તવ્ય કરવાનું હું ચૂકી ગયો છું? આમ પહેલેથી છેલ્લે લગી જોઈ જા અને અંતે ભૂંડું કર્યું હોય તેનો પસ્તાવો કર તથા ભલું કર્યું હોય તેથી આનંદ પામ' (પ્રુથાગોરાસ)

☆ ☆ ☆

'પોતાના મનનો રાજા જ એક સાચો રાજા છે' (કેટ)

☆ ☆ ☆

'કાળ ઉપર તારી કોઈ જાતની સત્તા નથી. અનાચારમાં બુડેલી પૃથ્વીનો ઉદ્ધાર કરવો તે કાર્ય તારાથી ન બને. પણ એક માણસ ઉપર તારી નિરંકુશ પ્રભુતા છે એને તું મૃત્યુસંસારસાગરથી બચાવી લે ને સજ્જન બનાવી દે' (કાર્લાઈલ).

☆ ☆ ☆

'તને પોતાને તું ભલો માણસ બનાવી દે, એટલે જગતમાં એક લફંગો તો ઓછો થયો જ એ વાત નક્કી થઈ જાય' (કાર્લાઈલ)

☆ ☆ ☆

'જે પોતાનો સ્વભાવ સુધારે છે તે જેનું પોતે એક અંગ છે તે અખિલબ્રહ્માંડને સુધારે છે' (રીડ)

☆ ☆ ★

'જો એકેએક માણસ એક માણસને સુધારે તો માનવ જાતિ સમસ્ત સુધરી જાય' (મી સુંદરમાહઓ)

☆ ☆ ★

'હું આજ એવું કાંઈક કરું જેથી કરીને દુનિયાના શોકરાશિમાંથી થોડોક શોક તો ઓછો થાય અને પ્રભુ મારા ઉપર એટલી દયા કરે કે આનંદની નાનકડી ઢગલીમાં હું એક કણીનો જ ભલે પણ વધારો કરું. સ્વાર્થ કાજે કે વિચાર્યા વિના ઉચ્ચારેલા શબ્દથી શત્રુને કે મિત્રને હું સંતાપું નહિ. જેને સહાયતા કરવી ઘટે એવા કાર્યના સામું જોયા વિના હું હાલતો ન થાઉં અને કોઈનો બચાવ કરવો ઘટે ત્યાં મૌન ધરીને દોષે ન ભરાઉં'

* 'વિશ્વસંહિતા'ના આગામી ત્રીજા મણકાની આ પ્રસ્તાવના છે.

# તો રોતાં કેમ નથી? — 'ગિરિરાજ'

[બુદ્ધકથા]

ભગવાન બુદ્ધ જેતવનમાં વિહાર કરતા હતા. તે વખતે એક એવા ગૃહસ્થની ભિક્ષુઓને વાત કહી કે જેના પુત્ર મરી ગયો હતો.

સામાન્ય રીતે આજુબાજુમાં કોઈનું પણ મૃત્યુ થાય ત્યારે ભગવાન બુદ્ધ આશ્વાસન આપવા ઘેર જતા. તેમ આ ગૃહસ્થના પુત્રનાં મૃત્યુ વખતે પણ બુદ્ધ ભગવાન તેમને ઘેર ગયા. ભગવાન બુદ્ધને જોતા જ તે ગૃહસ્થ તેમના પગમાં પડી ગયો અને ગળગળો થઈ ગયો. બુદ્ધે પૂછ્યું, 'આયુષ્માન! કેમ, શું ચિન્તા કરે છે?'

'હા, ભન્તે! જ્યારથી પુત્ર મર્યો છે ત્યારથી હું દુઃખમાં પડ્યો છું.'

'આયુષ્માન! જેનો તૂટવાનો સ્વભાવ છે તે તૂટી જાય છે. જેનો નાશ થવાનો સ્વભાવ છે તે નાશ પામે છે. તે ન એકના પર આવે છે કે ન એક ગામમાં. ત્રણે ભવનમાં કંઈ પણ એવું નથી જેનો નાશ ન થાય. તે જ અવસ્થામાં રહેવાવાળો એક પણ શાશ્વત સંસ્કાર નથી. બધાં પ્રાણી મરણ-શીલ છે. સંસ્કાર અનિત્ય છે, તૂટવાવાળો છે. પુરાણા પંડિતોએ પણ પુત્રોનાં મૃત્યુ પર 'નાશ પામવાવાળો નાશ પામ્યો.' વિચારી ચિંતા ન કરી.'



આમ કહી બુદ્ધે પૂર્વ જન્મની એક કથા કહી.

પૂર્વ સમયમાં વારાણસીમાં બ્રહ્મદત્તના રાજ્ય કાળમાં બોધિસત્વ વારાણસીની બાજુના ગામમાં બ્રાહ્મણકુળમાં જન્મ લઈ ખેતીકર્મ કરી જીવન વિતાવતો હતો. તેને પુત્ર અને પુત્રી એમ બે બાળકો હતા. મોટી ઉંમર થતાં તે પુત્રને માટે સમાન કુળની છોકરી લઈ આવ્યો અને તેમનાં લગ્ન કર્યાં.

દાસીની સાથે તેઓ છ જણાં થયાં—બોધિસત્વ, પત્ની, પુત્ર, પુત્રી, પુત્રવધુ અને દાસી. તેઓ ખૂબ સંપથી, આનંદ અને પ્રેમપૂર્વક રહેતાં હતાં. બોધિસત્વ પાચેયને આ રીતે ઉપદેશ આપતો—તમે, જે મળે તેમાંથી દાન કરજો, શીલની રક્ષા કરજો, ધાર્મિક વ્રતો પાળજો, મરણ-સ્મૃતિ ધ્યાનમાં રાખજો, પોતાનાં મરણનો વિચાર કરજો. બધાંનું મરણ નિશ્ચિત છે, જીવન અનિશ્ચિત છે, બધા સંસ્કાર અનિત્ય છે, ક્ષય-વ્યય સ્વભાવવાળો છે. રાત દિવસ અપ્રમાદી થઈને રહેજો.

પાચેય 'સારુ' કહી, ઉપદેશ ગ્રહણ કરી, અપ્રમાદી બની, મરણ-સ્મૃતિ ધ્યાનમાં રાખી રહેતાં હતાં.

એક દિવસ બોધિસત્વ પુત્રની સાથે ખેતર પર જઈ, ખેતર ખેડી રહ્યો હતો પુત્ર ખેતરનો કચરો ભેગો કરી બાળી રહ્યો હતો તેની નજીક એક દરમા એક ઝેરી સાપ રહેતો હતો ધુમાડો આંખોમા ગયો આથી કોધિત થઈ, મહાર ની કળી ચારે ય દાત જોરથી દબાવી તેને ડસ્યો તે તરત જ નીચે પછડાઈ ને મરણ પામ્યો હળ હાકતો બોધિસત્વ પાછો ફર્યો ત્યારે પોતાના પુત્રને નીચે પડેલો જોયો બળદને ઊભા રાખ્યા અને જોયુ તો તે મરેલો લાગ્યો તેને ઉપાડી એક વૃક્ષના છાયા નીચે સુવાડી દીધો તે ન રોયો ન પોક મૂકી આમ અનિત્યતાનો વિચાર કર્યો કે તૂટવાનો સ્વભાવવાળો તૂટી ગયો, મરણ સ્વભાવ વાળો મરી ગયો, બધું અનિત્ય છે, મરણ શીલ છે ને તે શાતિથી પૂર્વવત ખેતર ખેડવા લાગ્યો

થોડી વાર પછી તેણે ખેતર પાસેથી નીકળતા એક વિશ્વાસુ માણસને જોઇને પૂછયુ, 'મિત્ર ઘેર જાઓ છો?'

'હા'

'તો મારે ઘેર જઈને બ્રાહ્મણીને આટલુ કહેશો? કે આજ હંમેશની જેમ બે જણનુ ભોજન ન મોકલે પણ એક જ જણનુ ભોજન મોકલે રોજ દાસી જ ભોજન આપી જાય છે પણ આજ ચારે જણા શુદ્ધ વસ્ત્ર પહેરી, હાથમા સુગંધિ ફૂલ લઈ ને આવે '

તેણે 'ઠીક' કહી બ્રાહ્મણીને એમ જ જઈને કહ્યુ

'તાત! આ સંદેશો તમને કોણે દીધો?'

'આર્યે' બ્રાહ્મણે '

બ્રાહ્મણી સમજી ગઈ કે મારો પુત્ર મરી ગયો છે પણ તે જરાય ધ્રૂજી નહી કે અસ્વસ્થ થઈ નહી, આમ સુસયમ ચિત્ત વાળી તે સ્વચ્છ વસ્ત્ર પહેરી, હાથમા સુગધિ ફૂલ લઈ ભોજન લઈ બાકીના બીજા ઓની સાથે ખેતરે પહોચી એક પણ ન રોઈ, ન અસ્વસ્થ થઈ બોધિસત્વે જ્યા પુત્ર પડયો હતો ત્યા જ બેસીને ભોજન કર્યું ભોજન પછી બધાએ લાકડા ભેગા કર્યા ચિતા પર પુત્રને રાખી, સુગધિત ફૂલોથી પૂજા કરી આગ લગાવી કોઈની પણ આખમાથી એક બુંદ પણ આસુ ન પડયુ બધાએ મરણાનુસ્મૃતિનો અભ્યાસ કર્યો હતો તેમના આ શીલના તેજથી ઇન્દ્રનુ ભવન ગરમ થઈ ગયુ.

ઇન્દ્ર ગભરાયો અને વિચાર્યું – કોણ છે? કે જે મને મારા સ્થાનથી ચ્યુત કરવા માગે છે? જ્યારે જાણ્યુ કે તેઓના ગુણ તેજથી જ મારો મહેલ ગરમ થયો છે ત્યારે તે પ્રસન્ન થયો અને વિચાર્યું કે મારે તેઓની પાસે જઈ વધુ પરીક્ષા કરવી અને પછી તેમના ઘરને સાત રત્નોથી ભરી દેવા તે તરત ત્યા પહોચ્યો અને અગ્નિદાહના સ્થાન પર એક બાજુ ઊભો રહીને બોલ્યો, તાત! શુ કરો છો?'

'સ્વામી એક મનુષ્યને બાળી રહ્યા છીએ '

'મને તો એવુ લાગે છે તમે મનુષ્યને નથી બાળી રહ્યા પણ એક હરણાને મારીને શેકી રહ્યા છો '

'નહી, સ્વામી! મનુષ્યને જ બાળી રહ્યા છીએ '

'તો કોઈ દુશ્મન મનુષ્યને બાળી રહ્યા હશો?'

'સ્વામી! દુશ્મન મનુષ્ય નથી, ઓરસ પુત્ર '

'તો અપ્રિય પુત્ર હશે '

સ્વામી! મારો અતિ પ્રિય એકનો એક પુત્ર છે '

'તો રોતા કેમ નથી?'

બ્રાહ્મણે ન રોવાના કારણ આપતા કહ્યુ –

'જેવી રીતે સાપ પોતાની કાચળીને ઉતારીને ચાલ્યો જાય છે તેવી રીતે (પ્રાણી) પોતાના શરીરને છોડીને ચાલ્યો જાય છે આ રીતે ભોગ હીન શરીરનો નાશ કરવા જ્યારે તેને બાળી નખાય છે ત્યારે તે સગાવહાલાના આક્રંદને નથી જાણતો માટે હુ તેનુ દુ ખ નથી કરતો, નથી રોતા તે જે એની ગતિ હશે ત્યા ગયો.

ઈન્દ્ર બોધિસત્વની વાત સાંભળી બ્રાહ્મણીને પૂછ્યું, 'મા! તારો તે શું થતો હતો?'

'સ્વામી! દસ મહિના કુખમાં રાખી, સ્તનપાન કરાવી, પાળ્યો પોષ્યો પુત્ર.'

'મા! પિતા ભલે પુરુષ હોવાને લીધે ન રૂવે, પણ માતાનું હૃદય તો કોમળ હોય છે. તું કેમ નથી રોતી?'

તેણે ન રોવાનાં કારણ કહેતાં કહ્યું: 'વગર બોલાવ્યો ત્યાંથી આવ્યો, વગર આજ્ઞાએ અહીંથી ગયો. જેવી રીતે આવ્યો તેવી રીતે ચાલ્યો ગયો. તેમાં હવે રોવું, કૂટવું શું? સળગતો જતો તે સગાંવહાલાનાં રોવાકૂટવાને નથી જાણતો. માટે હું તેનું દુઃખ નથી કરતી, નથી રોતી. તે જે એની ગતિ હશે ત્યાં ગયો.'

પછી ઈન્દ્રે બ્રાહ્મણીની વાત સાંભળીને બહેનને પૂછ્યું. 'અમ્મ! તારો તે શું થતો હતો?'

'સ્વામી! મારો ભાઈ થતો હતો.'

'અમ્મ! બહેનોને ભાઈ પર ખૂબ પ્રેમ હોય છે તું કેમ રોતી નથી?'

તેણે પણ ન રોવાનાં કારણ કહેતાં કહ્યું –'જો રોઉં તો કૃષ થઈ જાઉં, તેથી મને શું ફાયદો થાય? અમારા જાતિ મિત્ર તથા સુહૃદોને તેથી વધારે દુઃખ થશે. સળગતો જતો તે સગાંવહાલાનાં રોવાકૂટવાને નથી જાણતો માટે હું તેનું દુઃખ નથી કરતી, નથી રોતી. તે જે એની ગતિ હશે ત્યાં ગયો.

ઈન્દ્રે બહેનની વાત સાંભળીને તેની પત્નીને પછી પૂછ્યું.

'અમ્મ! તારો તે શું થતો હતો?'

'સ્વામી! મારો પતિ હતો.'

'પતિનાં મૃત્યુથી સ્ત્રીઓ વિધવા થઈ જાય છે, અનાથ બને છે. તો તું કેમ નથી રોતી?'

તેણે પણ પોતાનાં ન રોવાનું કારણ બતાવતાં કહ્યું.

'જેમ બાળક ચાલ્યા જતા ચંદ્રમાને જોઈને (તેને લેવા માટે) રૂવે છે. તેવું જ તેનું વર્તન છે જે કોઈ મરેલાંને માટે રૂવે છે. સળગતો જતો તે સગાંવહાલાંનાં રોવાકૂટવાને નથી જાણતો. માટે હું તેનું દુઃખ નથી કરતી, નથી રોતી. તે જે એની ગતિ હશે ત્યાં ગયો.'

ઈન્દ્રે પત્નીની વાત સાંભળી દાસીને પૂછ્યું.

'અમ્મ! તારો તે શું થતો હતો?'

'સ્વામી! મારો આર્ય.'

'જરૂર તેણે તને હેરાન કરીને, મારીને કામ લીધું હશે, તેથી જ તું વિચારતી હઈશ કે હાશ, સારું થયું તે મરી ગયો. અને તેથી જ તું રોતી નથી. કેમ ખરું ને?'

'સ્વામી! આવું ન બોલો. આ તેમને યોગ્ય નથી ક્ષમા, મૈત્રી તથા દયાથી ભરેલા આર્યપુત્ર હૃદયથી માનેલા પુત્ર સમાન હતા.'

'અમ્મ! તો તું કેમ રોતી નથી?'

તેણે પણ પોતાનાં ન રોવાનું કારણ કહેતાં કહ્યું. 'જેમ તુટેલો ઘડો સંધાતો નથી (અને તે માટે રોવું નકામું છે.) એવું જ તેનું વર્તન છે જે મરેલાં માટે રૂવે છે. સળગતો જતો તે સગાંવહાલાંનાં રોવાકૂટવાને નથી જાણતો. માટે હું તેનું દુઃખ નથી કરતી, નથી રોતી. તે જે એની ગતિ હશે ત્યાં ગયો.'

ઈન્દ્રે બધાંની ધર્મ-કથા સાંભળી પ્રસન્ન થયો અને કહ્યું, 'તમે અપ્રમાદી થઈ મરણાનુસ્મૃતિનો અભ્યાસ કર્યો છે. હવેથી તમે પોતાના હાથથી કામ ન કરતા. હું ઈન્દ્ર દેવ છું. હું તમારું ઘર અનંત સાત રત્નોથી ભરી દઈશ. તમે દાન કરજો, શીલ રાખજો, ધાર્મિક વ્રત કરજો અને અપ્રમાદી રહેજો.'

આમ ઉપદેશ આપી. તેમનાં ઘરને અસીમ ધનથી ભરી ઈન્દ્ર અલોપ થઈ ગયો.

બુદ્ધની આ કથા સાંભળી તે ગૃહસ્થને ખૂબ શાંતિ મળી અને દુઃખ શમી ગયું. વાત આટોપતા બુદ્ધ બોલ્યા: 'તે વખતે દાસી અજ્જુત્તરા હતી, છોકરી ઉત્પલ વર્ણા હતી. પુત્ર રાહુલ હતો, માતા ખેમા હતી અને બ્રાહ્મણ તો હું જ હતો'

# છૂટાછવાયા પ્રસંગો

છગનલાલ જોષી

સાબરમતી આશ્રમમાં ગાંધીજી કડકતી ટાઢમાં પણ નદી કાંઠે હૃદયકુંજ'ના ફળિયામાં સૂઈ જતા. ૧૯૨૩ના શિયાળામાં એક રાતે હિમ પડ્યું છતાં તેમણે ખાટલો ન ખસેડાવ્યો. પ્રાતઃકાળની પ્રાર્થના અમે અતિશય ઠંડી લાગવાથી ખુલ્લામાં ન કરતાં ઓસરી પર કરી. ગાંધીજી સવારમાં ગરમ પાણી પી ૭ વાગે નિયમ પ્રમાણે ફરવા નીકળ્યા. આશ્રમનો મંત્રી હોવાથી હું પણ તેમની સાથે ફરવા જતો. ચંપલમાં ટાઢને લીધે પગ ન પેસે. શરીર ઠંડીથી ધ્રૂજવા લાગ્યું પણ ગાંધીજી તો નિયમ પ્રમાણે સાબરમતી જેલના દરવાજાના થાંભલાને લાકડી અડાડયા બાદ જ પાછા ફર્યાં. આશ્રમમાં આવ્યા ત્યારે પપૈયાનાં ઝાડ હિમથી બળેલાં જોયાં. કુંડીનું પાણી ઠરીને હિમ થઈ ગયેલું. તે બરફના કકડા બાળકોએ બતાવ્યા ત્યારે ગાંધીજીને ખાતરી થઈ કે આશ્રમમાં રાતે ૩૪° કે તેથી નીચે પારો ઊતર્યો હશે. એવી ટાઢમાં પણ તેઓ ખુલ્લામાં સૂઈ ગયેલા એ જ ખરા આશ્ચર્યની વાત હતી.

* * *

યરવડા જેલમાં મને ગાંધીજી પાસે મૂકવામાં આવેલો તે વખતનો આ પ્રસંગ છે. હું સાવ અણઘડ માણસ. કદી માલિસ કરતાં જન્મારામાં શીખેલો નહીં. ખોરાકના પ્રયોગને લીધે ગાંધીજીની તબિયત લથડી હતી. પગની પિંડીની માલિસ કરવાનું મને કહેવામાં આવ્યું. મેં ગરમ તેલ લીધું. આંગળાં વડે પિંડી પર તેલ ચોળ્યું, ને આંગળાથી પગ ઘસવા ને દબાવવા લાગ્યો. ગાંધીજી કહે 'છગનલાલ, માલિસ આમ ન થાય; હથેળીથી થાય.' એમ કહી મારી પિંડી પર હથેળીથી માલિસ કરી મને પદાર્થપાઠ આપ્યો. સરદાર સાહેબ બાજુમાં બેઠા બેઠા પરબીડિયાં બનાવતા હતા. હું તો શરમાઈને ભોંઠો ભોંઠો થઈ ગયો. પાંચ મહિનામાં થોડુંક માલિસ કરતાં શીખ્યો. ગાંધીજીની છાતી પર માલિસ કરતાં તે પરના વાળ તણાતા. મારા કરતાં કોઈ હજામ માલિસ કરે તો સારું, એમ સરદાર સાહેબને લાગે એ સ્વાભાવિક હતું. પણ ગાંધીજીએ મારો એ 'અધિકાર' બીજા કોઈને લેવા દીધો જ નહીં. એ વખતે મેં જોયું કે ગાંધીજી સાથે જ ગુફ્તેગો છે. છાતી પર વીસ મિનિટ કે અડધો કલાક મેં માલિસ કર્યું છે ને એ દરમ્યાન ઘણીયે વાર તેમને ઘસઘસાટ ઊંઘતા જોયા છે.

* * *



૧૯૩૩ના એપ્રિલમાં ગાંધીજીએ યરવડા જેલમાં હરિજન કાર્યને અંગે ૨૧ દિવસનો ઉપવાસ કરવાનો નિશ્ચય જાહેર કર્યો. ઉપવાસ ૮મી મેથી શરૂ થવાનો હતો. ઉપવાસ ન આદરવાની વિનવણી કરનારા તારો ને કાગળો દેશપરદેશથી આવવા લાગ્યા. તે ઉપરાંત અનેક શુભેચ્છકો, મિત્રો, સગાંઓ જાતે મળીને પણ સમજાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. આ ચર્ચાઓ આશ્રમ વાળા જે વિભાગમાં થતી ત્યાં સરદાર સાહેબ જઈ શકતા નહીં. પણ બાજ પડખે ત્યાંથી આવ્યા પછી ફરતી વખતે

ગાંધીજી યા મહાદેવભાઈ તે દિવસે કોની કોની મુલાકાત થઈ, શી શા વાતો થઈ, તેનો સાર સરદાર સાહેબને કહેતા. તે હુ પણ સાંભળતો. ઉપવાસ શરૂ કરવાનો દિવસ જેમ જેમ નજીક આવતો હતો તેમ તેમ ગાંધીજીના ઉત્સાહ અને આશા વધતા હતા. તે અરસામાં રાજાજી ને શ્રી શંકરલાલ મેં કરે ગાંધીજીને બહુ આર્જવ પૂર્વક કહ્યું કે, 'તમે ૨૧ ઉપવાસ કરી શકો એવું હવે તમારું શરીર જ રહ્યું નથી ન કરે નારાયણ ને અમને એમ લાગે કે હવે તો તમારા છેલ્લા શ્વાસ ચાલે છે, અને ડાકટરો પણ અમારા મતને મળતા થાય, ને તમારું શરીર તપાસી ડાકટર ઉપવાસ છોડવાની આગ્રહભરી સલાહ આપે, તો તમારે ઉપવાસ છોડવો જોઈએ ' આ ઉપવાસ કરવાનો આદેશ અંતર્યામી તરફથી મળ્યો છે એટલે તેમા કુશળ જ થવાનુ છે એવી ગાંધીજીને પાકી ખાતરી હતી એ દૃઢ શ્રદ્ધાને હલાવે એવી સબળ દલીલો રાજાજી ને શંકરલાલભાઈએ કરી એટલે ગાંધીજીનો પુણ્યપ્રકોપ ભભૂકી ઊઠ્યો, ને તેમણે કહ્યુ • 'તમે મારી જીવંત શ્રદ્ધાને હણાવવા માગો છો? હુ જે કહું તેના પર તમને આસ્થા બેસતી નથી; અને ડાકટરો મારી નાડ તપાસ, હૃદયના ધબકારા જુએ, લોહીનું દબાણ માપે, તે જે કંઈ કહે તેના પર તમે શ્રદ્ધા રાખો છો? આવી ડાકટરી તપાસ ન જ કરવી જોઈએ, એવો મારો આગ્રહ છે.' આથી પણ વધુ આકરા વેણ ગાંધીજીએ સંભળાવ્યા હશે ત્રણ કલાક પછી સાંજે ફરતા વાતો કરતી વખતે પણ એ ઉકળાટ શમ્યો નહોતો બીજે દિવસે સવારે નિત્યનિયમ પ્રમાણે ગાંધીજી રાતના ત્રણ વાગે ઊઠ્યા, ચારની પ્રાર્થના થઈ જેલ ખૂલવાના પોણાસાતના ઘટા થયા. પણ જેલર હજુ અમારા યાર્ડમા આવ્યા નહી. એટલે ગાંધીજીને તાલાવેલી થવા લાગી. ગાંધીજી કહે: 'છગનલાલ, આ ચિઠ્ઠી પર્ણકુટીમા રાજાજીને તરત જ પહોંચાડે એવું જેલરને કહેવડાવો એ ચિઠ્ઠી રાજાજીને નામે હતી ને તે આ પ્રમાણે હતી: 'તમે મને પ્રાણથી પણ અધિક પ્રિય છો કાલે મે તમને ને શંકરલાલને બહુ જ દૂભવ્યા. મને ક્ષમા આપો એમ કહેવાની જરૂર નથી, કેમકે ક્ષમા તો તમે મને માગ્યા પહેલા જ આપી છે. પણ મે કાલે બેવકૂફીથી જે વસ્તુની ના પાડી ને જ વસ્તુ કરવા હવે હુ તૈયાર છુ. હમણા તેમ જ તમે જ્યારે પૂછો ત્યારે હુ કોઈ પણ ડાકટર પાસે તપાસ કરાવવા તૈયાર છુ. શરત એટલી જ કે સરકારની પર વાનગી મળવી જોઈએ. મને લાગે છે કે એ તપાસનું પરિણામ પ્રસિદ્ધ ન કરવું જોઈએ, કેમકે એનો રાજદ્વારી ઉપયોગ થવાનો ભય રહે છે. મારે એ પણ કહેવું જોઈએ કે ડાકટર પાસે તપાસ કરાવો તો તેથી ઉપવાસનો આરંભ અટકવાનો નથી. આપણે મળીશું ત્યારે વધારે વાત કરીશું. આ ગઈ કાલે મારા હૃદયમા મેલ ભરી ગયો તે કાઢી નાખવાને માટે જ લખું છું. તમને તથા શંકરલાલને સ્નેહસ્મરણ —બાપુ. ૫–૫–૩૩.'*

*. * *

શ્રી. દેવદાસ એક વરસ દિલ્હીની જામિયા મિલિયામાં કાંતણપીંજણના શિક્ષક તરીકે કામ કરતા હતા તે વખતે તેઓ તેમના ભત્રીજા—શ્રી હરિલાલના નાના દિકરા—રસિકને પણ સાથે લઈ ગયા હતા. તેને ટાઈફોઈડ થયો, તે જીવલેણ નીવડ્યો. તેના અવસાનના ખબર આશ્રમમા આવ્યા, તેને બીજે દિવસે સવારે હું ર.મેતા મુજબ ગાંધીજી સાથે ફરવા ગયો ત્યારે તેમણે અંગ્રેજી અને દેશી વૈદકને લગતી વાતો કરી આવા ટાઈફોઈડ તાવમા પણ ઘણા ડાકટરો દરદીને દૂધ આપવાનો આગ્રહ રાખે છે એ બરાબર નથી નિસર્ગોપચાર પ્રમાણે આવા તાવમા દૂધ તો અપાય જ નહી, થોડીક વાર પછી કહે• 'છેલ્લી ઘડીએ હોજરી કામ કરતી બંધ થઈ ગઈ હોય ત્યારે પણ, ઈંજેકશન દ્વારા દરદીઓને ખોરાક આપવામા ડાકટરો માને છે ' એના એક બે દાખલા આપી પછી કહેવા લાગ્યા•

'છગનલાલ, આટલી વસ્તુ તમે ઉદ્યોગમંદિરની રોજનીશીમા નોંધી રાખજો. હું બેશુદ્ધ થઈ ગયો હોઉં ને મરવા પડ્યો હોઉં ત્યારે, ગમે તેવા મોટા કુશળ વૈદો કે ડાકટરો ભારપૂર્વક કહેતા હોય તોપણ, કૃત્રિમ રીતે ખોરાક આપી મને જિવાડવાનો પ્રયત્ન કરવા દેશો નહીં. ઈંજેકશન યા ગુદા વાટે મારા શરીરને ખોરાક ન અપાવા દેશો આ વાત ડીપડી જ છે ત્યારે બીજી પણ બે વાત કહી દઉં. મને ભાનમા લાવવા માટે કોઈ ડાકટર બ્રાન્ડી કે બીજો દારૂ શરીરે ચોપડવાનું કહે તો તમે તેની સામે ઝૂઝજો તમને બાધા કે વેદિયાનો શિરપાવ ડાકટરો કે વૈદો આપે તોપણ—તમે મારા વારસ છો, નજીકના સગા

* ચિઠ્ઠી મળી તે જ દિવસે રાજાજી હસતા હસતા જેલમા ગયા ને કહ્યુ 'આપે ક્ષમા માગવાની કશી જરૂર નહોતી. આપના કરતા વધારે તો અમે ચિડાયા હતા અમે હવે તપાસ ન કરાવવાનું જ નક્કી કર્યું છે '

છો એ વધારે સમજો, એમ માની — મારા બેભાન થયેલા શરીરને દાહ ન જ અડે તે માટે કાળજીપૂર્વક પ્રયત્ન કરજો અને છેવટું મારો દેહ જ્યાં પડે ત્યાં જ, એટલે કે તે જ ગામમાં અગ્નિસંસ્કાર કરજો. મારા શબને કોઈ પણ બીજે સ્થળે લઈ જવાનો આગ્રહ રાખવાનો નથી '

આ ત્રણે વસ્તુ મારી તે દિવસની વાસરીમાં લખી રાખી હતી પણ ૧૯૩૩માં આશ્રમ વીખાઈ જતા એ વાસરી રફેતફે થઈ ગઈ છે એટલે ગાંધીજીના ચોક્કસ શબ્દો ટાંકી શકાયા નથી, પણ તેનો ભાવાર્થ આપ્યો છે

* * *

૧૯૨૯ ની લાહોરની મહાસભા પછી, મહાસભાની તમામ કચેરીઓમાં તેમ જ મહાસભાનો પ્રભાવ જેના પર હોય એવી સંસ્થાઓમાં રાષ્ટ્રીય ધ્વજ ચડાવવો જોઈએ એવો પ્રચાર કરવા નીકળેલા ડૉ. હરડીકર ગાંધીજી પાસે આવ્યા આશ્રમમાં ધ્વજ રોપવો જોઈએ ને ધ્વજ વંદનની ક્રિયા નિયમિત થવી જોઈએ એવી દલીલ ગાંધીજી સાથે કરવા લાગ્યા ગાંધીજીએ મને બોલાવ્યો શરૂઆતમાં તો ધ્વજનું માપ ધ્વજસ્તંભની ઊંચાઈ સ્થળ વગેરેની વાતો થઈ પણ એ ચર્ચા ચાલતી હતી ત્યાં જ ગાંધીજી બોલી ઊઠ્યા 'સત્યાગ્રહાશ્રમમાં આવું ધ્વજારોપણ આજે કરવું મને વાજબી લાગતું નથી એક વાર આશ્રમમાં ઝંડો ફરકાવ્યો, તો તે ઝંડાને પ્રાણ સમાન સાચવવાની આશ્રમમાં તાકાત હોવી જોઈએ ઝંડાની શાન સાચવવાને જાનની કુરબાની કરવા આશ્રમે તૈયાર રહેવું જોઈએ એ તૈયારી આજે આશ્રમ — ઉદ્યોગ મંદિર — માં નથી ધ્વજને કારણે કદાચ આશ્રમ ભસ્મીભૂત થવા તૈયાર નહીં થાય તેથી ડૉ. હરડીકર, મારી સલાહ છે કે આશ્રમમાં રાષ્ટ્રધ્વજ રોપવાનો આગ્રહ હાલ ન રાખશો '

* * *

૧૯૨૪માં ગાંધીજીએ શ્રી. રામદાસને રોજ એક કલાક ગુજરાતી સંસ્કૃત, અંગ્રેજી ભણાવવાનો નિયમ કરેલો તેમાં 'હિન્દુ ધર્મની બાળપોથી ' તથા 'યંગ ઈન્ડિયા'ના લેખો ને તેનું ભાષાંતર વગેરે શીખવતા તે અરસામાં અમદાવાદમાં મ્યુનિસિપાલિટીના નવા હોલમાં મહાસમિતિની બેઠક ભરાઈ તેની સભાઓ મોડી રાત સુધી ચાલતી સવારના ૪થી રાતના ૧૦ સુધી ગાંધીજી દેશનેતાઓ સાથે કંઈ ને કંઈ મંત્રણાઓમાં રોકાયેલા હોય એ દિવસોમાં એક વાર તેઓ રાતે ૧૧ વાગે આશ્રમમાં પાછા આવ્યા, ને બાને પૂછવા લાગ્યા 'રામો ક્યાં છે ' બા કહે 'સૂઈ ગયો છે થાક્યો પાક્યો છે ઉઠાડવો નથી ' ગાંધીજી કહે 'પણ એને રોજ એક કલાક ભણાવવાનો નિયમ કર્યો છે રામો ના પાડે તો જ મારાથી સૂઈ શકાય ' પણ એમ કંઈ નિયમભંગ થાય ' રામદાસને જગાડી થોડું પણ શીખવ્યું ત્યારે ગાંધીજીના દિલને શાંતિ થઈ

* *

ગાંધીજીના કેટલાક કાગળો મારી પાસે છે તેમાંના એકમાં પોતાના ક્રોધને વિષે તેમણે જે લખ્યું છે તેનો ઉતારો અહીં આપવા જેવો છે 'ખરી વાત જ એ છે કે સ્વસ્થતા કોઈની બતાવી મળતી નથી પોતાની અંદરથી નીકળવી જોઈએ હું પોતે અત્યારે ક્રોધ રાક્ષસની સામે ઝૂઝી રહ્યો છું નિકંદવર્તી કોઈથી કંઈ જૂન થઈ કે મારી ઉપર ક્રોધ રિપુએ સવારી કરી જ છે એ શરીર અને મન બંનેની નબળાઈ સૂચવે છે મન સાવ ઉદાસીન થયું હોય, તો શરીરની નિર્બળતા તેને શું કરે? બુદ્ધિ આ જાણે છે હૃદયને તેનો સ્પર્શ નથી થયો. પણ કોક કહાડો એ ક્રોધને પાનું ગયે છૂટકો છે પણ જેમ મારી મેળે જ ઈશ્વર કૃપા મેળવવી રહી છે તેમ જ તમારે કરવું રહે છે આપણા બેમાં કશો ફેર ન જાણજો. બંનેને એક જ આત્મા છે બંનેમાં પશુતા રહેલી છે મૂર્છા જાય તો પશુતા જાય ' બાપુના આશીર્વાદ

* * *

૧૯૦ ના માર્ચમાં દાંડીકૂચ શરૂ થવાની હતી કમભાગ્યે ફેબ્રુઆરી માસમાં જ આશ્રમમાં બાળકોને શીતળા નીકળવા માંડ્યા પંડિતજી ખરે તથા બાહ્ય સેવક મથુરાદાસભાઈના બે બાળકો શીતળાના ભોગ થઈ ગુજરી ગયા તે ઉપરાંત બીજાં આઠેક બાળકોને શીતળા નીકળ્યા હતા તે બધાને 'વેટ શીટ પૅક' એટલે ભીની જાડી ચાદરમાં લપેટી મૂકવામાં આવતા પરમેંગેનેટ ઓફ પોટાશવાળા પાણીથી ઘા ધોવાતા ગાંધીજી પોતે અંગત કાળજી રાખી સારવાર કરતા પ્રાર્થનામાં પ્રવચન કરતાં તેમણે કહેલ 'શીતળાના નિવારણ માટે રસી મુકાવવાની હું વિરુદ્ધ છું ' તે માટેના કારણો પણ સમજાવ્યા હતા. અને કહેલું કે 'આ છતાં જે માબાપો પોતાનાં બાળકોને રસી મુકાવવા ઇચ્છતા હોય તે જરૂર મુકાવે.' તેમનો પોતાનો મત તો તે વેળાએ રસી ન મુકાવવાની તરફેણમાં જ હતો

શિષ્યો ગુરુજીને વીંટળાઈને બેઠા હતા. રોજ ગુરુજી પ્રાર્થના પછી થોડો ઉપદેશ શિષ્યોને આપતા.

પ્રાર્થના પૂરી થઈ. ગુરુજી બોલ્યા, 'દરેકે દરેક પ્રાણીમા ઈશ્વરની હસ્તિ છે. એમ માનીને નાનામા નાના પ્રાણી ઉપર પણ પ્રેમ કરજો, અને તેમાં ઈશ્વરનાં દર્શન કરજો.' શિષ્યો ગુરુજીના ઉપદેશનો પ્રસંગ આવે પોતાની બુદ્ધિ પ્રમાણે ઉપયોગ કરતા.

એક વાર એવું બન્યું કે એક શિષ્ય કામ પ્રસંગે શહેરમાં ગયો, ત્યાં દૂરથી કોલાહલ સંભળાયો: 'ભાગો, ભાગો, નાસો, બાજુએ ખસો, ગાંડોતૂર હાથી આવે છે.'

આ બધો ઘોંઘાટ સાભળીને રસ્તા ઉપર ચાલતા લોકો દૂર ખસી ગયા. પણ પેલો શિષ્ય કે જેણે તાજો જ ઉપદેશ સાભળ્યો હતો કે, 'પ્રાણી માત્રમાં ઈશ્વરનાં દર્શન કરજો.' તે જરાય ખસ્યો નહી કે ડર્યો નહીં, પણ નીડરતાપૂર્વક રસ્તાની વચ્ચે જેમ ચાલતો હતો તેમ આગળ ચાલવા લાગ્યો. અને મનમા વિચારવા લાગ્યો: 'આ હાથીમાં પણ ઈશ્વર છે તો પછી મારે શા માટે એનાથી ડરવું જોઈએ!'

અને તે રસ્તાની વચ્ચોવચ્ચ બે હાથ જોડી હાથીને ઈશ્વર-સ્વરૂપ માની તેને નમન કરવા ઊભો રહ્યો.

હાથી પર બેઠેલા મહાવતે દૂરથી આ શિષ્યને રસ્તાની વચ્ચોવચ્ચ ઊભેલો જોયો. તેથી તેણે મોટે સાદે બૂમ મારી: 'ઓ ભિક્ષુ, હટી જાઓ, જલદી હટી જાઓ.'

પણ ખસે એ બીજા. પેલા ઉપદેશ પરની અચળ શ્રદ્ધાએ એ જરાય ડગ્યો નહીં. ભાનભૂલ્યાં હાથીને થોડી વિવેક બુદ્ધિ હોય છે! તેણે તરત તે શિષ્યને સૂંઢથી પકડીને દૂર ફેંક્યો. શિષ્યનાં હાડકાં ભાંગ્યાં ને બેભાન થઈ ગયો.

આ ખબર ગુરુજીનાં આશ્રમમાં વાયુવેગે પહોંચી ગઈ. ગુરુજી અને શિષ્યો બેભાન પડેલા શિષ્યની પાસે ગયા અને તેને ઊંચકીને આશ્રમમાં લાવ્યા.

ઘણા દિવસો સુધી પાટાપીંડી ચાલી ને આખરે શિષ્ય હરતો ફરતો થયો. એટલે એક બીજા શિષ્યે પૂછ્યું: 'અલ્યા ભાઈ, તું જોતો તો હતો કે, તારી સામે ગાંડોતૂર હાથી ચાલ્યો આવતો હતો, રસ્તા પરના લોકોને પણ દૂર ખસતા અને ભાગતા જોતો હતો. અને મહાવતે પણ તને ચેતવ્યો હતો છતાં તું કેમ ખસી ન ગયો?'

શિષ્ય હજુ પણ એ જ શ્રદ્ધાપૂર્વક બોલ્યો: 'ભાઈ, થોડા દિવસો પહેલાં ગુરુજીએ જ આપણને નહોતો ઉપદેશ આપ્યો કે, ઈશ્વર જુદાં જુદાં રૂપમા બધે જ વસેલો છે. પછી હું શા માટે ગભરાઉં કે બાજુએ ખસું? હાથીને મેં ઈશ્વરરૂપે જોયો પછી મને શેનો ડર! માટે હું નિશ્ચિંતતાથી હાથ જોડી ઊભો રહ્યો.'

આ વાતની જ્યારે ગુરુજીને ખબર પડી ત્યારે, તે શિષ્યને બોલાવીને તેની પીઠ પર હાથ ફેરવતા બોલ્યા: 'વત્સ, તારી શ્રદ્ધાને ધન્ય છે, અને તારું કહેવું પણ સાચું છે કે ઈશ્વર હાથીનાં સ્વરૂપમાં આવતા હતા. પણ હાથી પર બેઠેલા મહાવતમાં તેં ઈશ્વર કેમ ન જોયો? એ ઈશ્વરે તો તને બાજુએ ખસી જવાનું કહ્યું હતું ને? બધામાં ઈશ્વર છે તે તને હજુ પણ હું કહું છું. પણ તે વખતે વિવેકબુદ્ધિ વાપરવી જોઈએ. જો તેં વિવેકબુદ્ધિ વાપરી હાથીરૂપે રહેલ ઈશ્વર અને મહાવતરૂપે રહેલ ઈશ્વર એ બેમાંથી તે વખતે મહાવતરૂપે રહેલ ઈશ્વરનું કહ્યું માન્યું હોત તો તારી આ દશા ન થાત.



દિલ્હીથી પંદર સોળ માઇલને અંતરે સેહાની નામનું નાનકડું ગામડું છે.

થોડું ભણેલી, જાજરમાન, અને દેખાવડી એક બાળા પરણીને આ ગામમાં આવી. પિયરમાં માછલાંની જેમ પાણીમાં ઉછરેલી સાસરિયામાં પાણી વગર તરફડવા લાગી.

એક દિવસે બાળાએ પાણીના આ ત્રાસથી અકળાઈને ઘરના વડિલોને કહ્યું, 'આપણા ગામમાં કૂવો નથી તેથી બીજે ગામ પાણી ભરવા દૂર જવું પડે છે: તો આપણે ગામના લોકો સંપીને કૂવો ખોદીએ તો?'

વડિલો તો આ સંપની અને સાથે મળીને કૂવા ખોદવાની નવી વાતો સાંભળીને હસ્યા અને બોલ્યા, 'આ ગાંડી, કેવી વાત કરે છે! ગામના લોકો ભેગા મળીને કૂવો ખોદશે! આવું તો કાંઈ બને! જો જે આવી હાસ્યાસ્પદ વાત બીજે કરતી.'

પણ બાળાએ તો ગ્રામવિકાસના કામો નજરે જોયેલાં હતાં. તેણે મનમાં ગાંઠ વાળી કે કોઈ પણ હિસાબે રોજના માઈલો સુધી ચાલી બીજા ગામના કૂવામાંથી પાણી ભરવાનું ગામની બહેનોનું દુઃખ ટાળવું જ રહ્યું.

પોતાની બહેનપણીઓ સાથે પાણીએ જતાં એક દિવસે વાત ઉખેળી, 'આટલે દૂર પાણી ભરવા જઈને જેટલો વખત બગાડીએ છીએ તેટલો વખત જો આપણે કૂવો ખોદવામાં ગાળીએ તો આપણું આ કાયમનું દુઃખ ટળી જાય. બોલો છે મહેનત કરવાની તૈયારી?' સખીઓ તો આ વાતથી ખુશ થઈ અને એક શુભ ચોઘડીએ કૂવો ખોદવાનું મુહૂર્ત કર્યું.

લોકો જોતા રહ્યા. મશ્કરી કરતા રહ્યા અને કૂવો દિવસે દિવસે ઊંડો ખોદાતો ગયો.

લોકો તો માનતા જ હતા કે આ છોકરીઓ થોડા દિવસમાં થાકીને કંટાળશે. આમ કંઈ થોડાં પાણી રેઢાં પડ્યાં છે!

[અનુસંધાન પાન ૨૪ ઉપર]

# આવા હતા બાપુ

નવીન ગાંધી



બાપુનું જીવન એટલે સત્યનું અથાક શોધન. બાપુના નિકટના સાથીઓ કે પરદેશના મિત્રો કોઈ પણ બાપુ પાસે કંઇક સ્મરણરૂપે લખાવે એટલે બાપુ ઘણું ખરું સત્ય ઉપરજ કંઈક લખે.

લખનૌ કોંગ્રેસ વખતે એક નિકટના ભક્તજનને બાપુના હસ્તાક્ષર લેવાનું મન થયું. બાપુની ગાદી ઉપર તેણે સુંદર મજાની ડાયરી મૂકી. સાથે ફળો લાવેલા તે પણ તેણે બાપુનાં ચરણોમાં ધર્યા અને કહે, 'જીવનમાં મને માર્ગદર્શન બતાવે એવું કંઈક આ ડાયરીમાં લખી આપો.'

હસતાં હસતાં બાપુ કહે, 'તમે ડાયરી તો ઘણી રૂડી રૂપાળી લાવ્યા છો પણ એના કાગળો બધા પરદેશી છે, પારકી વસ્તુ સુંદર હોય તો પણ આપણને શા કામની? તમે અહીં કોંગ્રેસ નગરમાં ખાદી ગ્રામોદ્યોગનું પ્રદર્શન ભરાયેલું છે તેમાં હાથકાગળ વિભાગ જોયો કે? તે જો જો, અને હવેથી હાથકાગળ જ વાપરજો. આપણા રોજના વપરાશની બધી ચીજો હવે ગ્રામોદ્યોગની જ વાપરવી જોઈએ.'

પેલા ભાઈ તો સાવ ઝંખવાણા પડી ગયા. બાપુની વાત એને ગળે ઊતરી અને બીજે દિવસે તો હાથકાગળની ડાયરી બાપુનાં ચરણોમાં તેણે મૂકી, અને બોલ્યા : 'મહાત્માજી, હવે તો હું દેશી વસ્તુઓ જ વાપરીશ.' બાપુનું મૌન હતું એટલે ડાયરી હાથમાં લઈ બાપુ ખડખડાટ હસી પડ્યા અને નીચે પ્રમાણે લખી આપ્યું.

'જો સત્યકી સેવા કરતે હૈં વહી ભગવાનકી ઔર મુલ્કકી સેવા કરતે હૈં.'

બીજા એક આવા જ પ્રસંગે બાપુએ લખી આપ્યું : 'સત્ય મારો ધર્મ છે અને અહિંસા તેની સિદ્ધિનું સાધન છે.'

સત્યાગ્રહાશ્રમ સાબરમતીના એક અંતેવાસી ભાઈએ હસ્તલિખિત માસિક શરૂ કર્યું. નવરાશના વખતમાં તે આશ્રમના શિક્ષકો અને વડીલો પાસેથી લખાણો મેળવતા, બાપુની મુલાકાતે કોઈ આગેવાન આવી ચડે તો તેમને પણ તે છોડતા નહીં. એક વાર તે ભાઈએ હિમ્મત કરી બાપુને તે માસિક બતાવ્યું અને લેખની માગણી કરી. બાપુ તે દિવસે ખૂબ પ્રસન્ન હતા. તરત જ બાપુએ એક પાનું ભરીને લખી આપ્યુ. તે ભાઈના આનંદનો તો પાર ન રહ્યો! અને અમને સૌને એ લખાણ ફરી ફરી વંચાવ્યું. બાપુએ લખેલું :

'સત્યને પહોંચવું એટલે પરમેશ્વરને પહોંચવું એટલે પરમ સુખ મેળવવું એટલે મોક્ષ મેળવવો. સત્ય વિના આ જગતમાં બીજું કંઈ જ નથી. તેથી જ શંકરાચાર્યે જગતને માયારૂપે વર્ણવ્યું છે. આ સત્યને કેમ પમાય? તેની શોધ પાછળ સર્વસ્વનો ત્યાગ કરવો જોઈએ. તેથી ધનનો, માનનો, માતાનો, પિતાનો, સ્ત્રીનો, પુત્રનો, મિત્રનો અવસર આવ્યે ત્યાગ કરવાની તૈયારી હોવી જોઈએ. જે પ્રયત્ન અને જે જોખમ આપણે ધન, માન મેળવવા ખેડીએ છીએ તેના હજાર ગણા પ્રયત્ન અને જોખમ સત્ય મેળવવા, ખેડવા ઘટે છે. એમ છતાં સત્ય એ આત્માનો સ્વભાવ હોવાથી એટલું જ્ઞાન મળ્યા પછી સહજ પ્રયત્ને સાધ્ય વસ્તુ છે.'

આપણાં ઉપનિષદો કહે છે: 'સત્યસ્ય રૂપમ્ નિહિતમ્ ગુહાયામ્' સત્ય તો અંતરના અંતરતમ ખૂણે છુપાયેલું છે. એ અતલ મહાસાગરમાંથી મરજીવા જ એને હાથ કરી શકે. બાપુ પણ એવા જ મરજીવા હતા અને તેથી જ એમના મુખમાંથી સત્ય વિશેનાં વાક્યો ચિરકાલીન કાવ્યની પેઠે અત્યુચ્ચ સંવેદના આપણા હૃદયમા જગાડે છે અને સત્યની ગહન ફિલસૂફીનું આપણને દર્શન કરાવે છે.

☆

## ગાંધીજીની નમ્રતા

પૂર્વ આફ્રિકામા કાકા કાલેલકરના ૧૯૫૦ના પ્રવાસ દરમ્યાન નાયરોબીમા એક પ્રવચન યોજાયેલું તે પ્રસંગે ત્યાની જનતા ને ગાંધીજીની નમ્રતાનો ચોક્કસ ખ્યાલ આપવા તેમણે કહ્યું :

"હિંદીમા એક કહેવત છે કે, જ્યા સુધી નાનોભાઈ મોટાભાઈને મોટાભાઈ તરીકે સ્વીકારે ત્યા સુધી એ મોટોભાઈ એના કાન પકડી શકે પણ જો નાનોભાઈ મોટાભાઈને માને તો મોટાભાઈ એ નાનાભાઈના પગ પકડવા.

આવી નમ્રતા ગાંધીજીના જીવનમા વણાયેલી હતી"

—'સહૃદ'

## સંસ્કારોનું પ્રાબલ્ય — વિમળાબહેન પટેલ

એક ચોર હતો.

એને ભારે ચોરી કરવાની ટેવ. આખી જિંદગી એણે એમ જ વીતાવી. એક દિવસ એ બેઠો હતો. બેઠો બેઠો વિચાર કરતો હતો. વિચાર કરતાં કરતાં એને એક વિચાર આવ્યો. આખી જિંદગી ચોરી કરવામાં ચાલી ગઈ પણ ઊંચે ન અવાયું! કહેવત છે: 'ભીખની હાંલ્લી શીંકે ચડે નહિ.' એ વાત સાચી છે. એને વાલિયા લૂંટારાની વાત યાદ આવી. મનમાં પાકો વિચાર થયો, બસ આ ધંધો છોડી દેવો અને બાકીનું જીવન સરસ રીતે ગુજારવું પણ આ ધંધો છોડાવે કોણ? કોઈ ગુરુ વિના પત્તો નહિ ખાય. અને આ મણખા દેહ સુધરશે નહિ!

એ તો ચાલ્યો ગુરુની શોધમાં.

જતાં જતાં એક ગામ આવ્યું. ત્યાં એણે કોઈ સારા ગુરુની તપાસ કરી. એનાથી એને સંતોષ ના વળ્યો. તે આગળ ચાલ્યો. એમ ને એમ તે આગળ નીકળી પડ્યો ખૂબ ખૂબ આઘે ગયો. ત્યાં એને એક ગુરુ મળી આવ્યા. એ રાજી થયો. મનમાં ખૂબ આશ્વાસન પામી એણે ગુરુનાં ચરણમાં માથું મૂકી દીધું.

ગુરુ સમાધિમાં હતા. આસપાસ એના શિષ્યો વીંટળાઈને બેઠા હતા. ધૂણી ધખાવીને સૌ મસ્તીમાં આવી નામ સ્મરણ કરી રહ્યા હતા.

થોડી વાર થઈ. ગુરુ સમાધિમાંથી જાગ્યા.

'કેમ બેટા, કેમ આવવું થયું?' ગુરુએ પ્રેમવત્સલતાથી પૂછ્યું.

'ગુરુજી, પાપનિવારણ કરવા. આખી જિંદગી ખૂબ પાપમાં ગુજારી તોય દહાડો ના વળ્યો. હવે થયું કે ગુરુદેવના પગમાં પડી બાકીની જિંદગી સુધારી આ મનખા દેહને કંઈક પાવન કરું……' ચોર ગળગળે અવાજે બોલ્યો.

ગુરુજી હસ્યા.

'બેટા, એમ પાવન થવાતું હોય તો જોઈએ શું? પાવન થવું એ કંઈ જેવી તેવી વાત નથી.' ગુરુ બોલ્યા.

'ગુરુજી, આપ કહેશો એ પ્રમાણે કરવા તૈયાર છું બાપજી.' પગ પકડતાં ચોર બોલ્યો.

'એ…મ. પણ તારે બૈરાં છોકરાં છે?' ગુરુએ પૂછ્યું.

'હા. છે, બાપજી…બે છોકરા છે. બે છોડીઓ છે. બૈરી પણ છે ને આંધળી મા છે.' ચોર બોલ્યો.

'એ બધાંનો તેં વિચાર કર્યો છે?' ગુરુએ કહ્યું.

'એટલું તો ચપટીસ્ત્રી છે. એનાથી એમનું ચાલી રહેશે. પછે તો છોકરા બે મોટા મોટા છે. એ ધંધોધાપો કરસે ને! એમાંથી હવનું ગુજરાન નેકળસે…' ચોરે રંગમાં આવીને જવાબ આપ્યો.

'ભલે ત્યારે અહિં રહે ને સૌ સાથે તપ-ધ્યાન કર.' ગુરુએ બરડે હાથ પંપાળતાં કહ્યું.

ચોર ગુરુ પાસે રહી પડ્યો.

સૌ સાથે હળીમળી ગયો ને સૌ કરે તેમ કરવા લાગ્યો. તપ ધ્યાનમાં પણ ખૂબ મંડી પડ્યો ને ગુરુને પણ સમજાવા લાગ્યું કે ખૂબ અચ્છો આદમી છે. મનની ઈન્દ્રિયોને એણે ઝટ વાળી દીધી!

આમ સૌ શિષ્યોમાં એ એકકો ગણાવા લાગ્યો. ગુરુ પણ એના પર પ્રસન્ન રહેવા લાગ્યા.

એક દિવસ એવું બન્યું કે બધા શિષ્યો નાહી ધોઈ લંગોટ સૂકવીને પોતાના કામોમાં પડ્યા હતા તે વખતે પેલા ચોરના જૂના સંસ્કારો ઓચિંતા જાગી ઊઠ્યા. લંગોટ બધા લીધા. પોટલી વાળી બાજા ખંડમાં જઈ મૂકી આવ્યો.

બીજે દિવસ થયો. ત્યારે એ પોટલી બીજા ખંડમાં મૂકી આવ્યો. આમ લંગોટની પોટલીની હેરફેર કરતાં કરતાં એક દિવસ ગુરુની નજરે પડ્યો. 'બેટા, આમ કેમ કરે છે? પોટલીઓ કેમ ફેરવે છે?…' ગુરુએ પૂછ્યું.

'બાપજી, આખી જિંદગી ચોરી કરવામાં ગઈ. એ એકદમ ભૂલી જવાય? એટલે પોટલીઓ આમ-તેમ ફેરવું છું…!' ચોરે મનમાં પડેલી વાત કહી નાખી.

'બેટા—સંસ્કારોની ઘરેડમાંથી ઝટ છૂટાતું નથી અને એમ પાવન થવાતું નથી!! એ મેં પહેલે જ દિવસે કહ્યું હતું ને? કંઈ નહિ પાછા મૂક્યા ત્યાંથી ફરી ગણો. એક દિવસ એવો આવશે જ કે તદ્દન પાવન થવાશે. પણ એને માટે પાકો નિશ્ચય સંકલ્પ અને ધીરજ જોઈએ. મત ગભરા.' ગુરુએ માથે હાથ ફેરવ્યો.

ચોર મનમાં સમજી ગયો. એણે ફરીથી ગણવા માંડ્યું.

અદ્યતન સાધનોથી સજ્જ સરકારનો સામનો કરવાવાળા ગાંધીજી ભારતીય સભ્યતાની ધર્મનિષ્ઠાની અને આત્મ શક્તિની વાતો કરતા. રાષ્ટ્ર-હૃદયે જોયું કે આપણી પ્રાચીન સભ્યતામાં પણ કંઈક અલૌકિક તેજ છે. અને એના જોર પર આપણે પશ્ચિમનો સામનો કરી શકીશું.

આપણો અનુભવ છે કે જ્યારે કેટલાય વરસોથી માંદા રહેતા માણસના સમાચાર પૂછવા આપણે જઈએ ત્યારે લોક સામાન્ય રીતે કહે છે: અરે ભાઈ, શું કરીએ! ભગવાનની લીલા! એલોપેથિક દવાઓ કરી, યુરોપિયન ડૉક્ટરોને બોલાવ્યા, મોટી મોટી ફી આપીને સિવિલ સર્જનોને લાવ્યા આયુર્વેદિક દવાઓ કરી, હોમિયોપેથિક દવાઓ અજમાવી, દોરા ધાગા બાંધ્યા, ગ્રહશાંતિ કરી, પીર અને ઓલિયાઓને પૂજ્યા, અને ભૂવા ધુણાવ્યા, પણ કંઈ ફેર ન પડ્યો. રોગ વધતો જ ગયો. એટલામા બાજુના જંગલનો એક સાધુ આવ્યો. તેણે જંગલની જડીબુટ્ટી આપી પરેજમાં ફક્ત મીઠું ન ખાવાની વાત કરી અને દરદી જોતજોતામા સારો થઈ ગયો. સત્પુરુષનો ઇલાજ અજમાવવાનો ઇન્કાર ન કરવો જોઈએ. કઃ કાલઃ ફલદાયકઃ। ખબર નથી પડતી કયો સમય અને કયો ઇલાજ અસરકારક સાબિત થઈ શકે.

ગાંધીજીના તરફ લોકોના મનમા આદર હતો. ગોખલે જેવાઓએ એમના વખાણ કર્યા હતા. રાજનૈતિક પક્ષાપક્ષીમા ગાંધીજી પડયા નહોતા. સરકારી કમ ચારીઓની તેઓ કદર કરતા હતા. નરમ દળને તેઓ પોતાના આધ્યાત્મિક બંધુ કહેતા હતા. અને ગરમ દળની તેજસ્વિતાનો આદર કરી શકતા હતા. ત્રાસવાદીઓની ઘોર નિંદા કરતાં કરતા પણ તેઓની બહાદુરીની ગાંધીજી કદર કરતા હતા. એટલું જ નહીં, પરંતુ પોતાને તાત્ત્વિક અરાજકતાવાદી પણ બતાવતા હતા.

આવા વિચિત્ર આધાર પર દેશનેતાઓને વિશ્વાસ કેમ બેસે? ન ગોખલે ગાંધીજીના 'હિન્દ સ્વરાજ'વાળા આદર્શને પસંદ કરતા હતા, ન તિલક તેમની નરમ-દળની નિષ્ઠાની સ્તુતિ કરી શકતા હતા. ત્રાસવાદી તો ગાંધીજીને એક આધ્યાત્મિક પાગલ જ માનતા હતા. તેમનો વિરોધ કરવા જેટલી તેમની કિંમત નથી આ હતો ત્રાસવાદીઓનો અભિપ્રાય.

પણ જનતા કહેતી હતી કે અમે આજ સુધી આ ડાહ્યા લોકોના એકેએક ઇલાજ અજમાવ્યા છે. હવે આ એક જંગલનો સાધુ આવ્યો છે. ધર્મની ભાષા બોલે છે. રૂઢિવાદી નથી પણ ત્યાગી, સંયમી, તપસ્વી છે. અમારી ભાષામાં બોલે છે. સંનતની દુહાઈ આપે છે. અંગ્રેજોને હાથ પણ બતાવ્યો છે, તો ચાલો જોઈએ. આની વાત અજમાવીને જોઈએ તો ખરા. અને વાત પણ કેવી? આપણા રાષ્ટ્રીય સ્વભાવને અનુકૂળ. ખર્ચો જરા પણ નહીં જોખમ છે ખરું, પણ તે કંઈ વધારે નહીં. અને કોઈનું ખરાબ કરવાની તો વાત છે જ નહીં.

કેટલાય ધૂનવાળા માણસો ગાંધીજીને મળ્યા. ગાંધીજીએ દેશનું પર્યટન કર્યું. આ સેતુ હિમાલય ફર્યા. અને જોતાં જોતાં ગાંધીજીના હૃદયનો તાર રાષ્ટ્ર-હૃદયના તારની સાથે એક રાગ થઈ ગયો. મૂળ વાત તો એ છે કે રાષ્ટ્ર-હૃદય અને ગાંધીજીનું હૃદય આમ હતું જ એક. એક હતું જાગૃત હૃદય અને બીજું હતું મુગ્ધ હૃદય. 'ચિરાગથી ચિરાગ સળગે છે.' આ દૃષ્ટાંત આ જમાનામાં ગાંધીજીના સંબંધમાં ચરિતાર્થ થયું.

ટુંકમાં કહીએ તો બધા ઇલાજો અજમાવીને નિરાશ થયેલ રાષ્ટ્રની વચમા ગાંધીજીએ પોતાને જોયા. ચાલો હજુ એક ઇલાજ અજમાવી જોઈએ એવા ભાવથી લોકોએ તેમને અપનાવ્યા. ગાંધીજી લોક હૃદયની જ ભાષા બોલતા હતા. હજારો વરસથી ચાલી આવતી ભારતીય સંસ્કૃતિના અને ભારતીય પુરુષાર્થના ગાંધીજી પ્રતિનિધિ હતા. વળી ગાંધીજીનો ઇલાજ આપણા રાષ્ટ્ર સ્વભાવને અનુકૂળ હતો. તેથી લોકો ગાંધીજીની પાછળ જવા તૈયાર થયા. અને ગાંધીજીના ઉજ્જવળ ચારિત્ર્યના લીધે જોખમને રસ્તે તેમની પાછળ જતા લોકોને સંકોચ ન થયો.

લોકોએ ગાંધીજીનું નેતૃત્વ પ્રસન્નતાથી માન્ય કર્યું. જેનું ઊંડું ઐતિહાસિક કારણ પણ છે. જેનું ચિંતન આપણે અવશ્ય કરવું છે. [મંગલ પ્રભાત]

☆

કોડી કણ ના ઓળવે, મંજૂસ નહિ નવનીત;
શીંકું શીરાવે નહિ, પાડી ચરે ન પીત.

તનસુખ ભટ્ટ

# સુખ કોને કહેવું?

રવિશંકર મહારાજ

હાલ તો એવો સમય આવ્યો છે કે, રસોઇયા વગર કે ઘાટી વગર ચાલે જ નહિ. અને મોટા શહેરમાં તો કહેવતરૂપ થઇ ગયું છે કે, 'બે દિવસ ધણી વગર ચાલે, પણ ઘાટી વગર ન ચાલે.' સૌ હાડકાનું હરામ થઇ ગયું છે. આજે તો ગામડાના ખેડૂતમાં પણ એવી મનોવૃત્તિ પેસી ગઇ છે. પહેલાં ખેડૂત માઇલોના માઇલો સુધી ચાલતાં ન થાકતો, ને આજે ચાર માઇલ જવું હોય તો નથી જઇ શકતો.

પરાવલંબનમાંથી મધ્યમવર્ગનો ઉદ્ભવ થયો તે ઘણો બુદ્ધિશાળી છે, પરંતુ તે તેનાથી મોટા-વધુ પમાદાર તરફ જોઇને જીવતાં શીખ્યો અને એનાં દુઃખ વધવા માંડ્યાં. મધ્યમવર્ગમાં તો એક કમાય ને બીજા બેસીને ખાય. બચત કરવાની કોઇની વૃત્તિ જ નહીં.

ધીમે ધીમે બુદ્ધિજીવી શ્રમજીવી અને ધનજીવી એવા ભેદ પડી ગયા, અને એની પ્રતિષ્ઠામાં પણ આપણે ત્યાં ભેદ પડી ગયા. શ્રમ કરવો કોઇને ગમતો નથી. થોડીક આવક હોય પરંતુ ઘર ચલાવનારી કુશળ ગૃહિણીમાં કુશળતા હોય તો ઘણું વધે. 'બચાવવું' એ તો પેદા કરવાનું બીજું નામ છે. 'અને એમ કરતાં મજૂરરાજ આવશે પણ આપણને કશું સુખ નહિ આપી શકે. એનાથી શરીરને સુખ મળશે એમ માનશું, પણ એ તો ખોટો ભ્રમ છે. મહેનત કરવાની વૃત્તિ આપણે કોઇ પણ હિસાબે વિકસાવવી પડશે. નહિ તો આપણી સ્થિતિ કેવી થઇ જશે એ જ ખ્યાલ નહિ આવે.

સૌએ અન્યોન્ય મદદ કરીને જીવતાં શીખવું જોઇએ, અને એમ જીવીએ તો બચત મોટી થાય. વાપરવા તરફથી પ્રતિમુખ થઇ બચત તરફ અભિમુખ થઇએ ત્યારે જ ફાયદાકારક થાય. આપણી પૈસા કમાવાની રીતમાં પણ નીચતા પેસી ગઇ છે. પહેલાં લોકો પૈસા મેળવતા ખરા, પણ માનવતા નહોતા ગુમાવતા.

સામાન્ય રીતે બધાને સુખ જોઇએ છે. એ સુખ ભોગવવાનું સાધન શરીર છે. શરીર ઇન્દ્રિયોનું બનેલું છે અને એ ઇન્દ્રિયોના સુખને સુખ માની તેની શોધ માટે મોટા મોટા શાસ્ત્રો રચાય છે. પરંતુ સાધનો મળે છે તેમ તેમ સુખ ભાગતું જાય છે. પચાસ વરસ પહેલાં માણસ જે વસ્તુઓ વાપરતો હતો તેથી ત્યારે સુખી હતો, પછી વસ્તુઓ વધી ત્યારે સુખ ઓછું દેખાયું. છેવટે છેવટે તો ખૂબ સામગ્રી વધી ગઇ છે, છતાં દિવસે દિવસે દુઃખ વધતું જાય છે. મેં ચીનમાં કેટલાય માણસો કપડાં વગરનાં જોયા, છતાં હસતે મુખે રીક્ષા ખેંચતાં હોય. ઘાસ લાવતાં હોય, હાથમાં રોટલો હોય તે ખાતા હોય અને આનંદ કરતાં હોય. અમે અહીંથી ગયાં ત્યારે ગરમ કપડાં પહેરીને ગયેલા, છતાં સાદાઇ કહેવાય. જ્યારે ત્યાં પહેરવા વસ્ત્ર નહોતું છતાં આનંદી લાગતા હતા. ત્યારે સુખ કોને કહેવું? જૈનશાસ્ત્રોમાં મર્યાદા શબ્દ આવે છે. દરેક વાતમાં મર્યાદા જોઇએ. જીવવું શા માટે તેની પણ મર્યાદા જોઇએ. જાગ્રત દશામાં રહીને મર્યાદા નક્કી કરી હોય તો જરૂર સુખ મળે છે. મર્યાદા નથી હોતી તો કરોડો રૂપિયા અને અનેક સાધનો હોય તો પણ સુખ મળતું નથી. એ સુખ શું તેની ખબર નથી છતાં આપણે બધા એની પાછળ પડ્યા છીએ. એક વખત મારો નાનો ભાઇ આવેલો તે કહેતો હતો કે, ગામ નાનું છે છતાં ચાલીસ હજાર રૂપિયાનાં ખાવાનાં પાન ખપે છે! પહેલાં સાત માઇલ ચાલીને જતા હવે મોટર સિવાય જવાતું નથી. આમ જરૂરિયાતો ખૂબ વધારી દીધી છે. ત્યારે ઉત્પન્ન તો જમીન ઉપર થાય તે જ છે. વસતિ વધી અને જરૂરિયાતો વધારીને મળતું સુખ જોઇએ—એ ક્યાંથી લાવવું? એટલે કોઇનું લૂંટી લેવાનું (બુદ્ધિથી) કોઇનું પડાવી લેવાનું વાતાવરણ થાય છે.

આજે જગતમાં સુખની અને રોગની જે મોઢું રાખીને વૈજ્ઞાનિક રીતે શોધ ચાલ્યા કરે છે તે મોઢું ફેરવ્યા વિના દોડ્યા કરીશું તો ક્યાં જઇને અટકીશું તે કહી શકાતું નથી. કેટલાક સત્તા માટે પડાપડી કરે છે કહે છે કે સત્તા લઇને અમે લોકોને સુખી કરી દઇશું. ખાવાનું, પીવાનું, નાચવાનું બધું આપીશું અને એવું સુખ આપીશું કે બધાને સરખા કરીશું. કેટલાક કહે છે કે યંત્રો વધારીને સુખનાં સાધનો વધારી શકીશું. આમ કોઇ જાતના પાયા વગર આડેધડ બધા દોડે છે. રેસ રમે સુખ મળે, તેલ નાખે સુખ મળે, સિનેમા જોયે સુખ મળે, એમ જુદાં જુદાં સાધનો શોધ્યે જ જાય છે. વિનોબાજી કહે છે કે કામ ખૂબ વધ્યો છે. કામથી કામના

થાય છે. આ જોઈએ ને તે જોઈએ! અને ઇચ્છા પાર ન પડે તો ક્રોધ આવે છે એટલે કામ અને ક્રોધ વચ્ચે દુનિયા ઝોલાં ખાય છે. મૂઠી એંઠી કરતાં કો૦ રોકે તો તરત લડાઈ થાય છે.

આ વસ્તુથી આપણે પાછા હઠીએ નહિ તો દુઃખ જવાનું નથી, ને સુખ મળવાનું નથી. અત્યારે તો ચારે બાજુ ધૂળના ગોટા ઊડે છે. ઘોડું વાળીએ છીએ ત્યાં ઘરના ઘર પાછા પડે છે એટલે હવે તો ત્રીજુ લોચન ઊઘડે તો જ કંઇક રસ્તો જડે. આપણા શાસ્ત્રોએ તો એ લોચન બતાવ્યું છે, પણ તેનું આચરણ કરીએ તો સુખરૂપી ફળ મળે. શાંતિને ઓળખીએ તો સાચી શાંતિ મળે. ભગવાન પાસે જઇએ તો પણ સુખના ભાવમાં દુઃખ જ માનીએ છીએ. ચીનમાં એક માતાનું મંદિર જોઈને મેં પૂછ્યું કે આ શું છે, તો કહે, 'માતા છે. એ લક્ષ્મી વધારે તેવી માતા છે. પણ અમે તો ભૂમિમાતાને જ પગે લાગીએ છીએ. તે અન્ન વધારે આપે છે જેથી અમને કાંઇક સુખ મળે છે.' આપણે સુખને માટે પ્રયત્ન તો કરીએ છીએ, પણ મોઢું ના ફરે ત્યાં સુધી તે મળતું નથી. અને મળશે જ નહીં. સુખ તો અંદર મોઢું કરવાથી, મર્યાદાને માર્ગે વળવાથી જ મળી શકશે.

☆

## સફળતાની ચાવી

માણસ હંમેશા સફળતાને ઝંખે છે. દરેકને પોતાની મહત્ત્વાકાંક્ષાઓ હોય છે અને તેની સિદ્ધિ માટે તે આકાશપાતાળ એક કરે છે. પરંતુ સફળતા માટેનું રહસ્ય શું છે?

અમેરિકાના એક વખતના પ્રમુખ હેરી એસ. ટ્રુમાનને પ્રમુખ તરીકેની તેની સફળતા બાબત કોઈએ પૂછ્યું. ટ્રુમાને જવાબ વાળ્યો:

"સફળ પ્રમુખ માટે તેની નીતિ ઊંચા આદર્શોવાળી અને સમગ્ર દેશને લાભદાયી હોવી જોઈએ. એ માટેના તેણે યોજેલ કાર્યક્રમ માટે તેની નિષ્ઠા અતૂટ હોવી જોઈએ, અને ગમે તેટલા અવરોધો છતાં પણ પોતાનો કાર્યક્રમ અમલમાં આણવાની મક્કમતા હોવી જોઈએ. તમારે શું કરવું જોઈએ એ કોઈ બીજો શા માટે કહે?

"પોતાની આસપાસ સલાહ, મદદ અને દોરવણી આપવા માટે સારા માણસો રાખવા જોઈએ. તેઓ પ્રમાણિક હોવા જોઈએ. પ્રમુખને તેઓએ નક્કર સત્ય હકીકતો જ કહેવી જોઈએ. પ્રમુખને આ ગમે છે માટે અસત્ય કહેવું ન જોઈએ.

"પ્રમુખે લોકો અને લોકમતના સંપર્કમાં રહેવું જોઈએ. હું રોજના પાંચથી છ અખબારો વાંચતો અને રોજ જેટલા બની શકે તેટલા વધુ જુદા જુદા માણસોને મળતો. દેશના પ્રવાહની મને આથી વિશેષ ખબર રહેતી."

આમ આગેવાનોએ, નેતાઓએ અને મહત્ત્વાકાંક્ષી વ્યક્તિઓએ જેમાં પોતાનું જ માત્ર ભલું હોય તેવા કાર્યક્રમોને બદલે સમગ્ર દેશના હિત માટે પ્રમાણિક પ્રયત્નો કરવા જોઈએ, 'હાજી હા' કરનારાઓને બદલે સમય આવ્યે સાચા કડવા ઘૂંટડા પાઈ શકે એવા સલાહકારો રાખવા જોઈએ. અને જેમનાથી આગળ વધ્યા તેમને ભૂલી જવાને બદલે તેમના સંપર્કમાં વિશેષ રહેવું જોઈએ. આ છે શાશ્વત સફળતાની ચાવી, નહિ તો મળેલી સફળતા ક્ષણજીવી જ નીવડશે,

—કિશોર હીરાચંદ પારેખ

તા. ૫મી નવેંબર (૧૯૫૫)ની વહેલી સવારે સંઘ ઉપડ્યો. નવેક જણ અમે હતાં. સંઘમાં નાનામાં નાની તેર વર્ષની અને એનાથી એક વર્ષ મોટી જરાક, પણ બંને એક જ વર્ગનાં—સાતમા ધોરણનાં—એવી બે વિદ્યાર્થી કન્યાઓ હતી. બાકી અમે સૌ મોટાં. ચાચાજી અમારા સંઘ નાયક. બીજા ટુંકું મી શબ્દમાં કહીએ તો 'દાઢીવાળા દાદાજી.' સંઘ જોવા જેવો હતો. પેલી બે વિદ્યાર્થી કન્યાઓમાં તો એક જે નાની હતી, તે ગયે જ વર્ષે ભયંકર ટાઈફોઈડની પથારીમાંથી ઉઠેલી હતી! દવા તો ચાલુ જ હતી. છતાં તેને પણ લીધેલી. એ ભગવાનને ભરોસે.

વહેલી પરોઢને વખતે નીકળેલાં અમે આબુરોડ સ્ટેશને બપોરના એકાદ વાગ્યાના શુમારે ઊતર્યાં ને 'માઉંટ આબુ' તો લગભગ ચારેક વાગે મોટરથી પહોંચી ગયાં હોઈશું.

છોકરાં ભમરડાની આર વીંટે, એમ અમારી મોટર ચક્રાવો લેતી ઉપર ચડતી હતી, કેટલાક લોકને ઊલટીઓ કરતા જોઈ, ચાચાજી સામે મેં જોઈ લીધું. એક સાઠ વર્ષનો વૃદ્ધ આદમી જુવાનને પણ શરમાવે એ જાતના જોમનથી બારી કને બેસી બહારની સુંદર, હૃદયંગમ કુદરતની લીલામાંથી કશાકની ખોજ કરી રહ્યો હોય એ રીતે એમને બેઠેલા જોઈ ઊલટી મને શરમ આવી ગઈ!

અગાઉથી નક્કી કરેલા, અમદાવાદના એક સજ્જન શેઠિયાના, બધી જ જાતની સોઈસગવડ અને ખુરશી, ટેબલ, ખાટલા પાટલા, પાણી ગરમ કરવાના બંબાથી માંડી રસોડામાં જોઈતી એકેએક ચીજ સાણસી, ચીપીઓ, સગડીઓ, અનાજપાણી ભરવાના ડબા, અને વાસણકુસણ ઉપરાંત ઝાડૂ વાળવામાં મદદ કરાવે, એવી બાઈ સુદ્ધા તૈયાર. આવી ઘેર પણ ન મળે, એવી પૂરતી સગવડવાળા બંગલામાં અમારે ઊતરવાનું હતું. બસ સ્ટેંડે માણસ હાજર હતો. અગાઉથી તે પણ કાગળ લખી નાખેલો, એટલે તે પણ શોધવાનું ના રહ્યું. અમે મુકામે પહોંચી ગયાં.

નાહ્યાં ધોયાં. રસોઈ કરી જમીને સૂઈ ગયાં.

'બીજે બધે જવાતાં જવાશે પણ ગુરુશિખર અને વસિષ્ઠ આશ્રમે તો પહેલા જ જવું છે.' પૂ. ચાચાજીની આ ખાસ ઇચ્છા. કાર્યક્રમ એ જ પ્રમાણે ઘડાયો.

બીજે દિવસે તો. દહીંએ વહેલાં ઊઠયાં. માર્ગ માટે નાસ્તાનો ડબ્બો લીધો. ચા પી નીકળી પડ્યાં.

પહેલાં દેલવાડાનાં દહેરાં જોયાં. અસલના કારીગરોનો કસબ જોયો. એની શિલ્પકળા જાણે જીવતીજાગતી ઊભી ઊભી એની વાતો સંભળાવતી ના હોય! એમ દીસતી હતી. એની કનેથી પુરાણી કથા સાંભળતાં સાંભળતાં અમે દહેરાંના ગોખલે ગોખલા ભમી વળી ગુરુશિખરનો માર્ગ લીધો.

જેમ જેમ ઊંડાણમાં જતાં ગયાં, તેમ તેમ આગળના ઋષિમુનિઓના સ્થળકાળની ખબર પડવા લાગી! સામે ગગનચૂંબી એકબીજાથી ચડે એવા પહાડો, એનાં ઊંચાં ઊંચાં શિખરો, ઊંડી ઊંડી કોતરો ને બેખડો જોઈ, આ વેંતિયા મગજે પાછું માપવા માંડયું—'ચાચા કેમ ચડશે?' ત્યાં તો ટોંચની ઉપર ઊડતાં પક્ષીઓને તથા અમારામાંની પેલી નાની કન્યાઓની હરણફાળ જોઈ મનમાં પાછો વિચાર આવ્યો: 'છટ! પ્રહ્લાદજીને એના પિતાએ જ્યારે ધીકેલા લોહસ્તંભને ભેટવાની આજ્ઞા કરી, તે વખતે પ્રહ્લાદજીની નજર ધીકી ઊઠેલા લાલચોળ સ્તંભ ઉપર જતી કીડીઓની હાર ઉપર પડી. પ્રહ્લાદજીને શ્રદ્ધા-ભક્તિ વધ્યાં ને તે સ્તંભને ભેટી પડયા! (જીવન માટે શ્રદ્ધા વધે. ભક્તિ વધે. ને અંદર બેઠેલા અદૃશ્ય ભગવાન સ્વરૂપ માટેનો પ્રેમ વધે. માટે આપણા ઋષિમુનિઓએ આ જાતનાં દૃષ્ટાંતો આપ્યા હશે!) મારી નજર ફેરવાઈ ગઈ. કુદકા મારતી કન્યાઓ, નીલઆકાશમાં ગોળ ગોળ ઊડતાં પંખીઓને જોઈ 'એ તો ચડાશે.' એમ પાકું થવાયું.

રસ્તો કપરો થતો ગયો. માંડ પગ ટેકવીને ચાલવું પડતું. ઊભી ઊભી શિલાઓ આવે તો વળી ગોળ ગોળ નાના પથ્થરો આવે. એટલે પગને કાબુમાં લઈને ચડવું પડતું. ઘડીક ચડાણ, ઘડીક ઉતાર. શી કુદરત! આવા રસ્તાઓમાં પણ અમને કંઈ કંઈ સૂઝી આવતું ને અલકમલકના તુક્કા ઊઠતા. એના ઉપર વિનોદ હકામસ્કરી કરતાં. ચાચાજી એમાં સાદ પૂરાવતા. અને એ તો વળી પાછા સામે ઊભેલાં ખડકોમાંથી જુદી જુદી આકૃતિઓ કલ્પી લઈ એક પ્રેમવત્સલ ઋષિ પોતાના વત્સલને કંઈક શીખવતો હોય એવી અદાથી ચાલતાં ચાલતાં ઊભા રહી હાથમાંની લાંબી લાકડી વડે અમને આકૃતિ રેખાઓ સમજાવતા. એમાંથી કોઈ કથા ઉપજાવી કાઢતા. ખરેખર! આ વિજ્ઞાનના જમાનામાં જ્યાં બુદ્ધિ પોતાના બળથી એટમબોંબ, અણુબોંબ વગેરે વિનાશક શસ્ત્રો ઉપજાવી કાઢે છે, પણ ત્યાં પ તેણે કુદરતની બેખડમાં

પહેલી ગૂંચ આગળ નાગનું જાણવું પડે છે' ચાચાજી આ ભેદ સમજાવતા હતા.

આમ વાતો કરતા કરતા અમે પહાડ ટેકરા ઘુમતા હતા. એવામાં અમારામાંના એક 'આનમ'ના રસિયા ભાઈએ હરિૐનો સમસ્ત વાતાવરણને આનંદથી ઘેરી લેતો નાદ ઉપાડયો અને એ જાદુઈ સ્પર્શે સૌને ઝડપી લીધા. એના પડઘા ઠેઠ ઉપર નીલઆકાશમાં મુક્તપણે વિહરતા વિહંગોએ ઝીલ્યા, નીચેના ઊંડા ઊંડા કોતરોએ ઝીલ્યા, સાથે ચાલતા પ્રવાસીઓએ પણ ઝીલ્યા, અમે પણ ઝીલ્યા. એમ એક જાદુઈ હવાના જોરે સૌની પાંખડીઓ ખીલી ઊઠી અને ખાડાટેકરાવાળો માર્ગ અમારે માટે સહેલો થઈ પડ્યો.

કેવળ બુદ્ધિના પ્રદેશમાંથી તાણી જઈને આવતી મારા મનની ગડમથલ પણ ઘડીભર થંભી ગઈ અને હરિના નામની રસમાધુરી મારા અંગેઅંગમાં રેલાઈ ગઈ. મારા અંગેઅંગમાં નૃત્યના ઝંકાર સંભળાવા લાગ્યા.

'બસ હુકમ છે ગુરુશિખર પહોંચવાનો. બચ્ચાઓ ચાલો' ચાચાજી આગળ ચાલે ને પાછું વળી અમારા સામે પ્રેમભરી નજર નાખે. હાથમાં એમણે દંડ લીધેલો, ખભે શાલ નાખેલી, કેડે ઉપર સુધી આવેલ પાનીથી ચાર આંગળ ઊંચો એવો એમનો લેંઘો અને માથે ધોળા વાળ, ધોળી દાઢી. જાણે કોઈ ઓલિયા પુરુષ અથવા સાધુપુરુષ ચાલ્યો જતો હોય એવા તે લાગતા હતા. ક્યાં આ સાઠ વર્ષનો અડીખમ જુવાન પુરુષ અને ક્યાં 'સાઠે બુદ્ધિ નાઠી'વાળા મનનો કંગાળ પુરુષ! હું તો પ[illegible] પાછળ ચાલતી હતી અને ચાચાજી ચાલતા ચાલતા એમની કાશ્મીર વગેરે પ્રદેશની વાતો કરતા તે સાંભળતી જતી હતી.

માર્ગમાં વચ્ચે વચ્ચે ટેકો આપવો પડતો. તે કામ અમારા સંઘમાંના એક બહેન, એક ભાઈ આપે જતા હતા. બાકી તો જુવાન જોધને વશ કરમાવે એવી અદાથી એમના પગ ઉપડતા હતા. જે જોઈને અમને બોધપાઠ મળતો હતો. અને એમની જીવન માટેની શ્રદ્ધા એને માટેનો ઉત્સાહ અને પરોપકારની કિંમત આંકવાની શક્તિ જાણવા મળતી હતી.

ચાલતા ચાલતા રામાયણની કથા યાદ આવી. રામસેતુ બંધાતો હતો તે વખતનો ખિસકોલીની વાતનો પ્રસંગ નજર સામે તરવર્યો. ચઢાણ ઉતાર વેળાએ સૌ પોતાની સેવા આપવાની તત્પરતા બતાવતા. તે વખતે મારા મનમાં આ યાદ આવી ગઈ અને ભગવાન જાણે એની પ્રસન્નતા એવી તો વરસી પડી કે જેના આંદોલન જાગીને હવામાં ફેલાયાં. એની અસર અમારી નાનકડી ટુકડી સુધી પહોંચી ગઈ. એણે રામાયણનું એક રૂપક તૈયાર કરી નાખ્યું ને એમ અમારે માટે એક મજા લૂંટવાનો પ્રસંગ ઊભો થઈ ગયો.

અને પાંચમે દિવસે હેમખેમ અમે અમારો પ્રવાસ પૂરો કર્યો. 'દંડો આજ આબુ ગિરિરાજ એવો' બાળપણમાં બહુ ગાયેલા પાઠમાંની આ લીટી દિલમાં ગૂંજી ઊઠી. તે ગાતા ગાતા ગિરિરાજને નમસ્કાર કર્યા.

સાથે સાથે આરાધ્ય જીવનમાંથી ન ભૂલાય તેવી સુગંધ અમારા આ નાનકડા પ્રવાસમાંથી પામ્યા, જેની મહેક હજી યે તેવી ને તેવી સાબૂત છે.

હરિપુરાની કોંગ્રેસમાં એક ખેડૂતને રસોડાના લાકડાં સાચવવાનું કામ સોંપાયું હતું. તે તેને ઠીક નહોતું લાગતું. તેણે વાતચીત દરમ્યાન રવિશંકર મહારાજને કહ્યું, "અમારી કોઈ કદર જ નથી કરતું."

મહારાજે તેનો જવાબ આપતાં કહ્યું, "ભલા ભાઈ! તું ભીંત ભૂલ્યો છે. ગાંધીજીની કુટિર આગળ ઊભા રહેવાનું અને લાકડાં સાચવવાનું એ બંને કામ સરખાં જ અગત્યનાં છે. જો આ વસ્તુ તને સમજાઈ હોત તો આ કામમાં તને આનંદ જ થાત."

કાકા કાલેલકર ૧૯૫૦ના જુલાઈમાં જ્યારે ઈસ્ટ આફ્રિકાના પ્રવાસે ગયેલા ત્યારે કંપાલામાં તેમનું પ્રવચન યોજાયું હતું. મેળાવડાના અંતમાં એક આફ્રિકન શિક્ષક લાગણી વશ થઈને અભિનંદન આપતાં કાકાસાહેબ સાથે હાથ મીલાવતાં કહ્યું, "મને એવા હાથનો સ્પર્શ કરવા દો કે જે હાથે મહાત્મા ગાંધીજીનો સ્પર્શ કરેલો છે." 'વહ્નિ'

# કાચબો અને ગીધ

પુષ્પા ગાંધી

લોકકથા

(૫)

જુગજુની વાત છે. ત્યારે કાચબાની ઢાલ લીસી મઝાની હતી. પણ આજે આપણે તેમાં તડો જોઈએ છે. તે કેવી રીતે પડી ખબર છે? કેટલાએ વર્ષોથી એકને મુખેથી બીજાને મુખે રમતી ફરતી મારી પાસે આ વાત આવી. તે હવે તમને કહું છું. તમે બીજાને કહેશો ને? એને બાંધીને પૂરી ન મૂકતા.

એક કાચબો અને એક કાચબી એક મોટા તળાવમાં રહેતાં હતાં. કાચબાને મિત્રો ઘણા હતા પણ વધુ ગાઢ મિત્રાચારી તો એને એક ગીધ સાથે હતી. ગીધ કાચબાને ઘરે ઘણી વાર આવ જા કરે પણ કાચબો મંદગતિનો તથા પાંખ વિહોણો હોવાથી ગીધને ઘરે વળતી મુલાકાત આપી શકતો નહતો. તેથી તે ખૂબ વ્યગ્ર રહેતો અને ઘણીવાર ઉદાસ બની સૂનમૂન પડ્યો રહેતો.

પોતાના ગાઢ મિત્રને વળતી મુલાકાત કેવી રીતે આપવી તેના વિચારો દિવસ રાત તેને સતાવ્યા કરતા હતા. આખરે એક દિવસે તેની પત્નીને કહ્યું: 'અહી આવ તો જરા.'

નજીક આવતાં કાચબી બોલી: 'શું, બોલો.'

કાચબાના મોં પર ઉદાસીનતા છવાઈ હતી તે બોલ્યો: 'તને એમ નથી લાગતું કે આપણે આપણા મિત્રની નજરમાં અવ્યવહારું દેખાતા હઈશું?'

મોઢું મલકાવતાં કાચબી બોલી: 'કેવી રીતે અવ્યવહારું.'

કાચબાના સ્વરમાં દુઃખ હતું. બોલ્યો: 'અવ્યવહારું એટલા માટે કે તે જ દર વખતે આપણે ત્યાં આવે છે. તેને ઘેર એકે ય વાર હું હજુ સુધી જઈ નથી શક્યો; તે મારો ગાઢ મિત્ર હોવા છતાં ય.'

કાચબી સહેજ હસતાં બોલી: 'હું નથી માનતી કે ગીધ આપણને અવ્યવહારુ ગણતો હોય. હા, જો આપણે ઊડી શકતાં હોઈએ ને તેને ઘરે ન જઈએ તો જરૂર આપણે અવ્યવહારુ ગણાઈએ.'

પણ કાચબાએ વધુ વ્યથિત થતા કહેવાનું ચાલુ રાખ્યું: 'તું ભલે ન માને. પણ આપણે અવ્યવહારુ ગણાઈએ જ.'

કાચબી હાવકાઈથી બોલી: 'ઠીક એમ માનો, તો પછી ક્યાંકથી પાંખો ચોંટાડીને ઊડો અને મુલાકાત આપો તમારા મિત્રને.'

કાચબો પાણીમાં પગ હલાવતાં નિરાશ થતા બોલ્યો: 'દુઃખ જ તે છે ને કે હું પાંખ ક્યાંયથી લાવી શકતો નથી કારણ કે હું એ યોનિમાં જન્મ્યો નથી. પણ તું આમ મશ્કરીમાં વાત ઉડાડી ન મૂક.'

કાચબી કાચબાને દુઃખી થતો જોઈ ગળગળે સાદે બોલી: 'તો શું કરશો?'

કાચબો ઊંડો નિસાસો નાખતા બોલ્યો: 'હું કોઈ પણ હિસાબે રસ્તો શોધી જ કાઢીશ. તે વગર જંપવાનો નથી.'

કાચબી જરા ગભરાતાં બોલી: 'શોધી કાઢીને મને કહેજો હોં. જો જો, મને કહ્યા વગર મિત્રને ઘરે જવાની તાલાવેલીમાં ભાગી ન જતા.'

કાચબો દુઃખમાં પણ જરા હસી પડ્યો; અને બોલ્યો: 'અરે ગાંડી, એમ તે કંઈ ઓછો તારી સલાહ વગર ભાગી જવાનો છું.'

અને બંને છૂટાં પડ્યાં.

કાચબો તો તળાવને કાંઠે પગને શરીરમાં સંકેલીને મુનિની જેમ ધ્યાન ધરતો ન હોય એમ વિચારમાં પડ્યો રહેતો. ખાવાપીવાનું પણ ભાન ન રહેતું. કાચબી મુંઝાતી પણ શું કરે? તે તેની ચોકી રાખતી અને વાંકી ડોકે બેમી રહેતી.

અને એક દિવસે ખુશ થતો કાચબો કાચબીને કહે 'જલદી અહીં આવ, સાભળ લે, મને તમાકુના પોટલામા એક ખૂણે મૂકી બાધી દે અને જ્યારે મારો મિત્ર ગીધ આવે ત્યારે તેને પોટલી આપતા કહેજે કે, આમા તમાકુ છે જે દાણા વેચાતા લેવા માટે છે '

કાચબીએ કેળના પાદડામા તમાકુનુ પોટલુ બાધ્યુ અને તેના એક ખૂણામા કાચબાને મૂક્યો

દર વખતની જેમ ગીધ કાચબાની મુલાકાતે આવ્યો અને કાચબીને પૂછ્યુ, 'કાચબો ક્યા છે?'

કાચબી બોલી 'આવો, બેસો અને પછી રડતા અવાજે કહ્યુ 'મારા પતિ, અમને દાણા વગર ભૂખે ટળવળતા મૂકી દૂર બીજા મિત્રોને મળવા ગયા છે ઘરમા એકે દાણાનો કણ નથી '

ગીધ જરા દુખી થતા બોલ્યો, 'અરે રે! તમે કેટલી મુશ્કેલીમા મૂકાઈ ગય છો! શુ તમારા દેશમા દાણા જ નથી મળતા?'

કાચબી આસુ પાડતા પાડતા બોલી 'કોઈ પણ પ્રાણીએ નહિ અનુભવી હોય એવી મુશ્કેલીમા અમે મુકાઈ ગયા છીએ ' અને આસુ લૂછતા કહ્યુ 'ભાઈ, તમારા દેશમા દાણા મળે છે?'

ગીધ સહાનુભૂતિ બતાવતા બોલ્યો 'બહેન જોઈએ એટલા

કાચબી ઘરમા જઈને પોટલુ લઈ આવીને ભીની આખે બોલી 'મારા પતિ આ તમાકુનુ પોટલુ મૂકી ગયા છે ને કહેતા ગયા છે કે એ મારો મિત્ર આવે તો તેને આ તમાકુનુ પોટલુ' આપજે તે તને આને બદલે દાણા લાવી આપશે તો તમે અમને દાણા લાવી આપશો?'

ગીધે રાજીખુશીથી પોટલુ લેતા કહ્યુ 'જરૂર, બહેન હુ તમને દાણા જોઈએ એટલા લાવી આપીશ મારા મિત્રનુ આવે વખતે આટલુ કામ નહી કરુ તો ક્યારે કરીશ '

અને ગીધ પોટલુ ચ ચમા ભરાવીને પોતાને દેશ જવા ઊચે ઊચે આકાશે ચડવા લાગ્યો જેવો તેનો દેશ આવ્યો કે તે નીચે ઉતરવા લાગ્યો ત્યા પોટલામાથી અવાજ આવ્યો 'મિત્ર, મને છોડ, હુ તારો મિત્ર કાચબો છુ મે તને નહોતુ કહ્યુ કે હુ જરૂર તારા દેશની મુલાકાત લઈશ '

ઓચિંતા અવાજથી ગીધ ગભરાઈ ગયો અને તેની પોટલા પરની પકડ ઢીલી થઈ ગઈ અને પોટલુ નીચે જમીન પર પડ્યુ જમીન પર પડતાની સાથે પોટલામાના કાચબાની ઢાલના કટકા થઈ ગયા અને કાચબો મરી ગયો

ત્યારથી કાચબાની અને ગીધની મિત્રાચારી તૂટી અને તમે પણ ત્યારથી કાચબાની ઢાલમા પડેલી તડો આજે પણ જોઈ શકો છો

☆

રશિયાની રાજધાની મોસ્કોની દિવાલો ઉપર લખ્યુ છે કે ધર્મ જનતાને માટે અફીણની ગોળી સમાન છે ' સાચે જ ધર્મ અફીણની ગોળી છે? ધર્મ નહિ પણ ધર્મને નામે વ્યાપેલી સામ્પ્રદાયિકતા જ વસ્તુત અફીણની ગોળી છે ધર્મ ખરાબ નથી પણ ધર્મને નામે થતા લડાઈ ઝગડા ખરાબ છે ધર્મના સ્વરૂપ અહિંસા સત્ય અસ્તેય બ્રહ્મચર્ય કોઈ ખરાબ નહી કહી શકે સૌ કોઈ તમને વત્તી ઓછી માત્રામા માને જ છે પણ તેમને નામે ઊભી થતી સામ્પ્રદાયિકતા ખરાબ છે ઝેર છે ન અફીણની ગોળી સમાન છે તેથી ધર્મ નહી પણ તેની સામ્પ્રદાયિકતાનો ત્યાગ કરવો જોઈએ

ધર્મનો પરિગ્રહ જો અફીણ છે તો રાષ્ટ્રીયતાનો પરિગ્રહ એ દારૂ છે આજે અણુબોમ્બની દુનિયા બની છે તે આ રાષ્ટ્રીયતાના પરિગ્રહનુ ફળ છે મનુષ્યનુ ધ્યેય કેવળ પોતાના રાષ્ટ્ર પુરતુ નહી હોવુ જોઈએ પણ તેમા વિશ્વબંધુત્વની કલ્યાણકારી ભાવનાનો સમન્વય થવો જોઈએ

પણ એક દિવસે ગામે સાંભળ્યું કે કૂવામાં સરવાણી ફૂટી છે ને પાણી કૂવામાં ભરાયું છે. સહુ પોતપોતાનાં અધૂરાં કામો મૂકીને કૂવા ભણી દોડ્યાં. કૂવામાં પાણી જોઈને સહુનાં દિલ નાચી ઊઠ્યાં. અને તે બાળા અને તેની સાહેલીઓને વીંટી વળ્યાં.

ગામના મુખીએ અને ગામના વડિલોએ આનંદની મસ્તીમાં જાહેર કર્યું કે, 'આ કૂવાનું પાકું ચણતર ગામને પૈસે થશે.'

અને જોતજોતામાં કૂવાનું ચણતરે ય થઈ ગયું. ને એ કૂવાનું નામ ગામે શું પાડ્યું ખબર છે?

એ બાળાના નામ પરથી 'મીનલ-કૂવો.'

☆

## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઑર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]

અનુક્રમણિકા..........................................................................૧૨ ઑક્ટોબર ૧૯૫૯

| | પૃષ્ઠ | | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ બાપુના પત્રો... ... ... ગાંધીજી | ૨ | ૮ સંસ્કારોનું પ્રાબલ્ય ... વિમળાબહેન પટેલ | ૧૪ |
| ૨ અરીસા રાખજો બેબે • દેસાઈ વાલજી ગોવિન્દજી | ૩ | ૯ દેશ શા માટે ગાંધીજીને પગલે ... કાકાસાહેબ | ૧૫ |
| ૩ તો રોતાં કેમ નથી? ... 'ગિરિરાજ' | ૪ | ૧૦ સુખ કોને કહેવું? ... રવિશંકર મહારાજ | ૧૭ |
| ૪ છૂટાછવાયા પ્રસંગો ... છગનલાલ જોષી | ૭ | ૧૧ સફળતાની ચાવી ... કિશોર પારેખ | ૧૮ |
| ૫ રામકૃષ્ણની બોધકથા ... ... 'ઈન્દ્ર' | ૧૦ | ૧૨ ચાચાજીની સાથે ... વિમળાબહેન પટેલ | ૧૯ |
| ૬ વંદન હજો ... ... ધીરેન ગાંધી | ૧૧ | ૧૩ કાચબો અને ગીધ ... પુષ્પા ગાંધી | ૨૨ |
| ૭ આવા હતા બાપુ ... નવીન ગાંધી | ૧૨ | ૧૪ મુક્તકો ... તનસુખ ભટ્ટ | કવર પેજ ૪ |

પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

# રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

☆

| | |
|---|---|
| આવા હતા બાપુ -૧ ૨ ૩ દરેકના | ૦–૫૦ |
| ગાંધી ગુરૂ | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | ૧–૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦–૩૭ |
| મસ્તીની પગોમા | ૦–૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | (છપાય છે) |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ,, |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ,, |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | ,, |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ,, |
| આવા હતા બાપુ–૪ | ,, |

# ગીતાંજલિ : એક અધ્યયન

ગુરુદયાલ મલ્લિક

રવીન્દ્રનાથ ટાગોર (૧૮૬૧—૧૯૪૧) 'ગીતાંજલિ' એ નામના ભાવવાહી ગીતોના સંગ્રહથી ૧૯૧૩માં નોબેલ પારિતોષિક મેળવી જગતમાં પ્રસિદ્ધ થયા. ૧૦૩ ગીતોમાં ગુરુદેવે જે ભક્તિપૂર્ણ ઉદાત્ત ભાવનાઓ પ્રગટ કરી છે તે આજે પણ મનુષ્યને પરમાત્માની પાસે લઈ જઈ શકે છે. જીવનના આદર્શો, આદર્શોની સાધના, સાધનાના પ્રકારો, પ્રભુનું દર્શન, પ્રેમ અને આનંદ—આ બધાં તત્ત્વોને ગુરુદેવે સંગીત અને કલા દ્વારા એવી સરસ રીતે વર્ણવ્યાં છે કે તેના રહસ્યનો શાંતિથી વિચાર કરવામાં અપૂર્વ પ્રકાશ અને પ્રેરણા મળે છે. શ્રી ગુરુદયાલ મલ્લિકે ગીતાંજલિમાંથી લગભગ વીસેક કાવ્યો ચૂંટી તેનું સુંદર વ્યાખ્યાન કર્યું છે. વ્યાખ્યાનની પદ્ધતિ એટલી બધી સારી છે કે ગહન વિચારો પણ બહુ સરલ બની જાય છે અને વાચકને ગળે બધું તરત જ ઊતરી જાય છે. વિવરણ વાંચ્યા પછી ગુરુદેવનું ગીત તરત જ સ્પષ્ટ થાય છે અને અસાધારણ આનંદ આપે છે. મહાકવિઓની કૃતિઓને લોકભોગ્ય બનાવવા માટે આવા પ્રકારની વિવરણ પદ્ધતિ સ્વીકારવાની બહુ જરૂર છે... ... .. આ પુસ્તક દરેક વ્યક્તિએ ગીતાની માફક રોજ વાંચવા જેવું છે, લગ્ન જેવા શુભ પ્રસંગોમાં મિત્રોને ભેટ આપવા જેવું છે. આજે ભાવનાપ્રધાન સાહિત્યસરિતાનાં નીર જ્યારે સુકાતાં જાય છે, ત્યારે ગુરુદેવની પ્રસાદી માનવસમાજને ચખાડવામાં આવે છે એ આપણું સદ્ભાગ્ય છે. મનોહર મુદ્રણ માટે પ્રકાશકને પણ ધન્યવાદ આપવો ઘટે છે. દરેક પુસ્તકાલય આ પુસ્તક વસાવે અને આપણાં ભાઇબહેનો તેનો લાભ લે.

—પુસ્તકાલય : મે, ૧૯૫૯

કિંમત ૧-૨૫ ટપાલ ખર્ચ માફ

## રૂપાયતન પ્રકાશન : જૂનાગઢ

# બાપુના પત્રો



ચિ.........

ઘણી વેળાએ આપણને દુષ્ટ વિચારો ન જાણીએ તેવી રીતે ગમે છે, પણ તે નથી ગમતા એમ મનને મનાવીએ છીએ. જેમ ઘણી વાર સ્ત્રી પુરુષ એક બીજા સામે મોઢું ચડાવે છે તેમ. આવે વખતે અસહયોગ એ જ એક સુવર્ણ સાધન છે. યાદ રાખો કે મેં વાત કરી છે દુષ્ટ વિચારોની, દુષ્ટ આચારની નહિ. દુષ્ટ આચાર તો આકૃતિમાન છે તેનો તો નાશ જ કરવો રહ્યો. વિચારોને ભૌતિક આકૃતિ નથી એટલે તેની હસ્તી જ નથી એમ આપણે કલ્પી શકીએ છીએ. મતલબમાં દુષ્ટ વિચાર આવે ત્યારે "તું આવીશમાં" એમ કહેતા તે ઘર કરે. પણ તે નથી જ એમ સમજી માની ત્યાં સુવિચાર જ ભરી દેવા એટલે દુષ્ટને સારુ જગ્યા જ ન રહી. આ અનુભવસિદ્ધ વસ્તુ છે. બે ભિન્ન ક્રિયા છે. "હું આ વિચાર નહિ જ કરુ" એમ કરતા તે વિચાર આવે જ. પણ "હું આ જ વિચારમાંથી નવરોજ નાહ થાઉં." એ ક્રિયા સહેલી ને સંભવિત છે. કોઈ ઘી ગોળના હિસાબ કરતો હશે તે વખતે કરિયાણાના દાખલા નહિ ગણે તેમ. પણ મગજ ખાલી રહેવા દે તો કરિયાણાના દાખલા પણ ત્યાં આવે ને ઘી ગોળના યે આવે. અરાજકતા પેદા થાય. હવે કંઈ સમજાય છે કે?

યરવડા મંદિર 3–1–'31

* * *

ચિ.........

તમારો કાગળ મળ્યો. દુ:ખદ કથા છે જે સાચા છે તેને હું ત્યાગું એમ નથી. કેમકે તેની આશા હું કદી છોડતો નથી. પાપ તો બધાથી થઈ જાય છે. પણ પાપની સાથે યુદ્ધ કરવામાં પુરુષાર્થ છે અને જે યુદ્ધ કરે છે તેને જય મળે જ છે. તમે એવો જય મેળવજો કદી હારતા નહિ. હૃદય હલકું કર્યું છે એટલે હવે મને લખ્યા કરજો. બનતા લગી શાહી વાપરજો. અક્ષર સારા કરજો. ઉકેલવામાં મને હરકત નથી આવતી પણ સારા અક્ષર કરવાનો મનુષ્ય માત્રનો ધર્મ છે. અક્ષર ગમે તેવા કરવામાં અવિચાર અને હિંસા છે. વળી પાપમાંથી છૂટનારને પ્રત્યેક કામ સુઘડ કરવાથી પાપ મુક્તિમાં મદદ મળે છે. —બાપુ

* * *

....શેષશાયી ભગવાનનું ચિત્ર કાંઈક ગુપ્ત અર્થ સુચવનારું છે એવી મારી માન્યતા છે, અને તેમાં અતંદ્રિત કર્મને બાધા નથી આવતી. મજકૂર શ્લોકનો અંતદ્રિતનો આટલોજ અર્થ થઈ શકે કે પ્રત્યેક કામ કરતી વખતે સર્વથા જાગૃતિ જ રહે છે. કામ કરતાં આળસ નથી હોતું પણ એનો અર્થ એવો નથી કે ચોવીસે કલાક કામ કરે છે. આમ ભગવાનને પ્રકૃતિ મનુષ્યની સાથે સરખાવનાં કહેવાનું રહે છે. અને આ શ્લોકમાં એ જ સરખામણી છે, બાકી તો એ જાગતો પણ નથી. એ સૂતો પણ નથી, એ કરતો પણ નથી. નથી કરતો એમ પણ નથી. એટલે એને કોઈની પણ ઉપમા કોઈ પણ બાબતમાં આપી શકાય એમ તો છે જ નહીં. આટલું કહ્યા પછી શેષશાયીનો હું પોતે અર્થ આમ કરું છું કે ભગવાન એવા નિર્ભય છે કે એ સર્પના ખોળામાં પણ નિશ્ચિંત પણે સૂઈ શકે છે. આ તો કેવળ મારા પોતાના સંતોષ પૂરતો અર્થ છે અને મને તેમાંથી બળ મળે છે, એટલે કે આપણામાં સંપૂર્ણ અહિંસા પ્રગટે તો સર્પની નિકટમાં રહેતાં છતાં મુદ્દલ ભય ન રહે અને તેથી વિશેષ એ કે સર્પને આપણો ભય ન રહે. —બાપુ

# આ સાતમાં તું કઈ છે? ______ 'ગિરિરાજ'

[બુદ્ધકથા]

બુદ્ધ ભગવાન જેત વનમાં વિહાર કરતા હતા તે વખતે અનાથપિંડિકની પુત્રવધુ, ધનંજય શેઠની પુત્રી, વિશાખાની નાની બહેન સુજાતા વિષે આ વાત કરી

સુજાતાએ ખૂબ ઠાઠ માઠથી અનાથપિંડકના ઘરમાં પગ મૂક્યો 'મોટા ઘરની અને મોટા કુળની છોકરી છુ ' આ અભિમાને તે ખૂબ ક્રોધી, તીખી અને કઠોર હતી સાસુ સસરા અને પતિ તરફ સારુ વર્તન રાખવુ જોઈએ તે જાણતી, છતા રાખતી નહી ઘરના નોકર ચાકરોને વગર વાંકે ડરાવતી, ધમકાવતી અને મારી પણ લેતી



એક દિવસ બુદ્ધ ભગવાન પાંચસો ભિક્ષુઓની સાથે અનાથપિંડિકના ઘરે પધાર્યા મહાશ્રેષ્ઠી અનાથપિંડિક ધર્મકથા સાંભળતા બુદ્ધ ભગવાનની પાસે બેઠા હતા તે વખતે ઘરના ગૃહના ભાગમાં સુજાતા નોકરોને ખરાબ શબ્દોમાં ગાળો દઈ રહી હતી આ શબ્દો બુદ્ધ ભગવાનને કાને પડ્યા બુદ્ધે ધર્મકથા અટકાવીને શ્રેષ્ઠીને પૂછ્યુ 'આવા શબ્દો કોણ બોલે છે?'

'ભન્તે! આ અમારી કુળવધુ છે સાસુ, સસરા અને સ્વામીની માન મર્યાદા સાચવતી નથી તેઓ પ્રત્યે કેવું કર્તવ્ય હોવુ જોઈએ તે તે જાણતી નથી ન દાન, ન શીલ અશ્રદ્ધાવાન અપ્રસન્ન રહે છે દિવસ રાત બધાની સાથે ઝગડા કરતી ફરે છે '

'તેને અહી બોલાવો '

સુજાતા આવી ભગવાનને પ્રણામ કરી એક બાજુ ઊભી રહી

બુદ્ધે પૂછ્યુ 'સુજાતા, સાત પ્રકારની ભાર્યા હોય છે આ સાતમાં તુ કઈ છે?'

'ભન્તે! હું ટુંકમાં કહેલી વાતનો અર્થ ન સમજી મને વિસ્તારપૂર્વક કહો '

'તો ધ્યાન દઈ ને સાંભળ ' કહીને ભગવાન બુદ્ધે નીચે પ્રમાણે આ વાત કહી –

"ક્રોધી, અહિત કરવાવાળી, નોકરચાકરને મારવાને માટે ઉત્સુક, જે આ પ્રકારની ભાર્યા છે તેને 'વધક' ભાર્યા કહે છે "

"સ્ત્રીને માટે સ્વામી જે ધન કમાય છે, ભલે કળાથી, વેપારથી અથવા ખેતીથી પણ જે તેમાંથી થોડુ પણ ચોરવાની ઇચ્છા રાખે છે તે 'ચોર' ભાર્યા, કહેવાય છે "

"કામ ન કરવાવાળી, આળસુ, ખૂબ ખાવાવાળી, કઠોર, તીખા સ્વભાવવાળી, અપશબ્દો

બોલવાવાળી, નોકરોને દબાવીને રાખવાવાળી જે આ પ્રકારની સ્ત્રી તેને 'આર્ય્યા' ભાર્યા કહે છે."

"હમેશ પ્રેમ અને અનુકંપા રાખવાવાળી, જેમ માતાપિતાની રક્ષા કરે છે તેમ જ પતિની રક્ષા કરે છે, પતિનાં કમાયેલાં ધનની રક્ષા કરે છે તે ભાર્યા 'માતા' ભાર્યા કહેવાય છે."

"જેમ નાનીબહેન મોટીબહેનની સાથે ગૌરવ-પૂર્વક રહે છે, તેમ જે પતિ તરફ ગૌરવશીલ છે, પતિના વશમાં રહેવાવાળી છે તે 'ભગિની' ભાર્યા કહેવાય છે."

"જે પતિને જોઈને એવી રીતે પ્રસન્ન થાય છે જેવી રીતે ચિરકાળ આવેલા સખાને જોઈને સખી. જે કુલીન, શીલવતી, તથા પતિવ્રતા છે તે 'સખી' ભાર્યા કહેવાય છે."

"ક્રોધ સામે જે શાંત રહે છે, માર અને દંડથી દબાઈને રહે છે, સારા ચિત્તવાળી હોય છે, પતિના ગુસ્સાને સહન કરવાવાળી હોય છે, ક્રોધ નથી કરતી, પતિના વશમાં રહે છે આવા પ્રકારની જે ભાર્યા છે તે 'દાસી' ભાર્યા કહે-વાય છે."

'સુજાતા! આ સાત પ્રકારની ભાર્યા છે. આમાંથી 'વધક' 'ચોર' અને 'આર્ય્યા' આ ત્રણે નરકમાં પેદા થાય છે. બીજી ચાર દેવલોકમાં.

'જે આ 'વધક' 'ચોર' અને 'આર્ય્યા' દુશ્શીલ, કઠોર, અનાદરવાળી ભાર્યા છે તે મૃત્યુ પછી નરકમાં જાય છે.

'અને જે માતા, ભગિની, સખી અને દાસી શીલમાં સ્થિત, ચિરકાળ સુધી સંયત રહેવાવાળી ભાર્યા છે, તે મૃત્યુ પછી સુગતિને પ્રાપ્ત થાય છે.'

બુદ્ધ ભગવાનનો આ શાંત અને ધીરગંભીર ઉપદેશ સાંભળી સુજાતાનાં અહંકાર અને મોટાઈ પીગળી ગયાં. જાણે નવું જ્ઞાન પ્રાપ્ત થયું એમ લાગ્યું અને બુદ્ધનાં ચરણોમાં ઢળી પડી.

ત્યારે બુદ્ધે પૂછયું:—'સુજાતા! આ સાત ભાર્યામાંથી તું કયા પ્રકારની ભાર્યા છે?'

'દાસી સમાન' કહી, બુદ્ધ ભગવાનનાં ચરણો પકડીને રડી પડી.

બુદ્ધે કુળવધુ સુજાતાને એક જ ઉપદેશમાં શાંત કરી, ભોજન સમાપ્ત કરી, જેતવનમાં આવી, ભિક્ષુસંઘ દ્વારા આદર સ્વીકારી, પોતાની કુટીરમાં પ્રવેશ કર્યો.

ધર્મ-સભામાં ભિક્ષુઓએ બુદ્ધની ગુણગાથા-ની ચર્ચા ચલાવી: ભાઈઓ, ભગવાને એક જ ઉપદેશમાં કુળવધુ સુજાતાને કેવી શાંત કરી સન્માર્ગે વાળી દીધી.

આ ચર્ચા ચાલતી હતી ત્યાં બુદ્ધ ભગવાન ફરતા ફરતા આવી પહોંચ્યા અને પૂછયું: 'ભિ-ક્ષુઓ, બેઠા બેઠા શું વાતો કરો છો?'

'ભન્તે, આડીઅવળી વાતો.'

'ભિક્ષુઓ! સાંભળો, આજે જ નહિ પણ પહેલા ય સુજાતાને મેં એક જ ઉપદેશમાં શાંત કરી સન્માર્ગે વાળી હતી.' એમ કહી બુદ્ધે પૂર્વ જન્મની એક કથા કહી:—

પૂર્વ સમયમાં વારાણસીમાં બ્રહ્મદત્ત રાજાના રાજ્ય વખતે બોધિસત્વે એની પટરાણીની કૂખે જન્મ લીધો. મોટી ઉમર થતા તક્ષશિલા જઈ અભ્યાસ પૂરો કરી, પિતાના મૃત્યુ પછી રાજ્ય લઈ, ધર્માનુસાર રાજ્ય કરવા લાગ્યો. તેની માતા ક્રોધી, તીખી, કઠોર, મહેણાં મારવાવાળી, મશ્કરી કરવાવાળી, હતી. આથી તેણે માને ઉપ-દેશ આપવા વિચાર્યું. 'વગર ઉદાહરણે સમ-જાવવું ઠીક નથી' માની તે ઉપદેશ આપવા માટે ઉદાહરણ શોધવા લાગ્યો.

એક દિવસ તે બગીચામાં ગયો. માતા પણ પુત્રની સાથે ગઈ. રસ્તામાં એક કાગડો બોલ્યો. બોધિસત્વના અનુયાયીઓએ આ શબ્દ સાંભળીને કાનમાં આંગળી નાખી દીધી. અને બોલ્યા. 'હે તીખા અવાજવાળા, કઠોર અવાજવાળા, બોલ મા! ચૂપ રહે.'

પોતાના અનુયાયીઓથી ઘેરાયેલો બોધિસત્વ માતાની સાથે પુષ્પોથી ખીલેલા બગીચામાં પ્રવે-શ્યો, ત્યારે બાજુનાં શાલવૃક્ષમાં સંતાયેલી કોયલ

મધુર સ્વરથી ટહૂકી  આથી અનુયાયીઓ કોયલના મીઠા મધુર સ્વરથી પુલકિત થઈ હાથ જોડી બોલ્યા, 'હે મીઠા સ્વરમાં બોલવાવાળી! હે કોમળ સ્વરમાં બોલનારી! હે મૃદુભાષિણી! બોલ બોલ ખૂબ બોલ'

માતા ધ્યાન દઈને આ બધુ જોઈ રહી

બોધિસત્વે આ બંને પ્રસંગ જોઈને વિચાર્યું – હવે માને ઉદાહરણ આપીને સમજાવી શકીશ' તેણે કહ્યુ 'મા! રસ્તાના કાગડાના શબ્દો સાંભળીને લોકોએ બોલ્યા, બોલ મા કહી કાનમાં આંગળીઓ નાખી દીધી  કઠોર વાણી કોઈને પ્રિય નથી હોતી' એમ કહી બોધિસત્વ આગળ બોલ્યા –

'સુન્દર, રંગીલા, નાજુક અને બોલવામાં પ્રિય લાગવાવાળો પણ જો કઠોર વાણી બોલે તો તે ન આ લોકમાં પ્રિય લાગે છે ન બીજા લોકમાં

'શુ મા! આ કાળી, ખરાબ રંગ વાળી કોયલને નથી જોતી કે જે મધુર વાણી બોલીને લોકોને પ્રિય લાગે છે?

'માટે મધુરભાષી, કોમળભાષી અનુદ્ધત બોલવાવાળા અર્થ અને ધર્મનો પ્રકાશ પાડે છે તેમનુ બોલવુ મધુર હોય છે'

આ રીતે બોધિસત્વે માતાને ઉદાહરણ આપીને સમજાવી તેથી માતા પ્રસન્ન થઈ ને સન્માર્ગે વળી

આમ એક જ ઉપદેશથી માતાને ઉદાહરણ આપીને બોધિસત્વ સમજાવી શક્યા

વાત પૂરી કરતા ભિક્ષુઓને બુદ્ધે કહ્યુ –'હે ભિક્ષુઓ! ત્યારે વારાણસીની આ રાજમાતા આ સુજાતા હતી અને રાજા તો હું જ હતો

☆

## ન્યાય

કકુ અને રતન ઝઘડી પડયા  કકુએ મરઘીનુ બચ્ચુ પોતાની પાસે લઈ લીધુ  રતન કહે એ બચ્ચુ મારું છે અને વાત વધી પડી.

રતન થાકી અને તેણે ફરિયાદ કરી  કાજી પાસે ગયા  રતન અને કકુ બન્ને પાડોશી બન્નેના ઘર સામસામે પણ ન્યાય બન્નેમાંથી કોઈ કોઈને મચક ન દે.

કાજીએ કકુને બોલાવી  રતનને બોલાવી અને રતનને પૂછ્યુ, 'આ બચ્ચુ કોનુ છે?'

રતને રડતા રડતા કહ્યુ  એ બચ્ચુ મારું છે ઘણા દિવસથી મારી પાસે છે  મારા પર વિશ્વાસ ન હોય તો હું સાક્ષીઓ રજૂ કરું '

કેટલીક છોકરાઓને તથા બે લાગી લાગી ગોપાને એ બચ્ચુ રતન પાસે જોયુ હતુ  ભીખુએ એ બચ્ચા સાથે રતનને ખેલતી કેટલાય દિવસથી જોઈ હતી. ધનજીને એ બચ્ચુ ગમતુ હતુ સફેદ રંગના અને લાલ કલગીવાળા એ બચ્ચા માટે તેણે જોઈએ તેટલા પૈસા આપવાનુ કહ્યુ હતુ પણ રતન માની નહિ.

બચ્ચુ જોતા જ ગમી જાય એવુ હતુ  કકુને પૂછ્યુ એટલે કકુ બોલી ' બચ્ચાની મા મારે ત્યાં છે  એવી જ સફેદ મરઘી  આ બચ્ચાનો જન્મ મારા ઘરમા થયો છે  રતન પાસે ક્યાંથી ગયું તે ખબર નથી પણ મે જ્યુ જોયુ કે તુરત લઈ લીધુ  મારું બચ્ચુ અને હું શા માટે આપું?"

કાજી વિચારમા પડયા  શુ ન્યાય કરવો? તેણે હવાલદારને બોલાવ્યો  અને કહ્યુ  આ બચ્ચુ તમે લઈ જાઓ  આ બન્નેના ઘર સામસામે છે  બચ્ચાને બરાબર રસ્તા વચ્ચે છોડી દો  જેના ઘરે જાય તેનુ આ બચ્ચુ "

કકુ અને રતને આ ન્યાય મંજૂર રાખ્યો  અને હવાલદારે બચ્ચાને બરાબર રસ્તા વચ્ચે મૂકી દીધુ  બચ્ચુ જ આપમેળે ન્યાય ઉતારશે!

[એક સત્ય ઘટના]—કિશોર હીરાચંદ પારેખ

# *અહંકાર (અભિમાન) ન રાખતા — દેસાઇ વાલજી ગોવિન્દજી

અહંકાર મનના મેલમાં ભૂંડામાં ભૂંડો છે એમ કહિએ તો કાંઇ અતિશયોક્તિ ન થાય. આપણામાં હોય ને ન હોય તે સર્વ ગુણોનું આપણા ઉપર આરોપણ કરીને મારા જેવું કોઇ નથી, હું શિષ્ટ છું, વિશિષ્ટ છું આમ માણસ ચિંતવે એવું નામ અહંકાર. આ અહંકાર થી શંકરાચાર્ય કહે છે (ગીતા ૧૬-૧૮) તેમ દોષમાત્રનું અને અનર્થમાત્રનું મૂળ છે. તે જ પ્રમાણે મહાકવિ તુલસીદાસ પણ કહી ગયા છે કે 'પાપમૂલ અભિમાન.' ક્રિસ્તીમાં સાત મહાપાતક ગણાય છે, તેમાં પહેલું અભિમાન છે. આત્મકથાને છેડે ગાંધીજીએ અમાનિતા અથવા નમ્રતાનો જ મહિમા ગાયો છે.

'અભિમાનથી આપણું પતન થાય છે. આપણી શક્તિ, બુદ્ધિ કે સત્કૃતિનું જે દિવસે આપણને અભિમાન આવે તે દિવસથી આપણી પ્રગતિ થંભી જાય છે, કેમ કે કોઇના પાસેથી કાંઇ પણ શીખવાની આપણી ઇચ્છા રહેતી નથી.

'વળી અભિમાનથી આપણે આપણને ઊંચા ને બીજાને નીચા ગણીએ છીએ અને તેથી કરીને એનું કલ્યાણ કેમ કરવું, એનો પ્રેમ કેમ જીતવો, તેની આપણને એવના રહેતી નથી. પરમાત્માના દર્શન નમ્રને જ થાય, એટલે અભિમાની જેમ માનવવિમુખ તેમ પ્રભુવિમુખ પણ બની જાય છે.'

(ઉપદેશકનું મેગઝીન, ૧-૭, ૧૯૪૯)

એટલે તો આપણા સંતોએ પોતાને સંત નહિ પણ પાપી માન્યા છે. કુદૃષ્ટિ કરનારી આંખને ફોડી નાખનારા સૂરદાસ કહે છે:

> મુજ સમ કોણ કુટિલ ખલ કામી?...
> પાપી કોણ વડો છે હુંથી,
> પતિતમાત્રમાં નામી? મુજસમ૦

એ જ પ્રમાણે દેહરૂપી વસ્ત્ર જેવું ભગવાન પાસેથી મળ્યું હતું એવું ને એવું ધોળું ફૂલ જેવું પોતે અંતે ધરી દીધું એમ છેવટે કહી નાખનારા કબીરસાહેબ બીજે પ્રસંગે કહે છે:

> બુરા જો દેખન મૈં ચલા, બુરા ન મિલિયા કોય।
> જો દિલ ખોજા આપના, મુઝસા બુરા ન કોય॥
> જિતના ગુનાહ મૈં કિયા, તિતના કરે ન કોય।
> કાલા હુવા મુખડા ધો ન સકું રોય॥ ઈશુચરિત ૧૮॥

આહમા ગુરુ હરકૃષ્ણદેવનું વચન છે, કે 'જેમ વર્ષાનું પાણી ઊંચે ઠેકાણે ટકતું નથી તેમ ત્યાં પ્રભુપ્રેમનું બીજ ઊગતું નથી ને ભક્તિના મોલ લણાતા નથી.'

મુસલમાન સંતો પણ એ જ મતના છે. હ૦ જલાલુદ્દીન રૂમી મસ્નવીમાં કહે છે:

'જ્યાં નીચી ભૂમિ હોય છે, ત્યાં પાણી વહી જાય છે.

'પ્રભુદયાનાં પાણી તારે જોઈએ તો જા, તું યે નીચો થા.'

ચીનનો જ્ઞાની લાઓતઝે (તાઓ ૬૬) કહે છે:

'મહાનદીને તથા મહાસાગરને પાણીમાત્ર જઈને મળે છે તેનું કારણ આ છે, કે તે નીચાં હોય છે; નીચાપણાથી જ તે શ્રેષ્ઠ બને છે.'

ઇશુ પોતાની પાર્વતી દેશનામાં કહે છે, 'જે નમ્ર છે તે ધન્ય છે; કેમ કે તેને સાગરરશના વસુંધરા ભાગમાં મળશે.' (ઈશુચરિત, પ્રાનું ૨૫).

☆ ☆ ☆ ☆

> સંમાનાત્ બ્રાહ્મણો નિત્યં ઉદ્વિજેત વિષાદિવ।
> અમૃતસ્યેવ ચાકાંક્ષેત્ અવમાનસ્ય સર્વદા॥
> મનુ ૨-૧૬૨॥

'માણસે પોતાને માન મળે એવી ઇચ્છા ન કરવી, ને બીજા સૌ પોતાનું અપમાન જ કરે એવી ઇચ્છા કરવી, તથા અપમાનકારીને ક્ષમા કરવી.'

> સુખં હ્યવમતઃ શેતે સુખં ચ પ્રતિબુધ્યતે।
> સુખં ચરતિ લોકેસ્મિન્ અવમન્તા વિનશ્યતિ
> ॥ ૧૬૩ ॥'

'બીજાના અપમાનથી જે ખિન્ન ન થાય તે સુખે સુએ છે, સુખે જાગે છે ને સુખે સંસારમાં વિચરે છે, પણ અપમાનકારીનો નાશ થાય છે.'

* વિશ્વસંહિતાના આગામી ત્રીજા મંડલનો એક અધ્યાય.

અસંમાનાત્ તપોવૃદ્ધિઃ સંમાનાચ્ચ તપઃ ક્ષયઃ।
અર્ચિતઃ પૂજિતો વિપ્રઃ દુગ્ધા ગૌઃ ઇવ સીદતિ॥

'માણસનું અપમાન થાય તો તેનું તપ વધે છે ને એને માન મળે તો તેના તપનો ક્ષય થાય છે. પૂજા પામેલા માણસની દુર્દશા થાય છે.'

* ☆ ☆

રામજી તારું વાંકુ બોલ્યા એમ પ્રેમજી તારા આગળ આવીને વાત કરે તો તું તારો બચાવ કરીશ મા, પણ કહેજે, કે "રામજી મારા બીજા બધા અવગુણ શું જાણે? એટલે તો એણે આટલા જ અવગુણ ગણાવ્યા."

એપિક્તેતસનો ઉપદેશ ૫ ૧ ૯ (રોનેરટનનું ભાષાન્તર રૅકૉટ)

☆ ☆ ★ ☆

'તે મર્દ નથી જે મદોન્મત્ત હાથી સાથે યુદ્ધ કરે છે; મર્દ તો તે જ છે, જે પોતાને ક્રોધ ચડ્યો હોય છતાં અઘટિત વેણ ઉચ્ચારતો નથી.

'એક દુષ્ટે કોઇને ગાળ દીધી એટલે તેણે કહ્યું, "અરે ભલા માણસ, તેં કહ્યું તેથી પણ હું તો વધારે ભૂંડો છું, કારણ તું મારા દોષ એટલા નથી જાણતો કે જેટલા હું જાણું છું."'

સાદીની ફૂલવાડી

☆ ☆ ☆ ☆

સાસોવના રબ્બી મોશે લેઇબે પોતા આગળ છેલ્લો રૂપિયો હતો તે એક નામી દુષ્ટને આપ્યો. આ તે તમે શું કર્યું એમ એના ચેલાએ પૂછ્યું, તો કહે, 'હું પાત્ર છું કે કુપાત્ર તેનો વિચાર કર્યા વિના ભગવાને મને રૂપિયો આપ્યો તો પછી મારે ભગવાન કરતા વધારે પચાત શું કામ કરવી!'

હસીદવાદ (ગેર્નિકઝ 'ફૂપાવર્ષ', પેનગ્વિન)

☆ ☆ ☆ ★

દેનેવાળા ઔર હૈ જો દેતા દિનરેન।
લોક ભરમ હમપે કરે તાતે નીચે નેન ॥રહીમ॥

દાતા કહે છે, 'દેવાવાળો તો ભગવાન છે, જે રાત-દિવસ દેતો રહે છે. પણ લોકોને અવો ભ્રમ છે કે હું દઉં છું; એટલે હું લાજને નીચી આંખ કરી જાઉં છું.'

(અપૂર્ણ)

☆

# અરીસા રાખજો બે બે ________________ દેસાઇ વાલજી ગોવિન્દજી

## અરીસામાં મુખડું જોવાની રીત

'હે તરુણ માણસો, તમે તમારું મોઢું અરીસામાં અવશ્ય જુઓ. પછી જો તમે રૂપાળા છો એમ તમને લાગે તો તમારા રૂપને ન શોભે એવું ભૂંડું કામ તમારે હાથે ન થાય તે જોજો. અને તમે વિરૂપ કે કદ્રૂપા છો એમ લાગે તો તમારા આત્માના સદ્ગુણ ખીલવજો. અને એવી રીતે વરતી શરીરની છાપ ભૂસી નાખવાનો પ્રયત્ન કરજો.'

સુકતુ (મોતીલાલ મુનશી - શુભ વાચન)

☆ ☆ ☆ ☆

યસ્યાં રાત્ર્યાં વ્યતીતાયાં ન કિંચિત્ શુભમાચરેત્।
તદૈવ વન્ધ્યં દિવસં પ્રતિ વિદ્યાત્ વિચક્ષણઃ॥

દિવસ વીતી ગયો હોય ને રાત પડી હોય, પણ દિવસમાં આપણે હાથે શુભ કામ ન બન્યું હોય તો તે દિવસને વાંઝિયો જાણવો

(અમૃતાનંદ : વ્યાખ્યાનમાળા).

વિમનમંગના . સુએતોનિઅસ 'બાર સીઝર'માં લખે છે કે સમ્રાટ તીતસને રાતે જણાય કે દિવસમાં પોતે કોઇનું ભલું કર્યું નથી તો તે પોતાને ઠપકો આપતો કહેતો, કે "મેં એક દિવસ ખોયો."

(લૅથમ: તે કોણે કહ્યું! સ્ટનેજ)

☆ ☆ ★ ☆

હિતં ન કિંચિત્ વિહિતં પરસ્ય
દત્તં ન વિત્તં ન ચ સત્યમુક્તમ્।
યસ્મિન્ દિને નિષ્ફલતાં પ્રયાતમ્
આયુઃ સ શોચ્યઃ પારદૈવતસ્ય॥

ક્ષેમેન્દ્ર:પુરુષાર્થશતક ૧૯॥

પારકાનું કાંઈ ભલું ન કર્યું, ન ધનનું દાન કર્યું, ન સત્ય વચન બોલ્યા,– આમ જે દિવસે આયુષ્ય નિષ્ફળ ગયું એમ આપણે જોઇએ તે દિવસે શોક કરવો.

☆

# મૂર્ખ, મહા મૂર્ખ અને મૂર્ખનો સરદાર — પુષ્પા ગાંધી

લોકકથા

(૧)

એક રબારી તેની પત્ની સાથે રહેતો હતો. તેને એક દીકરો હતો. તેની પાસે સો ઢોર હતાં જેના પર તેનો ગુજારો ચાલતો હતો.

છોકરો હજુ યુવાનીમાં પગ મુકવા જતો હતો ત્યાં તેનો બાપ મરી ગયો. અને જ્યાં મૂછનો દોરો ફૂટવાની શરૂઆત થઈ ત્યાં તેની મા મરી ગઈ. તેનો બાપ વારસામાં સો ઢોર સિવાય બીજું કશું જ મૂકી નહોતો ગયો.

હવે ઘરમાં તેને એકલવાયું લાગવા માંડયું. તેમ જ ઘરકામમાં પણ મુશ્કેલી પડવા લાગી, તેથી તેણે પરણવાનો વિચાર કર્યો.

તેના પાડોશી તથા સગાંવહાલાંને તેણે કહ્યું: 'મારા માબાપ મરી ગયાં તેથી હું હવે એકલો થઈ ગયો છું. તેમ જ ઘરકામમા અને ધંધામાં એકલે હાથે પહોંચાતું નથી. માટે મારે પરણવું જોઈએ. તો મારે લાયક કન્યા શોધી રાખજો.'

પાડોશીઓએ કહ્યું: 'તારી વાત સાવ સાચી છે. તારે હવે પરણવું જ જોઈએ. એકલે હાથે બન્ને પહોંચાય નહીં. અમે જરૂર યોગ્ય કન્યા શોધી આપીશું.'

થોડા દિવસો પછી એક પાડોશીએ આવીને કહ્યું કે, 'હું તારે માટે યોગ્ય કન્યા શોધી લાવ્યો છું. તે આ ગામની નથી. પણ અહીંથી ઠીક ઠીક દૂરના એક ગામની છે.'

યુવાને પૂછયું: 'તે કોની કન્યા છે?'

પાડોશીએ જવાબ આપ્યો: 'તે એક ખૂબ પૈસાદારની એકની એક રૂપાળી કન્યા છે. તેના બાપ પાસે ૧૬ હજાર તો ઢોર છે.'

યુવાને પાડોશીની બધી વાત સાંભળ્યા પછી, તે રૂપાળી પૈસાદાર કન્યાની સાથે પરણવાનું મનમાં નક્કી કર્યું. તેણે પાડોશીને વિનંતી કરી, 'તમે મારો સંદેશો પહોંચાડશો કે હું તેને પરણવા તૈયાર છું.'

પાડોશી બોલ્યો:—'જો ભાઈ, તેનો બાપ ઇચ્છે છે કે જે કોઈ સો ઢોર આપે તેના બદલામાં તેને મારી કન્યા પરણાવું.'

'કેટલા સો ઢોર!' અને યુવાન વિચારમાં પડયો. તેની પાસે ઢોર જ સો હતા. જો સો ઢોર આપી દે તો પરણ્યા પછી તે અને તેની પત્ની ખાય શું? વારસામાં સો ઢોર સિવાય બીજી કશી મિલકત તેનો બાપ મૂકી નહોતો ગયો.

પાડોશી બોલ્યો; 'તારો વિચાર હોય તો મને કહે, નહિં તો બીજા કોઈ ને કન્યા વિષે વાત કરું."

યુવાન મુંઝાયો અને થોડીક વાર વિચારમાં પડી ગયો. અને તરત માથું ઊંચું કરીને બોલ્યો: 'કંઈ વાંધો નહિ. જાઓ અને તેના બાપને કહો કે, મને તેની વાત મંજૂર છે.'

સો ઢોર આપીને યુવાન, કન્યાને પરણીને પોતાને ગામ આવ્યો. થોડા દિવસો તો ઘરમાં જે કંઇ થોડું ઘણું હતું તેનાથી ચાલ્યું. જ્યારે ખાવાનાં સાંસાં પડયાં ત્યારે તેણે તેની પત્નીને કહ્યું.

'જો, સાંભળ, હવે મારી પાસે કંઈ જ નથી રહ્યું. લગન પહેલાં મારી પાસે સો ઢોર હતા. તેના પર હું મારું ગુજરાન ખૂબ સહેલાઈથી ચલાવતો હતો. પરંતુ તે બધા ઢોર તો તારા બદલામાં મેં તારા બાપને આપી દીધા તેથી હવે આપણાં નિર્વાહ માટે કશું જ સાધન રહ્યું નથી. હવે તો મજૂરી કરીને કમાવું પડશે અને તેના પર ચલાવવું પડશે.'

પત્નીએ શાંતિથી જવાબ આપ્યો. 'ભલે.'

યુવાન હવે બીજાની ગાયો દોહીને, મજૂરી કરીને કુટુંબનો નિર્વાહ જેમ તેમ મુશ્કેલીમાં ચલાવતો હતો.

એક દિવસ તેની પત્ની ડેલીના દરવાજામાં ઊભી હતી તે વખતે એક સુંદર દેખાવડો યુવાન પસાર થયો. યુવાનની નજર તે બાઈ પર પડીને થંભી ગઈ. તેણે આ બાઈને ભગાડીને લઈ જવાનો વિચાર કર્યો, અને એક નાના છોકરા સાથે સંદેશો મોકલ્યો.

બાઈએ જવાબ મોકલ્યો: 'તમારો સંદેશો મળ્યો. હું નક્કી કરું ત્યાં સુધી તમારે થોડી રાહ જોવી પડશે. હમણાં આથી વધુ જવાબ નથી આપી શકતી.' અને

યુવાન આશાના ઘેનમા ચાલ્યા ગયો

લગ્નના છ મહિના પછી કન્યાના બાપે વિચાર કર્યો કે 'મારી દીકરીનુ ઘર કેમ ચાલે છે તે જોઈ આવુ ' અને તે દીકરીને ઘેર આવવા માટે નીકળ્યા. દીકરીને ઘરે પહોંચ્યા દીકરીએ આવકાર આપીને બાપને પોતાના ગામના બધા સમાચાર પૂછ્યા

આડી અવળી વાતો પૂરી થતા બાપ બોલ્યા 'બહેન તારો સસાર કેમ ચાલે છે?'

દીકરીએ મોઢા પર હાસ્ય રાખીને જવાબ આપ્યા 'પિતાજી ખૂબ જ સારો '

અને તે ઊઠીને અદરના ઓરડામા જઈને ધ્રુસકે ધ્રુસકે રોઈ પડી મન હળવુ કરીને પોતાના પિતાને ખવડાવવા માટે ઘરમા કંઈ જ નહતુ તથી પાડોશીને ત્યાથી કંઈક લેવા માટે તે પાછળના દરવાજેથી બહાર નીકળી ત્યા તેની નજર પેલા યુવાન પર પડી જે તેને ભગાડી જવા ઇચ્છતો હતો. તે યુવાનને જોઈ તે તેની પાસ ગઈ તેના ખબર અતર પૂછ્યા

યુવાને જવાબ આપ્યો તમે વિચાર કરીને મને જણાવવાનુ કહ્યુ હતુ પણ તમે તા કોઈ જ સમાચાર મોકલ્યા નહી જે દિવસે મે તમને જોયા તે દિવસથી મને રાત્રે ઊંઘ પણ આવતી નથી મને રાત્રે સ્વપ્ના પણ તમારા જ આવે છે '

બાઈએ સીહાસ્ય જવાબ આપ્યો હવે હુ તમને વધારે હેરાન નહી કરુ તમે મારી રાહ જુઓ હા તા હુ વગર વિલબે આવીશ જ પણ સૌથી પહેલા મને થોડો લોટ લાવી આપો મારે ત્યા મહેમાન આવ્યા છે તમને રાધીને ખવડાવી શકુ પછી હુ જરૂર આવીશ

યુવાને પૂછ્યુ, 'મહેમાન કોણ છે?'

બાઈએ જવાબ આપ્યો મારા પિતાજી'

યુવાન બોલ્યા તમે અહી જ ઊભા રહેજો હમણા જ લોટ વગેરે લઈને આવુ છુ ' અને તે ઉત્સાહનો માર્યો દોડ્યો અને થોડી વારમા તો લોટ વગેરે કેટલો ય સામાન લઈને આપતા બોલ્યા હવે વધારે રાહ જોવડાવશો તો નહી ને?'

બાઈ બોલી 'વધારે રાહ નહી જોવડાવુ હા '

અને તે લોટ વગેરે લઈને ઘરમા ગઈ પેલો યુવાન તો ત્યા રાહ જોતો આટા મારવા લાગ્યા કે હમણા જ થોડી વારમા પેલી બાઈ પોતાનુ વચન પાળવા આવશે.

બાઈએ રાધવાની તૈયારી કરવા માડી ત્યા તેનો પતિ બહારથી આવ્યો અને તેના સસરાને દૂરથી ઘરમા જોયા ને તે અવાક જ થઈ ગયો શુ બોલવુ ને શુ કરવુ તે સૂઝ્યુ નહી પાસે આવીને પગે લાગ્યો અને ખબર અતર પૂછ્યા અને રસોડામા ગયા જ્યા તેની પત્ની રાધતી હતી તેણે પૂછ્યુ શુ રાધે છે?

પત્નીએ કહ્યુ શીરો વગેરે કરુ છુ '

પતિએ પુછ્યુ 'આ બધુ ક્યાથી લાવી?'

તે બોલી 'બાજુના પાડોશી પાસેથી '

આ સાભળી પતિ ચૂપ રહ્યો અને પોતાની અત્યત ગરીબાઈથી દુખી થયો

ધીમે રહીને તે બોલ્યો 'હવે આપણે શુ કરશુ? માડ આપણે બે જણનુ પેટ ભરી શકીએ છીએ ત્યા આ મહેમાનને કેવી રીતે સાચવશુ?

પત્ની નખાયેલા સ્વરથી બોલી 'મને કંઈ જ સમજણ પડતી નથી કે શુ કરવુ

પછી પતિ બોલ્યા ઠીક છે જોઉં છુ મારા માથાળુ શેઠને કહીશ કે મને થોડા ઉછીના પૈસા આપો મારે ત્યા મહેમાન આવ્યા છે ' અને તે ઊઠ્યો અને પોતાના શેઠને ત્યા ગયો શેઠે તેને રાજીખુશીથી થોડા પૈસા આપ્યા

યુવાન ખુશ થતો ઘરે આવ્યો આ દરમ્યાન તેની પત્નીએ રસોઈ તૈયાર કરી રાખી હતી અને તેની રાહ જોતી બેઠી હતી જેવો યુવાન આવ્યો કે તરત થાળી પીરસી અને જમવાની તૈયારી કરી

પેલો દુષ્ટ યુવાન કે જે આ બાઈની રાહ જોતો પાછળા દરવાજે આમતેમ આટા મારતો હતો તે એક બારા માડયો વચન આપ્યા મુજબ બાઈ ન આવી તેથી તેણે વિચાર્યું કે વધુ સારું તો એ છે કે તેના આગલા દરવાજા પાસેથી પસાર થઈ ઘરની અદર જોઉં કદાચ તેને જોઈ શકીશ " વિચારીને આગલા દરવાજા પાસેથી પસાર થયા અને તેણે સસરા જમાઈને વાતો કરતા જોયા સ્ત્રીના પતિની નજર તેના પર પડી પેલા દુષ્ટ માણસે તેને નમસ્કાર કર્યા સ્ત્રીના પતિએ સામા નમસ્કાર કર્યા અને તેને અદર આવવા આમત્રણ આપ્યુ પેલા દુષ્ટને તો એ જ જોઈતુ હતુ તે હસતો હસતો અદર આવ્યો અને તેની બાજુમા બેઠો

ત્રણે જણા વાતોએ વળગ્યા સ્ત્રીના પતિને આ દુષ્ટ યુવાનના કાવતરાની ખબર ન હતી તેમ જ તેઓની ઘરની શાંતિમા તે પલીતો ચાપવા આવ્યો છે તેની પણ તેને ખબર નહતી

તેની પત્ની પીરસેલી થાળી લઈને આવી અને ત્રણેની સામે મૂકીને બોલી: 'તમે ત્રણે ય મૂરખાઓ હવે જમો.'

તેનો બાપ તો આભો જ બની ગયો અને બોલ્યો: 'કોણ હું મૂર્ખ? કેવી રીતે?'

દીકરીએ જવાબ આપ્યો: 'બાપુ, મહેરબાની કરી પહેલાં જમી લો, પછી તમારી મૂર્ખતા વિષે કહીશ.'

પણ તેના પિતાએ કહ્યું: 'ના હું નહી જમું. પહેલાં તું મારી મૂર્ખતા વિષે કહે પછી જ જમીશ.'

તેથી દીકરી બોલી: 'બાપુ, તમે એક મોંઘી વસ્તુ નજીવી વસ્તુમાં વેચી નાખી.'

'મેં કઈ વસ્તુ સસ્તામાં વેચી?'

'તે હું છું, બાપુ. કે જેને તમે સાવ નજીવી કિંમતમાં વેચી.'

'કેવી રીતે?'

તે બોલી: 'બાપુ, તમને મારા સિવાય એકે ય સંતાન નહોતું. તે છતાં તમે તમારી પાસે ૧૬ હજાર ઢોર હોવા છતાં મને એકસો ઢોરના બદલામાં વેચી. તમને સો ઢોરની કિંમત મારા કરતાં વધુ લાગી. તેથી જ મેં કહ્યું, કે "તમે નજીવી કિંમતમાં કિમતી વસ્તુ આપી દીધી!"'

પિતા બોલ્યો: 'મારી વહાલી દીકરી, તારી વાત સાચી છે. હું મૂર્ખ છું.'

પછી તેના પતિએ પૂછ્યું: હવે, મને કહે, મેં શી મૂર્ખાઈ કરી.'

તેની પત્ની બોલી. 'તમે તો મહામૂર્ખ છો.'

'કેવી રીતે'

તે બોલી: 'તમને વારસામાં સો જ ઢોર મળ્યા હતા. તે જાણવા છતાં તમે તે બધા ઢોર આપી દઈને મને પરણ્યા. તમારા ગામમાં ઘણી સ્ત્રીઓ હતી તેની કિંમત પણ ૧૦ થી ૨૦ ઢોરથી વધુ નહતી છતાં તમે તેઓની સામે ય ન જોયું. બદલામા તમારા બધાં ઢોર આપીને મારી સાથે લગન કર્યાં. અને હવે તમારી પાસે રાતી પાઈ એ નથી. અરે મારે અને તમારે ખાવા માટે રોટલાનો ટુકડોય નથી. તમે માલિક મટી બીજાના નોકર બન્યા. મજૂરી કરીને જે વધ્યું ક્યું થોડું ઘણું મળે તેનાથી ચલાવો છો. જો તમે અરધા ઢોર આપીને ય બીજી સ્ત્રી સાથે લગન કર્યાં હોત તો પણ કંઈક તો ખાવાનું રહેત. માટે મારા વહાલા, આ તમારી મહામૂર્ખાઈ નહીં તો બીજું શું?'

ત્યાં પેલો દુષ્ટ યુવાન બોલી ઊઠયો: 'પણ મારી મૂર્ખતા શેમાં છે?'

'અરે, તું. તું તો મૂર્ખનો સરદાર છે.

'કેવી રીતે.'

તે બોલી: 'કેવી રીતે? તું તો એક રોટલાના ટુકડાના બદલામાં જે સો ઢોરના બદલામાં ખરીદાયું છે તે મેળવવા પ્રચ્છતો હતો. શું તું મૂર્ખનો સરદાર નથી?'

આ સાંભળતાં જ તે એક પળ પણ થોભ્યા વગર ભાગ્યો.

સ્ત્રીનો બાપ બે દિવસ રહીને ઘરે જવા નીકળ્યો. ઘરે આવી જમાઈ પાસેથી લીધેલા ઢોર પાછા મોકલ્યા અને તે સાથે બીજા પણ એક હજાર ઢોર મોકલ્યા,

હવે તેની દીકરી તેના પતિ સાથે ખૂબ સુખ અને આનંદથી રહેવા લાગી.

☆

પ્રસંગ ૧૯૨૭ના માર્ચ માસનો છે. ગાંધીજી અખિલ હિંદી સાહિત્ય સંમેલનની બેઠકમાં જવા મદ્રાસ જઈ રહ્યા હતા. ગાંધીજીના દર્શને દરેક સ્ટેશને લોકોનાં ટોળે ટોળાં ઉમટી પડતાં. આ સમયે લોકોનાં મનમાં પ્રશ્ન રમી રહ્યો હતો કે કોંગ્રેસ પ્રાંતોમાં પ્રધાનમંડળની રચના કરશે કે નહી! ટ્રેન બેઝવાડા સ્ટેશને સવારના પહોંચી. ગાંધીજીનાં દર્શન માટે લોકો હિલોળે ચડયાં હતાં. આવે વખતે એક પત્રકાર ગમે તેમ કરીને ગાંધીજી પાસે પહોંચ્યો અને સીધો જ પ્રશ્ન પૂછ્યો. "બાપુજી, શું કોંગ્રેસ પ્રધાનમંડળ રચશે?"

ગાંધીજી તરફથી કંઈ પણ જવાબ, આવા અગત્યના પ્રશ્નોના મળે તેની અખબારી દૃષ્ટિએ ખૂબ કિંમત રહેતી. અરે, તેમનું મૌન પણ આવા પ્રશ્ન વખતે પત્રકારને માટે સૂચક થઇ પડતું. પણ ગાંધીજી તો પૂરા મુત્સદ્દી હતા. તેમણે પત્રકારને વિમાસણમાં મૂકે એવો સામો તરત પ્રશ્ન કર્યો: "શું તમારે પ્રધાન થવું છે?" અને ગાંધીજીનું મુક્ત હાસ્ય મેદની પર ફરી વળતાં મેદની પણ આ હાસ્યમાં ભળી. અને બિચારો પત્રકાર શરમાતો ધીમે રહીને દૂર સરકી જઈને મેદનીમાં ભળી ગયો.

ઝવેરાતની એક મોટી પેઢીના એક વેપારી વેપારમાં પણ સત્યને અને માનવતાને ભૂલતા નહીં. ખોટ આવી પડે તો પણ છળકપટ કે ઠગાઈથી ફાયદો કરવાનો વિચાર સરખો પણ ન કરતા.

આવા વેપારીને ત્યાં એક બીજા વેપારીએ ઝવેરાતનો સોદો કર્યો. સોદામાં નક્કી કર્યું કે અમુક દિવસે અમુક જ ભાવમાં ઝવેરાત આપવું. આ વિષે પાકો દસ્તાવેજ પણ કર્યો.

સંજોગો ક્યારે બદલાય છે તેની કંઈ ખબર પડે છે? ઝવેરી બજારમાં પણ સંજોગો બદલાયા અને ઝવેરાતના ભાવ આકાશે ચડવા લાગ્યા. આ ચડેલા ભાવે પેલો વેપારી ઝવેરાતની મોટી પેઢી સાથે સોદો કરી ગયો હતો, તે ભાવે આપે તો તે વેપારીએ પોતાની બધી સ્થાવર જંગમ મિલકત વેચવી પડે. અને પાયમાલ થઈ જાય.

આ વાતની ઝવેરાતની મોટી પેઢીના પેલા વેપારી ભાઈને ખબર પડી. તુરત તે વેપારીને ઘરે ગયા. પેલો વેપારી તો આકુળવ્યાકુળ થઈ ગયો અને દયામણી રીતે બોલ્યો: 'ભાઈ આપણા સોદાને જરા ય આંચ નહીં લાગે, વધેલા ભાવથી ચિંતામાં મુકાઈ ગયો છું છતાં ય ગમે તેમ થાય, આપણે કરેલા સોદા પ્રમાણે જ સોદો પૂરો કરીશ. આપ બેફિકર રહેશો.'

પેઢીના વેપારી સહજ રીતે બોલ્યા 'હું ચિંતા ન કરું તો શું કરું? તમે જ્યારે ચિંતામાં મુકાઈ ગયા છો ત્યારે શું હું આનંદથી હસું? તમારી ચિંતા એ મારી પણ ચિંતા છે. અને આ ચિંતાનું મુખ્ય કારણ આ આપણો દસ્તાવેજ છે. આ ફાડી નાખીએ તો?'

વેપારી: 'ના, ના. મને થોડા દિવસની મુદત આપો. હું સોદો પૂરો કરી દઈશ.'

દસ્તાવેજનાં ટુકડાં કરતા પેઢીના વેપારી બોલ્યા: 'જો ભાઈ, આ દસ્તાવેજ ન ફાડી નાખું તો તમારી પાસે કેટલા બધા રૂપિયા લેણા નીકળે? અને એ બધા તમે ભરો તો તમારી શું સ્થિતિ થાય? દસ્તાવેજ સાચવીને મારે શું તમારું લોહી પીવું?'

અને તે વેપારીનું માથું પેઢીના વેપારીના પગમાં નમી પડ્યું અને મુખમાંથી શબ્દો સર્યા. 'આપ દેવ છો.' આ પેઢીના મહાન વેપારી કોણ જાણો છો?

ગાંધીજીની પંક્તિમાં કહું. "મેં મારી જિંદગીમાં કોઈને ગુરુ નથી બનાવ્યા પણ મને જો કોઈ ગુરુ મળ્યા હોય તો તે રાયચંદભાઈ છે."

# આશ્રમના બાપુ

પ્રભુદાસ ગાંધી



સાબરમતી આશ્રમના વિદ્યાર્થીઓનાં કામ બાબત તથા એમની પ્રગતિ તથા ઊણપ બાબત એક વિદ્યાર્થી તરીકે મેં બાપુજીને એક વાર કેટલીક વિગતો લખીને આપી હતી. જેમાં ફરિયાદો યે હતી અને સૂચનો પણ હતાં. એના જવાબમાં બાપુજીએ મને ઠીક ઠીક સમજાવ્યો અને એક વાત ઉપર એમણે ખાસ ભાર મૂક્યો કે તરંગ એક વસ્તુ છે અને વિચાર બીજી વસ્તુ. બહુ તરંગ સારા નહીં. તરંગો કરવાથી ચિત્ત ડોળાઈ જાય છે, અને એનું ફળ ભાગ્યે જ મળે છે એ અસ્થિર બુદ્ધિનું અપલક્ષણ છે.

વિચાર માણસને ચડાવનારી વસ્તુ છે. જે કામ, જે પરિસ્થિતિ આપણી સામે આવી પડે તેનું મનથી પૂરેપૂરું પરીક્ષણ કરવું અને સારાસાર સમજવો એનું નામ વિચાર. પ્રાર્થના કરતાં આડે આવે, ઊંઘ બગાડે, કામ કરવાની એકાગ્રતા ઢીલી કરે એ વિચાર નથી, તરંગ છે. અને તરંગમાં આપણે ઘણી વાર ખોટે રસ્તે ચડી જઈએ છીએ. જે કામ કરવાની આપણી શક્તિ ન હોય એની ચર્ચાઓ ઉખેળ્યા કરવી એ શકિતનો બગાડો છે. જેનાથી આપણી શકિત વધે તે વિચાર કહેવાય અને ઘટે તે તરંગ કહેવાય.

એ જ પ્રમાણે બાપુ આગ્રહ અને સંકલ્પમાં મોટો ભેદ પાડતા હતા. કોઈ કહે છે કે હું તો ચાર વાગે ઊઠવાનો આગ્રહ રાખીશ, મારાં કપડાં જાતે ધોવાનો આગ્રહ રાખીશ, મરી મસાલા ન ખાવાનો આગ્રહ રાખીશ, તો બાપુ કહેતા કે એ બધો મૂડી-વાદ છે. એ નિયમનું પાલન કરવા પહેલાં જ છટકબારીની ગોઠવણ એમાં રહેલી હોય છે

અને આગળ જતાં નિયમ પાળવામાં મન ચોંટે તેના કરતાં એ નિયમ આઘો હડસેલવાનાં બહાનાં મન ખોળવા લાગે છે. જ્યારે સંકલ્પમાં તો કોઈપણ જાતની છટકબારીને અવકાશ હોતો નથી. મન મોળું પડે તો પણ સંકલ્પના જોર સામે એનું કંઈ ચાલતું નથી. સંકલ્પ લીધો એટલે એને પાર પાડવામાં માણસે પોતાની શક્તિનો અણુએ અણુ ખર્ચી નાખવાનો હોય છે.

વિચાર અને સંકલ્પની શક્તિ વધારવી એ જ સાચી કેળવણીનો આ-દર્શ ગણાય. અને જો એક વાર એવી કેળવણી આમ જનતાને મળે તો એના જીવનમાં બહુ ભારે પ્રગતિ થયા વિના રહે જ નહીં. અને આપણા સમાજમાં ખરેખરી ક્રાંતિ આપોઆપ થાય.

જેઓ ક્રાંતિ-ક્રાંતિના પોકારો કરે છે અને પછાડા મારીને ક્રાંતિ લાવવાના પ્રયત્નો કરે છે એ કાચા પ્રયાસ હોય છે. એમાં વિચારનું જોર નહીં, તરંગનો ઉછાળો હોય છે. સંકલ્પની સ્થિરતા અને સામર્થ્ય એના મૂળમાં નથી હોતાં. આગ્રહના કઢંગા જાળાં ક્રાંતિના એવા તરંગો પાછળ ખડકાયેલાં હોય છે. સાર એ કે જો માનવતાનો વિકાસ આપણે સાધવો હોય તો તરંગો અને આગ્રહો જતા કરી આપણે વિચાર અને સંકલ્પ તરફ વળવું જોશે. અને એમાં જ ચિત્ત પરોવવું જોશે

*

એક વખત આશ્રમમાં ખૂબ જ નિરાશાજનક સ્થિતિ ઊભી થઈ હતી. કાર્યકર્તાઓ પરસ્પર લડી રહ્યા હતા. શ્રી ગોપબંધુદાસે બધી હકીકત બાપુને કહી સંભળાવી, અને કહ્યું, "મનમાં એવું થાય છે કે ક્યાંક એકાન્ત ગામમાં ચાલ્યો જાઉં અને ત્યાં મારી જાતને દાટી દઉં!" બાપુએ કહ્યું, "હા, જરૂર. પણ જીવતા દટાઈ જઈને, કામમાં લાગી જાઓ. એને ક્ષેત્રસંન્યાસ કહે છે. ભરતી આવે કે તોફાન આવે તમારી જગાએથી એક ઈંચ પણ ડગો નહીં. તમને જનક રાજાની એક વાત યાદ છે? તેમણે કહ્યું હતું કે મિથિલામાં આગ લાગે તો પણ હું મારી તપસ્યા છોડીશ નહિ. તમે પણ તમારે માટે કોઈ કામ પસંદ કરી લો. તમારી પરિમિત મર્યાદા જાણી લો અને પછી તમારા માર્ગથી જરા ય ડગશો નહીં."

આ ઉપરના શબ્દોમાં આપણા બધા માટે એક અમર સંદેશો છે. બે હજાર વર્ષ પૂર્વે એક બીજા મહાત્માએ પોતાના નિર્વાણ સમયે આ જ વાત કરી હતી 'આળસ કર્યા વિના ધ્યેય પ્રાપ્તિ કરો.'

# આ વાર્તા નથી....

લલિતકુમાર શાસ્ત્રી

સાંભળેલી છતાં સત્ય વાત છે:

એને કેન્સર થયો હતો. અને સરકારી ઈસ્પિતાલમાં એક વર્ષથી મફત સારવાર નીચે હતો. એનું નજદિકનું કોઈ સગું હોય એમ જણાતું નથી. અને હશે તો તે ત્યાં સરકારી ઈસ્પિતાલમાં એની પાસે તો નહોતું જ એમાં શંકા નથી. એની ડાયરી પરથી લાગે છે કે એ થોડું ઘણું તો અવશ્ય ભણ્યો હશે. એના વિચારોની કક્ષા પણ ઊંચી છે એમ લાગ્યા વિના રહેતું નથી.

એક દિવસ એને ખાતરી થઈ ગઈ કે હવે તે એકાદ અઠવાડિયાના જ મહેમાન છે. સાલ ભર ઈસ્પિતાલમા રહેવાથી એ ખૂબ જ કંટાળી ગયો હતો. નર્સ જ્યારે દિવસના ભાગમાં વોર્ડની બારીઓ ખોલી નાખતી ત્યારે કુદરતની સૃષ્ટિને જોને એને બહારનાં જગતમા જવાનું મન થતું. ક્યારેક એનું પાગલ મન પક્ષી બનવાની કલ્પના કરી લેતું. એનો આત્મા મુક્ત હવા ઝંખી રહ્યો હતો.

પણ એ કશું જ એને માટે શક્ય નહોતું. એને થઈ ગયું હતું કે એનું મૃત્યુ ઈસ્પિતાલની દિવાલો વચ્ચે થશે–જેનું એને એના રોગ કરતાં પણ વધારે દુ:ખ થતું હતું. એની ડાયરીના વચલા પાના પર લખ્યું છે: 'જિંદગી જુગાર જેવી છે. જેનો પાસો સવળો પડે છે એ જીતે છે જ્યારે બીજો સબડે છે. જીવન રોગથી ભરપૂર છે. એમાં સુંદર કશું જ નથી.'

...પણ તે પછી જે બન્યું એણે સૌને આશ્ચર્યમાં નાખી દીધા. કોણ જાણે કઈ રીતે, એ, ઈસ્પિતાલની દિવાલો વટાવીને બહારની સૃષ્ટિમાં જાવી ચડ્યો એની કલ્પના કરવી મુશ્કેલ છે. એવા રોગી શરીરે, નર્સોના ચોકી પહેરા વચ્ચે, ઈસ્પિતાલના પહેરેદારની નજર ચૂકાવી એ મુક્ત સૃષ્ટિમાં કેવી રીતે જઈ પહોંચ્યો એ તો અણઉકેલ જ છે. કદાચ વરસ વરસનાં એનાં દુઃખના ઉબકા જોઈ નર્સ-ડૉકટર એના પ્રત્યે બેદરકાર પણ બન્યા હોય....જે હો તે હો પણ એ ઈસ્પિતાલની ચાર ગૂંગળાવતી દિવાલો ભેદીને કુદરતની સૃષ્ટિમાં આવ્યો; કે જે જોવાની-માણવાની એને ખૂબ ખૂબ ઇચ્છા હતી.

એની ડોયરી પરથી નીચેની હકીકત તારવી શકાય છે: આરામ લેતો... બેસતો એ નાનકડી ટેકરી આગળ આવી પહોંચ્યો. હવે એનાથી નહિ વધાય એવી એને ખાતરી થઈ ગઈ હશે એટલે જ એણે ત્યાંના એક ઝાડ નીચે લંબાવ્યું. એણે દૂર ટેકરી પર નજર નાખી હોવી જોઈએ. મુક્ત પંખીઓને વિહાર કરતાં જોઈ એનો આત્મા આનંદમાં નાહ્યો હશે. વૃક્ષોનાં ગીતો એના કાનને ગમ્યા હશે. પ્રકાશની સીધી તેજરેખાએ એના ચેતન સાથે વાત કરી હ કદાચ જિંદગીનું નવું તત્ત્વજ્ઞાન આ કુદરતની બારાખડીમાંથી જ એ શીખ્યો હશે... નહિ તો મૃત્યુ સમયે આમ લખી જ શક્યો ન હોત.

એ ત્યાં જ... ઝાડ નીચે જ મરી ગયો. ઝાઝું ન જીવ્યો એનો એને અફસોસ નથી એમ એના અંતિમ વાક્ય પરથી અનુમાન આંકી શકાય તેમ છે: 'જીવન સુંદર છે. જિંદગી જીવવા માટે હું પુનર્જન્મ લઈ આ જગતમાં આવીશ.'

કેટલો વિરોધાભાસ? એની ઈસ્પિતાલમાં લખાયેલી ડાયરીનાં વાક્યોમાં અને કુદરતની છાયા નીચે લખાયેલ અંતિમ વાક્યમાં! ઈસ્પિતાલે એને જિંદગીની ઘણા કરતાં શીખવ્યું. કુદરતે એને જીવન સાથેની પ્રીતની રીત શીખવી. એને મુક્તિનું રહસ્ય સમજાવી દીધું–થોડી જ ક્ષણોમાં!

કેટલા આત્મસંતોષ સાથે એ માનવી મર્યો હશે!

☆

# કર્મના ફળની મર્યાદા બાંધુ છું ______ 'ઇન્દ'

વેદકાળની આ વાત છે ઋષિમુનિઓ પોત પોતાના આશ્રમોમા રહી તપસ્યા કરી રહ્યા હતા માડવ્ય નામના એક પ્રખ્યાત તપોનિષ્ઠ ઋષિ યૌગિક ક્રિયાના મહાન પડિત હતા તેમણે યોગ સાધના દ્વારા સૃષ્ટિના બધા તત્ત્વોનો સાક્ષાત્કાર કરી લીધો હતો શરીરની બધી ઇંદ્રિયો પર તેમને અજબ કાબુ હતો બધા શાસ્ત્રો તેઓને મોઢે હતા તેમની જ્ઞાનનિષ્ઠા અને યોગનિષ્ઠાની ખ્યાતિ ચારે બાજુ ફેલાઈ હતી તે વખતના બધા ઋષિમુનિઓ તેમને ખૂબ માન આપતા હતા તેમનો આશ્રમ દૂર દૂર જ ગલમા કુદરતની સાનિધ્યમા હતો તેઓ પોત ના આશ્રમમા એક વડના ઘટાદાર ઝાડની નીચે ઊભા રહીને ઘોર ત પશ્ચર્યામા મગ્ન હતા દીર્ઘકાળથી આ રીતે મૌનવ્રત પાળી ઊભા રહીને તત્ત્વચિંતનમા લીન થઈ ગયા હતા

આ વખતે એક પરોઢના સમયે તેમના આશ્રમમા ચોરોની એક ટોળી દાખલ થઈ ચોરો રાજધાનીમાથી બહુમૂલ્ય ર નો લઈને ભાગ્યા હતા તેમની પાછળ રાજાના કર્મચારીઓનુ એક ટોળુ પકડવા પડયુ હતુ ચોરો એવી પરિસ્થિતિમા મુકાઈ ગયા કે આશરો લેવા મહર્ષિના આશ્રમમા ન છૂટકે તેઓને સતાઈ જવુ પડયુ

ચોરોની પાછળ પડેલા રાજાના કર્મચારીઓ પણ આશ્રમમા થોડી વારમા આવી પહોચ્યા મહર્ષિને ઊભેલા જોઈ તેઓએ પૂછપરછ કરી પણ મહર્ષિ શુ ઉત્તર આપે? તેમણે ચોરોને આવતા કે સતાતા જોયા જ નહોતા બીજુ, તેઓ કેટલાય વર્ષોથી મૌનવ્રત પાળતા હતા એટલે તેમણે કઈ ઉત્તર આપ્યો નહી આથી કર્મચારીઓ ખૂબ નારાજ થયા અને ધૂવાપૂવા થતા આશ્રમની તપાસ શરૂ કરી દીધી આશ્રમના દરેકે દરેક જગ્યા ફેદા પડી ચોરેલો બધો સામાન તથા સતાયેલા ચોરો મળી ગયા

ચોરાયેલા રત્નો તથા ચોરો આશ્રમાથી મળ્યા તેથી કર્મચારીઓને ઋષિ ઉપર શકા આવી તેથી ચોરોની સાથે તેમને ચોરોને સહાયતા આપવાના અપરાધમા પકડી લીધા અને રાજાની સામે ઊભા કર્યા રાજાએ ક્રોધમા ને ક્રોધમા ઋષિને પણ દોષિત માની ચોરોની સાથે શૂળી પર ચડાવી દેવાનો હુકમ કર્યો

ચોરોની સાથે ઋષિને પણ શૂળી પર ચડાવી દીધા

ચોરો તો બિચારા શૂળી પર ચડતા વી સાથે જ મરી ગયા પણ મહાયોગી માડવ્યે પોતાની યોગ સાધના અને તપશ્ચર્યાથી જીવને ટકાવી રાખ્યો તેમના પેટમા શૂળીનો અગ્રભાગ ભોંકાઈ ગયો હતો તેથી તીવ્ર વેદના થઈ રહી હતી તો પણ, તેને તેઓ તપશ્ચર્યાનો એક ભાગ માની સહન કરવા લાગ્યા આમ ઘણા દિવસો તેઓ શૂળી પર તપસ્યામા લીન રહ્યા

મહા તપસ્વી માડવ્યનુ આ કષ્ટ બીજા ઋષિમુનિઓથી જોવાયુ નહી તેઓ બધા વધસ્થળ પર આવી પહોચ્યા ઋષિઓએ ત્યા જોયુ કે માડવ્ય ઊંચી શૂળી પર લટકેલા છે તેમના શરીરની અદર શૂળ ખૂપેલ છે અને તેઓ ઈશ્વર આરાધનામા મગ્ન છે તેમના શરીરની કાતિ પહેલા કરતા કેટલીયે વધારે વધી ગઈ છે પણ મુખની વિકૃત રેખાઓથી સ્પષ્ટ લાગતુ હતુ કે તેઓને તીવ્ર વેદના થઇ રહી છે આવી તીવ્ર વેદનાની સાથે, થોડી વાર સુધી બધા ઋષિમુનિઓ માડવ્યની અપાર ધીરજ અને ઈશ્વર પરની અડગ નિષ્ઠાનુ દર્શન કરતા રહ્યા

મહર્ષિ માડવ્યની આવી કલ્પી ન શકાય એવી દુખમા શાતિ જોઈ ને એક ઋષિએ આગળ આવીને બીના બીતા પૂછયુ, 'હે મહામુનિ! આવું દારુણ કષ્ટ આપ કેમ સહન કરી રહ્યા છો? આ કષ્ટ આપવાવાળો કોણ છે? અમે બધા એ અ

પરાધીને જાણવા માગીએ છીએ, જેણે આપ જેવા મહાન સાધક સંતને શૂળી પર ચડાવી દીધા છે.'

ઋષિની આ વાત સાંભળી, માંડવ્ય ગંભીર થઈ ગયા અને ખૂબ ઊંડા સ્વરથી બોલ્યા : 'ભાઈ, મારો કોઈજ અપરાધી નથી. હું તો મારા કરેલા કર્મનું ફળ ભોગવી રહ્યો છું. આ કષ્ટનો દેનારો કોઈ બીજો નથી પણ હું જ છું.'

પણ આ જવાબથી બધા ઋષિઓને સમાધાન થયું નહીં. એક બીજા ઋષિએ પ્રશ્ન કર્યો : 'બ્રહ્મર્ષિ ! તો આપ એ બતાવી શકશો કે આપે કયું પાપકર્મ કર્યું હતું જેનું આવું દુઃખદાયક ફળ મળી રહ્યું છે!'

ઋષિની આ વાત સાંભળી માંડવ્યના કપાળ પર કરચલીઓ પડી ગઈ. ધ્યાન અવસ્થામાં તેઓ વિચારવા લાગ્યા. અને થોડી વાર પછી દુઃખિત ચિત્તે બોલ્યા. 'હે મનિઓ ! મને કંઈજ સ્મરણ આવતું નથી, કે મેં કયું ઘોર પાપકર્મ કર્યું હતું! જેનું આ અસહ્ય ફળ મળી રહ્યું છે. પણ કંઈ અપરાધ તો જરૂર થયો જ હશે.

બ્રહ્મર્ષિ, માંડવ્યની નિખાલસ વાત સાંભળી,, ઋષિઓ પ્રેમભાવથી વંદન કરી, આ નિશ્ચય કરતા ચાલ્યા ગયા, કે આ મહાન તપસ્વીને કોઈ પણ રીતે કષ્ટમુક્ત કરવા જોઈએ.

મહર્ષિની આ કઠોર તપની જ્યારે રાજાને ખબર પડી ત્યારે તે ખૂબ દુઃખી થયો. અને ખૂબ પશ્ચાતાપ કરવા લાગ્યો. તે તરત માંડવ્યની ક્ષમા માગવા વધસ્થળ પર આવ્યો અને હાથ જોડીને ઊભો રહ્યો.

રાજાને જોઈને માંડવ્ય મંદ મંદ હસ્યા અને ઈશારાથી તેમના આગમનનું કારણ પૂછ્યું. રાજા તો આત્મગ્લાનીથી ધરતીમાં સમાઈ જવા ઈચ્છતો હતો. તે દુઃખનો માર્યો અને લજ્જાથી મોઢું નીચું રાખી ઊભો રહ્યો. છેવટે શરમાતો દુઃખિત શબ્દોમાં બોલ્યો : 'હે મહર્ષિ ! મારાથી અજાણતા જ આ અપરાધ થઈ ગયો છે. આપ તે માટે મને ક્ષમા કરો અને કૃપા કરીને મારા પર પ્રસન્ન થાઓ.'

માંડવ્યનું મહાન હૃદય રાજાની વિનયશીલતાથી પીગળી ગયું. તેઓ દુઃખમાં પણ હસતાં હસતાં બોલ્યા. 'હે રાજન્ ! આમાં તારો કંઈજ અપરાધ નથી. આ દંડ તો મને ધર્મરાજા તરફથી મળ્યો છે જે આપણા બધાનાં શુભાશુભ કર્મનાં લેખા જોખે છે. તું તો કેવળ નિમિત્ત માત્ર છો. હું તારા પર પ્રસન્ન છું.'

માંડવ્યની આટઆટલા દુઃખમાં પણ જ્ઞાનયુક્ત વાત સાંભળીને રાજા ખૂબ પ્રભાવિત થયો. અને તરત મહર્ષિને શૂળી પરથી ઉતારવાનો પ્રબંધ કર્યો. મહર્ષિને શૂળી પરથી ખૂબ સાવધાનીથી ઉતાર્યા. શૂળીનો લગભગ અરધો ભાગ પેટમાં ઘુસી ગયો હતો. તે કાઢવા ખૂબ પ્રયત્ન કર્યો છતાં ય શૂળીનો અગ્રભાગ પેટમાંથી બહાર ન નીકળી શક્યો. ત્યારે હારીને રાજાએ બહાર નીકળેલા શૂળીનાં ભાગને કાપી નાખ્યો. અને અગ્રભાગ પેટમાં જ પડ્યો રહ્યો. માંડવ્ય ઋષિ, તેને પેટમાં રાખીને તપશ્ચર્યા કરવા ચાલ્યા ગયા.

પણ તેમનાં દુઃખનો અંત ન આવ્યો. પેટમાં સ્થિત થયેલો શૂળીનો અગ્રભાગ ચોવીસે કલાક તેમને અસહ્ય કષ્ટ દેવા લાગ્યો.

આ પીડાથી તેઓ અહીં તહીં ભટકવા લાગ્યા અને તેઓ બહુ ચિંતિત રહેવા લાગ્યા. તેમને ચિંતા એ વાતની હતી કે,–'મારી જાણમાં મેં કોઈ એવો અપરાધ નથી કર્યો કે જેનો આવો કઠોર દંડ મને મળે.'

આમ ઘણી વાર તેઓ પોતાની સ્મૃતિને ઢંઢોળવા લાગ્યા પણ તેમને કંઈ સંતોષજનક સમાધાન ન મળ્યું.

આ ચિંતામાં ફરતાં ફરતાં એક દિવસ માંડવ્ય ધર્મરાજાના દરબારમાં જઈ પહોંચ્યા. ધર્મરાજા, તેમને જોઈને આસનપરથી ઊભા થઈ ગયા અને ખૂબ સન્માનથી તેમને ઊંચા સ્થાન પર બેસાડ્યા. ધર્મરાજા, એ વખતે ન્યાયાસન પર બેસીને કેટલા

તે જીવોના કર્મફળની વિવેચનામા લીન હતા માડવ્ય ઋષિનુ યથાયોગ્ય સ્વાગત કરીને ફરી પોતાના કામમા પરોવાઈ ગયા માડવ્ય ધ્યાનથી, તેમની કર્મફળની વિવેચનાને સાભળતા રહ્યા થોડી વાર બાદ, પોતાનુ કામ આટોપી ધર્મરાજ માડવ્યની સામે જોઈ બોલ્યા —

'હે યોગી! હુ આપની શી સેવા કરુ? કૃપા કરીને આપના આગમનનો હેતુ બતાવો, અને સેવાને આજ્ઞા કરો'

માડવ્ય તો પૂછવાને માટે તૈયાર થઈને જ આવ્યા હતા તેમને મનમા રહી રહીને આ વાત ખટકતી હતી કે કયા મહાપાપનુ આ કષ્ટ મને મળી રહ્યુ છે છેવટે ધર્મરાજાને પૂછીને તેઓ પોતાના આ સદેહને દૂર કરવા માગતા હતા તેથી તેમણે ધર્મરાજાને પૂછ્યુ 'ભગવન્! શુ આપ મને કહી શકશો કે મે એવુ કયુ પાપ કર્યુ છે જેથી તેના ફળ સ્વરૂપે આ અપાર વેદના મારે ભોગવવી પડે છે?'

ધર્મરાજ માડવ્યની વાત સાભળી જરાક હસીને બોલ્યા,—'મુને! આપે એક વાર પતગિયાના પેટમા સોય ખોસી દીધી હતી તેનો દડ આપને મળી રહ્યો છે'

માડવ્ય, ધર્મરાજાની આ વાત સાભળીને ગભીર થઈ ગયા અને તરત રોષ ભર્યા શબ્દોમા બોલ્યા, 'ભગવન્! આટલા નાના અપરાધનો આ મૃત્યુ તુલ્ય દડ ઉચિત લાગે છે?'

મુસ્કરાતા ધર્મરાજા બોલ્યા 'મહર્ષિ! જેવી રીતે થોડુ દાન કાળાતરે વધીને ખૂબ જ થઈ જાય છે, જેવી રીતે થોડુ પણ કરેલુ ધર્મકાર્ય બહુફળ દાયી થઈ જાય છે, એવી રીતે થોડુ પણ પાપકર્મ ભયકર ફળ આપવાવાળુ બની જાય છે'

ધર્મરાજાની ઉપદેશાત્મક વાત સાભળીને ઋષિનો ચહેરો તમતમી ગયો થોડી વાર સુધી મૌન રહી પછી બોલ્યા, 'હે ધર્મરાજા શુ આપ એ બતાવશો કે મે કયા સમયે આ પાપ કર્યુ હતુ?'

ધર્મરાજાએ તરત જ જવાબ આપ્યો 'જરૂર, આપ બાલ્યાવસ્થામા હતા ત્યારે'

આ સાભળી મહર્ષિ થોડા અશાત થઈ ઊઠ્યા, તેઓ ઊચા સ્વરમા બોલી ઊઠ્યા 'હે ધર્મરાજા! શાસ્ત્રીય દૃષ્ટિએ ૧૨ વર્ષ સુધીની અવસ્થા બાળકોને પાપના ભાગીદાર નથી બનવુ પડતુ કેમકે આ અવસ્થામા શાસ્ત્ર આદેશનુ જ્ઞાન જ તેમને નથી હોતુ આપે વગર વિચાર્યે મને આ દડ આપ્યો છે આથી હુ આપને શાપ આપુ છુ કે, આપ માનવ યોનિમા શુદ્ર દાસીને ત્યા જન્મ લેશો' આટલુ બોલી મહર્ષિ થોડી વાર શાત રહ્યા પછી ધીર વાણીમા બોલ્યા 'હવે હુ ધર્મની મર્યાદા નિશ્ચિત કરુ છુ જેને કોઈ ફેરવી નહી શકે, કે ૧૪ વરસની અવસ્થા સુધીના કર્મોનુ ફળ કોઈને પણ નહી મળશે'

આટલુ મહાવાકચ ઉચ્ચારીને મહર્ષિ માડવ્ય વાયુ વેગે દરબાર છોડીને બહાર ચાલ્યા ગયા.

ધર્મરાજ દુખી હૃદયે જોતા રહી ગયા

કાળાતરે આ શાપના ફળસ્વરૂપે જ ધર્મરાજે 'વિદુર'ના રૂપમા જન્મ લીધો

*

ગાંધીજીની રમૂજ કેવી સચોટ હોય છે તેનો એક દાખલો આપુ છુ ૧૯૩૦મા ગાંધીજી યરવડા જેલમા હતા તે વખતે તેઓએ જેલના વર્કશોપમા બનેલ ચાકુની માગણી કરી. તે ચાકુ ગાંધીજીને મળ્યુ જે તદ્દન બેડોળ અને બુઠ્ઠુ હતુ

બીજે દિવસે નાનકડો સવાદ નીચે મુજબ જેલના સુપ્રિન્ટેન્ડન્ટ સાથે થયો

ગાંધીજી આ જુઓ તમારે અભિમાન લેવા જેવો સુદર હાથકારીગરીનો નમુનો "

સુપ્રિ૦ હા આપ તો સ્વદેશીનો આગ્રહ રાખો છો ને!"

ગાંધીજી "ચોક્કસ પણ યરવડાનો નહી"

જૈન ગ્રંથની આ જાણીતી વાત કોણ જાણે કેમ મારા મનનો કબજો લઈ બેઠી. ગઈ કાલે બનેલી ઘટના સાથે હું એની તુલના કરવા લાગ્યો છતાં મને એથી જરાયે આશ્ચર્ય ન થયું.

જુની વાત આ પ્રમાણે છે: ઉજ્જયિની નગરીથી થોડે દૂર ભરત નામે એક જાણીતો નટ અને તેનો પુત્ર રોહિલ રહેતા હતા. એક દિવસ બાપદીકરો ઉજ્જયિનીથી પાછા ફરતા ક્ષિપ્રા નદીને કાંઠે થોભ્યા. રોહિલને નદી કિનારે બેસવાનું કહી એનો પિતા બાજુના ગામમાં કંઈ ખાવાનું ખરીદવા ગયો. તે સમય દરમ્યાન બાળક રોહિલે નદીની રેતીને આકાર આપવા માંડ્યો. એણે રેતી વડે ઉજ્જયિનીમાં જોયેલ રાજમહેલ, કોટ, મંદિર, બજાર બધું આબેહૂબ બનાવ્યું.

પોતાની કળામાં જ મગ્ન બનેલો બાળક એ જોઈ ન શક્યો કે પોતાની કળાને બીજી બે આંખો પણ જોઈ રહી છે, અને તે બે આંખો બીજા કોઈની નહિ પણ ખુદ ઉજ્જયિનીના રાજાની છે. એને તો ત્યારે જ ખ્યાલ આવ્યો કે જ્યારે રાજાએ પૂછ્યું, 'હે બાળક, તું ઉજ્જયિની કેટલી વાર આવ્યો છે?'

'હું મારા પિતા સાથે બે ત્રણ દિવસથી આવ્યો હતો. હવે હું મારે ગામ પાછો જાઉં છું.'—બાળક રોહિલે નીડરતાથી પ્રત્યુત્તર આપ્યો.

રાજા તો એની કળા, બુદ્ધિ અને નીડરતા જોઈને ખુશ થઈ ગયો. અને તે સમયે જ એણે મનોમન નિશ્ચય કર્યો કે આ બાળકને આગળ જતાં મંત્રીપદ આપવું.

એ બનાવ બની ગયાને થોડા દિવસ પછીની વાત છે. રાજા બાળકની વધુ પરીક્ષા કરવા ઇચ્છતા હતા—રોહિલ મંત્રીપદ માટે લાયક છે કે કેમ તેની ચકાસણી કરવા માગતા હતા પહેલા એમણે આ ગામના નટોને એવો સંદેશો કહેવડાવ્યો કે પોતે તેમના ગામની મુલાકાતે આવે છે. માટે જલદીથી મંડપ તૈયાર કરવો અને જો તેમાં વિલંબ થશે તો તમને તે જગ્યા છાંડવી પડશે.

મંડપ બનાવવો અઘરો ન હતો. પણ રાજાએ જે પ્રમાણે મંડપ બનાવવાનો કહ્યો હતો તે પ્રમાણે બનાવવો તે ફક્ત મુશ્કેલ નહિ પણ અશક્ય લાગતો હતો. પણ બધા નટોને અશક્ય લાગ્યું તેનો રોહિલની બુદ્ધિએ તત્કાલ ઉકેલ આણી ગયો. રાજાએ જ્યારે ત્યાં આવીને મંડપ જોયો ત્યારે તેઓ ખૂબ આનંદ પામ્યા. રાજાએ પૂછ્યું, 'આ કોની બુદ્ધિથી થયું?'

'રોહિલની!'—બધાનાં મુખમાં એક જ નામ રમતું હતું.

બીજી વખત રાજાએ આ ગામમાં એક કૂતરો મોકલીને કહેવડાવ્યું, 'બીજા કૂતરા વગર એને લડાવો.'

પાછી નટોની નાત દ્વિધામાં પડી ગઈ. રોહિલની બુદ્ધિએ ઉકેલ આપ્યો: 'એ કૂતરાની સામે દર્પણ ધરો. એ અંદર પોતાનું જ પ્રતિબિંબ જોઈને તેના સાથે લડશે.'

રાજા આ બુદ્ધિ ભર્યો ઉકેલ સાંભળી આનંદ પામ્યો. એણે એક વધુ પરીક્ષા લેવા ધાર્યું. એમણે કહેવડાવ્યું, 'નદી કિનારે સોનેરી રેતીના ઢગલા છે, તેમાંથી દોરડું વણીને મોકલો.'

ફરીથી બધા નટો ચિંતામાં પડ્યાં. ત્યારે રોહિલે તે સંદેશો લાવનારને કહ્યું, 'ભાઈ રાજાને કહેજો કે અમે તો નટ છીએ અમને ગાતાં, નાચતાં આવડે છે, દોરડું વણતાં નથી આવડતું. પણ રાજાજીનો આદેશ છે એટલે માનીશું. તેથી રાજાજીને કહેજો કે તેઓ નાનું 'રેતીનું દોરડું' અમારે ત્યાં મોકલે કે જેથી તે જોઈને અમે બીજાં દોરડા વણી શકીએ.'

આવી કેટલીયે બુદ્ધિની કસોટી કરી છેવટે રાજાએ રોહિલને પોતાના મંત્રીપદ માટે યોગ્ય ગણ્યો. આમ એક ગરીબ નટનો પુત્ર વગર લાગવગે માત્ર બુદ્ધિશક્તિના બળે એક સારા ઉચ્ચ સ્થાનનો અધિકારી બન્યો.

હવે આજના યુગની વાત આમ છે. ઘણાં દિવસ પહેલાં વિધવા જશોદાનો તાજો જ મેટ્રિક થયેલો પુત્ર ડંકેશ મારી પાસે આવીને કહે, 'ભાઈ મેં લગભગ બધે જ અરજી કરી છે પણ કોઈ જગ્યાએ પત્તો ખાતો નથી. એમ્પ્લોયમેન્ટ એક્ષ્ચેંજમાં પણ નામ નોંધાવ્યું છે છતાં ટિકીટ લાગતી નથી. પણ આજે ......ખાતા તરફથી ઈન્ટરવ્યુનો કાગળ આવ્યો છે. લાગવગ વગર કોઈ ધ્યાન આપે તેમ નથી. તમારી કંઈ લાગવગ હોય તો...'

મેં એને એટલેથી જ બોલતો અટકાવીને કહ્યું, 'અરે! તારે માટે તે લાગવગ લગાડવાની હોય! તારી

પર્સનાલિટી જ તને પદેવી પસંદગી અપાવશે. અને તારા માર્કસ પણ સારા છે. પાસક ટકા તો છે. વળી તું ટાઈપ પણ જાણે છે જા, મારી લાગવગની કંઈ જરૂર નથી. તને ચોક્કસ નોકરીએ રાખશે....'

મારા આશા ભર્યા વચન સાંભળીને એ ગયો. પણ એ વચન ન જ ફળ્યા. તે ખાતાના ઉપરી અધિકારીનો કોઈ દૂરનો સગો જ તે જગ્યા માટે લાયક ગણાયો.

બીજી વખત બીજા ખાતાએ ઇન્ટરવ્યુ માટે બોલાવ્યો ત્યારે હું પણ એની સાથે ગયો. મનમાં હતું: જો આજે અન્યાય થાય તો ખાતાના ઠેઠ ઉપરી અધિકારી સુધી લડી લેવું. પણ ત્યાં બીજો જ અનુભવ થવાનો હતો જોયું તો અમારી શેરીના કાપડના વેપારી મગનલાલનો પુત્ર નિરંજન પણ ઇન્ટરવ્યુ આપવા આવ્યો હતો. ખુબ પૈસાપાત્ર પિતાના એકના એક પુત્રને આમ નોકરી માટે ઇન્ટરવ્યુ આપવા આવેલો જોઈ સહેજ આશ્ચર્ય થયું અને તેથી જ મારાથી તેને પુછાઈ ગયું.
'કેમ, નિરંજન, તું અહીં ક્યાંથી?'

'બીજું શું હોય? ઇન્ટરવ્યુ આપવા માટે. ઇન્ટરની પરીક્ષા પતી ગઈ. વેકેશન છે. માટે આ બે મહિનાનો જે પગાર મળે તે ખરો! પછી આખું વરસ છૂટથી પૈસા તો વપરાય!'

'ત્યારે તું કાયમી નોકરી માટે ઇન્ટરવ્યુ આપવા નથી આવ્યો?'

'ના, હું તો માત્ર બે જ મહિના નોકરી કરવાનો છું, પછી રાજીનામું આપી દઈશ.'

તે દિવસે અમે ઝાઝી વાત કરી શક્યા નહિ કારણ કે ઇન્ટરવ્યુ શરૂ થઈ ગયો હતો. તે દિવસના ઉમેદના ઇન્ટરવ્યુ પછી મને ચોક્કસ ખાતરી હતી કે એને નોકરી પર બોલાવશે. પણ, ના, હૃદયને એક ધક્કો પહોંચ્યો. પણ એ ધક્કો પરાકાષ્ઠાએ તો ત્યારે પહોંચ્યો જ્યારે નિરંજને પોતાની એપોઇન્ટમેન્ટનું રહસ્ય બતાવતા કહ્યું, 'એ નોકરી કંઈ એમ ને એમ નથી મળી' ઇન્કમટેક્ષ ઓફિસર મિ. સહાની સાથે મારા બાપાને સારી લાગવગ છે એ મિ. સહાનીએ મને ચિઠ્ઠી લખી આપી હતી. એટલે જ તો આ બે દાનો ચાન્સ લાગી ગયો. તમે જો મને પહેલેથી કહ્યું હોત તો ઉમેદ માટે પણ...'

મારું પક્ષાઘાતગ્રસ્ત બની ગયેલું મન આગળના શબ્દો સાંભળી જ ન શક્યું.

પ્રશ્ન એક જ થાય છે: કોઈ સ્થાન પર યોગ્ય વ્યક્તિની નિયુક્તિ માટે શું લાયકાતને બદલે લાગવગની પરીક્ષા લેવાય છે?

આ બનાવ પરથી મને ઉજ્જયિનીનો રાજા સાંભરી આવ્યો. નટ જ્ઞાતિમાં જન્મેલા ભરતનો પુત્ર રોહિલ સાંભરી આવ્યો. મંત્રીપદની લાયકાત માટે રાજાએ લીધેલી બુદ્ધિની પરીક્ષા યાદ આવી અને તેની સાથે જ લાગવગશાહીને કારણે નોકરી વગર રહી ગયેલો ગરીબ ઉમેદ યાદ આવ્યો લાંચ આપીને નોકરી મેળવતો લાગવગવાળો નિરંજન યાદ આવ્યો

અને છેલ્લે આ બે વાતની તુલનામાંથી પ્રશ્ન ઊઠ્યો: ત્યારે શું જમાનો બદલાઈ ગયો છે? કે પછી માનવીની વૃત્તિઓ બદલાઈ ગઈ છે?

હજુ સુધી મને ઉકેલ મળ્યો નથી

☆

ગણપતિનો અર્થ સમજવા જેવો છે. ગણપતિ એટલે ગણોનો પતિ—રાજ્યોનો અધિપતિ. એવા ગણોનો પતિ કેવો હોવો જોઈએ! તેની આંખ ઝીણી અણીદાર છે જેથી તે ચોતરફ—રાજ્યભરમાં જે કંઈ સારું નરસું ષડ્યંત્ર વગેરે હોય તેની ઝીણવટભરી માહિતી તે પામી જાય હાથીની આંખ ઝીણી હોય છે છતાં પૈસા જેવી નાની વસ્તુ પણ શોધીને પોતાના મહાવતને આપે છે. ગણોના પતિના કાન સૂપડા જેવા શું કામ છે? કારણ કે તે અનેક જાતની સારી માઠી વાતો સાંભળી શકે. તેના અતિ મોટા પેટમાં બધી જ જાતની વાતો સમાય છતાં તેના પેટનું પાણી યે ન હાલે. તેના ઉદરમાં ઈર્ષા, વાદ, દ્વેષ, નિંદા વગેરે સમાવતાં આવડવું જોઈએ અને સૂંઢ જેવા લાંબા નાકથી રાજ્યમાં બનતી અનેક બાબતોની ગંધ તેણે મેળવવી જ જોઈએ રાજ્યકર્તાઓએ ઘણી વાર લોકોને ચાવવાના અને બતાવવાના દાંત જુદા રાખવા પડે છે. ગણપતિના દંતશૂળ એ રાજ્યદંડ યા રાજ્યશક્તિના પ્રતીક સમાન છે. તેનું વાહન તુચ્છ ઉંદર છે તેનો અર્થ આ કરવાનો, કે ઉંદર જેમ એક એક ઘરનો કે વાસણનો માહિતગાર હોય છે તેમ ગણોના પતિને રાજ્યના એકેએક પ્રદેશથી જાણકાર રહેવું જોઈએ. તેમની પત્નીનું નામ રિદ્ધિ સિદ્ધિ રાખવામાં આવ્યું છે તેના પ્રતીક તરીકે લાડુ રાખવામાં આવ્યો છે. એટલે કે જે પ્રદેશનો ઉપરી—ગણપતિ—ઉપર કહ્યા તેવા ગુણ કે લક્ષણવાળો હોય તેને ત્યાં લાડુ જેવી સમૃદ્ધિ આવે છે. —મંછારામ ના. પટેલ

# ચાચાજીની વાતો

વિમળાબહેન પટેલ

વહેલી સવાર.

પરો ફાટવાની હજી શરૂઆત થઈ છે.

માળામાંનાં પંખીઓનો ક્યાંક ક્યાંક ફફડાટ કાને પડતો હતો. સામે થોડાંક ઘરો. એમાથી ઘંટીનો અને વલોણાંનો સૂરીલો અવાજ કાને પડતો હતો. મીઠો લાગતો હતો. વળી એમ પણ મનમાં થતું કે જમાનાની ઓસરતી જતી સમૃદ્ધિ કે બીજું બધું ઉલેચાતું જાય છે, પણ દહીં દૂધની માટલી (દોણી) ઉલેચાઈ નથી ત્યાં લગી ઠીક છે!!

આવી રમ્ય સવારે એક આગંતુક આવ્યો જેના બદામી સુંવાળા રેશમ જેવા માથે વાળ, નાની નાની કૂણી કૂણી હમણાં જ જાણે ઊગેલી દાઢી મૂછ. એને જ શોભે એવો રૂપાળો ને રૂડો નાનો સરખો દેહ. ગોરું ગોરું વાન. એવો એ પહાણુ એના પહાડી મુલકમાંથી ઉતરી આવ્યો હતો.

હમણાં જ અમે પથારીમાંથી ઊઠ્યાં હતાં. ચોળાએલાં કપડાંને સમારીને, પંખીના માળા જેવા થઈ ગયેલા વાળને હાથથી ઠીક કરીને, મોંમાં દાતણ લઈને બગીચામાં આવેલા હોજને કાંઠે પાણીમાં પડતું પ્રતિબિંબ જોતાં અમે બેઠાં હતાં.

ત્યાં તો મેડીએથી સીડી ઝટ ઉતરીને પિતા દોડતા આવ્યા. પહાણુ યુવકને ઉંચકી લીધો. છાતી સરસો ચાંપીને આ ખભેથી પેલે ખભે, પેલે ખભેથી આ ખભે એમ પ્રેમાલિંગનથી એને નવાજી લીધો અમે તો આભાં જ બની ગયાં.

દાતણનાં કૂચા મોંમાંથી કાઢીને અમે ઊભા થઈએ જ છીએ ત્યાં જ રસોડામાંથી માનો સાદ સંભળાયો (જે ધ્વનિ હજી યે કર્ણપટે છે.) 'મલ્લિકજી આવ્યા છે. દોડો. ચા પહોંચાડો...'

અમે દોડ્યાં.

પહાણી યુવક મેડે બેઠો હતો. સફેદ ગાભલા જેવી ગાદીની એક કોરે બેસીને પિતાની વાતો સાંભળી રહ્યો હતો. મૃદુતા ભર્યું ભર્યું એનું હૈયું, નમેલી એની આંખ પાંપણો અને ત્યારે ય સૌ માટેનો સરખો પ્રેમભાવ છલકતો દેખાતો હતો.

અમે નમસ્કાર કર્યાં. એણે ઝીલી લીધા.

બાળ જિજ્ઞાસા જાગી. પહાણુ કોણ છે. કયા મુલકનો જાણવા ઈંતેજારી વધી. ખરેખર, એ કોઈ ઓલિયો છે. પિતાને મોઢેથી સાંભળવા મળ્યું. ગાંધી ગુરુનો ભારે આજ્ઞાધીન. મોટામાં મોટું, નાનામાં નાનું, ભારેમાં ભારે કામ તે કરે. છેક વાયસરોયને બંગલે સંદેશા પહોંચાડવાનું કામ તે કરી ચૂક. તે પ્રસંગે આપણને ઋષિ યુગના શિષ્યોની યાદ જરૂર અપાવે.

'કવેકર્સ'નો એ અનુયાયી. જાતે પોતાનાં કામ કરવાં. કપડાં પણ હાથે ધોવાં. એવું એવું તો જરૂર કરી જાણે. 'લેના ફકીરી–ક્યા દીલગીરી, સદા મગનમાં રહેના જી.' આ પંક્તિ પ્રમાણે તે જીવી જાણે છે. મોટા મોટા અમીરોના મહેલોમાં તેનો નિવાસ. ભરપૂર સાધન સગવડ અને પાણી માગતાં દૂધ મળે એવાં તો એનાં માનપાન. છતાં વખત આવ્યે સૂકાં ઝાડ નીચે સૂવાની એની તૈયારી જોઈ આપણું માથું એનાં ચરણોમાં ઢળે છે. ત્યાર પછી તો એના સંગમાંથી જ અનુભવવા મળ્યું કે એનામાં દૈવત જુદું જ કાંઈ છે. માનવીમાં કુદરતે-ઇશ્વરે-પ્રભુએ બક્ષેલી શક્તિઓને, દૈવી અંશને કેળવીને માનવ પુષ્પ વિકસીત કરી શકાય છે. દેવ બનાવી શકાય છે. એની પ્રતિતી કરાવનારો જબરો એક મનોવૈજ્ઞાનિક પુરુષ છે. વળી સંત કહો તો ય ચાલે. સાધુ કહો તો ય ચાલે.

બાળક જ્યારે એનાં ચક્ષુ ખોલે છે ત્યારે એને જગત આખું અદ્ભુત લાગે છે. જગતના સર્જનહાર માટે અહોભાવ જાગે છે. આ પુરુષ અમારે મન તેવો બન્યો.

'જાગો જાગો અમ નીંદ ન કરીએ' આ લીટી પહેલવહેલી મારે કાને પાડનાર એ. વહેલો ઊઠે. પોતાની પથારી–બિછાનું–પોતાને જ હાથે સંકેલે પોતાનાં કામ પોતે જ કરે. એવો એ વ્રતધારી. સવાર સાંજ વૈતાલિક ગાવાની પ્રથા શાન્તિનિકેતનમાં ત્યારે ખરી! સૂતેલાંને જગાડે. જાગેલાંને સુવાડે. પૂર્વજન્મના પ્રદેશની બારી ઉઘડે છે. આ કથા સંભળાય છે. કામ કરતો જાય. ગગનભેદી બુલંદ અવાજે ગીતો સંભળાવતો જાય અમે જાગી જઈએ. હજી યે એ વાતો યાદ આવે છે જેના ત્રણ ત્રણ દાયકાઓ વહી ગયા છે.

ગાંધી ગુરુનો એ ભારે ભક્ત. નાનાં બચ્ચાંઓ તો એને મન મોટી મૂડી. કને હોય તો તો જાણે બચ્ચાંથી

પેરાએનો રહે જ, પણ આરે હોય તો ય દરેક કાગળમા એ કોઈની ને કોઈની ખબર અંતર પૂછાવતો હોય છે, એના દિલમા સૌનો વાસ છે એમ એ વૈષ્ણવ જન છે.

ડગલે ને પગલે ગાંધી ગુરુની શીખ ધ્યાનમા લે છે. નાનેથી માંડી મોટાકટીના પ્રસંગમા હમેશા એ એમના ઉજ્જવળ દૃષ્ટાન્તો જ આપતો હોય છે ને ત્યારે કદિ કદિ એની આંખ ભીની પણ થતી જોવામા આવે છે.

ગાંધીજીનું અહિંસા વ્રત એણે એના જીવનમા વણી લીધું છે. પોતાને ઝાટકા વાગે તો પણ સામાને એકે ય કડવો અક્ષર હસતા હસતા ય ના બોલાય અરે, મહેણા મારવાં એ પણ એને મન કઠણ વાત. બહુ થાય તો વિનોદ કરી લે ખરો!

વિનોદી તો ખૂબ જ. ગમે એવા દીવેલીઆ મોંને એ હસાવી જાણે. નાનાં બાળકની મા તો એની જ મા જોઈ લો. એમની સામે નૃત્ય કરતો અને માનો હાથ પોતાને માથે મૂકાવતો જોઈ ભલભલા આપણા મન ગળી જાય. કોઈની ય લાગણી દુખાય એ એને મન મોત. કોઈ ને ગુસ્સો કરવો, કોઈને ખાટું લગાડવું એ તો એ વૈષ્ણવને મહા કષ્ટની વાત. એક વાર થયુ શુ મારાથી જ મારા ઘરમા જરાક ગુસ્સો થયો. એની જાણ મેં જ કરી. સાંભળીને એના મન પર એવી તો પીડા થઈ આવી કે બીજી જ ક્ષણે મે કાન પકડી લીધા ને નક્કિ કર્યું એને પીડા થાય, એવું મારે ના કરવું. સ્વભાવ છે. ઝટ સુધરે નહિ છતા પ્રયત્નમા જરૂર રહેવું. એટલું તો જરૂર થાય. આ થઈ હમણાની જ વાત. અને એ હવે તો સૌના ચાચાજી બન્યો છે. ધોળી મખમલ જેવી સુંવાળી દાઢીમા 'ચાચાજી'ના પુકારો મારે કોર કરાવતો હોય છે. (આપણે પણ હવે એને—એમને—એ રીતે જ ઈએ) 'જી' પોકારીને પોતે પ્રત્યુત્તર આપતા હોય છે.

ભૂલે ચૂકે ને સ્વાભાવિકપણે જ કોઈથી કોઈની નિંદા થઈ ગઈ તો એમને જાણે વીંછીએ ડંખ માર્યો ના હોય, એમ 'ઉંહ' કરી નાખે!

પોતે પોતાના સ્વામી છે. શરીરની પીડા એમને ઘણી બધી, ઘણી જાતની હોવા છતાં તે કદિ ડરતા નથી. ઢીલા પોચા બનતા નથી. હાશ કરીને ખાટલે પડવું એમને ગમતું નથી. અનંતનો એ પ્રવાસી અનંતમાં ઘૂમ્યા કરે છે પેટના દર્દ સુમાર વગરના છે. તેથી તો પેટ ગણપતિ જેવું લાગે છે. ને પોતે છે ય ગણપતિ. જેણાં ઝેરસાં દર્દ સહતી જો ઝે એવાં જ હોંશપૂર્ણતાં હળાહળ ઝેર પીને બેસી જાણે છે! ગાંધી-ગુરુની સાચી સમજ એ પચાવી શક્યા છે. ગાંધીજીને ખૂબ ઘણા જણ વાતો સંભળાવે. મતભેદોની ઝડીઓ વરસાવે. શબ્દ બાણોથી વીંધી નાખે છતા તે રહ્યા હતા સૌના બાપુ. સૌને સરખા ગણનારા. બાપુ બન્યા જગતભરના બાપુ. આ બન્યા જગતના ગણપતિ. ગાંધી ગુરુના એક પુત્ર સમા ગણપતિ જેવા તો ખરા જ પણ સાથે સાથે જનેતાની ખોટ પૂરે એવા લક્ષણવાળા ય બન્યા. 'દુખિયાનો વિસામો માડી તારી ઝૂંપડી' એની ઝૂંપડીમા એણે કેટલા યને સમાવ્યા છે. એનો છે એક જ મંત્ર 'ભગવાન સામે જુઓ સાચો માર્ગ, સાચા પ્રકાશ તે આપશે.'

સ્વચ્છતા (પવિત્રતા) એમનું આભૂષણ છે. પ્રેમ સૌન્દર્યના એ ઉપાસક છે. એમનું એ પરમ લક્ષણ છે. એક વાર એમણે પત્રમા છેકાછેકી કેમ મરાય એ ઉપર દૃષ્ટાંત આપ્યું: 'ગુરુદેવ કવિતાના ભલા તો શોખીન હતા કે પત્રલેખન વા તો કોઈ પણ જાતના લખાણમા છેકો મારવો પડે તો સીધો છેકો ના મારતા જાણે ફૂલ ચીતરતા ના હોય એમ છેકતા.' આ ટેવ, આ દૃષ્ટિ મહિલકચાચામાં આવી છે. એમના પત્રમા ય એવા જ ચીતરામણ આવતા હોય છે.

કર્તવ્યનિષ્ઠા એમનામા તરબોળ છે.

એક પ્રસંગ યાદ આવે છે સામાન્યતઃ પત્રલેખનમા હંમેશા મારી પ્રથા ટેવ પ્રમાણે મેં મથાળે 'વર્ગમાંથી' એમ લખ્યુ. વળતા જ પ્રત્યુત્તરમા એમણે મારા કાન પકડાવ્યા 'બાળકોનો સમય ચોરીને મને પત્ર લખ્યો? ફરી એમ ન કરતી.' તે દિવસથી હું પાકી થઈ ગઈ વર્ગમા અંગત કામ ન થાય!

જીવનભર એ અભ્યાસી રહ્યા છે. એમની અભ્યાસ કરવાની ટેવ, પોતાની વસ્તુ અમુક જગાએ જ મૂકાય. બીજાની વસ્તુ પોતાને જ હાથે સુપ્રત કરાય. વગેરે જાતની અંગત ચોકસાઈ, વ્યવસ્થા તો એમનુ ધ્યેય છે. માટે જ આગ્રહ જાળવી જાણે છે. જીવનપ્રદેશ આખો ય ખૂંદી વળ્યા છે. 'ભોમિયા વિના મારે ભમવા'તા ડુંગરા' આ પંક્તિ એમણે ગાઈ જાણી છે. અહીં તહીં ભમીને જીવનસૌરભ મેળવે છે. સૌને લહાણી કરે છે એમ એ છે મધમાખી જેવા.

પ્રાર્થનાના તો એ પરમભક્ત છે. ઉપાસક છે.

'પ્રભુજી તેં' કું'તેલ તાસ

સબ કુછ મૈંને તૂમસે પાયા.
ફીર મૈં ક્યોં ઉદાસ...પ્રભુજી મૈં હું તેરા દાસ.'

આ ભજન ગાતાં ગાતાં તો તે ગળગળા થઈ જાય છે. કંઠ ભરાઈ આવે છે એમનો. આખું વાતાવરણ ત્યારે તો સ્તબ્ધ થઈ જાય છે. નાનાં ચંચળ બાળકો પણ મુંગાં બનીને સામે જોઈ રહે છે. 'પ્રીતમનું મીલન' આ એમની પ્રભુપ્રેમની પ્રણયકથા સંભળાવતા હોય છે ત્યારે એમની સ્થિતિ અવર્ણનીય બને છે. એમની આંખો વિરહવ્યથાથી ભીની થઈ જાય છે. પુત્રવિયોગી મા પતિવિરહી પત્ની અને બંધુ બેલડી તૂટતાં વીલી થઈ ગયેલી બહેન જેવો ઘાટ એમનો થઈ જાય છે.

આવું આવું તો એમનાં દિલના ભંડારીએ ઘણું બધું સાચવ્યું હશે જે અખૂટ અતુલ હશે. છતાં તે નિરહંકારી છે. નિઃસ્પૃહી છે. મોટામાં મોટું મૂલ્ય તો એ છે કે અહમ્‌થી તે ખૂબ ડરે છે. એ સદાય કહે છે. 'અહમ્‌નું કામ ચોર જેવું છે. આપણે સતત ચોકીદાર ના રહીએ, તો પાછલે બારણે રહીને પેસી જાય છે. અને આપણને એને વશ બનાવી દે છે. આપણો વિકાસ થવા દેતો નથી.'

અંતમાં, ગાંધી-ગુરુદેવના સમાગમમાં સાન્નિધ્યમાં રહી એમણે પોતાનું જીવન ઉત્કર્ષ બનાવ્યું છે. એવા એ પહાણી પિતાને ઓળખવાનો દાવો તો થઈ શકતો નથી, પણ નમ્રપણે પ્રણામ કરવાની તક લઈ સભાગી બનું છું.

## અમૂલ્ય ભેટ

"હું ખૂબ નાનો હતો. ત્યારની વાત છે. મારા સ્મરણ પટે હજી યે એ બધું તાજું જ છે મને ગાંધીજીને પ્રત્યક્ષ જોવાની ખૂબ જ ઇચ્છા. એટલે સુધી કે જ્યાં ને ત્યાં લાગ જોતો જ રહું. એક વાર બન્યું એમ કે ગાંધીજી અમારાં સ્ટેશને રહીને પસાર થવાના છે એ સમાચાર સાંભળવા મળ્યા. હું તો ખૂબ ખૂબ રાજી થયો અને મનમાં સંકલ્પ કર્યો કોઇ હિસાબે મારે દર્શન તો કરવાં જ.

શાળામાંથી હું અને મારા બે ચાર ગોઠિયાઓ ભાગી છૂટ્યા. ચાલુ શાળાએ ભાગવું એ તો મોટો ગુન્હો ગણાય. એ બદલ મેં અને મારા ગોઠિયાઓએ શિક્ષક મહાશયની છ છ સોટીઓ પણ ખાધી હતી.

સ્ટેશને પહોંચ્યા. મોટી બધી માનવમેદની. જાણે કીડીઓ દરમાંથી ઉભરાઇ હોય એમ. એવા સંજોગોમાં અમે — નાના વેંતિયાઓ — ગાંધીજીને શે મળી શકીએ! પણ અમારો દૃઢ નિશ્ચય અમને હિંમત આપ્યા કરતો હતો.

મારા હાથમાં ગુલાબનું ફૂલ હતું એ ફૂલ મારે કોઇ હિસાબે ગાંધીજીને મસ્તકે ચડાવવું હતું. જોગ કેમ ખાય એની અમારે માટે બારે પંચાત હતી. છેવટે એક રસ્તો સૂઝ્યો. ગાડી આવે જે ડબ્બામાં ગાંધીજી બેઠેલા દેખાય કે તરત મારે ફૂલ ઉછાળવું. ખરેખર, થયું જ એમ. જેવી ગાડી યાર્ડમાં આવી, એવા જ અમે દોડ્યા. પહેલા સિગ્નલ આગળ ગાડી જરા થોભી. હું દોડ્યો. મારી પાછળ મોટાં લોકટોળાં પણ આવ્યાં ગાંધીજીએ ડબ્બામાંથી બહાર સહજ ડોકિયું કર્યું, જેવું એમણે ડોકિયું કર્યું એવું જ મેં ફૂલ ઉછાળ્યું. તડ દેતાંકને એ ફૂલ ગાંધીજીના કપાળે જઈને અડયું. (ફૂલ કેટલું સભાગી! ગાંધીજીનાં કપાળનો સ્પર્શ પામ્યું!)

ગાંધીજીની પ્રેમાળ આંખ એટલી મોટી અસંખ્ય મેદનીને વીંધી મારી કને દોડી આવી અને પોતે ખડખડાટ હસી પડ્યા. હું રાજી રાજી થઇ ગયો. એ હાસ્ય હજી યે મારાં દિલને નવાજે છે અને મોટી બધી હુંફ આપે છે. જીવનમાં કોઇ કિંમતી ભેટ બક્ષીસ મળી હોય, તો આ છે. એમ લાગે છે. સોટીનો માર ક્યાંય તુચ્છ લાગે છે."

આજે તો ધંધે ધાપે ક્યાંય મોટા થઇ ગએલા અને સારા દાક્તરમાં ગણતરી થઇ શકે એવા એક દાક્તર મિત્રે પોતાની આ બાળકથની કહી સંભળાવી ત્યારે મારાં મનને સહજ પ્રશ્ન થયો, બાળ દૈયામાં શું નથી પડ્યું? એક મહાપુરૂષની પાછળ કેવાં ગાંડાતૂર હોય છે અને તેમનાં દર્શનને કાજે પોતાની તમામ આવડતનો, શક્તિનો તે પરચો બતાવતું હોય છે. અને બીજું પણ એક કથન યાદ આવે છે. "ગાંધીજી જીવતા છે. મરી નથી ગયા. મરી ગયું છે એમનું મૃત્યું. 'વૈષ્ણવ જન તો તેને રે કહીએ. જે પીડ પરાઇ જાણે.' ગાંધીજી આ ભજનમાં દેખાય છે. આપણે એમાં જોવાની અને એમાંથી દર્શન કરી આપણાં જીવનના આચારમાં ઉતારવાના નમ્ર પ્રયાસો કરીએ."

શિક્ષકો અને બાળકો મળીને મંડ્યા હતાં સૌ ગાંધીજીની ૯૧મી જયંતી ઉજવવા માટે. ચારે કોર વાતાવરણ ઉત્સવ ગાથાઓથી ભર્યું પડ્યું હતું તે વખતે એક ચિંતકે વિવેચન કરતાં ઉપરનાં વેણ ઉદ્દગાર્યાં હતા.—વિ.પ.

ગાંધીજીમાં કંઈ એવું આકર્ષણ હતું. કંઈ એવું જાદુ હતું કે તેમને પ્રથમ વાર મળનાર તેમના પ્રત્યે ખેંચાઈ જાય અને કાયમના ભક્ત બની જાય.

લખનૌ કોંગ્રેસ અધિવેશનમાં ઈ.સ. ૧૯૧૬ની સાલમાં જવાહરલાલ નેહરુ તેમને મળ્યા અને પટ્ટશિષ્ય બન્યા.

અમદાવાદમાં કોર્ટમાંથી છૂટી સાંજે વલ્લભભાઈ ક્લબમાં ગયા ત્યારે ક્લબમાં કોઈ ન મળે. અને તેઓ ગાંધીજીના પ્રવચનમાં ગયા. ઈ સ. ૧૯૧૬ની એ સાલ. 'દક્ષિણ આફ્રિકાના ભારતવાસીઓના પ્રશ્ન' પરનું ગાંધીજીનું પ્રવચન તેમણે સાંભળ્યું અને ત્યારથી તેઓ તેમના અનુયાયી બન્યા.

૧૯૧૬માં વિનોબા ભાવે કૉલેજનો અભ્યાસ છોડી આશ્રમમાં વસવા આવ્યા. ગાંધીજીએ તેમને સંસ્કૃતનો અભ્યાસ પૂરો કરવા ફરી બહાર મોકલ્યા. બરાબર એક વર્ષે વિનોબાજી પાછા ગાંધીજી પાસે આવી ગયા અને ત્યારથી....

મીરાબહેને ગાંધીજીને પત્ર લખ્યો અને ૧૯૨૫માં લંડન છોડી તેઓ કાયમ માટે સાબરમતી આશ્રમમાં વસવા આવી ગયા. મહાદેવભાઈ દેસાઈ તેમને લેવા સ્ટેશને ગયા હતા. ગાંધીજીએ 'પોતાની પુત્રી' તરીકે આવકાર્યાં.

ઈ.સ. ૧૯૧૪ના પ્રથમ વિશ્વયુદ્ધ વેળા ઈંગ્લાંડમાં શ્રીમતી સરોજીની નાયડુએ પાટાપીંડી માટે ભારતીય નારીમંડળ શરૂ કરેલું. ગાંધીજીએ જુલયુદ્ધમાં આ જાતનું કરેલ એટલી ખ્યાતિથી આકર્ષાઈ લંડન ગાંધીજી આવ્યા ત્યારે સરોજીનીદેવીએ તેમનું દ્વાર ખોળી કાઢ્યું અને મળ્યાં. ગાંધીજીને તદ્દન સાદું ભોજન લેતા જોઈ તેઓ ખડખડાટ હસી પડ્યાં, ત્યારે ગાંધીજીએ કહ્યું "તમે જ મિસિસ નાયડુને! એમના સિવાય આવી ધૃષ્ટતા કોણ કરી શકે? આવો, સાથે જમીએ" પરંતુ આવો ખોરાક લેવાના વિચાર માત્રથી તેમની રેખાઓ બદલાઈ ગઈ, તેઓ બોલ્યાં, "ના, આભાર." પણ ત્યારથી તેઓ જીવનભર . . .

બેરીસ્ટર ઝીણાએ ગોળમેજી વેળા તેમને લંડન રેસ્ટોરામાં સાંભળ્યા અને પ્રભાવિત બન્યા.

ઈ સ. ૧૮૯૯થી સ્વ. નામદાર આગાખાન સાથે ગાંધીજીને પત્રવ્યવહાર. પરંતુ પ્રથમ મુલાકાત થઈ લંડનમાં રીટ્ઝ હોટલમાં ગોળમેજી પરિષદ વેળા. આગાખાને કહેલું, "મુસલમાનો પ્રત્યે પિતા જેવું વહાલ દાખવો તો આ પ્રશ્ન તુરત હલ થઈ જાય." ગાંધીજીએ કહ્યું. "મારાથી એવો ખાસ વર્તાવ કદિ બને નહિ, આમાં લાગણીઓનો સવાલ નથી, આમાં તો રાજકિય નિર્ણય જ જરૂરી છે." વર્ષો બાદ આગાખાને ગાંધીજીને આ પ્રસંગ કહ્યો ત્યારે આવી મહાન ગેરસમજથી તેમને આંચકો લાગ્યો, તેમણે દુઃખદ રીતે કહેલું "એક ખૂબ, ખૂબ, ખૂબ મોટી ગેરસમજ થઈ છે. મને હજુએ એ, પ્રસંગ યાદ છે. મેં કહેલ એનું તાત્પર્ય એ હતું કે હું મુસલમાનો પ્રત્યે કદિય વધારે પડતી વત્સલતા દાખવી નહિ શકું, હું તેમને મારા સગા ભાઈઓ, મારા સમોવડીઆ ગણી શકું ... '

રાજકુમારી અમૃતકૌરે પોતાના પિતા હરનામસિંહ અને ગોપાલકૃષ્ણ ગોખલે પાસેથી ગાંધીજી વિષે ઘણું સાંભળ્યું હતું પરંતુ પ્રથમ મુલાકાત તો થઈ હતી ઈ.સ. ૧૯૧૫ના મુંબઈમાં યોજાયેલ કોંગ્રેસ અધિવેશન વેળા.

મુંબઈના મોતીલાલ નેહરુના નિવાસસ્થાને ગાંધીજી ગયા ત્યારે મોતીલાલ નેહરુ અને ૧૯ વર્ષના વિજયાલક્ષ્મીએ તેમને સત્કાર્યા. વાતો ખૂબ ચાલી અને પશ્ચાત્ય પદ્ધતિથી જમવાને બદલે ગાંધીજી સાથે સૌ સાદડી પર જમ્યા, ત્યારથી વિજયાલક્ષ્મી ગાંધીજીના અનુયાયી થયાં

ઈ. સ. ૧૯૧૬માં ગોધરાની રાજકિય સભા વેળા જીન્હા સાથે ગાંધીજી મળ્યા ગુજરાતીમાં બોલવાના આગ્રહને માન આપી જીન્હાએ પ્રવચન ગુજરાતીમાં શરૂ કરેલ પણ પૂરું તો કર્યું અંગ્રેજીમાં જ.

ફિનિક્ષ આશ્રમના કેટલાક અંતેવાસીઓ શાંતિનિકેતનમાં વસેલા, તેમને મળવા ૧૭ ફેબ્રુઆરી, ૧૯૧૫ના રોજ ગાંધીજી ગયા હતા. ટાગોર એ વેળા કલકત્તા ગયા હતા એટલે ૧૦ માર્ચ ૧૯૧૫ના રોજ ગાંધીજી ફરી ગુરુદેવને મળવા શાંતિનિકેતન ગયેલા. તેમનો ભાવભીનો સત્કાર થયો. ત્યારથી આજ સુધી દર વર્ષે ૧૦મી માર્ચ 'ગાંધી દિન' તરીકે ઉજવાય છે.

ચંપારણની પરિસ્થિતિથી વાકેફ થતા રાજકુમાર

શુક્લો સાથે ગાંધીજી રાજેન્દ્રબાબુને ઘેર ગયા, ત્યારે તેઓ જગન્નાથપુરી ગયા હતા. નોકરોએ તેમનો યોગ્ય સત્કાર કર્યો નહિ. ઘરમા પ્રવેશવા દીધા નહિ. સ્નાન પણ બહાર કરવું પડ્યું. ત્યાંથી તેઓ મુસલમાન મિત્રને ત્યાં રહેવા ગયા. રાજેન્દ્રબાબુ ગાંધીજીને મળ્યા ત્યારે તેમનું માથું શરમથી નીચું નમી પડેલું. તેઓ ખૂબ શરમિંદા બન્યા હતા. ગાંધીજીએ હસતાં હસતાં માત્ર એટલું જ કહેલું કે, "હું તમારા ઘેર જઈ આવ્યો છું."

કસ્તુરી રંગા આયરના આમંત્રણથી તેઓ મદ્રાસ ગયેલા અને ૧૯૧૯માં બે દિવસ સુધી રાજગોપાલાચારીને ત્યાં રહ્યા ત્યાં સુધી તેમને ખબર નહોતી કે તેઓ કોના મહેમાન છે. ગાંધીજી આવા શરમાળ યજમાનને મળતાં સંકોચ પામતા હતા, પરંતુ મહાદેવભાઈ દેસાઈ રાજગોપાલાચારીને ખેંચી લાવ્યા અને ત્યારથી તેઓ ગાંધી રંગે રંગાયા અને રાજકારણમા ઝંપલાવ્યું.

ઈ. સ ૧૯૨૦માં હકીમ અજમલખાનના ઘેર ઉર્દૂના વિદ્વાન પંડિત મૌલાના અબુલ કલામ આઝાદને મળ્યા. મૌલાના ત્યારથી તેમના ભક્ત બન્યા.

આમ ગાંધીજીની પ્રથમ મુલાકાત તેઓને યાદગાર બની રહી. (અંગ્રેજી પરથી) —કિશોર હી. પારેખ

✡

## પ્યારાબાપુ


વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૧, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઓર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

**'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ**

**['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]**


---

અનુક્રમણિકા ........................................ ૧૨ નવેમ્બર ૧૯૫૯


| | | પૃષ્ઠ | | | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧ બાપુના પત્રો... | ... ગાંધીજી | ૨ | ૮ આવા હતા બાપુ ... | પ્રભુદાસ ગાંધી | ૧૨ |
| ૨ આ સાતમાં તું કઈ છે?... | 'ગિરિરાજ' | ૩ | ૯ આ વાર્તા નથી | ... લલિતકુમાર શાસ્ત્રી | ૧૪ |
| ૩ ન્યાય ... ... | કિશોર પારેખ | ૫ | ૧૦ કર્મના ફળની મર્યાદા બાંધુ છું ... | 'ઇન્દ્ર' | ૧૫ |
| ૪ અહંકાર ન રાખતા • | દેસાઈ વાલજી ગોવિન્દજી | ૬ | ૧૧ પરીક્ષા ... | ... લલિતકુમાર શાસ્ત્રી | ૧૮ |
| ૫ અરીસા રાખજો બે બે ... | " " | ૭ | ૧૨ ચાચાજીની વાતો ... | વિમળાબહેન પટેલ | ૨૦ |
| ૬ મૂર્ખ, મહામૂર્ખ....... ... | પુષ્પા ગાંધી | ૮ | ૧૩ પહેલી મુલાકાત ... .... | ... | ૨૩ |
| ૭ વંદન હજો ... ... | ધીરેન ગાંધી | ૧૧ | ૧૪ મુક્તકો ... | તનસુખ ભટ્ટ | કવર પેજ ૪ |



પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ



જનુની જુગદંબા ઘરે, ગામની અંબા ગે;
દશા ફરી, દી પાલટ્યો, ઝીંઝકે જઈને રે.

ઝિંઝકાવાળી જોગણી (ને) ઘરની માતા ઘો,
નર મીઠાની તાણ્યના, કાયા માયા ખો

ચોસઠ નરને રોળિયા, ઈ અંબા ટેવાય;
(તો) ડાકણ શાકણ વંતરી, ઈ કોને કેવાય?

જનની ઘેનુ સરસ્વતી, ભારત, આદ્યા અંબ;
છઠ્ઠી પૂજણ હારના, કરણ ચરણ બે લંબ,

તનસુખ ભટ્ટ

# ગીતાંજલિ : એક અધ્યયન

ગુરુદયાલ મલ્લિક

રવીન્દ્રનાથ ટાગોર (૧૮૬૧–૧૯૪૧) 'ગીતાંજલિ' એ નામના ભાવવાહી ગીતોના સંગ્રહથી ૧૯૧૩માં નોબેલ પારિતોષિક મેળવી જગતમાં પ્રસિદ્ધ થયા. ૧૦૩ ગીતોમાં ગુરુદેવે જે ભક્તિપૂર્ણ ઉદાત્ત ભાવનાઓ પ્રગટ કરી છે તે આજે પણ મનુષ્યને પરમાત્માની પાસે લઈ જઈ શકે છે. જીવનના આદર્શો, આદર્શોની સાધના, સાધનાના પ્રકારો, પ્રભુનું દર્શન, પ્રેમ અને આનંદ–આ બધાં તત્ત્વોને ગુરુદેવે સંગીત અને કલા દ્વારા એવી સરસ રીતે વર્ણવ્યાં છે કે તેના રહસ્યનો શાંતિથી વિચાર કરવામાં અપૂર્વ પ્રકાશ અને પ્રેરણા મળે છે. શ્રી ગુરુદયાલ મલ્લિકે ગીતાંજલિમાંથી લગભગ વીસેક કાવ્યો ચૂંટી તેનું સુંદર વ્યાખ્યાન કર્યું છે. વ્યાખ્યાનની પદ્ધતિ એટલી બધી સારી છે કે ગહન વિચારો પણ બહુ સરલ બની જાય છે અને વાચકને ગળે બધું તરત જ ઊતરી જાય છે. વિવરણ વાંચ્યા પછી ગુરુદેવનું ગીત તરત જ સ્પષ્ટ થાય છે અને અસાધારણ આનંદ આપે છે. મહાકવિઓની કૃતિઓને લોકભોગ્ય બનાવવા માટે આવા પ્રકારની વિવરણ પદ્ધતિ સ્વીકારવાની બહુ જરૂર છે...,... ....આ પુસ્તક દરેક વ્યક્તિએ ગીતાની માફક રોજ વાંચવા જેવું છે, લગ્ન જેવા શુભ પ્રસંગોમાં મિત્રોને ભેટ આપવા જેવું છે. આજે ભાવનાપ્રધાન સાહિત્યસરિતાનાં નીર જ્યારે સુકાતાં જાય છે, ત્યારે ગુરુદેવની પ્રસાદી માનવસમાજને ચખાડવામાં આવે છે એ આપણું સદ્ભાગ્ય છે. મનોહર મુદ્રણ માટે પ્રકાશકને પણ ધન્યવાદ આપવો ઘટે છે. દરેક પુસ્તકાલય આ પુસ્તક વસાવે અને આપણાં ભાઇબહેનો તેનો લાભ લે.

—પુસ્તકાલય : મે, ૧૯૫૮

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૨ ( ૧૨ – ડિસેમ્બર – ૧૯૫૯ ) અંક ૧૦ મો

સત્યનો જય છે જ. એનો અર્થ એવો ન કરાય કે આપણે ધારીએ તે જ વખતે જય મળવો જોઈએ. વળી એમ પણ ન કહી શકાય કે આપણે માનીએ તે સત્ય જ છે. તેથી આપણે આમ જ કહીએ, 'જે અમે ધારીએ છીએ તે સત્ય હશે તો જય જ થશે.' —બાપુ



(ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક

# બાપુના પત્રો



ચિ......

સરજનહાર વિષે તેં બહુ સારું લખ્યું છે. ભણવાનો અર્થ જ ખોટો છે. જે ગણી ન જાણે તે ભણ્યા નથી. જે ગણી શકે તે ભણ્યા છે. નિશાળમાં જ જાય તો જ ભણાય એ પણ વહેમ છે. જે ધર્મ આચરી શકે તે ભણ્યા કહેવાય. પછી અક્ષરજ્ઞાન હોય તો તે એક વધારે સાધન ગણાય ને અવસર મળ્યે તે લઈ લઈએ. આ સમય અનુભવરૂપી વધારે જ્ઞાન પામવાનો છે તેથી અક્ષરજ્ઞાન મુલતવી રાખીએ. મુંબઈનો ઉત્સાહ ઠીક છે પણ નિયમિત રીતે ધીમું લાગતું કામ કરનાર છે એ કદાચ વધારે પણ અસર કરતી હોય. ગોકળગાય અને સસલાની વાત સાંભળી છે ના? આશ્રમમાં રહીને કામ કરવાની સેવા હું ઓછી નથી ગણતી.

ય. મં. ૫-૧-૩૧ —બાપુના આશીર્વાદ

* * *

ધ્રુવં જન્મ મૃતસ્ય ચ નો અર્થ હું બેસાડું છું તે વિદ્વાનની દૃષ્ટિએ કશા કામનો ન હોય એમ સંભવે. પણ એનો અર્થ આત્મા અને દેહ બન્નેને સારુ લાગુ પડાય. અમૂર્છિત આત્મા નથી જન્મતો નથી મરતો પણ જે તેને મરનારો માને છે તેણે તેને ફરી જન્મવાવાળો માન્યે જ છૂટકો. કેમકે આ જગતમાં સર્વથા નાશ કશી વસ્તુનો નથી. જડ દેહનો પણ નથી. દેહ એક રૂપે મરી બીજે રૂપે અવતરશે. તેનું રૂપાંતર થયા જ કરવાનું. દેહ ભસ્મ થયા પછી તેના પરમાણુ રૂપે સ્થિત નહિ રહે કેમકે પરમાણુનું રૂપાંતર થવાનું છે. "ઘાટ ઘડિયા પછી નામરૂપ જૂજવાં અંતે તો હેમનું હેમ હોયે." આ કાંઈ ગળે ઊતરે છે?

ચિ.......

............ની સેવામાંથી તમે બન્ને અનાસક્તિ શીખી લેજો. કોઈ પણ અનન્ય ભક્તિમાંથી આપણે અનાસક્તિ વડે ઈશ્વર ભક્તિમાં સીધો પ્રવેશ કરી શકીએ છીએ. અને જો અનન્યભક્તિનો સંબંધ ઈશ્વરભક્તિની સાથે ન જોડાય તો એ ભક્તિ મોહનું રૂપ પકડે છે ને ભયંકર રૂપ ધારણ કરે છે. તમે બન્નેએ ... ... ની સેવા કરવામાં મણા નથી રાખી. મને ધાસ્તી હતી કે અ.. છેવટે જે કર્યું છે તે જ કરશે. પણ એની કાંઈ ચિંતા ન કરવી. અંતિમ ક્રિયા તારે હાથે આવે તો ય ઠીક, ન આવે તો ય ઠીક. તેં ઘણા પ્રકારની ભક્તિ કરી છે. એમાંથી હવે તું ઈશ્વરની ભક્તિ તરફ વળી જાય તો ભક્તિઓ ફળી. અને ઈશ્વર ભક્તિનું ખરું રૂપ અત્યારે હું જોઈ શકું છું એ તો સૂત્ર નારાયણ છે. વિવેકાનંદે દરિદ્રનારાયણ શબ્દ યોજ્યો હતો (જો હું ભૂલ ન કરતો હોઉં તો. કેમકે મને બરોબર યાદ નથી આવતું કે દરિદ્રનારાયણ શબ્દ વિવેકાનંદે યોજ્યો હતો કે બીજા કોઈ સાધુ પુરુષે) સત્ય નારાયણ તો પ્રસિદ્ધ છે જ પણ ક્રિયારૂપે સૂત્ર નારાયણ મારી પાસે તો પ્રકટ થાય છે. તેં એ પૂજાનો આરંભ કર્યો છે એનું ખરું સ્વરૂપ સમજી લેજે.

—બાપુના આશીર્વાદ

* * *

વહાલાં બહેન

તમે તો બહુ લોભી લાગો છો. અહીંથી

# મીરાંના ભજનો

વિમળાબહેન પટેલ



એક વાર કવિ રવીન્દ્રનાથ ટાગોર ફરતા ફરતા રાજસ્થાનમાં જઈ ચડ્યા. ત્યાં એમણે લોકોના હૃદયઆંગણે સુવાસનાં પમરાટ આપતા ભક્ત મીરાંનાં ભજન પુષ્પ વેરાયેલાં જોયાં. આખરે કવિ! એનાથી રહેવાય ખરું? નીચા નમીને વીણી લીધાં ને સુંદર એક ચિત્ર ગાથામા સજાવીને લોક સમક્ષ ધર્યાં.

મૂળ તો રાજસ્થાની ભાષામા એમાંથી એમણે બંગાળીમાં એની સુંદર માળા ગૂંથી. એ માળામાંથી આપણે કંઈક મેળવીએ.

પણ ત્યારે યાદ આવે છે એક વાત. કુમારિકાઓ અને મંગળ કુળવધૂઓ મહાદેવજીનાં વ્રત કરે છે. મહાદેવજીને ચોખા ચડાવે છે. મહાદેવજીને ચડાવવાના ચોખા કંઈ જેવા તેવા હોય? એ તો નખથી ફોલીને અને તેય કેવા, જરા ય ખંડિત થયા વિનાના હોય એ જ ચોખા ખપ લાગે. કન્યાનાં મનનાં એવા કોડ હોય. કાળજાની કોર જેવા ચોખા મહાદેવજીને ચડે એવાં એમના વ્રત હોય.

કવિ મીરાં જેવી એક પ્રભુભક્તિમા મશગૂલ. એનાં પદ હાથમાં લે. એને હૈયા સાથે ચાંપે. એને આમ ફેરવે તેમ ફેરવે. ઊંચા ચડાવે. નીચે મૂકે. નાજુક એની આંગળાઓના સ્પર્શથી ખીલવવા મથે. અનંતના વિરાટ પ્રેમે નીતરતા હૈયામા સંતાડી એની માળા ગૂંથે. એ અજબ કળા અને એવો અપૂર્વ ભક્તિરસ રેલવવાની ગુંજાશ આ કલમમા ક્યાથી હોય? કવિની ભાવનાસૃષ્ટિમા પ્રવેશ કરવો હોય તો પ્રથમ એના જેવું થવું જોઈએ. પણ એ ય માગે છે એ મહા તપ. એને માટે તો તપોવનમાં પહોચવું રહ્યું. છેવટે એમાનું કશુંય હાથમાં ના હોય તો એટલું તો જરૂર થાય કે પેલી કન્યાના જેવા કોડ સેવીને બને એટલી ચીવટથી કવિની ભાવના ખંડિત ના થાય એવા નમ્ર પ્રયાસ કરવા રહ્યા અને એની કાળજી રાખવી રહી.

એ જ દૃષ્ટિએ કવિના કાવ્યનો આ ભાવાનુવાદ છે.

—વિમળા

—૧—

તૂમ આજ્યો જી રામા,<br>
આવત આસ્યોં સામા॥<br>
તૂમ મિલિયા મૈં બહૂ સૂખ પાઉં<br>
સરે મનોરથ કામા।<br>
તૂમ બિચ હમ બિચ અંતર નાહીં<br>
જૈસે સૂરજ ધામા॥<br>
મીરા મન હે ઔર ન માને<br>
ચાહે સૂંદર સ્યામા

હે પ્રિયતમ, તુમિ એસો, તુમિ એસો સંધ્યા હઈયા આસિતે છે. તોમાર મિલને જે આમિ પરમ આનંદ પાઈ, સકલ મનોરથ અમાર પૂર્ણ હય. તોમાર આમાર મધ્યે કોનં અંતર ત નાઈ; આમરા જેન સૂર્ય ઓ ધરણી. મીરાંર મન આર કિછુતે ઈ માને ના, ચાહે શુધ સુંદર પ્રિતમ કે (સ્યામ કે)!

"હે મારા પ્રિયતમ, તમે પધારો.

સંધ્યાની વેળા થઈ ગઈ છે. તમારું મિલન મને પરમ આનંદ આપશે. મારા સઘળા મનોરથ સફળ થશે. હે મારા પ્રભુ! મારી ને તમારી વચ્ચે કોઈ જાતનું અંતર છે નહિ. જેવાં સૂર્ય પૃથ્વી એક છે, તેવાં આપણે છીએ. અને જાણો છો? આ મીરાંનું મન બીજા કશાયમાં લાગેલું નથી. માત્ર એને લાગી છે એક જ લગની ને તે

એક સુંદર શ્યામની જ. એને વહાલો છે એ-શ્યામ-!"

-૨-

હેરી મૈં તો પ્રેમ દિવાની,
મેરા દરદ ન જાણે કોય ॥
સૂલી ઉપર સેજ હમારી,
કિસ બિધ સોના હોય ॥
ગગન મંડલ પૈ સેજ પિયાકી,
કિસ બિધ મિલણા હોય ॥
ઘાયલ કી ગત ઘાયલ જાણૈ,
કી જિન લાઈ હોય ।
જૌહરી કી ગત જૌહરી જાણૈ,
કી જિન જૌહર હોય ॥
દરદ કી મારી બન બન ડોલું,
બૈદ મિલ્યા નહિ કોય ।
મીરાં કે પ્રભુ પીર મિટેગી,
જબ બૈદ સાંવલિયા હોય ॥

"ઓ ગો સખી આમિ જે પ્રેમે પાગલ હઈયાછિ, આમાર વેદના તો કેહઈ જાને ના. શય્યા આમાર (બિરહ) શૂલેર ઉપર (હઈયા છે), નિદ્રા જાઈ કિ કરિયા? પ્રિયતમેર શય્યા ગગનમંડલે, મિলન તবে કેমন করিয়া হইবে. ব্যথিত যে সেই ব્યથা બોઝે જાહાર બ્યથા નાઈ સે કિ બોઝે? ગરલેર જ્વાલા ગરલ પાન કરિયા છે જે સેઈ જાને જે પાન કરે નાઈ સે ત બોઝે ના' વ્યથાય પાગલ હઈયા વને વન ઘુરિયા વૈદ્ય કે પાઈ ના, મીરાર પ્રભુ જખન વૈદ્ય હઈબેન શુધુ તખન ઈ જે વ્યથા મિટિબે।"

ઓ મારી સખી! પ્રેમની મારી દિવાની બનીને હું બેઠી છું. મારા અંતરની આ વેદના કોને ખબર પડે? આ મારી શય્યા તો મને વિરહની શૂળોથી ભોંકાય છે માથાં પછાડીને મરું છું તો ય નિદ્રા નથી આવતી, શેની આવે? પ્રીતમની શય્યા છેક ગગન મંડળે બિછાવેલી છે મારા જેવી હતભાગીને ત્યાં મળવાનું શે થાય? મારી સજની, ઘાયલની વાત તો ઘાયલ જ જાણે! જે ઘાયલ જ નથી તેને ઘાયલ દર્દની શી ખબર પડે? ઝેર તો જેણે પીધાં છે એ જ જાણે છે ઝેરના સ્વાદને. દરદની મારી હું સાન ભાન ભૂલીને, પાગલ બનીને વને વન ભટકું છું. ચોમેર ભમું છું. વૈદ કયાં ય મળતો નથી. અને હવે તો મારો પ્રભુ પોતે જ વૈદ બનશે, તો જ મીરાનું દર્દ મટશે. બાકી બધુ જ ફોગટ છે, વૃથા છે.

-૩-

મૈં બિરહિન બૈઠિ જાગું,
જગત સબ સોવૈ રી આલી ॥
બિરહિન બૈઠિ રંગમહલ મેં,
મોતીયન કી લડ પોવૈ ।
ઈક બિરહિન હમ ઐસી દેખી,
અંસુવન કી માલા પોવૈ ।
તારા ગિણ ગિણ રૈણ બિહાની,
સુખ કી ઘડી કબ આવૈ ॥
મીરાં કે પ્રભુ ગિરધર નાગર,
મિલ કે બિછુડન જાય ॥

હે સખિ, આમિ બિરહિણી જાગિયા રાત્રિ કાટાইতেছি. আর সকলেই সুপ্ত. રંગમહলে બિરહિણી জাগিয়া জাগিয়া મોતીর মালা গাঁথিতেছে; બિરહિণী (আমি) অশ্রুর হার গাঁথিতেছি। তারকা গণিয়া ગণિયা રાત্রি প্রভাত হইয়া যাইতেছে. আনন্দক্ষণ কখন আসিবে? হে মীরার প্রভু প্রিয়তম গিরধর, আমাকে ছাড়িয়া গিয়াছ?

"હું વિરહિણી એકલી જાગતી બેઠી છું. એમ જ રાત ગઈ છે! સૌ સૂતાં છે. રંગમહેલમાની વિરહિણી જાગીને મોતીની માળા પરોવે છે ત્યારે મારા જેવી આંસુની ધારાઓનો હાર ગૂંથે છે.

સખી મારી, શું કહું? આભના તારા ગણી ગણીને રાત વીતાવી. પહો ફાટયો. પ્રભાત થયું. પણ આનંદની વેળા ના આવી તે ના આવી! ક્યારે આવશે એ તો એ જાણે. હે મારા નાથ, મને છોડીને ગયા છો તે મારા-મીરાના-પ્રિયતમ ગિરધર કે બીજું કોઈ?"

# ચંદ્રને શશાંક કેમ કહે છે? 'ગિરિરાજ'

[બુદ્ધકથા]

બુદ્ધ ભગવાન જેતવનમાં વિહાર કરતા હતા તે વખતે દાન વિષે આ કથા કહી સંભળાવી.

શ્રાવસ્તીમાં એક ગૃહસ્થે બુદ્ધના મુખ્ય ભિક્ષુસંઘને માટે બધી આવશ્યક વસ્તુઓનાં દાનની તૈયારી કરી. તેણે ગૃહ દ્વારે સુંદર મંડપ રચી બુદ્ધના મુખ્ય ભિક્ષુસંઘને આમંત્રણ આપી મંડપમાં પાથરેલાં ઉત્તમ આસનો પર ભિક્ષુઓને બેસાડ્યા. પછી નાનાં પ્રકારના રસપૂર્ણ ભોજન કરાવી સાત દિવસો સુધીનું દાન આપ્યું. છેલ્લા અને સાતમા દિવસે પાંચસો ભિક્ષુઓને જેમાં બુદ્ધ ભગવાન મુખ્ય હતા બધી આવશ્યક વસ્તુઓનું દાન ખૂબ ધામધૂમથી આપ્યું. બુદ્ધ ભગવાન આ દાનને અનુમોદન આપતા બોલ્યા: 'ઉપાસક! તારે પ્રમન્ન થવું જોઈએ. આ દાન પુરાણા પંડિતોની પરંપરાને અનુરૂપ છે. પુરાણા પંડિતોએ યાચકોના સ્વાગત માટે પોતાનું બલિદાન આપી પોતાનું માંસ સુદ્ધાં દીધું છે. એમ કહી બુદ્ધે પોતાના પૂર્વજન્મની એક કથા કહી:–



ઘણાં ઘણાં વર્ષો પહેલાં વારાણસીમાં બ્રહ્મદત્તના રાજ્ય કાળમાં બોધિસત્ત્વ સસલાની યોનીમાં ઉત્પન્ન થઈ, જંગલમાં રહેતો હતો. તે જંગલની એક બાજુ પર્વત, એક તરફ નદી. અને એક તરફ ગામડું હતું. તેને ત્રણ શાણા મિત્રો પણ હતા – વાંદરો, ગીધ અને બિલાડો.

આ ચારે શાણા પંડિતો બાજુબાજુમાં રહેતા હતા. પોતપોતાની જગાએ જઈ ભોજન શોધીને સાંજે એક સ્થળે એકઠા થતા. આ ચારેયમાં વધુ શાણો સસલો હતો. તે ત્રણેયને ઉપદેશ આપતો: 'દાન આપવું જોઈએ, ધર્મની રક્ષા કરવી જોઈએ, વ્રતનિયમો કરવાં જોઈએ.' તેઓ તેનો ઉપદેશ ગ્રહણ કરી પોતાનાં નિવાસ સ્થાનમાં જઈને શાંતિથી રહેતા.

આ રીતે સમય વ્યતીત કરતા એક સમે બોધિસત્ત્વે (સસલાએ) આકાશમાં ચંદ્રને જોઈને જાણી લીધું કે બે દિવસ પછી વ્રતનો દિવસ આવે છે તેથી ત્રણે જણાને બોલાવીને કહ્યું. 'પરમ દિવસે વ્રતદિન છે. તમે પણ નાહી ધોઈ ને વ્રત કરજો ધર્મમાં પ્રતિષ્ઠિત થઈ તે દિવસે જે દાન અપાય છે તેનું ફળ ખૂબ મોટું મળે છે. માટે કોઈ પણ

યાચક આવે તો તેને પહેલા આપણા આહારમાંથી ખાવાનું આપીને ખાશે.' બધા 'ઠીક' કહી વ્રત કરવાનું નક્કી કરી પોતપોતાને ઘરે ચાલ્યા ગયા.

વ્રતને આગલે દિવસે શિયાળો સવારના પહોરમાં જ વહેલો શિકાર શોધવાને માટે નીકળી પડ્યો અને ગંગાતીરે પહોંચ્યો. એક માછીમારે સાત સુંદર સાત માછલીઓ પકડી તેને દોરીથી બાંધીને ગંગા કિનારે રેતીમાં સંતાડી દીધી. અને તેથીયે વધુ માછલીઓ પકડવા ગંગાના નીચાણવાળા ભાગમાં ગયો. શિયાળો જમીન સૂંઘતો સૂંઘતો જ્યાં માછલી માછીમારે દાટી હતી ત્યાં આવી પહોંચ્યો. માછલીની ગંધ આવતાં રેતીને ખોતરવા મંડ્યો. અને સુંદર મઝાની મોટી માછલીઓ જોઈ ખુશ થયો. તેને બહાર કાઢીને ત્રણવાર જોરથી બોલ્યો: 'કોઈ આનું માલિક છે?' જ્યારે તેને તેનો માલિક ન દેખાયો એટલે માછલીઓને બંધેલ દોરાને મોમાં લઈને પોતાની રહેવાની જગાએ લાવી એક બાજુ મૂકી દીધી —વ્રત પૂરું કરી નિરાંતે ખાઈશ—એમ વિચારી પોતાના ધર્મનો વિચાર કરતો સૂઈ ગયો.

ગીધ પણ વહેલી સવારમાં ઘરની બહાર નીકળી દૂર દૂર ભોજનની શોધમાં નીકળી પડ્યો. એક ખેતરની રખેવાળી કરતા એક ડોસાની ઝૂંપડીમાં પોટલા અને દહીંની દોણી જોઈ ત્યા પહોંચી ગયો અને ત્રણ વાર જોરથી પોકાર કર્યો: 'કોઈ આનો માલિક છે?' જ્યારે કોઈ માલિક ન દેખાયો એટલે દોણીની દોરી પોતાના ગળામાં ભેરવી પોતાના માળામાં એક જગાએ ટાંગી—વ્રત પૂરું કરી ખાઈશ—એમ કરી તે પણ પોતાના ધર્મનું ધ્યાન ધરતો સૂઈ ગયો.

વાંદરાએ પણ એક ઝાડના વનવનમાં ફરી કેરીનું ઝૂમખું કોઈ માલિક તેનો ન મળવાથી તોડી આણ્યો અને પોતાનાં રહેઠાણનાં ઝાડ પર મૂકી—વ્રત પૂરું થયે નિરાંતે ફળાહાર કરીશ—એમ વિચારી ધર્મનું ધ્યાન ધરતો લાગ્યો રહ્યો.

બોધિસત્ત્વ (સસલો) તો રોજની જેમ વ્રત પૂરું કરી સુંદર કૂણું ઘાસ ખાઈશ વિચારી પોતાની ઝાડીમાં જ પડ્યો પડ્યો વિચારવા લાગ્યો: 'મારી પાસે જો કોઈ ઓચિંતો યાચક આવશે તો હું એને ઘાસ નહીં આપી શકું. ભાત બાત પણ મારી પાસે નથી. તો પછી મારે શું આપવું. મારું વ્રત તો પછી નિષ્ફળ જ જાય છે ને?' ત્યાં ઓચિંતો વિચાર આવતા ખુશી થતા બોલી ઊઠ્યો. 'જો કોઈ યાચક આવશે તો હું તેને મારા શરીરનું માંસ આપી તેની ભૂખ ટાળીશ.'

તેના ધર્મના તેજથી ઇન્દ્રનું આસન ગરમ થઈ ગયું. ઇન્દ્ર વિચારમાં પડ્યો. અને કોનાં તપથી પોતાનું આસન ગરમ થયું છે તેનું તેણે ધ્યાન કરી શોધી કાઢ્યું. પછી વિચાર્યું— શશરાજની પરીક્ષા લઈશ. બ્રાહ્મણનો વેશ ધરી સૌથી પહેલા શિયાળના ઘરે ઊભો રહ્યો.

શિયાળો બોલ્યો: 'હે બ્રાહ્મણ, કેમ ઊભા છો?'

શિયાળના પૂછવાથી બ્રાહ્મણે જવાબ આપ્યો.

'હે પંડિત મહાશય, જો થોડો ઘણો આહાર મળે તો ઉપાસથી વતી થઈને શ્રમણધર્મ પાલન કરું.'

શિયાળાએ 'સારું' તને આહાર આપીશ કહી તેની સાથે બીજી આડી અવળી વાતચીત કરતાં કરતાં કહ્યું.

'હે બ્રાહ્મણ, પાણીમાંથી જમીન પર લાવેલી સાત સુંદર માછલીઓ છે તેને ખાઈને વનમાં નિવાસ કર.'

બ્રાહ્મણ: 'હમણાં તો સવાર છે. થોડી વાર ખમ પછી આવીશ.' કહી ગીધના માળા પાસે જઈ ઊભો. ગીધે પણ બ્રાહ્મણને પૂછ્યું: 'કેમ ઊભા છો?' બ્રાહ્મણે શિયાળાની પાસે માગણી કરી તેમ ગીધ પાસે પણ આહારની ભિક્ષા માગી. ગીધે 'સારું' આપીશ કહી તેની સાથે વાતચીત કરતાં કરતા કહ્યું:

'દૂર દૂર ખેતરની રખેવાળી કરતા બુઢ્ઢાનું રાત્રિભોજન માટે લાવેલું ભાતું મારી પાસે છે—

રોટલા અને દહીં – હે બ્રાહ્મણ! આટલું જ મારી પાસે છે તે ખાઈને વનમાં રહે.'

બ્રાહ્મણ: 'હજુ સવાર જ છે પછી ખાઈશ.' કહી વાંદરા પાસે ગયો. વાંદરાએ પણ પૂછ્યું. 'કેમ ઊભો છે?' ત્યારે બ્રાહ્મણે ભોજનની માગણી કરી. વાંદરાએ પણ 'સારું' આપું છું કહી તેની સાથે વાતચીત કરતાં કરતાં કહ્યું:

'પાકેલી કેરી, ઠંડુ પાણી અને શીતળ છાંયો આ છે, હે બ્રાહ્મણ મારી પાસે. આ ખાઈને વનમાં રહે.'

બ્રાહ્મણ: 'હજુ પરોઢ જ છે, પછી ખાઈશ.' કહી શશરાજ પંડિત (બોધિસત્ત્વ) પાસે ગયો. સસલાએ પણ 'કેમ ઊભો છે?' પૂછ્યું. તેના જવાબમાં બ્રાહ્મણે આહારની માગણી કરી. આ સાંભળી બોધિસત્ત્વ (સસલો) ખૂબ પ્રસન્ન થઈ બોલ્યો: 'બ્રાહ્મણ! તેં ખૂબ સારું કર્યું કે ભોજનને માટે મારે ત્યાં આવ્યો. આજ હું આ શુભ દિને એવું દાન આપીશ કે જેવું દાન હજુ સુધી કોઈ કાળે, કોઈએ આપ્યું નથી. તું સદાચારી લાગે છે માટે હિંસા તો નહીં કરે. માટે જા થોડા લાકડા એકઠા કર અને આગ લગાવી મને ખબર આપ. હું મારું આત્મબલિદાન કરી આગની જ્વાળામાં પડીશ. મારું શરીર તેમાં શેકાય જાય પછી તે માંસ તું ખાઈને શ્રવણ ધર્મ કરજે. આ રીતે બ્રાહ્મણની સાથે વાતચીત કરતા બોધિસત્ત્વે (સસલાએ) કહ્યું.

'શશની પાસે ન તલ છે, ન મગ છે, કે ન ચોખા છે. આ આગથી શેકાયેલા મને જ ખાઈને વનમાં રહે.'

ઈન્દ્રે તેની વાત સાંભળી થોડી વારમાં પોતાનાં તેજથી લાકડાના મોટા ઢગલાને સળગાવી બોધિસત્ત્વને ખબર આપ્યા. સસલાએ સુંદર કૂણાં ઘાસની પથારીમાંથી ઊઠી ત્રણ વાર પોતાના શરીરને ખંખેર્યું – કદાચ શરીરની રૂંવાટીમાં નાની જીવાતો હોય તો ન મરે – પછી આખા શરીરનું દાન કરી. ઉછળીને પ્રસન્ન ચિત્ત બની અગ્નિની જ્વાળામાં એવી રીતે કુદ્યો, જાણે રાજ હંસો કમળોનાં ઢગલામાં કુદ્યા હોય. પણ તે જ્વાળા બોધિસત્ત્વનાં શરીરની રૂંવાટીને પણ ગરમ ન કરી શકી. એવું લાગ્યું જાણે હિમના ઢગલામાં પ્રવેશ કર્યો હોય. તેણે બ્રાહ્મણને ઉદ્દેશીને પૂછ્યું. 'બ્રાહ્મણ! તારી બનાવેલી આગ આટલી ઠંડી કેમ છે? મારાં શરીરની રૂંવાટીને પણ નથી બાળી શકતી. શું વાત છે?'

'હે પંડિત હું બ્રાહ્મણ નથી, હું ઈન્દ્ર છું, તારી પરીક્ષા કરવા આવ્યો છું.'

બોધિસત્ત્વે સિંહ ગર્જના કરી 'ઈન્દ્ર! તારી તો શું વાત! પણ જો આ આખી સૃષ્ટિ પણ મારાં દાનની પરીક્ષા લેવા ઇચ્છે તો તે મારામાં ન દેવાની ઇચ્છા પણ નહીં જોઈ શકે.'

ઈન્દ્ર બોલ્યો, 'શશ પંડિત! તારા ગુણ જ્યાં સુધી સુરજ ચંદ્ર રહેશે ત્યાં સુધી પ્રસિદ્ધ રહે.' એમ કહી ઈન્દ્રે પર્વતને નીચોવી પર્વતનો રસ લઇ ચંદ્રમંડળમાં શશનો આકાર બનાવી દીધો પછી બોધિસત્ત્વને (સસલાને) આગની જ્વાળામાંથી બહાર કાઢી કૂમળા ઘાસમાં સુવડાવીને પોતાના દેવલોકમાં ચાલ્યો ગયો.

કથા આટોપતાં બુદ્ધ ભગવાન બોલ્યા. 'હે ભિક્ષુઓ! જે ગૃહસ્થો બધી આવશ્યક વસ્તુઓનું દાન કરે છે તેઓ પ્રતિષ્ઠિત સ્થાન મેળવે છે.'

અને ઊભા થતાં થતાં બોલ્યા; 'તે વખતે બિલાડો આનંદ હતો, ગીધ મૌદ્ગલ્લાયન હતો, વાંદરો સારીપુત્ર હતો, ઈન્દ્ર અનુરૂદ્ધ હતો અને શશ પંડિત તો હું જ હતો.'

# જોજે બીજાને ઘા ન વાગે

મહાસતી ઉજ્જવળકુંવરજી

કાઠિયાવાડમા રામજીભાઈ નામના એક ભાઈ રહેતા હતા તે મોટા ભાગે વિદેશમા રહેતા હતા લક્ષ્મીની તેમના પર કૃપા હતી લોકો તેને 'કપાળ ફૂટ્યો' કહીને બોલાવતા, કેમકે તેના કપાળમા એક ખાડો પડેલો હતો તેનુ જીવન બહુ સારુ હતુ તેની પાસે જ એક બીજો પડોશી રહેતો હતો તેણે એક દિવસે રામજીભાઈને કહ્યુ 'રામજીભાઈ, તમે બહાદુર તો દેખાતા નથી, તો પછી કપાળમા ઘા ક્યાથી પડ્યા?'

રામજીભાઈ જરા વિચારમા પડી ગયા થોડી વારે તેણે કહ્યુ 'ભાઈ મે લડાઈમા જઈને કોઈની સાથે યુદ્ધ તો નથી કર્યું, પરતુ આ ઘા દીવાનુ કામ કરે છે અને મને માર્ગદર્શન કરાવે છે'

પડોશીએ આશ્ચર્યપૂર્વક પૂછ્યુ 'તમે કેવી વાત કરો છો? શુ તે દીવાનુ કામ કરે છે?'

રામજીભાઈએ કહ્યુ ત્યારે શુ હુ ખોટુ કહુ છુ? આ ઘા'ની કથા સાભળવી હોય તો તમને કહુ જ્યારે હુ નાનો હતો અને કાઠિયાવાડમા રહેતો હતો, ત્યારે મારા મા બાપ ઘણા ગરીબ હતા તમારી જેમ ત્યા પણ મારા ઘર ની બાજુમા એક ધનવાન રહેતો હતો તે મારા માત પિતા સાથે બોલવામા પણ પાપ સમજતો હતો, કેમકે અમે ગરીબ હતા પરતુ બાળકોના મનમા કોઈ ભેદ હોતો નથી તેથી બાળકો સાથે રમતા હતા શેઠના બચ્ચા રોજ ફળ ખાતા અને છોતરા અમારી ઉપર ફેંકતા તેઓ રોજ મીઠાઈ ખાતા એને વધ્યુ ઘટ્યુ અમારી ઉપર ફેંકતા તેમને ખાતા જોઈને અમે પણ અમારા માબાપ પાસે મીઠાઈ માગતા પરતુ તે ક્યાથી લાવી આપે? અમારા માતપિતા દુઃખી થતા અને અમારા રડવા પ્રત્યે હમદર્દી દર્શાવતા, આથી વધારે કરવા અશક્તિમાન હતા



"આ રીતે રોજ અમે અમારા માતપિતાને કહેતા અને કજિયા કરતા છેવટે એક દિવસે મારી મા તે શેઠને ઘેર ગઈ અને શેઠાણીને કહ્યુ 'શેઠાણીજી, આપનુ સુખ જોઈને અમોને પણ આનદ થાય છે અને અમારા આશીર્વાદ છે કે આથી પણ વધુ સુખી તમે થાઓ પરતુ હુ આપને એક અરજ કરવા આવી છુ આપના બાળકો રોજ બહાર ફળિયામા આવીને મેવા મીઠાઈ ખાય છે જે જોઈને અમારા બાળકો પણ અમારી પાસે મેવા મીઠાઈ માગે છે એટલે જો આપ આપના બાળકોને ઘરમા બેસાડીને મીઠાઈ ખવડાવતા હો તો આપનો ઉપકાર, આથી અમારા બાળકોનો રાતનો કજિયો દૂર થશે'

આ મુજબ મારી માએ શેઠાણીને વિનયપૂર્વક કહ્યુ પરતુ શેઠાણી મદમા હતી, મારી માના કહેવાનો અર્થ તે સમજી નહી તેણે કહ્યુ

'મારા બાળકો ખાય અને તને હજમ ન થાય, તો તેમા હુ શુ કરુ? પુણ્યના પ્રભાવે અમને સુખ મળ્યુ છે તે તારાથી જોઈ શકાતુ ન હોય તો આખો ફોડી નાખ, એટલે જોવુ નહી, ને દાઝવુ નહી મારા બાળકો તો મેવા મીઠાઈ ખાશે અને ફળિયામા આવીને જ ખાશે'

"મારી માએ આ વાત સાભળીને દુઃખ અનુભવ્યુ. કઈ પણ વિશેષ બોલ્યા વિના તે ઘેર આવી. મારી મા જેવી આવી કે તરત જ મે

તેના સાડલાનો છેડો પકડ્યો અને કહ્યું: 'મા, મને બરફી દે; શેઠના બાળકો બરફી ખાઈ રહ્યાં છે, મને પણ દે.' મારી માતા ક્રોધમાં હતી. મારી જીદને કારણે તેનો ક્રોધ ઉગ્ર થયો અને પડેલા પથ્થર ઉપાડી મને માર્યો અને કહ્યું: 'આ લે બરફી.' પથ્થર મારાં કપાળમાં વાગ્યો. કપાળમાં ચાઠું પડી ગયું. કપાળમાં જે ઘા તમને દેખાય છે તે ઘા તે જ પથ્થરનો છે. પછી તો મારી મા બહુ રોઈ, પરંતુ પછી શું થાય? પંદર દિવસ બાદ મારું દુઃખ તો દૂર થયું. પરંતુ મારાં હૃદયમાં ઘા કોતરાઈ ગયો. તે દિવસથી મેં કદી મારી મા પાસે કંઈ માગ્યું નથી. થોડા વર્ષો બાદ હું વિદેશમાં આવ્યો, ઈશ્વરની દયાથી આજે મારી સ્થિતિ સારી છે, પરંતુ આ ઘા આજે પણ મને કહે છે કે,—

'બીજાનું ધન જોઈને તારા કપાળમાં ઘા વાગ્યો છે, પરંતુ તારું ધન જોઈને બીજાને ઘા ન વાગે તેની કાળજી રાખજે.'"

✪

## આંસુ

આસુ એ ઈશ્વરે માણસને આપેલી અણમોલ ભેટ છે. જેના જીવનમા આંસુ નથી ત્યાં તે જીવનનો સાર પામ્યો નથી. જેમ જીવનનો સાર પામવા માટે પ્રેમની આવશ્યકતા છે તે જ રીતે આંસુઓનું પણ જીવનમાં મહત્વનું સ્થાન છે.

પથ્થર આસુ પાડતા નથી. માણસ આંસુ પાડે છે. પણ જો એ માત્ર પોતાને માટે જ આંસુ પાડે તો તે એની સાચી કદર નથી જ્યારે બીજાને માટે આસુ વહે છે ત્યારે જ તેની સાચી કદર થાય છે; કેમકે એ રીતે વહાવેલા આસુ પ્રભુના કંઠમા મોતીઓનો હાર બનીને શોભે છે. પરંતુ આપણે જોઈએ છીએ કે માણસ મોટે ભાગે પોતાને માટે જ રડે છે—બીજાને ખાતર નહિ એને ખબર નથી કે, પોતાને ખાતર આંસુઓ વહાવ્યા કરવાથી તે પોતે કમજોર બની જાય છે, પણ બીજાને માટે વહાવે તો તને બળ જ મળે. પોતાના દુ ખમાં મરવુ એ જીવન નથી, બીજાના દુઃખમા મરવુ એમા જ જીવન છે.

ભક્તોનુ રુદન દુનિયાદારીના રુદનથી નિરાળું હોય છે. આપણે શા માટે રડીએ છીએ? આપણે ઊભી કરેલી અનેક કહેવાતી જરૂરિયાતો પૂરી નથી થતી માટે! પણ ભક્ત રડે છે એટલા માટે કે પોતે હજી ઈશ્વરથી આઘે છે, વિયોગી છે. એ આસુ અનોખા છે. તે માત્ર ઈશ્વરનાં ચરણો તરફ જ વહે છે.

માણસનાં આસુઓમાં ભારે શક્તિ છે. કહે છે કે રાજાઓના સિંહાસનો પણ ગરીબનાં આંસુઓથી ધૂળ ભેગાં થઈ જાય છે. ઘણી વાર આ દૃશ્ય જોવામાં આવે છે કે ઘરમાં જ્યારે મા બાપ અંદરઅંદર લડે છે ત્યારે તેમનાં નાના બાળકો સ્તબ્ધ થઈને તેમની સામે તાકી રહે છે અને પછી દેવદૂતની પેરે મોકળે મને રડવા માંડે છે. બાળકોના એ આંસુ જોઈને માવતર લડતાં બંધ થઈ જાય છે.

શું આપણે એ બાળકોની પેઠે આંસુ વહાવી શકીએ છીએ? શું આપણે બીજાઓ માટે રડીએ છીએ? પ્રભુ તો કિમિયાગર છે, એ તો આપણા એવા આસુઓને કમળના ફૂલોમા બદલી નાખે છે * ગુ० મ०

*સમર્પણ

જીવન, સાહિત્ય અને સંસ્કારનું પાક્ષિક

લવાજમ: ૭–૦૦, ભારતીય વિદ્યા ભવન, મુંબઈ–૭

✰

"આપણામાં જે સારી ભાવનાઓ સૂતેલી હોય તેને જાગ્રત કરવાની શક્તિ જે ધરાવે તે કવિ છે." —ગાંધીજી

# ખાંડાની ધાર

રાજા હરિશ્ચન્દ્ર છોડી ચાલ્યો રો'ર સત્યવાદી સતને કારણે જીરે;
વેચ્યાં રાણીને કુંવર રોહીદાસ ભૌચરી તારે વારણે જીરે.

ત્યાં તો ભનો પગ ન ઠેરાય શેરી નથી સો'યલી જીરે;
મારગ ખરો છે ખાંડાની ધાર દીસે વાટ દોહ્યલી જીરે.

સીપને ઉપની'તી સત્ય અપાર ઊંડીથી ઉપર આવવા જીરે;
માથે વેહતા મૂક્યા મેઘ -મોતીને મેળવવા જીરે.

મુને રત્ન લાધ્યું રામનું નામ, સદ્ગુરુજીના સાથમાં જીરે;
ભોજલ રનેહ રે કરીને ચિત્ત રાખ્ય હીરો આવ્યો હાથમાં જીરે.

ભોજો ભગત

(ઈ. સ. ૧૭૮૫–૧૮૫૦)

ક્ષુરસ્ય ધારા નિશિતા દુરત્યયા। —ઉપનિષદ

સતનો મારગ ખાંડાની ધાર છે. શૂરાપુરા હોય તેઓ તન, મન, ધન, તુચ્છ કરીને ય આ મારગે વિચરે છે અને તેઓ જ વૈકુંઠના વાસી થઈ શકે છે.

સતને કારણે રાજા હરિશ્ચન્દ્ર રાજપાટ, રાણી અને કુંવરને વેચી અને પોતે ય વેચાયો. મા બહુચરીને ખોળે તેણે તેનું સર્વસ્વ ધરી દીધું. અનંત વૈભવ અને લીલાવાળી ચૈતન્યશક્તિ 'બૌચરી'નું શરણ જ ઝંખ્યું

સતની શેરી સાંકડી છે ને એની વાટ દોહ્યલી છે બાઈબલ કહે છે '... strait is the gate, and narrow is the way which leadeth unto life, and few there be that find it.' સોહ્યલી શેરીમાં લોક ટોળે વળે પણ સતને મારગ કાયરનું કામ નહિ.

અતાગ સાગરને તળીએ પડેલી છીપ વર્ષાબિન્દુનું મોતી ઝીલવા ક્યાંથી ઊપડી ક્યાં લગી પહોંચે છે? વિપદના બારે મેઘ ત્રમઝટ વરસે એમાં ગોટવાઈને ડૂબી ન મરતાં માથું પાણીની ઉપર રાખવા મથે ને જીવનની ચરિતાર્થતા પામવાનું કામ મહાકપરું છે, પણ એના સુફલ એટલાં જ વિરલ છે

જીવાત્મારૂપી છીપને પરમાત્મારૂપી મોતી અંતરમાં ઝીલવું હોય તો એણે આ ખાંડાની ધાર જેવી વાટ લેવી જોઈએ

# આભા જેવા બાપુ

નવીન ગાંધી



શરીર નાશવંત છે અને આત્મા અમર છે એમ જાણ્યા છતાં આપણે મૃત્યુનો શોક કરીએ છીએ. બાપુ મરણ-નો ભય ટાળવા સતત જાગ્રત રહેતા અને પોતાના સાથીઓ અને મિત્રોને પણ એક જ વસ્તુ ફરી ફરીને કહેતા કે પ્રિયજન જાય ત્યારે એનું વહાલું કાર્ય તન, મન અને ધનથી કરીએ. શરીર તો કેવળ ઈશ્વરને રહેવાનું કે આત્માને ઓળખવાનું ઘર છે એમ જાણીએ તો બધું એની મેળે ઠેકાણે આવી જાય

આ પ્રસંગ સાબરમતી આશ્રમનો છે. આશ્રમનાં એક અંતેવાસી બહેનનાં મૃત્યુથી આશ્રમમાં શોકનું વાતાવરણ ફેલાયું. એમનાં પ્રેમાળ સ્વભાવથી સૌનાં દિલમાં તેમને માટે માન હતું. આ પ્રસંગે બાપુએ કહ્યું :

'.. છેવટે મોત આવે તો પણ આપણે તો મોતથી નહીં ડરવાનો નિશ્ચય કર્યો છે. એટલે ચિંતામાં પડવાનું હોય જ નહીં. શરીર તો પડવાનું જ છે. ને વળી પોતાને પડવાને ન્હાડે જ પડે છે. તેને અનુસરીને આપણને ઇલાજો સૂઝે છે. વળી આત્મા અમર છે. જો કે આપણે સંબંધ તો શરીરનો જ રાખતા જણાઈએ છીએ, છતાં ખરો સંબંધ તો આત્માને વિષે જ હોવો જોઈએ. શરીર-માંથી જીવ ગયા પછી આપણે ઘડીભર તેને સાચવતા નથી એ તો ચોક્કસ વાત છે. આમ સમજી શરીરને વિષે ઉપાયો લીધા પછી હું તો નિશ્ચિંત રહું છું, ને તમે બધાં રહો એમ ઇચ્છું છું. હવે શરીરની આવી સ્થિતિ જાણી આપણે સાધુતા ને ઉદાસીનતા પકડવા જોઈએ. સાધુતા એટલે સ્થૂળ વૈરાગ

અથવા જગતમા ભટકવુ એ નહી, પણ આ ઠેકાણે તેનો અર્થ શુદ્ધ ચારિત્રને લગતો છે ઉદાસીનતા એટલે દિલગીરી નહી, પણ વિષયોનો અણગમો ને સમાગ વિષે નિર્મોહપણ ની આદગીમા આ તમ મવા શીમો એ તેની તરફ ન માગે ખરો ભક્તિભાવ ગણાશે તેને મરણનો ભય નહોતો તેણે હસતા મૃત્યુની ભેટ કરી તણે મરવાની કળા હાથ ક ી તી જેમ જીવવાની કળા છે તેમ જ મરવાની કળા છે'

પૂજ્ય બાપુજી સૌના 'બાપુ' જ હતા મરણ જવા દુ ખદ પ્રસગોએ બાપુના ઉદાત્ત તેમ જ સ્નેહભર્યા હૃદયનુ દર્શન થયા વિના રહેતુ નહી ર ત પ્રિયજનના સ્વજનોને એમની હાજરીથી કે એમના પત્રથી તીવ્ર દુ ખને સહન કરવાનુ બળ અચૂક મળત

* * *

બાપુજીએ સેવાનુ માહાત્મ્ય આત્મ સાત કર્યુ હતુ અને તેમણે આપણને સેવાનો સાચો અર્થ સમજાવ્યો છે

ગ પ્રસગ ૧૯૨૭નો છે બ પુએ પોતાના એક નિકટના સાથીને મુસ માનભાઈ આની સેવાર્થ દિલ્હી મોકલેલા તે ભાઈ દિ હીની પ્રખ્યાત વિદ્યાપીઠ જમિયામા ગ ા અને મુસલમાનભાઈ ઓના છોકરાઓને હિન્દી ભણાવતા અને કાતવા પીજવાનુ પણ શીખવતા

એક વર્ષમા ધારેલુ કાર્ય પાર ન પડતા એ ભાઈનો ઉત્સાહ થોડો મોળો પડ્યો બાપુને આ વાતની જાણ થતા લખ્યુ 'તમારા કાર્યનુ તાત્કાલિક પરિણામ ભલે કાઈ જ જોવામા ન આવે તેથી લવલેશ પણ નિરાશા ન થવી જોઈએ ભ હેતુથી, નિ સ્વાર્થપણે અને ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરેલી સેવા કદી નિષ્ફળ નથી જતી, એવો વિશ્વાસ રાખીને આપણે તો એક ધ્યાન થઈ લીધેલા કામને વળગી રહેવુ જોઈએ શુભ કાર્યોમા ઘણી વેળા માણસોએ પોતાનુ આખુ જીવન અર્પી દીધેલુ છે, અને પરિણામ તો એની પછીના જ જુએ છે, એવુ પણ બનેલુ આપણે જાણીએ છીએ

'સેવા સેવાને જ અર્થે કરતા શીખો એટલે તમ રી બધી ઉપાધી ભ ગી જશે.'

સેવા અને ઇચ્છાનુસાર આનદનો ભેદ બાપુએ અવારનવાર દર્શાવ્યો છે સેવા એટલે સેવા એમા વ્યક્તિગત આ નદને સ્થાન નથી શૂન્યવત્ થઈને ક લી સેવા જ સાચી એમ બાપુ માનતા વિનો બાજીએ પણ એની સરસ વ્યાખ્યા આપી છે 'અહકારને વિગલિત કરી દઈને અન્ય પ્રત્યે દર્શાવેલી ભક્તિ એ સેવા કહેવાય'

# એક દષ્ટિપાત

વિમળાબહેન પટેલ

**"જીવન કેરી પગદંડી ભલે હો સાવ સાંકડી,**
**પણ મુજ દષ્ટિ રહો જ્યાં આભ ને ધરતી મળે."**

મારા રસોડાની બારીએથી પાછળના વાડામાં ઊભેલાં વૃક્ષો નજરે પડે છે. બારી નજીકના ક્યારામાં મોગરો, ગુલાબ, ચાંદની બીજેનાં! જોઈ એમાંથી કંઈક સ્ફુરણાઓ મળે છે ને મનમાં અનેક તરેહની કલ્પના જાગે છે. એક વાર હું નવરાશની વેળાએ આ જોતી બેઠી હતી. મનમાં થયું કે પેલું બુચ બાપડું. એને એના ઉત્કર્ષ માટે સૂર્યનો પ્રકાશ જોઈએ છે. માથે છે ઘટાઘોર લીમડો. મહા જબરો. આગળ વધવા દે એવો નથી. જગતનાં દ્વંદ્વયુદ્ધો શેનાં! આ પરિસ્થિતિએ જન્માવેલાં. પણ આ થઈ માનવી જગત માટેની વાત બાપડા બુચને તો નથી ટંટો, નથી ફીસાદ. એણે તો પોતાનો માર્ગ કાઢી લીધો છે. ઉત્કર્ષની ઝંખનાએ એ તો આડું અવળું, વાંકું ચૂંકું થઈને ય સૂર્યનો પ્રકાશ ઝીલી રહ્યું છે. કેવી છે એની ગજબ શક્તિ. કેટલું બધું વાંકુ વળીને, થડમાંથી આખું ય ઝૂકી જઈને પ્રકાશ ભણી વધી રહ્યું છે. છે કોઈ ઝગડો? છે કોઈ બાથંબાથી? શોષણ, શોષક, શોષિતના નિયમમાં છે એ પડેલું? ત્યારે શું એમ હશે એને ભાષા નથી! એ મુંગું છે' વાચા નથી! એ કારણ હશે? ના. ના. એવું ય નથી. ત્યારે શું હશે? શું હોય. સંવાદની ભાવના પૂરેપૂરી જળવાઈ રહી છે એ જ હશે મૂળ સિદ્ધાન્ત. માત્ર માનવી જ બેફામ છે, બેભાન છે. એમ ને? બૂચની કૂણી કૂણી, ચમકારા મારતી પલ્લવી તો જુઓ. માનવીઓને હસી હસીને બોલાવે છે: કહે છે: 'આવો. આવો. અચકાઓ નહિ. તમારો માર્ગ તમે તમારે હાથે જ મોકળો કરો. કોઈ રોકશે નહિ. માત્ર તમારા સંકલ્પને કેળવો. શુભભણી નજર દોડાવો. હોંશ રાખો જરૂર એના છે.

એટલામાં વરસાદ પડ્યો.

નાના મોટા વહેળા વહેતા દેખાયા. સામેની ઊંચી વાડ. એમાંથી એક નાનો વહેળો વહીને મારા બાગમાં આવ્યો 'ચાંદની'નું જરાક જાડું મૂળિયું વહેળાને આડું આવ્યું. વહેળો જરાક થોભ્યો. હું જોઈ રહી. થયું કે, આ વહેળો થોભ્યો. ક્યાં જશે? અહિં જ રોકાઈ પડશે. પણ ના. બીજી જ પળે પેલો વહેળો આડો અવળો ધતોકને આગળ વધ્યો. મારી માન્યતા ખોટી પડી. માનવીનું ગુમાન છોભીલું પડયું. પ્રવાહમાં ભળેલી મહાન શક્તિ, એમાં પડેલી સૂઝ એ જ ઓછાં પડી રહેવા દે? પોતાનો માર્ગ ઝટ ઉકેલી લીધો.

પડોશમાં એક ફૂલ ફૂલ જેવડી દશેક વર્ષની છોકરી રમતી રમતી મૃત્યુદેવનાં ખોળામાં બેસી ગઈ. દાક્તરો, સગાંસંબંધીઓ જોતાં રહ્યાં! ક્યાં ને ક્યા છિદ્રમાંથી જીવે ફુંક મારી એ જ ના દેખાયું'! અણુબોંબ અને કૃત્રિમ વરસાદ વરસાવનાર ગુમાની માનવી આ વિજ્ઞાનનો ભેદ ખોળી કાઢે ત્યારે ખરો. પણ આ બધું જેને વાણી સાંપડી છે, તેને તર્ક વિતર્ક છે. જેનો અંત નથી. બાકી સત્યની કલ્પનામાં અરસપરસ સુમેળ છે. વ્યવહાર પણ એ જ કહે છે. માત્ર પોતાને ખૂબ હોંશિયાર ગણાવતો માનવી જ દિશાભૂલી, કોઈક એવે માર્ગે ખેંચાયો ખેંચાય છે.

બાજુમાંથી સમાચાર સંભળાયા.

ફલાણાભાઈને ત્યાં ચોર આવ્યા હતા. બધું જ તળિયાઝાટક કરી ગયા છે. સમાચાર કાઢવા સ્વાભાવિક ધર્મ સમજીને અમે ગયાં. વર્ણન કરતાં કરતાં એક વાત તે ભાઈ બોલ્યા: ઈશ્વરની કૃપા સમજોને કે લઈ ગએલા માલમાંથી પોટલી પાછી ફેંકી ગયા. એમાં મારો કોટ મને મળ્યો'! એટલું મારું કર્યું ને! કહેનારના મોં ઉપર ખિન્નતાને બદલે સંતોષની રેખા તરતી જોઈ. આ પ્રસંગમાં અશુભ ઘટનામાં શુભ જોવાની દષ્ટિ આપણને બોધ પાઠ આપે છે એવું જ નાનાં બાળકોમાં જોવા પામીએ છીએ. ધૂળની ઢગલીઓમાં દેરીઓ ચણતાં નાનાં નાનાં બાળકો વચ્ચે વચ્ચે લડી પડે છે. પણ બીજી જ પળે ભેગાં થાય છે. એમને કોઈ જાનના નથી હોતા ડંખ નથી હોતાં માન અપમાન. એ તો સાબિત કરે છે અરસપરસ કોઈ કોઈ, વિના ચાલવાનું નથી, સંબંધની ગરજ પુષ્કળ છે. સંવાદ ભાવના ભારોભાર છે.

ટંટા છે જે સુધર્યાં છે તેમને જ. કાઠિયાવાડી કહેવત છે કે "સીંદડી બળી જાય, પણ પોતાનો આમળો ન મૂકે." તદ્દન સાચું છે. એવું જો ના હોત તો આ વિશ્વયુદ્ધ હોત જ નહિ ને!

ઘડિયાળમાં સાડાનવના ટકોરા વાગ્યા. વિચાર તંદ્રામાંથી જાગી. ઝટપટ કામકાજ પતાવવા ફરજ પડી. ઊભી થઈ.

આ થયો બારીમાંનો દષ્ટિપાત.

પણ એની જગ્યાએ નાખવાનુ પસંદ કરે છે, જ્યાં પ્રકૃતિનુ દૃશ્ય બરાબર જોવા મળે મે એવુ સાભળ્યુ છે કે, ઑસમા નાનકડુ ગામ છે; ત્યાના બધા લોકો સૂર્યોદય અને સૂર્યાસ્ત વખતે પાચક મિનિટ દર્શન કરવામા ગાજે છે ત ઉપરાત પૂર્ણિમા, વસત ઋતુ વગેરે પ્રસગે ઉત્સન પણ કરે છે પ્રકૃતિ સાથે એકરસ થવાથી એક જાતની શ તિ અનુભવાય છે પ્રકૃતિને સમજવી, એની અમર અનુભવવી એ નવુન ઓળખવા સમાન છે કારણ કે પ્રકૃતિપ્રભુનુ હસ્ત લિખિત પુસ્તક (Manuscript of God) છે

વસત ઋતુ આવે કે ચમેલીને પડેનુ ફૂલ આવે કે કમળને ફૂલ આવે તેમા જીવત રસ લેવો જોઈએ ગુરુદેવ ૮૦ વર્ષના થના ત્યા સુધી સૂર્યોદય જોવાનુ કદી ભૂલતા ન હતા આ પ્રમાણે પ્રવૃત્તિમા જીવત રસ લેવા માટે સતત જાગ્રતિ અને સાધકપણુ રાખવુ જોઈએ

એક વાર વરસો પહેલા મને કોઈએ કહ્યુ હતુ કે, જાપાનમા એક જાતનુ ફૂલ થાય છે તેને જે જુએ અને ખબર આપે એ વ્યક્તિને ઈનામ મળતુ બધા લોકો તે દિવસે મેગામા જતા હોય એમ ફૂલના દર્શન કરવા જતા ઓફિસો બધ, નિશાળો બધ બધા જ ફૂલ જોવા પ્રકૃતિના દર્શન કરવા જતા એમની કલાકૃતિઓ પણ આ રીત પ્રકૃતિના દર્શનથી ભરેલી હોય છે જાપાનમા કોઈ પથ્થી ઉપર કે ફૂતરા ઉપર કોઈ પથરો મારતો તમે કદી નહી જુઓ માથા ઉપર વજન લઈને જતો હમાલ જો રસ્તામા ફૂલ હશે તો તે કચરશે નહી, જરા દૂરને રસ્તેથી જશે એટલુ જ નહી પણ વજન નીચે મૂકીને ફૂલો સાચવુ મૂકાને પછી આગળ જશે આને તમે મૂર્તિ પૂજા કહી શકો છો પણ મૂર્તિ પૂજા તો વિચાર કે, આદર્શની પણ કયા નથી હોતી?

સસ્કૃતિનુ અદરનુ રહસ્ય કેવળ ધ્યાન દ્વારા નહી પણ સૌદર્ય દ્વારા સાધના દ્વારા મળે છે

જીવનની આખર સુધી નવીનતાનો ભાવ (Sense of wonder) રાખવાની જરૂર છે ગુરુદેવને એમના ૮૦ વર્ષ પૂરા થતા એક ભાઈ મળવા આવ્યા અને બોલ્યા "ટાગોર, તમે અસી વર્ષના વૃદ્ધ થયા." પણ ગુરુદેવે કહ્યુ, "મને 'વૃદ્ધ' ન કહો એસી વર્ષનો 'જુવાન' કહો." ગાંધીજીને વિજ્ઞાને હતા ખુબ પાકિત હતા તો પણ વિદ્યાર્થીઓના રસોડામા બનાવેલા એક શાક વિશેની એક બટેનની વાતમા તેમણે જે રીતે રસ લીધો તે આશ્ચર્યમુગ્ધ કરે છે આવો રસ મનુષ્યને આનદ તરફ લઈ જાય છે આ દૃષ્ટિએ બધી કલાઓનુ સ્થાન છે

ગુરુદેવે શરૂઆતથી જ કલાઓને સ્થાન આપ્યુ છે ગુરુદેવે જ્યારે શાન્તિનિકેતનની સ્થાપના કરી ત્યારે શિક્ષણ સસ્થાઓમા ત્રણ આર (Three R's) નુ ચલણ મુખ્યપણે હતુ (Reading writing (A) Rithmatic) માર મારીને પણ આ બધુ શિખવવામા આવતુ એક વાર અગ્રેજીમા તો કહેવત પ્રચલિત હતી કે, 'બાળકને સ્ત્રીને અને અખરોટના ઝાડને જેટલુ વધારે ફટકારીએ તેટલ વધારે સારુ થાય ' જો કે ત્યા પણ ગુરુદેવની માફક સૌદર્ય દૃષ્ટિ અને કલાની દૃષ્ટિ શિક્ષણક્ષેત્રમા કામ કરનારા કોઈ હતા તો ખરા પણ મુખ્યપણે તો રૂઢિ પ્રમાણે જ કામ ચાલ્યા કરતુ

હાથ, બુદ્ધિ અને હૃદયના ઐક્ય (Harmony of hand head and heart) દ્વારા જ વિદ્યાર્થીઓને શિક્ષણ પૂરા સ્વરૂપમા આપી શકાશે માત્ર ઉદ્યોગમા જ નિષ્ણાત થાય કે માત્ર માનસિક શક્તિઓ વિકસે તે પૂરતુ નથી ત્રણે ચીજો સાથે સાથે થવી જોઈએ શિક્ષણના ક્ષેત્રમા આ જ અગત્યનુ છે

આપણામા એક ખામી એ પણ છે કે સાથે મળીને નહેવાન અને કામ કરવાનુ આપણે શીખતા નથી આપણા વિષે પરદેશી માણસનો એક અભિપ્રાય જાણવા જેવો છે

'Indians should cultivate team sprit They sould learn to laugh a little more." (હિન્દીઓએ સહકારમા રહેતા શીખવુ જોઈએ અને વધારે આનદી રહેતા જાણવુ જોઈએ) આપણે ત્યા ઘણી સસ્થાઓ દરેક સસ્થા પોતપોતાની રીતે પ્રયોગ કરી રહી છે તે સારુ છે લોકોને ગુજરાન માટે ભલે ઉદ્યોગ શીખવવામા આવે, પણ સાથે સાથે કેવી રીતે જીવન જીવવુ તે શીખવવુ પણ જરૂરી છે

એક ગામડાનું આ સુંદર ચિત્ર છે.

ઘર હજી મજિયારું રહી શક્યું હતું. કુટુંબ બહોળું છે. બે ભાઈઓ છે. બન્નેને સ્ત્રીઓ અને છોકરા છે. એક ભાઈને તો છોકરાને ઘેર પણ છોકરો છે. ઘરડા માજી હયાત છે. પુત્રવધૂઓ અને પૌત્રવધૂ પણ ડોશીની સેવામાં હાજર છે. ડોશીનું મન આ ઉંમરે પણ શ્રમકામ વિના જંપે નહીં. પણ વહુઓ કહે છે 'માતાજી! આપે શરીરથી કામ લેવામાં મણા રાખી નથી, હવે અમારો વારો છે. આપ અમને ચીંધ્યા કરો. ફુરસદે અમને અને પડોશીઓને આપના બહોળા અનુભવોની વાનગી પીરસ્યા કરો. ભગવદ્‌ભજન કર્યા કરો.' આમ કહ્યાગરી મમતાળુ વહુઓના વેણથી માતાજીને હર્ષનાં આંસુ આવી જાય છે. કેવું છે એ સ્નેહભર્યું કુટુંબ! જાણે તે કોઈ કામનું એ મધપૂડાની જેમ પડોશીઓનું વિસામા-સ્થાન છે. એક દિવસ મોટાભાઈને વિચાર આવે છે –

'માજીની હયાતીમાં જ મિલકતની વહેંચણી કરી લઈએ તો?' નાનોભાઈ કહે છે: 'જેવી મોટાભાઈની ઇચ્છા અને આજ્ઞા.'

આખું કુટુંબ ભેગું થઈને વહેંચણી કરવા બેઠું છે. બહારનો કોઈ માણસ નથી. જોઈએ પણ શા માટે? નાનોભાઈ બોલે છે – 'મોટાભાઈ! આપ તો દેવીના ભગત. એટલે આઠ વીઘાનું ખેતર, આપ સ્વીકારી લો.' મોટાભાઈની આંખમાં ઝળઝળિયાં આવી જાય છે. નાનો હજુ આગળ વધે છે – 'લો હવે બીજી લેવડ પાડો ત્રણ ભાગ. મારે એક દીકરો છે તે હું એક ભાગ લઈશ. આપને બે છે માટે બે ભાગ લો.' મોટોભાઈ આનાકાની કરે તે પહેલાં નાનાભાઈનો સચોટ જવાબ મળી રહે છે – 'આપણે તો તો માથાં ગણીને ભાગ પાડીએ છીએ. આજે આપને બે દીકરા છે. મારે એક છે. આપનાં વચન અને આજ્ઞા છે, માટે ભાગ પાડવામાં હું સંમત થયો છું. એટલે આ ન્યાય આપે માન્ય રાખવો જ પડશે.' નાના ભાઈનું આ દિલ મોટાભાઈ કેમ પાછું ઠેલી શકે? તેમણે કહ્યું 'કબૂલ, પણ નવાં બે ઘર તો તારે જ લેવાં જોઈશે.' કુલ ચાર ઘર હતાં. એમાં બે હતાં જૂનાં અને બે નવાં. નાનાભાઈને ઉપલા ન્યાયે આ ગમતું નહોતું, ગળે ઊતરતું નહોતું, પણ હવે મોટાભાઈનો હાથ પાછો ઠેલાય શી રીતે? મૂંઝાતા અને ક્ષોભ પામતા મને નાનાભાઈને માથું હલાવીને 'હા' પાડવી જ પડી. પણ તેણે મોઢેથી ઉમેર્યું 'મોટાભાઈ! આપની ઇચ્છા મને મંજૂર છે. પણ આપણું મજિયારું દેવું છે તે હું એકલો ભરીશ.' દેવું લગભગ હજારેકનું હશે! આમ વહેંચણી પૂરી થઈ. સૌની આંખોમાં આનંદાશ્રુ હતાં. મોંમાં ગોળધાણા હતા.

*          *          *

એક કસબાનું ગામ છે. ત્યાં સૌથી ઊંચી લેખાતી ઉજળિયાત કોમનું ખાનદાન ગણાતું એક કુટુંબ વહેંચણી કરવા માટે તડાતડી કરવા માંડ્યું. ઘણા માણસો ભેગા થઈ ગયા. રોજના વરઘોડા કરતા—રોજના કજિયા કરતા—વહેંચી જ લો એમ સલાહ મળી. સમાન ભાગે જ વહેંચણીનું બહારના ડાહ્યા માણસોએ ઠરાવી આપ્યું. બે ભાઈઓએ રૂપિયા વહેંચ્યા, ઘરેણાં વહેંચ્યાં, ઘર વહેંચ્યાં. બધા સરખા ભાગ એટલે સરખા જ ભાગ પડ્યો હતો. એ બન્નેમાં લાલસાનો રોગ 'શિયાળ તાણે સીમ ભણી, કૂતરું તાણે ગામ ભણી.' બરાબર વહેંચણી ચાલી. સાવરણીના ભાગ વહેંચ્યા. ભાગ એટલે ભાગ પડી દરેકને હોય સાવરણીઓ! કેવો આવ્યો રોગ! આનો વારો. બીજા કોઠાઓ તો બેયને ભાગે સરખા પડે એ તેવા હતા. પણ બાપાનો કોઠો એક જ હતો. હવે શું કરવું? 'શું કરવું, શું?

એમ બોલતાક એક ભાઈએ બાપાના ફોટાને માર્યો ધોકો ને થઈ ગયા તડાક દેતા બે કટકા. પત્યું. બંનેએ સરખે ભાગે એ વહેંચી લીધા.

* * *

હવે આ ત્રીજો કિસ્સો. એક શહેરનો છે તે તો બીજાની યે ટોચે જાય તેવો છે. મજિયારી પેઢીના બે ભાઈઓના દીકરાઓએ ભાગ પાડવા માંડ્યા. એક જુવાને કહ્યું: 'મારા બાપ આજે હયાત નથી, પણ કાકા તમે જાણો જ છો. દાદાના વખતે આપણા ભાઈયુંભાગ પડ્યા હતા અને તેમાં આવેલાં અમારા ભાગના સાઠ હજાર રૂપિયા પેઢીમાં મુકાયા છે. તે રૂપિયા પહેલા નોખા કાઢી નાખો. પછી ભાગની શરૂઆત કરો.' પંચ હાજર જ હતું. બોલ્યું; 'હા; જો પહેલેથી જ મૂકયા હોય, તો, તે નોખા કાઢી નાખવા જોઈએ આ તો શાહજોગી વાત છે એમા ના કેમ કહેવાય?' ત્યાં તો પેલા કાકા ભભૂકયા: 'અહા! છે કાઈ પુરાવો કે બબડ્યે જ રાખે છે!' હવે જુવાનથી ન રહેવાયું તેણે વર્ષોથી સાચવી રાખેલ દાદાના હાથની ચિઠ્ઠી કેડ ઉપરથી કાઢીને પંચની રૂબરૂ ધરી દીધી. પંચના હાથમા ચિઠ્ઠી જાય તે પહેલા જ ઝાપટ મારીને કાકાએ ઝૂંટવી લીધી. પછી ઊંચકીને સીધી મોંમાં જ મૂકી, અને 'શેરડી ચૂસે, તેમ ચૂસી ગયા.' પંચ ઊઠીને ચાલતું થયું, પણ સાચું કહી તેનો અમલ કરાવવાની ત્રેવડ પંચમાં કયાં હતી? આજે કદાચ પેઢીના ભાગ તો પડી ગયા છે. પણ સાથોસાથ મનનાય ભાગ પડી ગયા છે. અલબત્ત મનના ભાગ પડે તેની આજે કોને પડી છે? દોંગાઈ તો કરી, પણ દલ્લો તો મળ્યો ને? પૂછવાવાળું છે કોણ? ભગવાનની હવેલી દોંગાઈ ને કારણે પ્રવેશવામાં રોકતી નથી, સમાજમાંની પ્રતિષ્ઠા ધનવૃદ્ધિને કારણ ઊલટી વધે છે. મોઢે સાચુ કોઈ કહી શકતું નથી. અદાલતમાં પુરાવો પડે તેમ નથી. કહો; હવે વાધો કયા રહ્યો? આ ઘરનું બળતું જગતને બાળશે, એવો લાબો વિચાર કરે છે કોણ?

આ ત્રણે ય છે નગદ ચિત્રો. એકમાં છે માનવતાભર્યું માનવશાસ્ત્ર. બીજામાં છે માનવતા વિનાનું માત્ર વહેંચણીનું સમાનતાવાદી અર્થશાસ્ત્ર અને ત્રીજામાં છે માનવતાવિહીન છતાં ધર્મના ટીલાવાળું કેવળ શઠતાભર્યું સત્તાશાસ્ત્ર. પહેલા ચિત્રમાં આજની શાળાનું પોપટિયું જ્ઞાન છાંટો ય નથી, પણ 'નઈ તાલીમનું હૃદયસ્પર્શી' જ્ઞાન ભારોભાર છે. બીજા બન્ને ચિત્રોમાં કૉલેજો અને કાયદાઓનું શિક્ષણ પૂરેપૂરું છે: પણ દિલસ્પર્શી જ્ઞાનનો તો છાંટો ય નથી. આ જે વાતો ગામડા અને શહેરો વચ્ચે જેટલી સાચી છે, તે જ વાત શાંતિવિસ્તાર, 'નાટો' કરાર અને 'સીઍટો' કરાર વિષે પણ તેટલી સાચી નથી?

*

ઝીણામાં ઝીણી બાબતમાં પણ ગાંધીજી અતિશય ચોકસાઈ રાખતા. એમની સત્યની અખંડ આરાધનાનો જ એ એક ભાગ હતો. નીચેના એક પ્રસંગ પરથી તેઓ કેવી ઝીણી ચોકસાઈ રાખતા તેનો ખ્યાલ આવશે.

૧૯૨૪ની મુંબઈની મહાસભા દરમ્યાન એક ઠરાવનો મુસદ્દો તેમણે ઘડેલો. એ કાગળ એક વિશ્વાસુભાઈને આપ્યો, ને મૌનમા હોવાથી તે વિષે જરૂરી સૂચના એક કાગળના ટુકડામા લખી. પેલા ભાઈ એ કાગળ મહાસમિતિના કાર્યાલયમા શ્રી જયરામદાસજીને આપી આવ્યા. થોડાક વખત પછી ગાંધીજીએ પેલા ભાઈને બોલાવી પેલો કાગળ માગ્યો. પેલા ભાઈ એ કહ્યુ: 'એ તો હું ત્યાં આપી આવ્યો.' ગાંધીજીએ મૌન હોવાથી લખ્યું: 'એ આપી આવવાનો નહોતો.' પેલા ભાઈ: 'મને એવું વાચ્યાનો ખ્યાલ રહ્યો.' ગાંધીજીએ પરતીની ટોપલીમાથી ડૂચો કરીને નાખેલો પેલો કાગળનો ટુકડો કાઢ્યો, ને ઉકેલી તે ભાઈની સામે ધર્યો એમાં લખેલું હતું કે, 'આ કાગળ જયરામદાસને બતાવી પાછો લાવો.' પછી પેલા ભાઈ શો જવાબ આપે! તે ભાઈ મૂગા મૂગા જઈને કાગળ પાછો લઈ આવ્યા ને બાપુને આપ્યો.

(૨)

એક જણ હજ પઢવા જાતો હતો તે એક એક પગલે મે મેદડવત્ કરતો જાય અને પગમા કાટા વાગે તે પણ કાઢે નહિ. આમ કરતા કરતા એ અભિમાનના અધકૂપમા પડી ગયો ને વિચાર કર્યો કે 'મારા જેવો જાત્રાળુ કોઈ નહિ હોય ' પણ ત્યા તો ગેબમાથી એક અવાજ આવ્યો કે 'હે નેકબખ્ત પુરુષ તુ આમ જાત્રા કરે છે એમા તે કાઇ નવાઈ કરી છે એમ માનીશ મા પરોપકાર કરીને એક પણ આતરડી ઠારવી તે ડગલે ડગલે હજાર હજાર દડવત્ કરવાથી પણ વધારે પુણ્યનુ કામ છે ' (સાદીની ફુલવાડી)

☆ ☆ ☆ ☆

નાનપણમા હુ ધર્મિક હતો એક રાતે હુ પિતાની સેવામા બેઠો હતો ત્યારે આખી રાત મારા પ્રિય કુરાનને ખોળામા રાખીને હુ જાગ્યો અમારે પડખે અનેક લોકો સૂતા હતા એટલે મે પિતાને કહ્યુ 'જુઓ તો ખરા આમાથી કોઈ નમાઝ પઢવા સારુ માથુ ઊંચુ કરતો નથી એવી ગાઢ નિદ્રામા પડ્યા છે કે જાણે મડા જ ' પિતા કહે 'વત્સ તુ નિન્દા કરે છે એના કરતા તો એ સૂતા છે એમ તુ પણ સૂઈ રહ્યો હોત તો સારુ થાત.

અહકારી અહ વિના બીજુ કાઈ જોતો નથી કેમ કે એની આખ આગળ અભિમાનનુ પડળ આવી ગયુ હોય છે આ પડળ ઉતરી જાય તો તે જુએ કે પોતા જેવો પતિત કોઈ નથી (સા૦ ફુ૦)

☆ ☆ ☆ ☆

વાદળામાથી પાણીનુ એક ટીપુ પડયુ તો તેણે વિશાળ સમુદ્રને જોયો તથા શરમાઈ ગયુ કહે 'સમુદ્ર ક્યા ને હુ ક્યા? એની આગળ હુ કાઈ લેખામા નથી '

આમ એને પોતા ઉપર તિરસ્કાર આવ્યો એટલે એક છીપે પોતાના ઉદરમા રાખીને એને પોષ્યુ અને એમાથી સવા લાખનુ મોતી પાક્યુ

લઘુતાનુ એણે સેવન કર્યુ તો એને પ્રભુતા પ્રાપ્ત થઈ વામનપણાનુ દ્વાર એણે ખખડાવ્યુ તો એને વિરાટ પદ મળ્યુ (સા૦ ફુ૦)

☆ ☆ ☆ ☆

એક શુદ્ધ ચિત્ત તથા શુદ્ધ જુવાન રૂમદેશમા આવ્યો એની સાધુતા જોઈને એને મસ્જિદમા ઉતારો આપ્યો ત્યા ઇમામ એને એક દિવસ કહે, 'અહિ થી કચરાપુજો વાળી નાખો ' આ શબ્દ તરુણે સાભળ્યા કે તરત એ ત્યાથી ચાલ્યો ગયો ને એ ક્યા ગયો તે કોઈએ જાણ્યુ નહિ

ઇમામના મનમા એમ કે આ ફકીરને ખિદમત કરવાનુ મન નહિ હોય

બીજે દિવસ મસ્જિદનો એક સેવક ફકીરના ભેગો થઈ ગયો ને કહે આમ તુ ભાગ્યો તે ઠીક નથી કર્યુ હે ખુદપસન્દ છોકરા તુ જાણતો નથી કે ખિદમત કરીને જ લોકો ઉચ્ચપદ ને પામે છે?'

આ સાભળીને તરુણ સાચુ રોવા મડ્યો ને કહે, 'હે જાનપરવર મિત્ર ત્યા મે ધૂળ કે રાખ તો જોઈ નહિ પણ એ પાક જગ્યામા હુ એકનો જ નાપાક છુ એમ મે જોયુ એટલે તે મસ્જિદ શુદ્ધ થાય તો ઠીક એમ વિચારીને હુ ભાગ્યો '

જો ઉન્નતિ કરવી હોય તો નમ્ર બનો કારણ ઉન્નતિના મહેલ ઉપર ચડવા સારુ નમ્રતા વિના બીજી નીસરણી નથી (સા૦ ફુ૦)

☆ ☆ ☆ ★

એક વાર સુલ્તાન બાયઝીદ ઈદને દિવસે સવારમા ન્હાઈને હમામખાનામાથી બહાર નિકળ્યો ત્યા કોઈએ મેડી ઉપરથી અજાણતા એના ઉપર રાખની થાળી ફેંકી એટલે એણે કહ્યુ 'હે જીવ તુ નરકના અગ્નિકુડમા પડવા યોગ્ય છો તો થોડીક રાખ માથે પડી ત્યા શુ મૂઝાઈ ગયો?' (સા૦ ફુ૦)

☆ ☆ ☆ ★

એક વર્ષ નીલ નદીએ મિસર દેશને પાણી ન પૂર્યુ એટલે લોકો રોવે ચડીને વરસાદ સારુ પ્રાર્થના કરવા મડ્યા. એક જણે ઝુન્નુનને વિનતિ કરી કે 'લોકો બહુ રંજ પામ્યા છે, એટલે એને સારુ દુવા માગો કારણ સજ્જનની પ્રાર્થનાનો સ્વીકાર થાય છે ' એટલે ઝુન્નુ મિસર છોડીને મિદિયા ચાલ્યો ગયો અને પછી થોડા દિવસ થયા ત્યા તો મેહ વરસ્યો આ સમાચાર મિદિયા પહોચ્યા એટલે ઝુન્નુ પાછો આવ્યો

એટલે કોઈએ એને પૂછ્યું, કે 'તમે અહિંથી ચાલ્યા ગયા એમાં શું હિકમત હતી?'

ઝુન્નુંએ જવાબ આપ્યો, 'મેં સાંભળ્યું કે પાપિયાને પાપે પશુપક્ષીને ખાવાનું મળતું નથી. મેં વિચાર કર્યો તો જોયું કે દેશમાં મારા જેવો પાપિયો બીજો કોઈ નથી. મારા પાપને કારણે આખા અંજુમન દુ:ખી ન થાય એટલા સારુ હું ભાગી ગયો.'

તું તને પોતાને નાચીઝ લેખીશ ત્યારે સજ્જનો તારો આદર કરશે (સા૦ ફૂ૦).

☆ ☆ ☆ ☆

બે પુરુષ મન્દિરમાં પ્રાર્થના કરવા ગયા, તેનાં એક ફરીસી ને એક દાણી હતો. ફરીસી કહે, 'હે ભગવાન, તારી કૃપા છે કે બીજા માણસ અન્યાયી, વ્યભિચારી, પરધનહારી થાય છે એવો કે આ દાણી જેવો યે હું નથી. હું સપ્તાહમાં બે ઉપવાસ કરું છું, ને મારા ધનનો દશાંશ દાનમાં કાઢું છું.' પણ દાણી તો બાપડો દૂર ઊભો; ઊંચું જોવાનું પણ એણે સાહસ ન કર્યું ને છાતી કૂટીને બોલ્યો, 'હે ભગવન્ મારા પાપીના ઉપર દયા કરો.' હું તમને કહું છું, કે આ દાણી ધર્મી ઠર્યો; કારણ જે જે પોતાને મોટો કરીને સ્થાપશે તેને નાનો કરવામાં આવશે અને જે પોતાને નીચો કરી દેખાડશે તેને ઉચ્ચપદ અપાશે (ઇશુચરિત પા. ૧૪–૧૫).

☆ ☆ ☆ ☆

ઈશુ મન્દિરમાં કથા કરતો હતો ત્યાં શાસ્ત્રીઓ વ્યભિચાર કરતાં ઝલાયેલી એક સ્ત્રીને એની આગળ લઈ આવ્યા અને કહ્યું, 'મહારાજ, મુસાની આજ્ઞા છે કે આવી અપરાધિનીને પત્થર મારીને દેહાન્તદંડ દેવો, પણ તમે શું કહો છો?'

ઈશુએ ભોંય ઉપર દૃષ્ટિ કરીને ક્ષણવાર વિચાર કર્યો; પછી માથું ઊંચું કરીને કહ્યું, 'તમારામાં જે નિષ્પાપ હોય તે એના ઉપર પહેલો ઘા કરે.'

આમ કહીને એ પાછું નીચું જોઈ ગયો. પણ જેણે એનું વચન સાંભળ્યું હતું તેને તેનું અંતઃકરણ ડંખવા મંડ્યું, એટલે એ એક પછી એક ત્યાંથી સરી ગયા. ઈશુ ને એ સ્ત્રી બે જ જણ ત્યાં રહ્યાં.

ઈશુએ ઊંચું જોયું તો સ્ત્રી વિના બીજું કોઈ ત્યાં ન મળે. એણે તેને કહ્યું, 'બહેન, તને દોષ દેનારા ક્યાં ગયા? તમાંથી કોઈએ તારો ન્યાય ન કર્યો?'

સ્ત્રી બોલી, 'ના, મહારાજ.'

ઈશુએ કહ્યું, 'હું યે તારો ન્યાય નથી કરતો. જા, ફરી પાપમાં પડીશ મા' (ઈશુચરિત, પા. ૪૮).

☆ ☆ ☆ ☆

'પંડિતમાની કરતાં મૂરખની વધારે આશા છે.' (ની. વ. ૨૬-૧૨)

☆ ☆ ☆ ☆

બડે જિતી લઘુતા કરે, તિતી બડાઈ પાય;
કામ કરે સબ જગતકે, તાતે ત્રિભુવનરાય.
(વૃન્દસતસઈ)

☆ ☆ ☆ ☆

જોગી, જતિ, તપસી અરુ સિદ્ધ
નિરંતર જાહિ સમાધિ લગાવે।
તાહિ અહીરકી છોકરિયાં
છછિયાભર છાછપે નાચ નચાવે॥
રસખાન ('ધર્મામૃત' ૨૯-૮-૫૧)*

*વિશ્વસહિતાના પહેલા મંડલનો પંદરમો અધ્યાય આના અનુસંધાનમાં જોવો.

☆

૧૯૧૬માં બનારસથી હું બાપુની પાસે અમદાવાદ જવા નીકળ્યો ત્યારે રસ્તામાં મથુરામાં એક હોટેલમાં ગયો. અને તેના માલિકને મેં પૂછ્યું, "તમારે ત્યાં ચોખા છે?" એણે જવાબ આપ્યો "તમે બીમાર છો કે?" આ વાત મને એવી ચોંટી ગઈ કે જાણે કોઈએ તાર ગાયું હોય. ઉત્તરમાં લોકો સામાન્ય રીતે રોટલી વધારે ખાય છે. તેથી તે ભાઈએ મને એવો સવાલ પૂછ્યો. પછી તે દિવસે મેં ભાત ન ખાધો. પૂરી શાક જ ખાધાં. મારું પિંડ ભાત પર બનેલું હતું, તેથી મેં બીજી પચાસ ચીજો ખાધી તો ય, ભાત ન ખાધો તેથી મને એમ લાગતું હતું કે મેં ખાવાનું જ ખાધું નથી. તે દિવસે મને ભાન થયું કે આ તો ગુલામી છે. તેથી ત્યારથી મેં ભાત ખાવો છોડી દીધો. મને લાગ્યું કે મને ભાતનું વ્યસન જ છે. તેથી મેં છોડ્યું.

—વિનોબાજી

☆

# *થોડાક પ્રસંગો

કાકાસાહેબ કાલેલકર

## તબીબી તપાસ

માર્ટિન રોજ સવારે આવતો અને ફિન્ન રોજ સાંજે. એવી જ રીતે ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ મહિનામ એક વાર આવે અને સિવિલ સર્જન કર્નલ સ્ટીલ પંદર દિવસે એક વાર આવી બાપુજીને તપાસી જાય એવી સરકારી ગોઠવણ હતી. મેં સાંભળ્યું કે કર્નલ સ્ટીલને આમ આવીને તપાસી જવા માટે મહિને સો રૂપિયા મળતા. આવીને બાપુજીને પૂછે, "તમારી તબિયત કેમ છે?" બાપુજી કહે, "સારી છે." એટલે સરકારી કામ પત્યું. પછી ભાઈ સાહેબ આગળ પાછળની ગમે તેવી વાતો કરે અને થોડાક વખત કાઢે. એણે જોયું કે બાપુજીને નૈસર્ગિક ઉપચારનું ઠીક ઠીક જ્ઞાન છે. એટલે દર વખતે કંઈક સવાલો લઈ આવે અને બાપુજી પણ એમને નૈસર્ગિક ઉપચારને અંગે રીતસરના પાઠ ભણાવે.

એ જ વખતે મારે બીજું કંઈક કામ રહેતું એટલે હું એ પાઠોથી વંચિત રહ્યો.

એક દિવસે બાપુજી કમોડ ઉપર શૌચ બેઠા હતા ત્યાં, કોણ જાણે શાથી, બેભાન થઈ ગયા. નીચે પડતા પડતા એમણે મને બૂમ પાડી. હું દોડતો ગયો. જોયું તો બાપુજી ઊઠી શકતા ન હતા. એમને ઊંચકતા અને ઠીક ઠીક મહેનત પડી. જેમતેમ મદદ આપીને એમને એમની ઓરડીમાં લઈ ગયો અને પથારીમાં સુવાડી દીધા.

બીજે કે ત્રીજે જ દિવસે કર્નલ સ્ટીલ આવ્યા હતા. હમેશનો સવાલ એણે પૂછ્યો "કેમ છો?" બાપુજીએ કહ્યું "ઠીક છું."

એ ગયા પછી બાપુજી મને કહે, 'તને લાગ્યું હશે કે કમોડ ઉપર બેભાન થયો એની વાત હું કરીશ. પણ મારે એ વાતને મહત્ત્વ આપવું ન હતું. આ તો મોટું મોટું પ્રકરણ કરી વખતે મને છોડી મૂકે એ ઉપકાર મારે લેવા ન હતા એટલે મેં ટૂંકામાં પતાવ્યું. અને અત્યારે મારી તબિયત સારી છે જ."

## મંકોડા પ્રકરણ

ચોમાસામાં મંકોડા જ્યાં ત્યાં ફરતા જ. એક વાર એક મંકોડો બાપુજીના પગના અંગૂઠાને કરડ્યો. સામાન્ય રીતે આપણને મંકોડો, કીડી કે કંઈક કરડે કે આપણો હાથ ઝટ એ તરફ જાય છે અને કરડનાર જંતુને પકડીને આપણે ફેંકી દઈએ છીએ અથવા મસળી પણ નાખીએ છીએ. મંકોડો જ્યારે પોતાના આગળના આંકડા આપણા શરીરમાં ઘુસાડી દે છે ત્યારે એને ખેંચી કાઢવા જતાં એના બે કટકા થઈ જાય છે. ત્યાર પછી પણ એના આંકડા કાઢી નાખવા સહેલા નથી હોતા. અને બળતરા ઘણી થાય છે. પણ બાપુજી રહ્યા અહિંસક જીવદયાની મૂર્તિ! એમને થયું કે મંકોડાને ઈજા ન પહોંચવી જોઈએ. એમને મંકોડાને પુરુષાર્થમાં કરવા દીધો અને પછી ધીમે રહીને અંગૂઠામાંથી મંકોડો છોડાવ્યો. એટલામાં ઝેર અંગૂઠામાં ઠીક ઠીક ફેલાયું. વેદના ખૂબ થઈ. મારા કહેવાથી ડૉક્ટર આવ્યો. એણે ઈલાજ કર્યો. પાટો બાંધ્યો અને એ આખું પ્રકરણ લગભગ બે અઠવાડિયા સુધી ચાલ્યું. મને આશ્ચર્ય થયું કે અંગૂઠાને સાજા થતાં આટલી વાર શા માટે લાગી. મંકોડાનું ઝેર આટલું હોતું હશે એનો જ મને ખ્યાલ ન હતો. મંકોડો ઝટ કાઢી નાખ્યો હોત તો આટલું વેઠવું ન પડત. પણ બાપુજીને પોતે કર્યું એનો પસ્તાવો જરાયે ન હતો.

## પપૈયા પ્રકરણ

એક દિવસે અમારા મુકાદમ (કેદી ઓવરસિયર) એક સરસ નાનકડું પાકું પપૈયું લઈ આવ્યો. મને ભૂખ ન હતી એટલે મને લાગ્યું કે આખું ને આખું બાપુજીને આપું. મેં બાપુજીને તે પ્રમાણે કહ્યું અને ઉમેર્યું કે "આજે મારે પપૈયું ખાવું જ નથી." બાપુજીએ એ ખાધું. પેલા મુકાદમને ખબર પડી કે મેં પપૈયું ખાધું નહીં. આખું ને આખું બાપુજીને આપ્યું. એટલે એ બગીચામાં જઈ, પોતાને માટે એક નાનકડું પપૈયું લઈ આવ્યો. (એને તેમ કરવાની છૂટ હતી) અને એણે મને આગ્રહ કર્યો કે "આ તો તમારે ખાવું જ પડશે." હું એનો આગ્રહ ટાળી ન શક્યો. મેં કહ્યું, "સાંજે ભોજન વખતે ખાઈશ."

આ મુકાદમ એક મહારાષ્ટ્રી કેદી હતો. એને જ મોઢે એની વાત મેં સાંભળી હતી. પોતાના ગામમાં

*['ઓતરાને મતાપે' તાજેતરમાં બહાર પડેલ પુસ્તકમાંથી સાભાર નવજીવન પ્રકાશન મંદિર : કિ. ૧-૦૦

ગોડાની તરીકે એ પંકાયો હતો. કોઈ પણ માણસ ગરીબોને રંજાડે, હેરાન કરે અને આને ખબર પડે કે અંધારામાં એવા માણસને પકડી. એ એનો હાથ કે પગ તોડી જ નાખે. અને આખા જન્મારા માટે એ માણસને અપંગ બનાવે. આવા અનેક ગુના કર્યા હશે. એટલે કશા-કમાં સપડાઈ, લાંબી સજા લઈને જેલમાં આવ્યો હતો. સારી રીતે ચાલ્યા એ પીળા ફેંટાનો મુકાદમ થયો હતો.

અમને સવારસાંજ પ્રાર્થના કરતા જોઈ એના મનમાં અમારા પ્રત્યે ભક્તિ જાગી. મહાત્માજી તો બહુ મોટા માણસ કહેવાય એટલે મારી પાસે આવીને બેસે. હું મરાઠીમાં બોલું એટલે અનેક સવાલો પૂછે અને એમાંથી બોધ મેળવે. પછી પોતે પણ નિયમિત પ્રાર્થના કરતો થયો. આસપાસના લોકો કહે, 'એ માણસ સાવ બદલાઈ ગયો છે.' એવો એ માણસ પ્રેમથી આગ્રહ કરે કે, "પપૈયું તમે ખાઓ જ," ત્યારે એને નારાજ કેમ કરાય?

સાંજે જમતી વખતે પપૈયાનો કકડો મેં મોઢામાં નાખ્યો એટલે બાપુજી કઠોર અવાજે બોલ્યા. 'કાકા, તમે મને છેતર્યો. સવારે મને તમે કહ્યું કે મારે પપૈયું ખાવું જ નથી, એ બધું બહાનું હતું. હવે હું જેલમાં છું ત્યાં સુધી પપૈયું ખાવાનો નથી.' મેં બધી હકીકત, હતી તેવી વિસ્તારપૂર્વક કહી અને ઉમેર્યું "આપ મને અન્યાય કરો છો. આપે આમ પપૈયું નહીં છોડવું જોઈએ," બાપુજીએ કહ્યું "છોડયું તે છોડયું." હું મનમાં ચિડાયો. પછી કહ્યું, "આપે તો આ વખતની જેલમાં છો ત્યાં સુધી પપૈયું ન ખાવાની 'પ્રતિજ્ઞા' કરી છે. હું તો પ્રતિજ્ઞા કરું છું કે જીવું છું ત્યાં સુધી પપૈયું નહીં ખાઉં."

મારું વાક્ય સાંભળી બાપુજી કંઈક હેબતાઈ ગયા. શું કરવું એનો વિચાર કર્યો હશે. અંતે બોલ્યા, "કાંઈ નહીં પ્રતિજ્ઞા એ સંયમમૂલક જ હોય છે. એમાં નકસાન થવાનું નથી. તમારી પ્રતિજ્ઞા તોડવાનું હું તમને નથી કહેતો. એ પાકા પપૈયાં પૂરતી જ છે ને? કાચું પપૈયું રાંધીને ખાવાની બાબતમાં પ્રતિજ્ઞા આડે ન આવે." એમ કહી એમણે પ્રતિજ્ઞાને જેટલી મર્યાદિત કરી શકાય તેટલી કરાવી અને એ પ્રકરણ ત્યાં પૂરું થયું.

આમ બન્નેની આ પ્રતિજ્ઞાની વાત પૂરી કરવા ખાતર અહીં ઉમેરું કે વિદ્યાપીઠના બગીચામાં મેં સારામાં સારાં પપયા ઉગાડયાં હતાં. બાપુજી જ્યારે જેલમાંથી છૂટીને અમદાવાદ આવ્યા અને એક મિલ-માલિક રણછોડભાઈ અમૃતલાલને ત્યાં રહ્યા ત્યારે વિદ્યાપીઠમાંથી એક સરસમાં સરસ પાકેલું પપૈયું લઈ હું રણછોડદાસભાઈના ઘરમાં ગયો બાપુજીને મળ્યો. એમનું કામ જ્યારે પૂરું થયું અને બપોરે બાર વાગ્યે તેઓ જમવા બેઠા ત્યારે એ પપૈયું બાપુજી આગળ મૂકી મેં કહ્યું, "બાપુજી આજે આપની પ્રતિજ્ઞા પૂરી થાય છે. આજે આ પપૈયું ખાવું પડશે." બાપુજી મીઠાશથી હસ્યા અને મારે હાથે આપેલું એ પપૈયું એમણે પ્રેમથી ખાધું. અને ઉમેર્યું "આજ પપૈયાએ આપણી વચ્ચે ઝગડો ઊભો કર્યો હતો."

☆

એક વાર ગાંધીજી પોતે જેનાથી લખતા હતા તે પેન્સિલનો ટુકડો શોધતા હતા. આ વાત વાયુ વેગે અંતેવાસીઓમાં પ્રસરી ગઈ કે ગાંધીજી પેન્સિલનો ટુકડો શોધે છે. અંતેવાસીઓ પણ પેન્સિલનો ટુકડો શોધવા મદદે દોડી આવ્યાં. પણ કોઈને એ નાનકડો ટુકડો હાથ આવ્યો નહીં. તેથી એક ભાઈએ નવી પેન્સિલ લઈને બાપુને આપી. પણ બાપુ તો બાપુ. તેમણે તો ચોખ્ખી ના પાડતા કહ્યું, "મારે તો મારી જ ટચુકડી પેન્સિલ જોઈએ." આથી બીજા એક ભાઈ બાપુની પેન્સિલ જેટલો જ બીજો નાનો ટુકડો લઈને આવ્યા. તે જોઈ બાપુ બોલ્યા: "શું તમે મને બીજો પેન્સિલનો ટુકડો આપીને સંતોષી શકશો? માનો કે તમે તમારું બાળક ગુમાવ્યું છે અને કોઈ ભાઈ બીજું બાળક લઈને આવે ને કહે કે, 'લો, તે બાળકના બદલામાં આ બાળક.' તો તમને સંતોષ થશે ખરો?"

આખરે ઘણી વસ્તુઓ ઊંચીનીચી કર્યા પછી પેન્સિલનો ટુકડો મળ્યો. અને જાણે વિજય મળ્યો હોય એમ ખુશ થતા એક ભાઈએ બાપુને પેન્સિલનો ટુકડો આપ્યો.

બાપુ હસ્યા અને કામમાં પરોવાઈ ગયા.

☆

## જવાહર અને બાપુ — જી. રામચંદ્રન્

બાપુ વિષે આપણા ધ્યાનને વધારે સભર બનાવે એવી એક સરખામણી તેમની અને પંડિત જવાહરલાલ નહેરુ વચ્ચેની છે.

જવાહર ઘણી રીતે પાશ્ચાત્ય છે. જે કાશ્મીરી જાતિમાંથી પંડિતજીનું કુળ ઉતરી આવ્યું છે તે મૂળ યુરોપ જનારી આર્ય જાતિઓને વધારે મળતું હતું. તેમની કેળવણી પણ પશ્ચિમમાં થઈ હતી. તેમણે પોતે જ કહ્યું છે કે તેઓ કેમ્બ્રિજથી પાછા આવ્યા ત્યારે પોતે હિંદી કરતાં અંગ્રેજ જેવા વધારે હતા. તેને પરિણામે પંડિત નહેરુનું રાજકારણ પાશ્ચાત્ય ઢબનું છે અને પશ્ચિમની પ્રજા તે બહુ સહેલાઈથી સમજી શકે છે.

જ્યારે બાપુ તો પાશ્ચાત્ય રાજકારણ વિશારદો માટે એક કોયડા સમા નીવડ્યા છે.

પંડિતજી માટે રાજકારણ એ જાતે જ ધર્મરૂપ છે. મહાત્મા ગાંધીએ રાજકારણને ધર્મમૂલક બનાવવાનો પ્રયત્ન કર્યો છે.

ગાંધીજી પોતાની અસાધારણ ત્યાગી બુદ્ધિ ને રાજનૈતિક વાટાઘાટોમાં અજોડ ગણાતા પણ તેમણે રાજકારણ કે સમાજશાસ્ત્ર ઉપર ભાગ્યે એકાદ નિબંધ લખ્યો હશે. પંડિત નહેરુ તો એ વિષયોના વિદ્વાન ગણાય.

બાપુ અને જવાહર બંને શુભ કાર્યો માટે પ્રવૃત્તિ રહે પણ પંડિતજી પોતાની જાતને પણ ભાગતા જાય. જ્યારે ગાંધીજી કોઈક અગમ્ય શક્તિની મદદથી પોતાની જાતને તાજી જ રાખી શકે. તેથી જ ૧૮ વર્ષે બાપુ ઘરડા લાગતા તે કરતાં ૫૮ વર્ષના નહેરુ વધારે ઘરડા થાકેલા લાગે. બંનેને સાથે જોયા હોય તો બાપુના મુખને જોઈ સનાતન યૌવનનો કોઈ છૂપો ઝરો તાજગી આપતો જણાય અને પંડિતજી ઘરડા થતા લાગે.

ગાંધીજી પોતાની શક્તિ સાચવીને માત્ર જરૂર પડતાં જ તેને વાપરતા. પંડિતજીના મન અને શરીર તંગ રહ્યા કરતાં હોઈ તેમની શક્તિ સતત વપરાયા જ કરે છે.

ગાંધીજીની તાકાતનું મૂળ શાંતિ ઉપર. તેમણે મેળવેલી જણાય છે. જ્યારે પંડિતજી, સતત પ્રગતિ સાધવાની પ્રબળ ઝંખના, શારીરિક તરવરાટ અને માનસિક અસ્વસ્થતામાંથી તાકાત મેળવે છે. કેટલાએ કાપોની ચિંતા છતાં ગાંધીજીની શાંત સ્વસ્થતા જોઈને પંડિતજી નવાઈ પામતા કે, “ગાંધીજી ક્યા છૂપા ઝરણમાંથી અખૂટ શક્તિ મેળવ્યા કરતા હશે?”

ગાંધીજી પોતાની જીવંત શ્રદ્ધાને લીધે ગમે તેવી મુશ્કેલીમાંથી રસ્તો કાઢી શકે.

પંડિતજી પણ બહાદુર છે. મુશ્કેલીમાં ગભરાવાનો તેમનો સ્વભાવ નથી પરંતુ ગૂંચવણમાં આવતાં તેમણે હંમેશા બાપુનો આશરો શોધ્યો છે.

જ્યારે કોઈ ભારે કામનું આહ્વાન સ્વીકારવાનું હોય ત્યારે પંડિત નહેરુની કાર્યપ્રણાલી ઉતાવળી અને અધીરી હોય છે. જ્યારે ગાંધીજીની પદ્ધતિ શાંત અને ઝડપી રહી છે.

આ રીતે બાપુ અને જવાહર એકબીજાથી આગવા છે. છતાં તે બંનેએ ભારતના મુક્તિયજ્ઞમાં એક જ જાતના હથિયારોથી સાથોસાથ રહીને આપેલો મહાન ફાળો આપ્યો એ આજના જમાનાનો એક અદ્ભુત બનાવ ગણાય.

સાધારણ રીતે એમ કહેવાય છે કે જવાહર બાપુની અસર નીચે આવેલા. એ વાત તો સાચી છે જ પરંતુ ગાંધીજી ઉપર પંડિતજીની અસર હતી એમ કહેવામાં પણ અતિશયોક્તિ નથી. મહાન મનુષ્યો જ આવી રીતે એકબીજા ઉપર અસર કરી શકે. બીજા ઉપર પોતાની અસર પાડવામાં મહત્તા રહેલી છે એ તો દેખીતી વાત છે પરંતુ પોતાના ઉપર બીજા મહાન વ્યક્તિની અસર પડે તેનો યોગ્ય ઉપયોગ કરવો એમાં પણ ઓછી મહત્તા નથી. એટલે જવાહરલાલની ગાંધીજી ઉપર અસર થાય એવું માનવાથી ગાંધીજીનું “માહાત્મ્ય” જરાએ ઓછું થતું નથી. પોતાના ઉપર કોઈની અસર ન પડવા દેવી એ તો નબળાઈનું ચિહ્ન છે.

ભવિષ્યનો કોઈ વિદ્વાન ઇતિહાસકાર બાપુ અને જવાહરના મૈત્રી વાત્સલ્ય ભર્યા સંબંધને કાળજીપૂર્વક સમજાવશે ત્યારે તેમાંથી સને ૧૯૪૭ ના હિંદુસ્તાનના ભવિષ્યના થયેલા ઘડતરમાં તો એક મહત્ત્વનો અંશ ધ્યાનમાં રાખ્યો ગણાશે.

## સ્વભાવનો રંગ

એક આશ્રમ. એમાં રહેનારા બધા જ સાધકો. શુદ્ધ જીવનનિષ્ઠા પૂરેપૂરી પાળનારા. કોઈ કોઈને કશું જ કહે નહિ. અને પ્રેમ અહિંસાનું પાલન કરવાવાળા. એ લોકોએ એક વાર નક્કી કર્યું રસોડામાં ભોજન લેતા કોઈએ ત્યારે કેવળ આનંદનો જ વિષય નીકળે. સ્વાદની વાત નીકળે નહિ કે કાઢવી નહિ. શાથી કે, એમાંથી ટીકા અને નિંદાની ચર્ચા ઊભી થાય છે ને તે આપણે માટે બરાબર નથી.

વર્ષો લગી આ નિયમનું પાલન થયું.

સ્વામી પોતે, કે જે આ આશ્રમના નિયામક હતા. એમને પોતાને, આ જાતના નિયમો પળાતા જોઈને ખૂબ જ આનંદ થયો. સંતોષ થયો.

એક વાર બન્યું એમ કે, દાળમાં મીઠું વધારે પડતું જણાતાં કોઈએક સાધકભાઈથી બોલાઈ જવાયું. કંઈક ટીકા પણ થઈ. પાસે બેઠેલા ભાઈએ નિયમ યાદ કરાવ્યો. ત્યારે બાજુમાં બેઠેલા બીજા સાધકભાઈએ બચાવ કરતાં વિશેષ આકરી ટીકા કરતાં કહ્યું કે: "આવી ભૂલ એ તો ક્ષમ્ય નથી. કેમકે, એકની ભૂલથી સૌનું બગડે છે." બસ. આમાંથી ઊભો થયો વિતંડાવાદ. એટલે સુધી કે એ મામલો એવો ગંભીર થયો કે પાટલા ઉપર બેઠેલા સૌ સાધકો ઊભા થઈ ગયા. પીરસાયેલી થાળીઓ એમ જ પડી રહી. ગરમાગરમ ચર્ચા ઝઘડો વધી પડચો. સૌ પોતાનાં સાનભાન ભૂલી ગયા.

એવે વખતે સ્વામીજી આવી પહોંચ્યા. આ ઘટના સાંભળીને એમની આંખમાંથી દડદડ આંસુ સરી પડ્યાં. પ્રકૃતિ છેવટે પોતાનો ભાવ ભજવતી હોય છે! જ્યાં લગી એ દબાએલી ચંપાએલી રહે છે ત્યાં સુધી જ તે સારી રૂપાળી જણાય છે. જરાક છેડાય કે જોઇ લો મામલો! સ્વામીજી મૂગા થઈ ગયા. એક અક્ષર બોલ્યા નહિ. માત્ર આંસુભીની આંખે જોઈને ચાલતા થયા.

[એક ભાઈ પાસેથી મળેલું.] વિ. પ.

*

## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઑર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

**'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ**

**['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]**

અનુક્રમણિકા ............ ૧૨ ડિસેમ્બર ૧૯૫૯

| | | પૃષ્ઠ | | | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧ બાપુના પત્રો ... | ... ગાંધીજી | ૨ | ૮ એક દૃષ્ટિપાત | ... વિમળાબહેન પટેલ | ૧૪ |
| ૨ મીરાંનાં ભજનો | ... વિમળાબહેન પટેલ | ૪ | ૯ ખરી કેળવણી | ... ગુરુદયાલ મલ્લિક | ૧૫ |
| ૩ ચંદ્રને શશાંક કેમ કહે છે? | 'ગિરિરાજ' | ૬ | ૧૦ ત્રણ નમૂનેદાર ચિત્રો ... | સંતબાલજી | ૧૭ |
| ૪ જો જે ખીજાને ઘા ન વાગે | ઉજ્જવળકુંવરજી | ૯ | ૧૧ અહંકાર ન રાખતા | દેસાઈવાલજી ગોવિન્દજી | ૧૯ |
| ૫ આંસુ ... | ... ગુ મ. | ૧૦ | ૧૨ થોડાક પ્રસંગો | ... કાકાસાહેબ કાલેલકર | ૨૧ |
| ૬ ભજનની ભાત | ... ૨. જો. | ૧૧ | ૧૩ જવાહર અને બાપુ ... | ... રામચંદ્રન્ | ૨૩ |
| ૭ આવા હતા બાપુ ... | નવીન ગાંધી | ૧૨ | ૧૪ મુક્તકો ... | તનસુખ ભટ્ટ | કવર પેજ ૪ |

પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

☆

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧ ૨-૩ દરેકના .... | ૦—૫૦ |
| ગાંધી-ગુરૂ ... .... ... | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .... .... | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ .... .... | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં .... ... .... | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .... .... | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા .... .... | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | (છપાય છે) |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા .... | ,, |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા .... | ,, |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા .... | ,, |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા .... | ,, |
| આવા હતા બાપુ—૪ .... .... | ,, |

## સ્વભાવનો રંગ

એક આશ્રમ. એમાં રહેનારા બધા જ સાધકો. શુદ્ધ જીવનનિષ્ઠા પૂરેપૂરી પાળનારા. કોઈ કોઈને કશું જ કહે નહિ. અને પ્રેમ અહિંસાનું પાલન કરવાવાળા. એ લોકોએ એક વાર નક્કી કર્યું રસોડામાં ભોજન લેતા કોઈએ ત્યારે કેવળ આનંદનો જ વિષય નીકળે. સ્વાદની વાત નીકળે નહિ કે કાઢવી નહિ. શાથી કે, એમાંથી ટીકા અને નિંદાની ચર્ચા ઊભી થાય છે ને તે આપણે માટે બરાબર નથી.

વર્ષો લગી આ નિયમનું પાલન થયું.

સ્વામી પોતે, કે જે આ આશ્રમના નિયામક હતા. એમને પોતાને, આ જાતના નિયમો પળાતા જોઈને ખૂબ જ આનંદ થયો. સંતોષ થયો.

એક વાર બન્યું એમ કે, દાળમાં મીઠું વધારે પડતું જણાતાં કોઈએક સાધકભાઈથી બોલાઈ જવાયું. કંઈક ટીકા પણ થઈ. પાસે બેઠેલા ભાઈએ નિયમ યાદ કરાવ્યો. ત્યારે બાજુમાં બેઠેલા બીજા સાધકભાઈએ બચાવ કરતાં વિશેષ આકરી ટીકા કરતાં કહ્યું કે: "આવી ભૂલ એ તો ક્ષમ્ય નથી. કેમકે, એકની ભૂલથી સૌનું બગડે છે." બસ. આમાંથી ઊભો થયો વિતંડાવાદ. એટલે સુધી કે એ મામલો એવો ગંભીર થયો કે પાટલા ઉપર બેઠેલા સૌ સાધકો ઊભા થઈ ગયા. પીરસાયેલી થાળીઓ એમ જ પડી રહી. ગરમાગરમ ચર્ચા ઝઘડો વધી પડ્યો. સૌ પોતાના સાનભાન ભૂલી ગયા.

એવે વખતે સ્વામીજી આવી પહોંચ્યા. આ ઘટના સાંભળીને એમની આંખમાંથી દડદડ આંસુ સરી પડ્યાં. પ્રકૃતિ છેવટે પોતાનો ભાવ ભજવતી હોય છે! જ્યાં લગી એ દબાએલી ચંપાએલી રહે છે ત્યાં સુધી જ તે સારી રૂપાળી જણાય છે. જરાક છેડાય કે જોઈ લો મામલો! સ્વામીજી મૂગા થઈ ગયા. એક અક્ષર બોલ્યા નહિ. માત્ર આંસુભીની આંખે જોઈને ચાલતા થયા.

[એક ભાઈ પાસેથી મળેલું.] વિ. પ.

*

## પ્યારાબાપુ


વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મનીઑર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]


અનુક્રમણિકા... ... ૧૨ ડિસેમ્બર ૧૯૫૯


| | | પૃષ્ઠ | | | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧ બાપુના પત્રો... | ... ગાંધીજી | ૨ | ૮ એક દૃષ્ટિપાત | ... વિમળાબહેન પટેલ | ૧૪ |
| ૨ મીરાંના ભજનો | ... વિમળાબહેન પટેલ | ૪ | ૯ ખરી કેળવણી | ... ગુરુદયાલ મલ્લિક | ૧૫ |
| ૩ ચંદ્રને શશાંક કેમ કહે છે? | 'ગિરિરાજ' | ૬ | ૧૦ ત્રણ નમૂનેદાર ચિત્રો ... | સંતબાલજી | ૧૭ |
| ૪ જો જે બીજાને ઘા ન વાગે | ઉજ્જવળકુંવરજી | ૯ | ૧૧ અહંકાર ન રાખતા | દેસાઈવાલજી ગોવિન્દજી | ૧૯ |
| ૫ આંસુ ... | ... ગુ. મ. | ૧૦ | ૧૨ થોડાક પ્રસંગો | ...કાકાસાહેબ કાલેલકર | ૨૧ |
| ૬ ભજનની ભાત | ... ૨. જો. | ૧૧ | ૧૩ જવાહર અને બાપુ ... | ... રામચંદ્રન્ | ૨૩ |
| ૭ આવા હતા બાપુ ... | નવીન ગાંધી | ૧૨ | ૧૪ મુક્તકો ... | તનસુખ ભટ્ટ | કવર પેજ ૪ |



પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

| | | |
|---|---|---|
| આવા હતા બાપુ—૧ ૨.૩ દરેકના | .... | ૦–૫૦ |
| ગાંધી-ગુરૂ | ... | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | .... | ૧–૨૫ |
| અલ્લાહના બંદાઓ | .... | ૦–૩૭ |
| મસ્તીની પગોમાં | .... | ૦–૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ... | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | .... | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા (છપાય છે) | | |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | .... | ,, |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ... | ,, |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | .... | ,, |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ... | ,, |
| આવા હતા બાપુ—૪ | .... | ,, |



ચારે જુગમાં નીપજ્યા, જ્ઞાની જોગી ભક્ત;
જે દી આરત ઊપડી, તે દી રહ્યું ન જક્ત.

*

સમશેરે સાધેલ, રણરંગે રસિયાં રમે;
સુરતના સાધેલ, સંત રમે હરિરંગમાં.

*

પૂરવનાં પાપે કરી, અવળી ઉપજે મત્ય;
સવળી બુદ્ધ જો સાંપડી, (તો) ગોવિંદમાં થઈ ગત્ય.

*

ગાળ્ય ગળી સંસારની, ગળી શિખામણ સંત;
કૃપા ગળી કેશવ તણી, કાપે મિથ્યા ફંદ.

*

હું હું ને મારૂં કરી, જૂતાં ખાતો જાઉં;
આંખ્ય અભાગી ન ઊઘડી, ગોવિંદ ક્યાંથી ગાઉં?

*

કૃષ્ણ તમે કરુણા કરો. વિષયમૂઢ જન જોગ;
એક શરણ ચરણો તણું, ટાળે બહુવિધ રોગ

તનસુખ ભટ્ટ

# થોડાંક ફૂલ

**કી**ડી ભારે ખંતીલી છે. ખંત માટે તેનો દાખલો અપાય તે ખોટું નથી. પણ આપણે એ જાણવું જોઈએ કે ખોરાક ભેગો કરવાના અતિ-લોભમાં તે અધમુઆ જીવડાને પણ ભેગી મળી પકડે છે અને તેનું મોત બગાડે છે, ભારે કષ્ટ આપે છે. માણસની ખંતમાં આવી હિંસા ન હોય. તો જ ત ખંત કહેવાય.

**પો**તાને માટે, બકરી કરતાં વાઘ વધારે સાહસ કરે છે, કેમકે તેનું પેટ મોટું છે—એટલે એનું આશ્ચર્ય કે વિશેષ ઉલ્લેખ ન હોય.

**સા**હસ તો ધાડપાડુ યે ઓછું કરે છે? પણ તેની પ્રસંશા કોણ કરે છે? શક્તિ કઈ દિશામાં, કેટલા વેગમા, કઈ અપેક્ષાએ વહે છે તેના પર સાહસનો આધાર છે.

**ફ**રજને જ્યારે સેવારૂપે ઓળખાવીએ છીએ ત્યારે એના સૂક્ષ્મ પ્રકારનું અભિમાન આવી જાય છે. તેથી ઊલટું, જે સેવાને ફરજ માને છે તેનામાં નમ્રતા આવે છે અને તેને કાર્યનો ભાર લાગતો નથી.

**કે**ટલીક ઇચ્છાઓ વરાળ જેવી છે, તેને પ્રગટ કરવી હોય તો શાંત કરવી જોઈએ. નહીં તો બંધ વાસણમા ઉકળતું પાણી ઢાંકણને કે કીને ઊડી જાય છે તેવું થશે.

**લ**ક્ષ્મી ચંચળ કહેવાય છે, એ અત્યંત ગતિ-ગીલ છે. એની પાછળ દોડીએ તો, આપણી ગતિ એટલી નહીં હોવાથી ઝડપથી દોડચે જતા વાહન પાછળ દોડની ધૂળ પેઠે જ નિષ્ફળ જઈએ—હાસ્ય-પાત્ર બનીએ.

**બે** હોડીઓ એકબીજાની વિરુદ્ધ દિશામાં પાસે પાસે થઈને જતી હોય છતા તેમની પ્રત્યે-કની દિશા સાચી હોય છે, તેમ આપણાથી વિરુદ્ધ દિશામાં જતા માણસનું ને આપણું હોય, એ અસંભવિત નથી.

**તુ**લસીનો છોડ અનેક કારણે પવિત્ર ગણાય છે. એનું જીવન સુવાસિત અને તીવ્રમધુર છે, તેમ મૃત્યુય આગવું છે. એ સુકાય છે ત્યારે ઉકરડે નથી જતો પણ મસાણે જાય છે, અને કોઈ શબની સાથે બળે છે.

**તો**રણ પાંદડાંનું હોય તેમ દીવાનું પણ હોય, જેવો સમય તેવી શોભા. સમયે શોભે તે કસમયે, ન યે શોભે, શોભા પણ બગાડે. આમ સમયને ઓળખે છે, દીપાવે—શોભાવે છે તે પોતે પણ શોભે છે.

**દી**વો તેલના અભાવથી બુઝાય તેમ વાય રાની આપટથી પણ ઓલવાય—બંનેનો મેળ હોય ત્યારે તે બળે. આમ અનુકુળ વાતાવરણમાં કરેલું કામ તરત દેખાય છે. અને દીપે પણ છે. તે તો સ્વાભાવિક અને સામાન્ય પણ છે. વિરૂદ્ધ વાતા-વરણમાં જે કાર્યની જ્યોત સતત જલતી રાખે છે. તે અસાધારણ છે અને તેથી તેમા વીરતા અને પુરુષાર્થ પણ છે.

**મ**નની શક્તિ જેણે જાણી નથી, બુદ્ધિનો વૈભવ જોયો નથી, આંતરસંમૃદ્ધિને ઓળખી નથી, પદાર્થોની અતિશયતા તેના અભાવની પૂર્તિ ન કરી શકે.

**કા**ળમીંઢ સિંદુરીઆ પથ્થરને ઈશ્વરરૂપે પૂજનારો, કળા કારીગરીથી સમૃદ્ધ મંદિરની મૂર્તિને પણ નાશ કરતાં ભક્તિભાવમાં ઊણો નથી હોતો—પછી હબસીને તેના બાળક પ્રત્યે સાચી મમતા હોય તેમાં શું આશ્ચર્ય?

**વ**સ્તુનું મૂલ્ય તેનો ભોક્તા આંકે તેનાથી વધારે હોય તો યે વાસ્તવમાં નથી હોતું, આટી સુતરાઉ સાડીનું મૂલ્ય જેટલું સામાન્ય ઘરની ગૃહિણીને હોય એટલું રાણીને ન હોય. —અ.

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૧ [ ૧૨-જાન્યુઆરી-૧૯૫૯ ] અંક ૧૧ મો

પોતાના કુટુમ્બને માટે પ્રમાણિક પણે તેમ જ કોઈ પણ પ્રકારની હિંસામાં સામેલ થયા વિના જે કમાણી કરે છે તે આજે દેશની સેવા કરે છે

—બાપુ



( ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક )

# સરદારશ્રીનો પત્ર

સેન્ટ્રલ જેલ નાશિક રોડ
તા ૨–૭–'૩૪

ભાઈશ્રી,

તા ૬–૬–'૩૪નો તમારો કાગળ મળ્યો હતો તમારા ૩૮ વર્ષ પૂરા કર્યાના જન્મદિવસે લખેલો હતો તમે ભાગ્યશાળી છો કે જન્મદિવસ ચોક્કસ યાદ છે મને તો, વરસ કેટલા થયા એ વિશે પણ અટકળથી જ ગપ્પુ મારવુ પડે છે સોગદ પર કહેવાનો પ્રસ ગ આવે છે ત્યારે તો, 'આશરે આટલા' એમ જ લખાવુ છુ કારણ કે મારી માને પેટે પાચ પથ્થર પડેલા તે પાણગ કેવા નીકળશે અને શા કામમા આવશે એનો કશો ખ્યાલ નહિ હોવાથી કોઇએ દિવસની કે વરસની કશી નોધ કે યાદ રાખી જ નથી પાછલુ જીવન જોવામા સાર નથી માત્ર આગળ શુ કરવુ એનો વિચાર કરવા પૂરતુ જ પાછળ જોવાની જરૂર પડે તો જોવુ, નહિ તો આજે જ જન્મ થયો છે ગણીને જે કઈ સારુ થઈ શકે તે કરવુ એના જેવુ બીજુ કશુ સારુ નથી

બાપુ કાઠિયાવાડ આજે બે દિવસથી માદા પડ્યા છે એટલે તમે બધા પાછા એમની પાછળ વીટળાઈ વળ્યા હશો હુ તો લગભગ બાર મહીનાથી એમનાથી છૂટો પડ્યો છુ અને આવતી કાલે રાત્રે મારા અઢી વર્ષ અહી પૂરા થશે એટલે એટલો ઘટાડો તો થયો જ ન?

આશ્રમવાસીઓ માટે બાપુ સાથે ચર્ચાના પરિણામે શુ છેવટનો નિર્ણય થાય છે તે લખજો ગુજરાતમા જવાની તો તમને રજા પણ નથી અને મળે તો યે ગુજરાતમા હવે પાછલો વખત હતો તે આવતા બહુ જ વખત લાગશે લોકોનો વિશ્વાસ સ પાદન કરવો, ભય કાઢવો અને સામા પક્ષની સતત કનડગતને પહોચી વળવુ એ સહેલુ તો નથી જ આપણો હમણા તો આથમતો દિવસ છે વળી પાછો ઉદય થશે ત્યારે ખરો પણ વળતા પાણીના અનુભવ પણ લેવા જેવા હોય છે

પાછો અથડાઈ પડ્યો એ તો સાભળ્યુ હશે અનામા નથી તે કલ્પી લઈને નકામો મોટો ભા કરી બગાડી દીધો છે હવે શુ કરવાનો છે એ તો ખબર નથી પણ વર્ધાથી તો રજા મળી છે એમ સાભળ્યુ છે , ને હવે કોઈક સ્થિર સ્થળે ભણવા દેજો તમારા રખડાટમા છોકરા રખડી જાય એવુ ન થવુ જોઈએ, નહિ તો ભવિષ્યમા તમને ગાળ દેશે

ને પહેલા બહુ લાડ લડાવેલા છે તે હવે ક્યાથી મળે? ગાયના ઘી જોઈએ એ તો મોસાળમા મળે કે માસરે મળે, જેલમા ક્યાથી હોય? પણ આજ સુધી જેલ એ બેમાથી એક સ્થાન મનાતુ હતુ, એ ન હોય એમ હવે ખબર પડતી જાય છે એ ઠીક છે

ને આશ્રમમા ક્યા સુધી રહેવાનુ પછી શુ કરવાનુ એ નક્કી થાય ત્યારે લખજો એ અમદાવાદમા છે તો ડૉ પટેલને હાથ બતાવી આવે અને કઈ કરવા જેવુ હોય તો પૂછી આવે એ સારુ છે

તમારા સમાચાર લખતા રહેજો

એ જ, વલ્લભભાઇના વદેમાતરમ

૮

—આપણે હાથે ભૂલ કદી થાય જ નહી એવુ માની મેમનાની ગફલતમા આપણે ન ફસાઈએ.

—માણસ માત્ર ભૂલને પાત્ર છે પરતુ પોતાની ભૂલો પરથી ઘડતો બોધ લઈ તેની ભૂલો ફરી ન કરવાની શક્તિ પણ માણસને મળેલી છે

—પૂજા કરનારો પવિત્ર હોય તો જ સાચી પૂજા થાય —બાપુ

# ન પહોંચાડેલો પત્ર

નાતાલના દિવસ નજીક આવી રહ્યા છે. કાગળોની સંખ્યા રોજ રોજ વધતી જ જાય છે. સાંજનો સમય છે ટપાલ ઓફિસમાં લગભગ બધા કામ કરનારા ઘરે ચાલ્યા ગયા છે. પરંતુ સોર્ટર માર્ટિનને ઘરે જવાની ઉતાવળ નથી એ પોતાના કામમાં જ ડૂબેલો છે.

એનો નાનો પુત્ર આન્તોન ગુજરી ગયો છે ત્યારથી માર્ટિનને કશામાં રસ રહ્યો નથી ઘરે એની પત્ની અને એક નાની દીકરી પણ છે પણ એમના પ્રત્યે પણ આજકાલ એ ઉદાસીન થઈ ગયા છે. જ્યારે એ જલદી ઘરે પહોંચે છે તો એને પોતાના બાળક આન્તોનની બાલવીના યાદ આવે છે, તે કેવી રીતે દોડતો ચાલ્યો આવતો હતો, કેવી રીતે દરવાજે પહોંચતા જ આન્તોન દોડી આવતો હતો, અને મારી આંગળી પકડીને મને અંદર લઈ જતો હતો અને પોતાની કાલીઘેલી ભાષામાં ક્યારેક મા વિશેની તો ક્યારેક બહેન વિશેની ફરિયાદ સંભળાવતો હતો. ઘરે જલદી પહોંચતા જ એ બધુ યાદ આવતા હૃદય ભરાઈ આવે છે, જીવ મૂંઝાઈ જાય છે. એટલે એણે આજકાલ ઘરે મોડા પહોંચવાનો જ નિયમ કર્યો છે.

આજે પત્રોને નોખા નોખા કરતા એની સામે એક અજબ જેવો કાગળ આવ્યો અને એ અટકી ગયો એના પર લખ્યું હતુ – 'ક્રિસમસ ફાધર સાંતાક્લોઝ' અને સરનામુ હતુ – 'સ્વર્ગ.' અજબ જેવું નામ અને અજબ જેવું સરનામુ ' કોનો હશે આ કાગળ? ' હશે કોઈકનો!' એવું વિચારી માર્ટિને કાગળ પોતાના ગજવામાં મૂકી દીધો, અને તે ફરી પોતાના કામમાં લાગી ગયો

પરંતુ પેલો અજબ ગજબ નામ સરનામાવાળો કાગળ એની ઉત્કંઠાને ઉત્તેજિત કરવા લાગ્યો. એટલે આજે કામ જરા વહેલુ બંધ કરી માર્ટિન બહાર આવ્યો અને એકાંત જગ્યા જોઈને ત્યાં બેસી પત્ર કાઢીને વાંચવા લાગ્યો. કાગળ વાંચતા વાંચતા એના ચહેરા પરના ભાવો બદલાતા ગયા કાગળમાં લખ્યું હતુ–

વહાલા પિતા સાન્તાક્લોઝ,

મારા તમને સાદર પ્રણામ. હું જાણુ છું કે તમે પ્રત્યેક નાતાલે બાળકો માટે સારા સારા રમકડા અને ભેટો રાત્રે ચુપચાપ એમના બિછાનામાં, માથા આગળ મૂકી જાવ છો આજે હુ એટલા માટે કાગળ લખી રહી છુ કે આ નાતાલે મારે રમકડા નથી જોઈતા, પરંતુ મારા બે કામો તમારે કરવા પડશે. મને ખબર છે કે તમે જ એ કામ કરી શકશો એટલે જ તમને પત્ર લખું છું.

મારો એક નાનો ભાઈ હતો આન્તોન હતું એનું નામ કહે છે કે હમણા તે સ્વર્ગમાં ચાલ્યો ગયો છે. પણ જતી વખતે તે પોતાના રમકડા સાથે લઈ ગયો નથી. અહીં ભૂલી ગયો છે કહે છે કે હવે તે કદાપિ પાછો નહી ફરે. શું તમે તેના રમકડા તેને પહોંચાડી દેશો? રાત્રે હું મારા માથા નીચે બધા રાખી મૂકીશ. તમે એને મારું વહાલ પહોંચાડજો અને એને કશી તકલીફ ન પડે એવી વ્યવસ્થા કરજો.

બીજુ કામ એ છે કે જ્યારથી મારો એ ભાઈ ચાલ્યો ગયો છે ત્યારથી મા ને પિતા બહુ દુખી રહે છે. આજકાલ એ સમયસર ઘરે પણ આવતા નથી અમારી સાથે વાત કરતા નથી, હસતા નથી. પહેલા એ મારી સાથે ખૂબ હસતા રમતા હતા મા પણ બહુ દુખી રહે છે. શું તમે પિતાજીને સમજાવીને એમનું દુખ દૂર કરશો? – જેથી એ પહેલાની પેઠે હસવા લાગે? તમને ખબર નહીં, એમ થતા અમને કેટલો બધો આનંદ થશે! તમે આટલાં બે કામ જરૂર કરજો. મારે બીજું કશું જોઈતું નથી હુ તમારી રાહ જોઈશ. —તમારી પુત્રી મેરી

કાગળ પૂરો થતા જ માર્ટિનની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યા. એ કાગળ એની જ પુત્રીનો હતો તરત જ એ ઊઠીને ઘરે ગયો અને પોતાની પુત્રી પાસે જઈને એને ચૂમીને સન્તાપ્યો હસ્યો – બરાબર પહેલાની જેમ જ! [ એક અંગ્રેજી વાર્તા પરથી – 'મંગલ પ્રભાત' ]

☆

ઊંચેથી પડતા ધોધને નીચેનો પથ્થર કહે છે કે, તુ મારા પર પડશે તો તારા ભાગ પડી જશે, તું ભાગી જઈશ.'

ધોધ કહે છે કે, 'હું તો ભાગીને પણ ફરીથી એક થઈશ, પણ તું ભાગશે તો ભાગે એક થવાનો નથી, માટે મારા રાહમાંથી દૂર થા, નહી તો હું તને દૂર કરીશ ' —અ.

☆

# ચાચાજીની વાતો — વિમળા પટેલ

"ઘણાં વર્ષો ઉપરની વાત યાદ આવે છે. જ્યારે હું શાન્તિનિકેતન હતો. શાન્તિનિકેતનમાં શાળાની છુટ્ટી રવિવારને બદલે બુધવારે રહેતી. છુટ્ટીને દિવસે સંપૂર્ણ છુટ્ટી. જેને જે કરવું હોય તે કરે. તે દિવસે તેમને સ્વતંત્રતા હોય રમવું હોય તે રમે. ઊંઘવું હોય તે ઊંઘે. જેની જે ઇચ્છા, તે પ્રમાણે તે વર્તે.

હું એક ઝાડ તળે બેઠો હતો. શૂન્ય મને બેઠો હતો. ભગવાન જાણે, મારા મનમાં શેના વિચારો ચાલી રહ્યા હશે! લાગે છે કે કોઈ જ વિચાર હતા નહીં. એમ જ બેસી રહ્યો હતો. પણ એટલું તો હતું કે હું કોઈ મસ્તીમાં હતો. એવામાં એક છ સાત વર્ષનો બાળક મારી પાસે આવ્યો. ઊભો રહ્યો મને એની ખબર ના પડી. બાળકે મારો ખભો હલાવ્યો. મને દ ઢોળ્યો. બંગાળીમાં 'દાદા' એટલે મોટાભાઈ અર્થ થાય છે.

"મલ્લિક દાદા.. મલ્લિક દાદા શું વિચાર કરો છો?" તે બાળકે મને પૂછ્યું.

(શાન્તિનિકેતનમાં તે વખતે હું ગૃહપિતાનું કામ કરતો હતો.)

"કાંઈ નહીં." મેં જવાબ આપ્યો.

બાળકે માન્યું નહીં. સત્યાગ્રહ આદરીને તે મારી સામે બેઠો. "તમારે કહેવું જ પડશે. તમે શેના વિચાર કરો છો?" મંડ્યો પૂછવા.

હું હાર્યો. સહસા અંદરથી ભગવાને જ પ્રશ્ન કરાવ્યો: (ભગવાન શબ્દ એટલા માટે છે કે સામે નાના બચ્ચાંઓ બેઠાં હતાં.)

"હું તને પૂછું? કહે જોઉં, ભગવાન કોના જેવો છે?"

બાળક ચૂપ રહ્યો. વિચારમાં પડી ગયો. પણ એકદમ બોલ્યો: 'મારી બાના જેવો.'

એટલામાં સામે રમતાં બાળકોમાંથી કેટલાંક બાળકો આવ્યાં. પાસે બેઠેલા બાળકને (ઘણું કરીને એનું નામ જિતેન્દ્ર હતું) બોલાવવા લાગ્યા: "ચાલ. જિતેન્દ્ર. કેમ બેઠો છે, ચાલ રમવા."

તે ગયો.

હજી એમ જ હું બેઠો હતો.

ત્યાં બીજાં ચાર પાંચ બાળકો દોડી આવ્યાં. "મલ્લિક દાદા. મલ્લિક દાદા" કહેતાં મને ઘેરી વળીને પાસે બેઠાં. એમને પણ મેં એ જ પ્રશ્ન પૂછ્યા: "ભગવાન ક્યાં છે? કોના જેવો છે?"

કોઈએ કહ્યું: 'મારી બા જેવો છે.' કોઈએ કહ્યું: 'બાપુજી જેવો છે.' કોઈએ કહ્યું: 'ભાઈ જેવો છે.' કોઈએ કહ્યું: 'બહેન જેવો છે.' કોઈએ તો વળી કહ્યું: 'દાદીમા જેવો છે. કેમકે તે મને મારતી નથી. રડું છું ત્યારે ખોળામાં લઈ લે છે. બા તો મને મારે છે."

એટલામાં ક્રિકેટના મેદાનનાં બાળકો દોડી આવ્યાં. અને રમવા માટે બોલાવવા લાગ્યાં. રમવા જતાં ન હતાં તેવાં બાળકોને ય પરાણે લઈ ગયાં.

હું બેઠો હતો તે ઝાડ છાતીમ તલા. સાંજનો વખત હતો. સૂર્ય મારો સાક્ષી છે. ઝાડ પણ સાક્ષી છે. મારા હૃદયમાના પહેલવહેલું એક જ ગૂંજન નીકળ્યું. 'પ્રભુજી મૈં હું તેરા દાસ.'

મેં કંઈ જ માગ્યું નહીં. માગ્યો માત્ર એનો સહવાસ. એ જ ભગવાન છે. એને જો બાંધી રાખીશું, તો એની લીલા પામીશું નહીં. આનંદની સીમાનાં દર્શન થશે નહીં. ભગવાનનો સહવાસ મહત્ત્વનો છે."

"આપણી આજની પ્રાર્થના એક ઝાડ તળે છે એ ઝાડ જ આજે મારી પાસે વર્ષોજૂની ગાથા ગવરાવે છે. કેમકે, તે પણ સાક્ષીરૂપે હોવાનો અનુભવ હું કરું છું."

* * *

"ચાર વાગ્યાનો સુમાર હતો. હું જુહૂ, દરિયા કાંઠે આંટા મારતો હતો. મને લાગ્યું કે કોઈએ મારા ખભા પર હાથ મૂક્યો છે. મેં પાછું વાળીને જોયું. કોઈ વિરાટ પુરુષ મારી પાછળ ઊભો છે. જોઈને હું તેમના ચરણમાં નમ્યો. પછી કોઈ અંદર બેઠીને પૂછી રહ્યું ના હોય એવી દિવ્ય વાણી કાને પડી: 'તારે ઘેર આવ્યા છું. મારું આતિથ્ય કેવી રીતે કરે છે?'

શબ્દો સાંભળીને ખૂબ જ દુઃખ થયું. એવા વિરાટ પુરુષનું આતિથ્ય કેવી રીતે કરવું? હું મૂંગો રહ્યો. તેઓ અંતર્ધ્યાન થઈ ગયા. ક્યાંથી આવ્યા. ક્યાં ગયા. ખબર જ નથી. આશીર્વાદ આપ્યા અને ગયા. એ આવ્યા હતા હું આતિથ્ય કરી ના શક્યો. એટલું યાદ છે, ત્યારથી મેં દરિયા સામે અને તારાઓ સામે પ્રતિજ્ઞા કરી કે બાકીનું જે જીવન છે, તેમાં મારી વૃત્તિ એવી રાખીશ કે જે કોઈ

અમે ફ્રાંસમાં 'રેગપિકર્સ' કોલોની'—કચરોપૂંજો ભેગો કરનારાઓની એક વસાહત જોઈ. આબેપિયર નામના એક રોમન કેથોલિક પ્રિસ્ટ છે. એક દિવસ એવું બન્યું કે રાત્રે તેઓ પોતાના ઘરમાં સૂતા હતા ત્યારે કોઈએ બારણું ખખડાવ્યું. એમણે બારણું ખોલ્યું તો બહાર એક માણસને ઊભેલો જોયો. તેણે કહ્યું : 'બહાર બહુ ઠંડી પડે છે, શું તમે તમારા ઘરમાં મને રાત ગાળવા દેશો?' પ્રિસ્ટ ના પાડી કેમકે, તે ઉદાર દિલના હતા. આગંતુક રાતે તેમ દિવસે પણ રહ્યો કેટલીક ચર્ચા પણ કરી. બેએક રાત પછી બીજો એક માણસ એમ જ બારણું ઠોકતો આવી ઊભો. અને પણ આબેપિયરે ઘરમાં જગા આપી. અને એમ કરતાં એના ઘરમાં પાચ છ માણસો આવીને રહ્યા. પણ એમના ઘરમા ઝાઝી જગા ન હતી એમને વિચાર આવ્યો કે આ લોકોનો પ્રશ્ન શી રીતે ઉકેલવો? એમણે આવનારાઓને પૂછ્યું કે, 'પેરિસમાં તમારા જેટલા કેટલાક લોકો રહે છે?'

હવે પેરિસનો વિચાર કરો! એંસી ટકા પેરિસને આ વાત લાગુ પડે છે જે પશ્ચિમ યુરોપમા છે. વીસ ટકાનો નમૂનો ઉપર પ્રમાણે છે. પેરિસ યુરોપનું સૌથી સુંદર અને સમૃદ્ધ શહેર છે. આજકાલ કેટલાકોનો મત એવો છે કે ફ્રાંસ ગબડી રહ્યું છે, પણ વાસ્તવમાં એવું નથી. એનું રાજકારણ કંઈક ખોટા પાયા પર છે એટલે ત્યાં રાજકીય અસ્થિરતા રહે છે. વર્ષમાં બેત્રણ પ્રધાનમંડળ બદલાય છે પરંતુ દેશની સમૃદ્ધિ સારી છે. કારખાનાઓ વધી રહ્યા છે, ધન-સંપત્તિ પણ વધે છે સર્જનાત્મક કામ પણ થયું થઈ રહ્યું છે. કળામા, સાહિત્યમાં, વિજ્ઞાનમાં—કશામાં એ દેશ પછાત નથી.

પરંતુ એવા દેશની રાજધાની પેરિસમાં એવા લોકો પણ રહે છે જેમને સૂવાની જગ્યા પણ મળતી નથી. એ ફૂટપાથ પર સૂએ છે! એવા લોકો સાથે વાતચિત કરતાં આબેપિયરને જાણ થઈ કે એવા લોકોની સંખ્યા ઘણી છે. એણે કહ્યું કે એ સૌને ભેગા કરો. દેવળમાં બધા ભેગા થયા. આબેપિયરે આ પ્રશ્ન અંગે ઘણું વિચાર્યું ત્યારે એમને એક ઉકેલ સૂઝ્યો. ચારે તરફ ગલીકૂંચીઓ અને રસ્તાઓ પર ને ખૂણે ખાંચે અનેક કચરાપેટીઓ પડી છે. તમે બધા જાવો અને એ બધામાં શોધખોળ કરી કામની ચીજ લાગે તે ઉપાડી લાવો.

અને એમ કચરોપૂંજો ભેગો કરવાનું શરૂ થયું. ક્યાંકથી કપડાં, ક્યાંકથી ઠીકરી ક્યાંકથી ભાંગેલા વાસણો, ક્યાંકથી ભાંગ્યુંતૂટ્યું ફર્નીચર વગેરે સામાન મળ્યો. સૌએ મળી તેને ધોઈકરીને સ્વચ્છ કર્યો, જરૂરી મરામત કરી અને બજારમાં જઈને વેચી આવ્યા. એના કેટલાક પૈસા ઉપજ્યા. આબેપિયરે કહ્યું : 'ચાલો, એ પૈસાથી અને તમારી સૌના મહેનતથી આપણે વસવાટો બાંધીએ.' એ રીતે 'રેગપિકીંગ કોલોની શરૂ થઈ. અખબારોમાં એની ખબરો છપાઈ. પછી શું પૂછ્યું? ટેલિફોન પર ટેલિફોન આવવા લાગ્યા કે, અમારે ત્યાં જૂનો સોફો છે, ફર્નીચર છે, આલમારી છે, વાસણ છે, કપડાં છે, કોટ છે. તમે આવીને લઈ જાઓ.' આ પ્રમાણે ચારે તરફથી એમની પાસે સામાન આવવા લાગ્યો. એ લોકો સામાન વેચવા જેવો કરી વેચી નાખતા અને તેની ઉપજમાંથી પોતાની જરૂરિયાતો વસાવતા ગયા.

અમે જોયું કે ત્યાં એક કોલોની વસી છે. એક માણસના કોમળ હૃદયમાંથી કેવું સારું આંદોલન શરૂ થયું! એથી કેટલાં લોકોને રાહત મળી! એ બધું 'ઇન્સ્ટયૂશન' થી નથી થયું, કાયદાથી નથી થયું. જીવનમૂલ્યો સ્થાપવાં પડ્યાં. પ્રશ્નો ઉકેલ થયો કે નહીં, એના કરતાં વિશેષ મહત્ત્વની વાત એ છે કે માણસનો ઉદ્ધાર થયો. એના આત્માની અંદર વિચારનાં સ્ફુરણા થઈ મેં જોયું કે એ કોલોનીમાં બર્લિનથી, ઇટાલીથી, ડેન્માર્કથી, વિદ્યાર્થીઓ આવીને શિબિર ચલાવે છે અને 'રેગપિકિંગ' માં મદદ કરે છે. આ જ સર્વોદયની મૂળ ભાવના છે જેનો આપણે પ્રચાર કરવા માગીએ છીએ. મને ત્યાં એ જ સર્વોદયનાં દર્શન થયાં.

મને મળેલ સૌથી વિશેષ પ્રતિભાશાળી વ્યક્તિઓમાં ઇટાલીના મિસ્ટર ડોલચીને ગણાવું. હું સ્ટોકહોમ પહોંચ્યો તો મને ત્યાંનો કાર્યક્રમ આપવામાં આવ્યો. એમાં લખ્યું હતું : 'મિટીંગ વિથ ડોલચી કમિટી.' મેં પૂછ્યું કે, 'ડોલચીની કમિટી અહીં ક્યાંથી? આ તો અત્યંત સમૃદ્ધ દેશ છે, ઇટાલી તો બિચારો ગરીબ દેશ છે. અહીં એમના નામે શી રીતે કમિટી બની?' એમણે કહ્યું કે 'ડોલચી અહીં આવ્યા હતા. એમનું વ્યક્તિત્વ, ભાવના

અને વિચ રોથી લોકો એટલા બધા પ્રભાવિત થયા કે એમના કામમા મદદ કરવા અહી કમિટીની સ્થાપના કરવામા આવી '

ઈટાલીની દક્ષિણે સીસીલી નામનો એક ટાપુ છે તેની રાજધાની પાલેરમોમા તેઓ રહે છે એ માણસ ગાંધીજી જેવો મોરલ જિનિયસ છે ડોનચી પોતાની આસ પાસની બેકારી જોઈ ને બહુ દુખી થતા એમણે વિચાર્યું કે આમાથી કોઈક રસ્તો કાઢવો જ જોઈએ આ ગરીબાને અહીથી કાઢવી જ જોઈએ પણ શી રીતે? એમણે ખૂબ વિચાર કર્યો આખરે એક દિવસ એમને એક વિચાર આવ્યો એમણે કેટલાક બેકારોને ભેગા કરી પૂછ્યુ 'શુ તમને કામધધો નથી મળતા? સૌએ કહ્યુ કે નથી મળતા

ડોનચીએ પૂછ્યુ કે 'હડતાળ શબ્દ સાભળ્યો છે?'

લોકોએ કહ્યુ કે, 'હા અમે જાણીએ છીએ

ડોલચીએ કહ્યુ ચ નો આપણે હડતાળ પાડીએ

'અને પણ તા કહે કામ જ નથી તા કામ વગર હડતાળ શેની પાડીએ? લોકોએ આશ્ચર્યથી પૂછ્યુ

એ જ તો, હુ તમને શીખવવા માગુ છુ! ચાલો આપણે નવી રીતે કરીશુ! આપણી પાસ કામ નથી તો આપણી હડતાળ એ જ કે કોઈ સાર્વજનિક સ્થળે જઈ ને સાર્વજનિક કામ કરીએ

દુનિયા માટે આ એક ભારે વિચિત્ર વાત હતી ડોલચીએ એક તૂટ ગયેલ સડક પર જઈ ને કહ્યુ કે આપણે અહી કામ કરીશુ

સૌએ સાથે કામ કરવા માડ્યુ કોદાળી પાવડા ચાલવા લાગ્યા લોકો તમાશા જોવા ભેગા થઈ ગયા અને પૂછવા લાગ્યા કે, ભાઈ તમે આ શુ કરો છો?'

ડોલચીએ કહ્યુ કે તમે જોતા નથી? અમે કામ કરીએ છીએ અમારી પાસે કશુ કામ નથી એટલે આ કામ કરીએ છીએ અમારી આ હડતાલ એવી છે કે કામ વિના હાથપગ જોડીને બેસી ન રહેવુ

યુરોપના છાપાઓમા સમાચાર છપાયા કે ડોનચી અને એના સાથીઓને કામ નથી મળતુ એટલે સાર્વજનિક કામ કરે છે એમ એ ખબર બધે ફેલાઈ ગઈ પછી પોલિસો આવ્યા અને ગેરકાયદે કામ કરવાના અપરાધ માટે સૌને ગિરફતાર કરી લીધા પોલિસ અફસરોએ કહ્યુ કે 'તમે આમ ગેરકાયદે કામ ન કરી શકો આ સડક, સુધરાઈ અને સરકારની છે એને સુધારવી કે નહી એ એના અધિકારની વાત છે '

ડોનચીએ કહ્યુ કે 'જ્યા સુધી અમને કામ ન મળે ત્યા સુધી અમે આ જ કામ કરીશુ ' આ સામૂહિક સત્યાગ્રહ થયો યુરોપમા કદાચ એ પહેલો સત્યાગ્રહ હતો લોકો જેલમા ગયા ત્યારે રોમની સરકારની ઊંઘ ઊડી અને સૌને કામ આપવામા આવ્યુ

આ રીતે ડોનચીએ યુરોપમા અહિંસાનો મહાન પ્રયોગ કર્યો એમણે સત્યાગ્રહ કર્યો ત્યારે તેઓ ગાંધીજી વિશે બહુ ઓછુ જાણતા હતા પણ હવે ગાંધીજીના વિચારોનુ અધ્યયન કરી રહ્યા છે તથા ઈટાલીના ગરીબ ઈલાકામા રચનાત્મક કામ કરે છે

સાભળ્યા પ્રમાણે ડોલચીને એકાદ વાર જરૂર ઉપવાસ થઈ જાય છે મારા એ સબધુ મિત્રો દેશમા છે જે વાર વાર ઉપવાસ કરે છે લોકોને ત્રાસ દેવા અને ઉપવાસ પાછા ખેચવા એવુ અહી ચાલે છે એવા ઉપવાસથી વ્યક્તિ કે સમષ્ટિની શુદ્ધિ થતી નથી ડોનચી એવો કશો પ્રોગ્રામ રચીને ઉપવાસ કરતા નથી એમનુ હૃદય એટલુ કોમળ છે એટલુ કરુણાથી ભર્યું છે કે કોઈ અન્યાય જોયો કશાથી દુખ થયુ એટલે એમનાથી ખાઈ જ શકાતુ નથી — આપોઆપ ઉપવાસ થઈ જાય છે તે એવા અન્યાય અને દુખને દૂર કરવાનો પ્રયત્ન કરે છે ડોનચીના ઉપવાસની ખબર ફેલાતા જ, બધે એની ચિંતા થાય છે પછી કોઈ ને કોઈ રસ્તા થાય છે એ આવુ ઊંચુ કામ કરી રહ્યા છે મને એમના પ્રત્યે અત્યત આદર થયો એવા લોકો પર જ સમાજનુ ભવિષ્ય ટકેલુ છે ડોનચીના પ્રયત્નોથી યુરોપના સમાજમા પરિવર્તનનો એક નવો અહિંસાત્મક પ્રકાર વિકાસ પામશે એવી મને આશા ઉપજી છે યુરોપ ડોલચીના સિદ્ધાતોના રૂપમા ગાંધીજીના સિદ્ધાતોને સર્વોદયના સિદ્ધાતોને ભૂદાન ગ્રામદાનના સિદ્ધાતોને સમજશે એશિયામા બાપુનુ કામ વિનોબાજી કરી રહ્યા છે અને યુરોપમા એ જ કામ ડોનચી કરી રહ્યા છે આ મે પશ્ચિમ યુરોપની વાત કરી

૯

ઘણી નબળાઈએ પૌરુષને પડકાર આપ્યો છે
હરીફોના કશા બે શબ્દમા પડકાર શુ શાધુ '
અનિલ

## સત્યાગ્રહી જીવનદર્શન ——— શાંતિભાઈ દેસાઈ

[ ગાંધીવિચારદર્શનને અવલોકતી લેખમાળા ☆ લેખાંક ૧૭ મો ]

વૈજ્ઞાનિકતા અને બુદ્ધિના કામનો સ્વીકાર કરતાં છતાં તેમણે ઇશ્વરાદિ માટે શ્રદ્ધાનો સ્વીકાર કર્યો છે. ઈશ્વરને ઓળખવા શ્રદ્ધા જ જોઈએ, તે બુદ્ધિગમ્ય નથી. બુદ્ધિ અને શ્રદ્ધાના ક્ષેત્રનું યોગ્ય વિભાજન પાડી તેમનો પરસ્પરનો સબંધ સ્પષ્ટ કરતા તેઓ લખે છે. "લાખો અનુભવ ઇશ્વરના અસ્તિત્વને સિદ્ધ કરે છે. શ્રદ્ધાની પુષ્ટિ માટે અનુભવજ્ઞાન આવશ્યક છે. છેવટમાં શ્રદ્ધા અનુભવને જ અવલંબે છે. જેને શ્રદ્ધા છે તેને કોઈ વખતે અનુભવ થવાનો જ છે. જે માણસમાં શુદ્ધ શ્રદ્ધા છે તેની બુદ્ધિ જાગૃત હોય, તે પોતાની બુદ્ધિથી જાણે છે કે બુદ્ધિથી પણ વધારે–પર– એક વસ્તુ છે, અને તે શ્રદ્ધા છે. જ્યાં બુદ્ધિ નથી પહોંચી શકતી ત્યાં શ્રદ્ધા પહોંચે છે. બુદ્ધિનું મૂળ મગજમાં છે, શ્રદ્ધાનું હૃદયમાં છે." (ધ. પા. ૨૪૫) અહીં ગાંધીજીએ શ્રદ્ધા અને બુદ્ધિના કાર્યક્ષેત્ર, તેમની કામગીરી અને બંને વચ્ચેનો સબંધ સચોટ રીતે બતાવ્યો છે. શ્રદ્ધા એટલે આત્મવિશ્વાસ, શ્રદ્ધા અનુભવમૂલક છે બુદ્ધિ માણસને અનુભવ કરવા પ્રેરે છે અને અનુભવમાંથી આત્મવિશ્વાસ પેદા થાય છે જે બુદ્ધિના ક્ષેત્રની બહારનો છે બુદ્ધિ જ્યાં અટકે ત્યાં આત્મવિશ્વાસ કે શ્રદ્ધા શરુ થાય છે. આ રીતે ગાંધીજીનું શ્રદ્ધાબુદ્ધિ વર્ણન તાત્ત્વિક અને વ્યવહાર દૃષ્ટિએ ઘણું અર્થપૂર્ણ છે.

**બુદ્ધિની મર્યાદા** :–ગાંધીજીએ બુદ્ધિનો આંક કાઢ્યો અને તેના અતિ અભિમાનને અંકુશમાં આણ્યું. આજના બુદ્ધિવાદના જમાનામાં બુદ્ધિની મર્યાદા આંકવાની જરૂર પણ છે જ. બુદ્ધિને નામે બુદ્ધિવાદ પોષાતો થઈ ગયો હતો, બુદ્ધિ જ સર્વજ્ઞતાનો દાવો કરતી હતી, નિષ્ણાતપણું (Specialisation) અધિકાના બની ગયું હતું. બુદ્ધિના ગર્વને ગાંધીજીએ ગાળ્યો, તેને અંકુશમાં આણ્યો. તેને શ્રદ્ધાનું તેજ અર્પી તેનું આંધળાપણું દૂર કર્યું. આત્મસૂઝને પ્રતિષ્ઠા કરી અને ધર્મ, દર્શન અને વ્યવહારને પરિશુદ્ધ કરવા બુદ્ધિ અને શ્રદ્ધાનો સુયોગ કરી બતાવ્યો.

**બુદ્ધિની કસોટીનો ઉપયોગ** :–બુદ્ધિનું શ્રદ્ધાના કસોટી તરીકે મૂલ્યાંકન કર્યું. હિંદુ દર્શનના બાબતમાં તેમણે એમ જ કર્યું. વેદ, ઇશ્વર, આત્મા, પુનર્જન્મ, અવતારાદિ શ્રદ્ધાના વિષયો છે એટલો તેનો સ્વીકાર કરીને આગળ ચાલ્યા પરંતુ અસ્પૃશ્યતા, મૂર્તિપૂજા વર્ણાશ્રમ વગેરે અંગે બુદ્ધિથી છણાવટ કરી તેમાં પેસેલા મેલને દૂર કરીને, તેમાં નવા બુદ્ધિગમ્ય અર્થ પૂર્યા. શાસ્ત્રોમાં પણ બુદ્ધિગમ્ય અર્થ પૂર્યા. શાસ્ત્રોમાં પણ જે બુદ્ધિગમ્ય નથી, અંતરગમ્ય નથી, નીતિની વિરુદ્ધ છે તે ત્યાજ્ય છે તેથી જ તેમણે પોતાની ઓળખાણ આપતા કહેલું : "હું પોતાને સનાતની હિંદુ કહેવડાવું છું, કારણ કે હું વેદ, ઉપનિષદ, પુરાણો ને ધર્મસુધારક સંતોની વાણીને માનું છું. આ માન્યતાને સારુ મારે શાસ્ત્રને નામે ચાલતી બધી વસ્તુને પ્રમાણભૂત માનવી જોઈએ એવું નથી.. .. વહેવારની ભાષામાં કહીએ તો જે ઈશ્વરને આત્માના અમરત્વને પુનર્જન્મને, કર્મના નિયમને તથા મોક્ષને માને છે, જે નિત્યવ્યવહારમાં સત્ય અને અહિંસાનું આચરણ કરે છે, અને તેથી વિશાળ અર્થમાં ગોરક્ષા કરે છે તે હિંદુ છે." (ધ. પા. ૪૧) ગાંધીજી પાસે એક જ સનાતન અને છેવટની કસોટી છે અને તે સત્ય અને અહિંસા જીવનના દરેક ક્ષેત્રમાં તેમણે આ જ કસોટી વાપરી, હિંદુ ધર્મને પણ તેમણે આના પર નાણી જેયા અને એમાંથી જે કંઈ નક્કર લાગ્યું તે સ્વીકાર્યું. અને બાકીનાને ત્યાજ્ય ગણી આગળ ચાલ્યા. પુનર્જન્મ, અવતારવાદ કર્મનો કાયદો એમને મન શ્રદ્ધાના વિષય નથી પણ બુદ્ધિગમ્ય વિષય છે. અને સાથે જ શ્રદ્ધાના વિષય પણ છે જ. એમાની શ્રદ્ધા માણસને ઊંચે ચઢાવનારી છે તેથી એમનો સ્વીકાર એમને ઉપયોગી લાગ્યો.

**કર્મનો કાયદો** :–કર્મના કાયદાને સ્વીકાર કરીને માણસના વ્યવહારને નિર્ભય કરે એવો અર્થ તેમાં તેમણે પૂર્યો. કર્મનો કાયદો વિજ્ઞાનશુદ્ધ તર્ક પર અવલંબેલો છે. જેવી કરણી તેવી ભરણી એવું અનુભવ વચન પણ છે જ. પુનર્જન્માદિ વિચારનો આધાર પણ આ કર્મનો કાયદો છે. પણ કર્મના કાયદામાંથી ના પ્રારબ્ધવાદ જન્મ્યો અને સામાન્યતઃ કર્મના કાયદાને પ્રારબ્ધવાદ સાથે જ સાંકળી દેવાયો. ગાંધીજીએ આ મૂળ સિદ્ધાંતને ફરી પાછો વહેમ અને પ્રારબ્ધવાદના સકંજામાંથી છોડાવવા કોશિશ કરી. તેમણે કહ્યું કે ઈશ્વર અને તેનો કાયદો

નને સૌંદર્યઅંશ લોકોની જાણસમજમાં ન આવી શક્યો.

**જીવન સેવાને માટે :**—આવું સત્ય શિવ સુંદરતામય કર્મ પ્રભુની સેવાને ખાતર હોય. એમણે તો દરિદ્રનારાયણ, ધૂર્તનારાયણમાં ય પ્રભુના દર્શન કર્યાં અને તેમની પ્રત્યક્ષ સેવામાં જ કર્મમાત્રને સમાવી દીધાં. સમાજમાં મૂર્તિમંત થતા જનાર્દનની સેવા કરવી એ જ કર્મમાત્રનો હેતુ હોય અને એ કર્મ સત્ય શિવ સુંદરતાથી ભરેલું હોય અને એ રીતે કર્મમાત્ર સેવા બની રહે. સેવા શબ્દને નવો અર્થ મળતા તે વ્યાપક બન્યો. સેવામાં નિસ્વાર્થપણું, સમર્પણભાવ તથા સત્યશિવસુંદરતાથી કર્મને શણગારવાની ધગશ હોય. આથી જ ગાંધીજીએ કહ્યું કે જીવન સેવાને સારુ છે, ભોગને સારુ નથી.

**સેવામાંથી યજ્ઞ :**—આવી સેવા પણ ઇજારાનું સાધન બને તો અરુચિ ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. પરંતુ તેના સાચા અર્થમાં તો તે નમ્રતાનું પ્રતીક છે. નિરભિમાન થવાનું, સમાજની સેવા કરતાં શૂન્ય થવાનું સહજ સાધન છે. તેમા નિર્મળતા હોય અને સાથે આત્માનું પૂરું પ્રગટીકરણ પણ હોય. કલામા પણ આત્માની જ અભિવ્યક્તિ હોય છે તેથી સેવા અને કલાનું મૂળ આત્માની અભિવ્યક્તિ હોવાથી તેમા બહુ સામ્ય છ. આ દષ્ટિએ પણ ગાંધીજીનું કથન સાચું પડે છે કે કલામા સેવો શણગાર પૂરવાના હોય. સેવામા સમર્પણભાવ હોય અને તેથી તે યજ્ઞની નજીક પહોંચી જાય છે.

સેવાનો આવો વિશાળ ખ્યાલ યજ્ઞ શબ્દના અર્થની ઝાંખી કરાવે છે. સમર્પણભાવથી કરેલું સેવાકાર્ય માત્ર યજ્ઞ છે. યજ્ઞમા જેમ ત્યાગ હોય, સમર્પણભાવ હોય, સમાજ અર્થે કરેલું તપ હોય તેમ યજ્ઞકાર્યમા સમર્પણ, ત્યાગ અને તપ હોવા જોઈએ. આ યજ્ઞ કર્મ એટલે હોમાદિ યજ્ઞ પણ સમાજની ધારણ પોષણ અને ઉન્નતિ ખાતર કરેલું સમર્પણકાર્ય.

**ઉપવાસ અને તેનો અર્થ :**—સતતયજ્ઞના બે ઉત્તમ સાધનો ઉપવાસ અને પ્રાર્થના છે. કર્મમાત્રને શુદ્ધ અને આધ્યાત્મિક કરનાર પ્રાર્થના છે. શ્વાસે શ્વાસે રામનામ લેવાની ઝંખના કરનાર અને તે અર્થે મથનાર ગાંધીજીને પ્રાર્થના હરઘડીની આવશ્યકતા થઈ પડી. એમના જીવનમાં પ્રાર્થના કે રામનામ અનેક રીતે પ્રત્યક્ષ કર્મમા ઉપયોગી થઈ પડ્યાં. હિંદુ મુસ્લિમ ઝઘડાના પ્રશ્નમાં એકતા અને સંપ સાધવાના પ્રયાસ પ્રાર્થના બની અને એકતાની ઝંખના જ જપ બની રહે; બિમારની સેવા અને આરોગ્યની આરાધના પણ પ્રાર્થનાનું સ્વરૂપ બને; કે પછી કર્મમાત્ર રામનામના અનુસંધાન થાય એ સતત પ્રાર્થનાનો જ પ્રકાર બની શકે. ટૂંકમાં પ્રત્યક્ષ અનાસક્ત સેવાકાર્ય માત્ર ભગવાનના તત્ક્ષણ જરૂરી ગુણની સાથે અનુસંધાન કરી કરતાં તે કાર્ય પ્રાર્થનારૂપ બની જાય. આવી પ્રાર્થના જીવનની આવશ્યકતા બની જવી જોઈએ. જીવનના કર્મમાત્રમાં આવી ટેવ રૂઢ બને તે માટે પ્રાર્થનાનો અમુક સમય નિશ્ચિત કરવામા આવે અને એ સમય સેવકને માટે અતિ આવશ્યક બની રહે. સેવકની પ્રાર્થનામાં નમ્રતા હોય, ઈશ્વરમાં તન્મય થઈ જવાની વૃત્તિ હોય તેથી તેને માટે ગાંધીજીએ સાધક જેવો મોટો શબ્દ છોડી 'સેવક' શબ્દ વાપર્યો. 'સેવક'માં સાધનાના ભાવ સાથે સેવાનો ભાવ પણ છે જ અને તેની સાથે તેમાં તેમણે નમ્રતાનો સમાવેશ કરી દીધો.

**ઉપવાસની આવશ્યકતા :**—પ્રાર્થનાની જેમ ઉપવાસ પણ ગાંધીજીને માટે એક આધ્યાત્મિક આવશ્યકતા થઈ પડી. ઉપવાસ એટલે ઈશ્વરની હાજરીમા સતત રહેવું એવો આધ્યાત્મિક અર્થ કરીને સ્થૂળ ઉપવાસનુ મહાત્મ્ય પણ વધાર્યું શારીરિક કે માનસિક શક્તિના શુદ્ધિ વૃદ્ધિ અને ઊર્ધ્વીકરણ માટે ઉપવાસ સહજ સરળ સાધન છે એમ એમને જણાયું અને તેથી ઉપવાસ એમને મન એક અનિવાર્ય આવશ્યકતા થઈ પડી. આથી સમાજ સાથેની તન્મયતાને કારણે અને સમાજમાં અસ્પૃશ્યતાદિ મેલનિવારણ માટે પણ કેટલીક વાર ઉપવાસ આવશ્યક થઈ પડ્યો. કેટલીક વાર તે રાજકીય કારણો માટે પણ ઉપયોગી થયો એ હરિજન ઉપવાસને તેમણે શુદ્ધ આધ્યાત્મિક ઉપવાસ તરીકે ગણાવ્યા છે, કારણ તેમા હિંદુ ધર્મની શુદ્ધિનો પ્રશ્ન હતો. એવા ઉપવાસની ખૂબી એ છે કે તે આત્માની માગ બને તો જ તે સહજ બને. બહારથી બાહ્યાચારથી લાદેલા સેવા કે યજ્ઞાદિ કૃત્રિમ બને છે અને તેથી જ ઘણી વાર તે હાંસીને પાત્ર બને છે. જીવનના ઊર્ધ્વીકરણનો સર્વાંગી પ્રયાસ હોય ત્યાં સેવા, પ્રાર્થના યજ્ઞાદિ સાધના આવશ્યકતા થઈ પડે છે અને ત્યાં તે દીપી પણ ઊઠે છે.

**આશ્રમી પ્રયોગભૂમિ :**—ગાંધીજીએ કર્મ યજ્ઞ, સેવાદિમા બારોબાર તપશ્ચર્યા સાથે પ્રયોગ શીલતા ભરી દીધી. એનો વ્યક્તિગત પ્રયોગ ગમે ત્યાં થઈ શકે પણ સામુદાયિક પ્રયોગ પણ તેમના જેવા સમાજસેવકે કર્યા જ રહ્યો. સામુદાયિક પ્રયોગની આવશ્યકતામાંથી જ

[૧૧૦]

યોગી વિશ્વને બાજુપર રાખી પરમેશ્વરને જોવાનો પ્રયત્ન કરે છે.
એટલા માટે એ સધાતો જ નથી.
બલ્કે, તત્ત્વવિચારોના નાના સંદેહો પેદા થઈ જાય છે.
જ્ઞાનદેવ કહે છે—
મેં એનાથી ઊલટી પ્રક્રિયા દ્વારા વિશ્વ સહિત જ ઈશ્વરને જોઈ લીધા છે.
એટલા માટે અનંત રૂપમાં અને અનંત વેશમાં મને એના દર્શન થયાં.
અને હમેશાં થતાં રહે છે.
પરંતુ એટલુ હોવા છતાં, દર્શનની ખૂબી એ છે કે વિઠ્ઠલ મૂર્તિરૂપી ઉપાસના સંકેતનો માત્ર લોપ નથી થયો.

[૧૧૧]

ઈશ્વરનું રૂપ હવે મારા જ રૂપમાં સમાઈ ગયું છે.
એટલે દર્શન પણ કુંઠિત થઈ ગયુ છે.
કેવળ એક ભાવ બાકી રહ્યો. અને દેહ પણ એમાં વિલીન થઇ ગયો.
અહીં દેહ નથી, ત્યાં દેવ નથી.
એવી છે આ દશા.
પ્રલયકાળની વેળાએ જ્યારે બધું જલમય થઈ જાય છે.
નથી ઉદ્‌ગમ રહેતો, ન પ્રવાહ ન તો સંગમ,
બરાબર એવી જ રીતે, હવે ન તો કંઈ જોવા જેવું છે
ન કહેવા જેવું,
ન કરવા જેવું જ!
પરંતુ એના અર્થ એ નથી કે કંઈ છે જ નહીં.
આશ્ચર્યની વાત એ છે કે જ્ઞાન સ્પષ્ટ છે, જ્ઞેય કશું નહીં.
એના પરિમલથી આ આખી સૃષ્ટિ સુરભિત થઈ ગઈ છે.
એની કાંતિથી આખું જગત રમણિય થઈ ગયું છે.
કમલનયનની એ કાંતિ, સંપૂર્ણ, મારી આંખોમાં સમાઈ ગઈ છે.
પાણીમાં પાણી મળી જવાની ઉપમા ઉપનિષદોએ આપી છે.
પરંતુ મારી સ્થિતિ
આકાશમાં આકાશ મળી જાય તેવી થઈ છે.
આખી સૃષ્ટિ બ્રહ્માનંદથી વ્યાપ્ત થઈજવાને કારણે પ્રપંચને રહેવાને માટે જગ્યા જ નથી રહી.
મધુથી ઓતપ્રોત એવા વેદ,
પરંતુ એમને પણ એના માધુર્યનું વર્ણન કરવામાં હાર કબૂલીને
અને 'નેતિ' 'નેતિ' કહીને
ચૂપ બેસવાનો વારો આવે. '
કેમકે, એ રૂપ એવું નથી કે બોલીને બતાવી શકાય.
હા, પરંતુ હસ્તગત તો થઈ ચૂક્યું છે.
અને એટલું થવા છતાં યે–
મારી વાત પૂરી નથી થતી,
બીજી શોધ ચાલુ જ છે.
વિઠ્ઠલના મેળાપનો ચમત્કાર જ એ છે, કે લબ્ધ છતા ય શોધ ચાલુ જ રહેશે.
આજ સુધી હૃદયમાં આત્મરૂપેણ, ઈશ્વરને જોતો હતો.
પરંતુ નિવૃત્તિનાથના ઉપદેશનો ચમત્કાર જુઓ,
એ શરીરનું અંગ અંગ થઈ ગયા છે.
એનું ન નામ, ન રૂપ,
પરંતુ આજે એણે બધાં નામ અને બધાં રૂપો ધારણ કરી લીધાં છે.
અને રોજ નવાં નવાં ધારણ કરે જ છે.
આદિ એ જ,
અંતમાં એ જ છે,
અને મધ્યમાં ઘન એ જ ભર્યો છે.

[૧૧૨]

લાખનુ મૂલ ચૂકવીને જગતથી નોખી અણમોલ ચીજ મેળવી છે

પરતુ માનિકી એક પળની તે નથી

બીજી ક્ષણે માનિકી ઇચ્છી તો ફરી લાખ દેવા પડશે

દરેક ક્ષણે નવા નવા લાખ

અને પ્રત્યેક ક્ષણે માનિકીનો નવો નવો હક

[૧૧૩]

જ્ઞાનયોગીનુ નિર્ગુણ નિરાકાર બ્રહ્મ–

પુષ્પવૃક્ષનુ બીજ છે

ધ્યાન યોગીના સગુણ નિરાકાર પરમેશ્વર–

પુષ્પવૃક્ષની કળિકા,

અમારા ભક્તોના સગુણ સાકાર વિશ્વવ્યાપક વિષ્ણુ

વિકસેલુ ફૂલ છે

[૧૧૪]

ઈશ્વર સ્વરૂપની અનુભૂતિની સાથે આ આખુ જગતબિબ જાણે કોળિયો થઈ ગયુ

એનાથી મતલબ?

એવુ શુ થયુ કે જાણે કઈ દેખાતુ જ નથી?

અથવા કઈ બીજુ જ દેખાવા લાગ્યુ?

એની એવી કોઈ ઓળખાણ નથી જે બતાવી શકે

જગત અર્થાત્ પોતાનુ રૂપ જોવાનો અરીસો જ છ

જેવા આપણે તેવુ જગત

અરૂપે અરીસામા જોયુ

અર્થાત્ જગતની દશ્યતા લુપ્ત થઈ

દશ્ય અને દ્રષ્ટાને જુદા કરીને

કેવળ દર્શન જ બાકી રહ્યુ

એ તો જ્યા ત્યા છે જ

એનો ઉદય નથી, અસ્ત નથી,

સમાધિ અને ઉત્થાન આદિ અગ્ર નથી

થોડી વાર સ્ફૂર્તિ,

થોડી વાર હીનતા

એવી રીતનુ દ્વૈત નથી

જગતમા અસખ્ય જીવો બન્યા જ નથી!

એક જ અક વિકુલ છે

અને એ સુખસામ્યનો અનુભવ અખડ કરાવી રહ્યો છે

[૧૧૫]

કોટિ કોટિ જન્મ જે સાધનાનુ આચરણ થયુ,

આ દેહમા તે ચરિતાર્થ થઈ, સ પન્ન થઈ

કારણ, સાધનાની તલવાર ચલાવવા માટે સામે પ્રપચ બાકી જ રહ્યો નહી

નિરતર ધ્યાનપૂર્વક કરવામા આવેલી અવિચ્છિન્ન ઉપાસના કરવાનો આ લાભ મને મળ્યો છે.

એ ન પૂછો કે એ ચરણોની પ્રાપ્તિ કયા ઉપાયોથી થઈ

કયો ઉપાય ન કર્યો એ પૂછો

હવે ચિતન કેવી રીતે કરુ?

ચિતન કરવાની મતલબ છે, કઈક છોડવુ પડે છે

એવો તો હવે કશો સભવ જ નથી

કેમકે એ બધુ ઈશ્વર સ્વરૂપ થઈને ચિત્તમા અકિત થઈ ગયુ છે

જાણે ચિત્ત એને ગળી ગયુ છે

દેહ ફેકીને હુ એનુ આલિગન કરી ચૂકી છુ

અને એ પરમ સમર્થ મારામા સમાઈ ગયા છે

૧૬ નીઃવર્ણ સાક્ષાત્કાર

[૧૧૬]

એ આનદનિધિ, આનદસાગર,

આજ પરિપૂર્ણરૂપે મારા વશમા આવી ગયો છે

એટલે હુ એની તરફ જાઉં તે પહેલા

એ મારી તરફ આવીને મને બોલાવી રહ્યો છે

મારે માટે વાસ્તવમા આજે દિવાળી છે

પ્રેમની કેવી નવીનતા

કે પ્રપચનો રગ જ જેને કદી લાગ્યો નથી

અને પ્રપચની બહાર જેનો સચાર રહ્યો

એ આજે મારા ઘરે આવ્યો છે

ઘરે આવીને આખુ ઘર એણે ઘેરી લીધુ છે,

અને તોપણ કેમકે, જરા પુરતી ન થઈ

મારા હૃદયને અતર બાહ્ય એણે ભરી દીધુ છે

## સમૂહ-ભોગ્ય! — રતિલાલ-અનિલ

શાક માર્કેટમાં રીંગણાંના ગાડાં ને ગાડાં ઠલવાયાં હતાં. વળી લગનગાળાને અંગે ઘરાકી પણ સારી હતી. વરા કરનારા એક સાથે બે-ત્રણ મણ રીંગણાં જોખાવી જતા જ્યારે બીજાં શાકભાજી પ્રમાણમાં ઓછા જ જથ્થામાં હોવાને કારણે છૂટક ખરીદનારા જ રતલ બે રતલ લઈ જતા. આથી રીંગણાંને થયું કે સમૂહભોગ્યતાનું તત્ત્વ મારામાં જ છે, આ બધાં શાકો તો વ્યક્તિવાદી છે! પોતાનો એ વિચાર એણે છુપાવ્યો પણ નહીં, આસપાસના નાના જથ્થામા પડેલાં શાકભાજીને અતિશય ગર્વથી તેણે કહ્યું પણ ખરું! બીજાં શાકભાજીને જરા ખોટું તો લાગ્યું પણ કરે શું? પણ કારેલું સ્વભાવે કડવું રહ્યું તેણે કહ્યું; 'આજે તું ટનબંધ જથ્થામાં અહીં આવી પડયું અને લોકો મણબંધ ઉપાડી જાય છે એટલે તને ગર્વ થયો કે, સમૂહભોગ્યતાનું તત્ત્વ મારામા જ છે! ભાઈ વાહ! તું તો મૂરખ છે. લોકો સગવડિયા છે. એક સાથે પાંચસો માણસ જમાડવાના હોય ત્યારે પૂરતા જથ્થામા ને સસ્તા ભાવે મળે તે જ શાક લોકો ખરીદે એમાં નવાઈ શી? તેમા તને ગર્વ થઈ ગયો કે હું સમૂહભોગ્ય છું! ઠીક ભાઈ, મારી વાત કરે તો, તારા મત પ્રમાણે વધારેમા વધારે વ્યક્તિવાદી હું ગણાઉં! કોઈ દિવસ કોઈ વરાવાળાએ સમૂહ ભોજન માટે કારેલા કર્યાં હોય એવું ધ્યાનમાં નથી. કારણ કે, હું કાંઈ એમ રેઢું પડયું નથી કે લોકોને ખુશ કરવા ઢગલે ઢગલા ઉભરાઈ પડું! પણ તું સમૂહની વાત કરે છે ત્યારે તને લગીર પૂછું કે, બધા ભેળા બેસી ખાય છે ખરા પણ જમે છે તો વ્યક્તિગત ને? આસ્વાદ તો વ્યક્તિગત લે છે ને! અને શું પોતાના પાંચ કુટુમ્બીજનો સાથે રીંગણું ખાનારાને રીંગણું કડવું લાગે છે? ને સમૂહમાં ખાનારને 'મીઠું મધ' લાગે છે? ના રે, ના. એ તો જેવું લાગતું હોય તેવું લાગે. અને તું સમૂહને જોઈને ફાટી પડે છે ત્યારે તને કહું કે રસોડામાં બેસી ખાનારો તારો સ્વાદ સ્વીકારે છે, અને જમણમાં તારું મુખ્ય સ્થાન પણ કબૂલે છે અને તે પ્રમાણે તારું ગૌરવ પણ કરે છે. પણ તું જરા પાંચસો માણસની પંગતમાં પીરસાજે પછી ખબર પડશે કે તારું સ્થાન કેવું છે! તને તો બાજની કોર પર રાખશે, અને ગૌરવ તો મિઠાઈનું જ કરશે અને આસ્વાદ પણ તેનો જ કરશે. એનાથી મોઢું આઘું થશે ત્યારે જ તારી તરફ નજર કરશે તે ય થોડાં, બાકી તો પીરસાયેલ ભાગનો અમુક ભાગ એંઠમાં જ જશે. આવી સમૂહભોગ્યતા અમારામાં નથી તેથી અમારે લાજી મરવાનું નથી, પણ ઈશ્વરનો આભાર જ માનવાનો છે!'

'આ તો પેલા શિયાળને દ્રાક્ષ ખાટી લાગી એના જેવી વાત છે! બાઈ ને કોઈ હાથ અડાડતું નથી, એટલે બ્રહ્મજ્ઞાન સૂઝ્યું!'

'વારુ ભાઈ એમ હોય તો એમ. તું તો સમૂહભોગ્ય થઈ વાડી શેરી ને કચરાપેટીમાં જજે ને પડ, પડવું હોય તો, અમે એવી સમૂહભોગ્યતાની જરાયે ઈર્ષા ન કરીએ.' કહીને કારેલું ચૂપ રહ્યું. રીંગણું હજી કંઈક કહેવા જતું હતું ત્યાં તો કાછિયાએ ધડ દઈને કાંટાના છાબડામાં નાખ્યું એટલે એ શું બોલે!

☆

શહેરમાં પાણીની સવલત કરવા, ઘરે ઘરે નળ પહોંચાડવા સુધરાઈએ શહેર બહારની નદીમાં કૂવા ગળાવી. વૉટર સ્ટેશન નાખવાનું નક્કી કર્યું. એ નદી પવિત્ર ગણાતી. બધી જ નદીઓ આપણે ત્યાં તો લોકમાતારૂપે જોવાય છે અને માતા જેટલી જ પવિત્ર ગણાય છે પણ કેટલીક નદીઓ વિશેષ પવિત્ર ગણાય છે. તેવું આ નદી વિશે હતું. એ નદીનો એક ઓવારો તિર્થ તરીકે અત્યંત ખ્યાતિ પામેલો અને ત્યા વાર તહેવારે, હજારો લોકો સમૂહસ્નાન કરે. જ્યારે એ તિર્થના પાણીને ખબર પડી કે અમારી આગળનો પ્રવાહ તો ઘરઘરમાં વહેંચાઈ જશે, વ્યક્તિગત થઈ જશે ત્યારે આગળ કૂવા તરફ વહી જતા પ્રવાહને કહ્યું 'કેં તું આમ નાહક રણાઈ મરે છે. અહીં, અમારા ભેગો અમારામાં જ રહે, જો અહીં હજારો લોકો એક સાથે સ્નાન કરે છે અને અમને અત્યંત પવિત્ર માનીને વંદે છે, માથે ચડાવે છે, આગળ જઈ ને તું તારું ગૌરવ શા માટે નષ્ટ કરે છે!'

'અરે, તિર્થમાં રહેનાર તો અત્યંત ઉદાર હોય! તમારામાં આવો સંકુચિત ભાવ ક્યાંથી આવ્યો? શું આપણે કંઈ જુદા છીએ? ના એક જ. લોકોને તૃપ્તિ માટે, પવિત્રતા માટે આપણો જ્યાં ખપ પડે ત્યાં જઈ લઈ જાય! પછી સમૂહમાં લાભ લે કે વ્યક્તિગત, આપણને એની સાથે શું? સમૂહમાં સ્નાન કરનારા પણ વ્યક્તિ-

અચરતલાલને થતું કે હું કંઈ આવી નાની નાની બાબ-તોમાં પડવા નવરો છું! મારે માથે મોટાં મોટાં કામો પડ્યાં છે, જે શક્તિ હજાર માણસના ખપમાં આવે તે એકલડોકલ માટે ખર્ચવી એ તે કંઈ સારું કહેવાય!

જાહેરજીવનને કારણે ખુદ એમના પોતાના કુટુમ્બનો સતત સંપર્ક પણ ઓછો થઈ ગયો. આજે અહીં હોય તો વળી કાલે કોઈ દૂરના શહેરમાં જવાનું હોય અને એક પ્રવાસમાં, એક કાંકરે બે પક્ષી મારવાના ન્યાયે બીજાં કેટલા ય કામો પતાવવાનાં રાખતા. તે વિશે કુટુમ્બીઓ કદી ફરિયાદ કરતાં તો કહેતા કે મેં તો મારું જીવન સમૂહ માટે આપી દીધું છે. એટલે આમ બનવું સહજ છે. અને તે તમારે સહી લેવાનું છે. તે સિવાય છૂટકો નથી.

પણ જ્યારે તેઓ માંદા પડતા ત્યારે એ જ કુટુમ્બીઓની સેવા અને સહવાસ ઇચ્છતા. અને જાહેરજીવન અંગે લોકો આવજા કરતા, પૂછપૂછ કર્યા કરતા ત્યારે એમને ત્રાસ ઊપજતો અને અભાવ થતો.

ક્યારેક થાકી જતા, ક્યાંક આરામ ગાળવા ચાલ્યા જતા ત્યાં પણ તેમની જાહેર કારકીર્દિને કારણે લોકો એમને કોઈ ને કોઈ કામમાં ખેંચતા કે આરામનો સમય બીજી રીતે પડાવી લેતા.

એમ કરતાં કરતાં તેઓ નિવૃત્ત થયા. એમના વિચારો નવા યુગને મુકાબલે મોળા નીવડ્યા અને તેઓએ જાહેર-જીવનમાંથી સંન્યાસ લીધો. જે લોકોનાં ટોળા તેમને એક વાર આનંદ અને ઉત્સાહ આપતા હતા, તેનો હવે તેમને અભાવ સાલતો હતો અને ત્યારે તેમને પોતાના આપ્તજનો, સાચા મિત્રો અને કુટુમ્બીજનો જ ઢળતી વયે આશ્વાસનરૂપ, ટેકારૂપ થઈ પડ્યા. તેમને કારણે જ જિંદગીનો નિવૃત્તિકાળ તમને સહ્ય બન્યો.

## રજનીનો પ્રશ્ન

જાહેરજીવનમા પડેલા એક ભાઈ પોતાના નાના બાળક રજનીને કોઈ કોઈ વાર જાહેર કાર્યક્રમમા સાથે લઈ જતા. રજની એ જોઈને ખુશ થતો અને આશ્ચર્ય પણ પામતો કે, મારા પિતાને લોકો કેટલું બધુ માન આપે છે! હજારો લોકો એમને સાંભળવા ભેગા થાય છે, એમને તાલીઓથી વધાવી લે છે. ફૂલહાર પહેરાવે છે અને અભિનંદે પણ છે. વળી ક્યાંય જાય છે ત્યાંના કાર્યકર્તાઓ એમને કેવો સરસ આવકાર આપે છે, કેવા હસીને અને નમીને વાતો કરે છે! બીજાઓને તો આવુ કશું માન મળતુ નથી. પણ બહાર એમનું આટલું બધું સન્માન થતું હોવા છતાં ઘરમાં તો બીજા માણસો સાથે કુટુમ્બીઓ જેમ વર્તે છે તેમ, અમે વર્તીએ છીએ, એમને મળવા આવનારો રજા લઈ ને, વિવેક કરીને એમને મળે છે, પણ મને તો જ્યારે મન થાય ત્યારે, કામમા ગૂંથાયેલા હોય તો પણ સીધો જ તેમની પાસે પહોંચી જાઉં અને કામ રોકીને પૃછ પણ ખરો. અને એમા કશું ખોટું હોય એવું પણ મને કોઈએ કહ્યું નથી. ત્યારે, શું અમે એમનું પૂરું સન્માન કરતા નથી? એના મનમાં ઘોળાતા વિચારો એણે છેવટે પોતાની માને કહી જ દીધા.

'રજની, આપણને તારા પિતા પ્રત્યે ઓછો સ્નેહ કે ઓછું માન છે એવું નથી. તારી ચોપડી તું કેવી સાહજિકતાથી લઈ લે છે, તે માટે તું કોઈને પૂછવા જાય છે ખરો, કે વિવેક કરે છે ખરો? પણ બીજાની ચોપડી હાથમા લેવી હોય તો, તેને પૂછવું પડે, આપે તો આભાર પણ માનવો પડે, એવું છે તારા પિતા વિશે આપણું. એમાં ઓછા સ્નેહનો પ્રશ્ન જ નથી. આપણે પણ જો તારા પિતાના હરેક બોલે તાલી પાડીએ, ઘરમાં આવે ત્યારે હાર પહેરાવીએ તો તો ઊલટું તેમને ખોટું લાગે, કેમકે, એ અવિવેક ગણાય. જ્યા હૃદયની એકતા છે ત્યા બાહ્યવિવેક ગૌણ બની જાય છે. અને લોકો તો આજે સત્કારે અને કાલે મતફેર થાય તો ફિટકાર પણ બોલાવે. આપણે એમ ન કરીએ, મતફેર થાય તો એકબીજાને સમજવા પ્રયત્ન કરીએ અને એમની સાથેનું આપણું વર્તન તો, અગાઉ જેવું જ રહે. બાકી તો તું મોટો થઈશ ત્યારે બધું આપોઆપ સમજી જઈશ. ખરું ને?'

'હા, મા. અત્યારે પણ મને તારા કહેવાથી સમજાયુ તો છે જ.' રજનીએ મનોપથી કહ્યુ.

નહીં, પણ પાંચ દસ હજાર કામદારોને રોજી આપતી મિલ બંધ પડે કે મોંઘવારી નડે એટલે સરકારે બધું પડતું મૂકીને એમના પ્રશ્નો હલ કરવા જોઈએ, નહીં તો હડતાળ, મરધસો, સભાઓ અને તોફાનોની તરવાર શિરે લટકવા !! આવી પરિસ્થિતિને આપણે કયે મોઢે લોકશાહી કહી શકીએ? એક કારખાનું બંધ પડે એટલે સૌને ખબર થઈ જાય કે રોજ આટલું નુકશાન થાય છે. પણ ઘરઆંગણે કામ કરતા લાખો માણસોની રોજી અટકી ગઈ હોય, ભૂખ મરતા હોય તો, તેથી દેશને એક પાઈનું યે નુકસાન થતું ન હોય તેમ, તેની ખબર પડતી નથી.

ખરું તો એ છે કે, પક્ષીય રાજકારણે તેમ, મોટા પાયા પરના ભારે યંત્રોઉદ્યોગોએ એક પ્રકારનો ટોળાવાદ ઊભો કર્યો છે. જેમ ટોળું મોટું તેમ તેના ધાક વધારે, અને તેનો તોર પણ વધારે. તે પોતાના એકલાના જ હિતની વાત કરે. શિક્ષકને સાહેબનો પગાર મળતો હોય તો એટલામાં તે પૂરું કરે, અમારે તો અમને તો પગાર ઉપરાંત સીત્તેર–એંસીનું મોંઘવારી ભથ્થું મળવું જોઈએ– જરાય ઓછું દીધું તો, જોઈ લેજો, અમે શું કરીએ છીએ તે! આવી પરિસ્થિતિ છે. લોકશાહીનો મોટામા મોટો દુશ્મન ટોળાવાદ છે, એ કયે દિવસે સર્વનાશ કરી લાવે તે કહેવાય નહી. રાજપુરુષોને ચિંતા હોય તો એટલી જ કે, એ ટોળું અમારું હોય તો સારી વાત છે. બીજાનું હોય તો ખરાબ છે. ટોળું પણ પોતાની આવી કીંમત સમજે છે. અને તેને જોરે જ પોતાનું ધાર્યું કરાવે છે. વિકસતી લોકશાહી માટે આ સારું ચિહ્ન નથી.

ટોળાના રાજકીય અસરની વાત બાજુ પર રાખીએ, પણ જે સામાજિક અસર કે પરિણામો તે નીપજાવે છે, તે તો ગંભીરપણે વિચારવું જ જોઈએ.

એક જ શહેરમાં સો પચાસ મિલો ખડકી દઈ તેમાં કામ કરવા માટે આખા દેશના ખૂણેખૂણેથી માણસોને ખેંચી એકત્ર કરી તેમનો એક જુદો જ ખિચડિયા સમાજ રચવો. વળી તેની આર્થિક સ્થિતિ બાદ કરતા બાકીના માનવીય ધોરણે તેમનો ખાસ વિકાસ થાય તેની પૂરેપૂરી વ્યવસ્થા ન કરવી એ શું ડહાપણભર્યું છે? વળી એ સમાજનો રાજકીય હેતસર ઉપયોગ કરવાના હેતુએ કાચા માલ રૂપે રાજકીય ધૂર્તોને હવાલે કરી દેવો એ સ્વસ્થ, સંસ્કારી માનવસમાજ રચવાનાં ચિહ્ન છે?

માત્ર આર્થિક અને રાજકીય ધોરણે મોટા પાયા પરના યંત્રોદ્યોગોનો વિચાર કરવાથી આપણી પ્રગતિને જ રૂંધે એવી પરિસ્થિતિ જાણે હાથે કરી સર્જતા હોઈએ એવું લાગે છે.

સર્વાંગી દૃષ્ટિવાળા કે ગાંધીવિચારને વ્યક્ત કરનારા વિકેન્દ્રિત ઉદ્યોગોની વાતો કરે છે, તેમાં રહેલું તથ્ય આટલી ઉપલક ચર્ચા પરથી પણ સમજાશે. —અનિલ

☆

હું ઈંગ્લેન્ડ ગયો હતો ત્યારનો આ પ્રસંગ છે.

શિયાળાના એક દિવસે હું ટ્રેનબ્રિજ વેલ્સની એક ગલીમાંથી પસાર થતો હતો ત્યાં એક અશક્ત ઘરડો માણસ ઊભો હતો તેણે મને કંઈ કહ્યું નહીં પણ મારી તરફ અપેક્ષાત્મક નજરે જોયું, કદાચ ભીખ માગવાની મનાઈ હશે ધારી મેં એના હાથમાં એક સિક્કો મૂકી દીધો. પણ એની ધારણા કરતાં એ વધારે હશે તેથી, હું જરા આગળ વધ્યો કે મારી પાછળ પાછળ આવી તેણે કહ્યું: 'ભાઈ તમે ભૂલમાં મને સોનાનો સિક્કો આપી દીધો છે!' એ સિક્કો મને પાછો આપવા લાગ્યો. મેં એને એ રાખી લેવા ઘણો સમજાવ્યો ત્યારે મારા આગ્રહથી તેણે એ સિક્કો પોતાની પાસે રાખ્યો.

મને આ પ્રસંગ યાદ ન રહેત પણ બીજો એવો જ પ્રસંગ થોડા દિવસ પછી બન્યો.

જ્યારે હું પ્રથમ વાર ડોવર રેલ્વે સ્ટેશને પહોંચ્યો ત્યારે એક મજૂરે મારો સામાન ઉપાડી ટાંગા સુધી પહોંચાડ્યો. મેં પરચુરણ શોધવા પ્રયાસ કર્યો પણ ન મળતાં મેં અર્ધો ક્રાઉન મજૂરી પેટે આપી દીધો. ટાંગો થોડેક દૂર ગયો ત્યાં તો તે મજૂરે હાંક મારીને રોકયો. હું મનમાંને મનમાં વિચારવા લાગ્યો: મને અજાણ્યો જાણીને એણે વધારે પૈસા પડાવવા હશે. ટાંગો અટક્યો, ત્યારે મને અર્ધો ક્રાઉન પરત કરતાં મજૂરે કહ્યું: 'ભાઈ, તમે ક્રાઉનને પેની સમજ્યા લાગો છો.'

એમ તો નથી કહી શકતો કે, ઈંગ્લેન્ડમાં હું કોઈ વાર ઠગાયો નથી. પરંતુ મારા મનમાં એ માન્યતા દૃઢપણે વસી ગઈ છે કે જે વિશ્વાસુ છે તે વિશ્વાસ મૂકવાનું જાણે છે. હું અજાણ્યો હતો અને શિક્ષા કે દંડનો મને ભય ન હતો. પૈસા આપવામાં ગરબડ કરી શકતો હતો, પણ લંડનના કોઈ પણ દુકાનદારે મારા પર કદી પણ અવિશ્વાસ કર્યો નથી. —દાગોર

# મિલકાપડમાં મંદી

'ફક્કી'

હમણા મિલકાપડમા ખૂબ મંદી છે અને કરોડો વાર કાપડ પડી રહ્યુ છે—છેલ્લા કેટલાક વર્ષોમા આવેલી મંદીઓમા આ મંદી અભૂતપૂર્વ છે એમ કહેવામા આવે છે

તેની સામે ભારતના કરોડો સામાન્ય માણસોની વાત કરીએ તો તેમની પાસે પૂરતા કપડા નથી દેશને આજે કરોડો વાર કપડુ પડ્યુ છે, અને કરોડો માણસોને વિશેષ કાપડની જરૂર છે! આવી વિચિત્ર અને વિરોધાભાસી સ્થિતિ શુ સૂચવે છે? હવે આના ઉકેલ તરીકે સ્વયંચાલિત શાળો નાખવાની માગણી કરવામા આવી છે, અને તેને અંશત મંજૂર પણ રાખવામા આવી છે' હવે એ શાળો વધારે ઝડપથી અને ઓછા માણસોથી ચાલશે અને ઝડપી ઉત્પાદન થશે એટલે કાપડ સસ્તુ થશે અને પરદેશમા ત ખપશે એમ કહેવાનુ છે આ બધામા, ભારતનો સામાન્ય માણસ ક્યા છે? એની તો જાણે કશી ગણતરી જ નથી! કાપ નાખવાનો નિકાસ સ્વયંચાલિત શાળોથી ઝડપથી ઉત્પન્ન થનાર સસ્તા કાપ કથી થશે—એ અર્વાચીન અર્થશાસ્ત્રની બલિહારી છે એને ઊલટુ કહીએ તો તો મૂરખમા જ ખપીએ ને? કેટલાક દેશો, પરદેશી હૂંડિયામણ કમાવા પોતાના દેશમા બનતી વસ્તુ પોતાના દેશ કરતા સસ્તા ભાવે પરદેશમા પૂરી પાડે છે, એ નીતિનુ અનુકરણ કરવાની વાત પણ ચાલે છે અને ઘરના છોકરા ઘંટી ચાટે ને ઉપાધ્યાયને આટો' એ કહેવત લાગુ પાડીએ તો તો વળી પાછા મૂરખમા ખપીએ' આપણે કંઈ વર્તમાન અર્થશાસ્ત્ર સમજીએ નહી ને?

હા પણ માનવ અર્થશાસ્ત્ર તો થોડુ થોડુ સમજીએ છીએ ભાઈ

પરકમ્માના મેળામા સૌરાષ્ટ્રના ગામડાના લાખ ઉપરાંત માણસો ભેગા થયા હતા તેમના એકાદ ટકાને બાદ કરીએ તો બાકીના બધાએ પુરુષોએ પાઘડીઓ અને બહેનોએ લાલ કાળા જાડા કાપડના કપડા પહેર્યા હતા એમાંનુ ઘણુ ખરુ કાપડ હાથવણાટનુ હતુ માત્ર સુતર મિલનુ હતુ આ તો સૌરાષ્ટ્રના ગામડાની વસ્તીની વાત થઈ બીજા પ્રાન્તના ગામડાના સમાજના માણસો પણ, આવા જ જાડા ગામઠી કાપડના કપડાનો ઉપયોગ કરે છે મિલ કાપડનુ આક્રમણ અત્યંત ઉગ્ર હોવા છતા હાથસાળના જાડા કાપડનો ઉપયોગ ભારતભરના ગામડામા સારો છે દેશની વસ્તીનો મોટો ભાગ પાચ લાખ ગામડામા વસે છે એમનો આંકડો નજર સામે રાખો અને મિલો જે હજાર જાતનુ કાપડ ઉત્પન્ન કરે છે તેનો હાથનો વિચાર તો તરત સમજાશે કે કુલ વસ્તીના વીસ ટકા જે શહેરમા રહે છે તેને માટે જ મિલો ભાતભાતના કાપડ બનાવે છે! એ પરથી તરત સમજાશે કે મિલવાળાની દૃષ્ટિમા ભારતનો કયો માનવ સમાજ છે

દેશના સંરક્ષણ માટે પોલિસો અને લશ્કરીઓની સંખ્યા લાખોની છે એવા બીજા ગણવેશધારીઓમા તાર ટપાલ ને રેલવેના નોકરો પણ આવી જાય આ બધાનો ગણવેશ અમુક અમુક એક જ જાતનુ કપડુ માગે છે આમજનો અને ગણવેશધારીઓની સંખ્યા મૂકી મિલ કાપડની હજારો ભાતો ને જાતો વિચારો એટલે તરત મનમા ઊગી નીકળશે કે મિલો શહેરી સહેલાણીઓની કેટલી ખુશામત કરે છે તેમની રુચિ અને જરૂરિયાતની કેટલી ચિંતા કરે છે

પણ મંદીનો પોકાર તો આખા દેશના હિતને નામે થાય છે' અને સરકાર પણ આખા દેશના પ્રશ્ન તરીકે જ એનો વિચાર કરે છે! એ ઉદ્યોગ દ્વારા સરકારને કર રૂપે જકાત રૂપે હૂંડિયામણ રૂપે અમુક લાખ કરોડ ટકા કમાવી આપે છે એ તો ખરુ પણ એવી કમાણી બીજા ઉદ્યોગો પણ પોતપોતાના ગજા પ્રમાણે ક્યા નથી આપતા? એની નવાઈ ન હોય નવાઈ તો એની હોવી ઘટે કે એ ઉદ્યોગ સરકાર સામે આખા દેશના પ્રશ્ન તરીકે ધા નાખે છે ત્યારે તે ઉદ્યોગ તો, આખા દેશનો દેશના પ્રત્યેક થરના માણસોની જરૂરિયાતનો વિચાર કરીને ચાલે છે કે કેમ?

એ ઉદ્યોગ દેશના બધા માણસોને તેમની જરૂરિયાતનુ ને પરવડે એવુ કાપડ પૂરુ પાડતા નથી બદલામા એવુ કાપડ પૂરુ પાડનાર લાખો વણકરોને તેણે બેકાર કર્યા છે એ તો નફામા!

આજે સ્વયંચાલિત શાળો એટલા માટે નાખવાનુ વિચારવામા આવે છે કે જેનાથી સસ્તુ કાપડ ઉત્પન્ન

થતા પરદેશમા વેચી શકાય। પણ ઓછી ખરીદશક્તિ વાળા લાખો દેશજનો પાસે પૂરતા કપડા નથી, તેઓ પોતાના આર્થિક ધોરણે અત્યારે જેટલા ખર્ચ કપડા પાછળ કરે છે, તેટલા ખર્ચમા તેમને વધારે કાપડ પૂરુ પાડવાનો, ને તેમને ઢાકવાનો તો આ સમાજવાદી સમાજના આદર્શવાદીઓ સમજમા યે વિચાર થતો નથી। એ કામ તો ચરોડા ચક્ર અને અંબર ચરખો અને હાથશાળ વાળા વણકરો કરશે ખરુ ને? કેટલી બધી ઉદારતા! ખાદી હાથઉદ્યોગ પ્રત્યે કેટલી બધી મમતા!

આજનુ અર્થશાસ્ત્ર બધા દલીલોને ખોટી પાડે એટલુ આગળ વધેલુ છે અને આ શાસ્ત્રીઓ તો, વળી અથી યે આગળ વધેલુ છે! મને લાગે છે કે તેની ગતિ ને ઉન્નતિ પેલા સ્પુટનિક કરતા વધારે છે

પણ આપણુ તો રહ્યુ સીધુ સાદુ માનવ અર્થશાસ્ત્ર, કરોડો વાર કાપડ પડ્યુ છે, છતા વિશેષ કપડાની જરૂરતવાળા કરોડો માણસો તે ખરીદી શકતા નથી અને છતા વધારે ઉત્પાદન કરે એવી યન્ત્રશાળો લાવવી છે અને ત્યાથ ઉત્પન્ન થતુ સસ્તુ કપડુ પરદેશના માણસોની આબરૂ ઢાકશે સ્વયચાલિત શાળથી વળી જેટલા માણસોને રોજી નહી મળે. તેમને તો રોટલો પણ નહી મળે, પછી કપડાની જરૂર તો તેમને પડવાની જ નહી ને? એટલે, એમનો તો કશો વિચાર કરવાની જ જરૂર નથી વળી, સ્વયચાલિત યન્ત્રશાળોનુ સસ્તુ કપડુ દેશમા વેચાશે તો, થોડા ઘણા વણકરોની રોજી ઓછી થશે એટલે તેમને અન્ન નહી મળે પછી કપડાની ય શી જરૂર? એટલા કાપડ ખરીદનારા વળી ઓછા થશે એ જ ને?

આપણા બધા મહાઉદ્યોગોને દુનિયાના આગળ વધેલા દેશોના ધોરણે મૂકવા પ્રયાસ કરીએ, એ આ વિજ્ઞાનયુગમા વાજબી હશે, પણ તે સાથે વિચારીએ કે, તે દેશના જનસમાજ અને આપણા દેશના જનસમાજ વચ્ચે સામ્યતા કેટલી છે? સ્થિતિસામ્યતા ન હોય તો ત્યા ને પણ યાન સામ્યતા લાવવી જોઈએ જ, એવો વિચાર જો છૂપો છૂપો પણ કોઈના મનમા હોય તો તેમને હૈયે દેશની સમગ્ર જનતાનુ હિત નથી પણ એક વિષચક્રમા એમનો વિચાર ફસાયેલો છે અને તેમા દેશના સમસ્ત માનવસમાજને ન્યાય આપવાની વૃત્તિ નથી રહેતી એ સ્પષ્ટ છે એવા લોકો આપણા દેશના લોકો વતી વાત ન કરી શકે એ દેખીતુ છે તેમણે એવા દભ ન કરવા જોઈએ

૨

નિસ્વાર્થભાવે જાહેર સેવા કરનાર પણ ઘણી વાર ટીકાનો ભોગ બને છે એમ કેમ થતુ હશે?

એવુ હોય કે તે પ્રજાના કોઈ એક વર્ગનો સેવક હોય અને તે વર્ગની યોગ્ય ઉન્નતિમા કોઈ બીજા વર્ગને સ્હેજે કોઈ પ્રકારનુ નુકસાન થતુ હોય તો તે વર્ગ સેવકની સ્વાર્થવશ થઈ ને ટીકા કરે ખેડૂતને ધીરાણ મેળવવા પાસથી ઓછા વ્યાજના દરે સેવક અમુક રકમ અપાવે, તેથી ઘણા વ્યાજે પૈસા ધીરનાર શાહુકારને નુકસાન જાય અને તે સેવકની નિંદા કરે ખરો આની કશી ભ્રાન્તિ ન હોય એનો ઇલાજ તો એ જ છે કે શાહુકાર બીજો ન્યાયી ધધો કરે અને રોજી મેળવે

પણ ઘણી વાર એવુ હોય છે કે ટીકા કરનારનુ દેખીતુ કશુ અહિત થતુ નથી તો પણ તે કોઈ સેવકની ટીકા કરે છે, એમ કેમ? એમા ટીકાકારનુ અજ્ઞાન પણ હોય છતા કોઈવાર એવુ ન હોય છતા ય ટીકા કરે તે શા કારણે? સેવકે કોઈ અમુક જ ક્ષેત્ર પસદ કર્યુ હોય કોઈ અમુક જ વર્ગ પસદ કર્યો હોય અને તેની જ ઉન્નતિ માટે તે સતત મથતો હોય ત્યારે એવી જ અપેક્ષાવાળા બીજા ક્ષેત્રો કે વર્ગો, પોતાની અવગણના કે ઉપેક્ષા થાય છે એવી લાગણીથી ટીકા કરે ત્યારે તેમા તથ્ય રહેલુ છે

મા પોતાના બાળકોનુ જ લાલનપાલન કરે એ તો સહજ જ છે પણ તે સાથે તેણે આસપાસના બાળકોની ઉપેક્ષા પણ ન કરવી જોઈએ તે બાળકોનુ લાલનપાલન, ઉછેર તેમની માતાઓ જ કરશે છતા એ બાળકો પત્યે સમભાવ હોવો જોઈએ સમસવેદન હોવુ જોઈએ આથી આસપાસના બાળકો અને તેમની માતાઓની તેની ને તેના બાળકની સાથે એક એક પ્રકારની આત્મીયતા બધાશે ટીકા કરવાની તો વાત જ નથી

કોઈ એક જ ક્ષેત્રમા પડેલા સેવકની આસપાસના ક્ષેત્રો અને અન્ય વર્ગો પ્રત્યે ભાવી જ લાગણી હોવી જોઈએ એવુ હશે તો, તેની વિના કારણે કેવળ ઉપેક્ષાના દુઃખની પ્રેરી ટીકા થશે નહી

કાર ગ્રાંટ કે મદદ આપે તો જ ખૂલે! સરકાર કર ઉઘરાવે છે એટલે એ જ સાર્વજનિક કામો માટે પૈસા આપે એવું વલણ ધીરે ધીરે વધતું જાય છે.

હાથઉદ્યોગો પણ સરકાર રાહત આપે, મદદ કરે, તો વળી ટકે! લોકોએ તે માટે કશું કરવાનું નહીં!

એક કાળે સાર્વજનિક સંસ્થાઓ કેવળ પ્રજાના પ્રોત્સાહન અને મદદ પર જ નિર્ભર હતી. લોકો જ પોતાની જરૂરિયાત પ્રમાણે વિવિધ સાર્વજનિક સંસ્થાઓ સ્થાપતા અને તે માટેના નાણાં પણ લોકોમાંથી જ મળી રહેતાં. એટલે એવી સંસ્થાઓ લોકવિમુખ પણ થતી નહીં. કેમકે, લોકોના સદ્ભાવ પર જ તેને ટકવાનું હતું.

આજે પરિસ્થિતિ જુદી છે. લોકહિતાર્થે વિવિધ સાર્વજનિક સંસ્થાઓ ચાલવી તો જોઈએ એમ સૌકોઈ સ્વીકારે છે. પણ, અમે સરકારને ઘણોબધો કર આપીએ છીએ, ચૂંટણી ફંડો અને ધંધાદારી હિતની સંસ્થાઓના ફંડોમાં નાણા આપવા પડે છે. સાર્વજનિક સંસ્થાઓ સરકાર પાસેથી જોઈતું બધું મેળવે. અમારાથી એ ન બને. એવું વલણ છે.

આમ ને આમ લાંબો સમય ચાલશે તો થશે એવું કે સાર્વજનિક સંસ્થાઓ પર લોકોનો કશો કાબૂ રહેશે નહીં, તેની નીતિ લોકો ઘડી શકશે નહીં. લોકો માટે, લોકો વચ્ચે કામ કરવાનું હોવા છતાં તે લોકવિમુખ અને સરકારમુખી થતી જશે. અને તે સરકારી યોજનાને અમલમાં મૂકનારી વહીવટી સંસ્થાઓ બની જશે.

જાહેર સંસ્થાઓ આજે ઓછી નથી. વધતી જાય છે. પણ તેમાં સાર્વજનિક સંસ્થાઓ કરતાં મિલ માલિક મંડળ, કામદાર મંડળ, ખેડૂત સંઘ, આદિ ધંધાદારી હિતોની રખેવાળી માટેની સંસ્થાઓ વધારે છે. લાગતાં વળગતાં તેવી સંસ્થાઓને સ્વાર્થને કારણે સ્થાપે છે અને પોષે છે. સર્વજનહિતાય કામ કરનારી સાર્વજનિક સંસ્થાઓનો ફાળો ધંધાદારી હિત માટેની સંસ્થાઓ પડાવી જાય છે. સાર્વજનિક સંસ્થાઓને સરકારનું ઘર ચીંધવામાં આવે છે.

આ પરિસ્થિતિમાં મિશનરી વૃત્તિ ધીરે ધીરે ઓછી થતી જશે, અને મિશનો પણ નાનાં મોટાં તંત્રોનું સ્વરૂપ ધારણ કરતાં જશે. એમાં જટિલતા આવશે, લોકોને તેનો પૂરેપૂરો લાભ મળશે નહીં, અને એ દૃષ્ટિએ મિશનોને પૂરી સફળતા નહીં મળે.

સરકાર ખૂબ લોકનિર્ભર હોવી જોઈએ, તેને બદલે લોકો સરકાર પર આધાર રાખતા થઈ જાય એમાં લોકો કે સરકારનું, કોઈનું સાચું હિત નથી.

સામાજિક કામોની, સમાજહિતનાં કામોની જવાબદારી સમાજે જ ઉપાડવી જોઈએ. અને સરકારને તેના અનિવાર્ય કામો માટે સંપૂર્ણ શક્તિ ખર્ચવાની સગવડ કરી આપવી જોઈએ. એમ થવાથી લોકોમાં સહકારવૃત્તિ જાગશે, જવાબદારીની ભાવના અને બળ આવશે, અને લોકહિત માટે કામ કરવાની કેળવણી પણ તે ઘણાને આપી શકશે અને તે દ્વારા તેજસ્વી લોકસેવકો પણ ઘડાશે, પ્રકાશશે અને સમાજને ઉજ્જવળ કરશે.

☆

## સોનાની ખાણ

સર્વગુણસંપન્ન સોનાએ ભગવાન પાસે જઈને કહ્યું કે, 'મારો એકાદ ગુણ ઓછો કરી નાખો, ઉષા સમાન મને ક્ષણજીવી બનાવો, સાકર પેઠે મને ગળી જનારું બનાવો, તારાઓ પેઠે અગ્રાહ્ય બનાવો, ગમે તે કરો, પણ માણસના હાથમાંથી મારો જાન છોડાવો. સતયુગની સુવાસ ક્યાં ગઈ? શા માટે મને કળિયુગનું પ્રતીક બનાવી મૂકવામાં આવ્યું છે? મને જોઈને માણસોની નજર બગડે છે, મારે માટે ભાઈ-ભાઈ અંદર અંદર લડવા માંડે છે. જ્યાં સામાજિક પ્રતિષ્ઠા ચારિત્ર્ય પર નિર્ભર હોવી જોઈએ ત્યાં મને ગુલામ બનાવીને રાખે છે તેઓ જ કૌથા મોટા છે એવું લોકો કહેવા લાગે છે. ભગવાન મેં એવો શો ગુનો કર્યો છે કે મારી ભલાઈ જ મારી દુશ્મન બની ગઈ છે?'

કિરીટ કુંડળધારી, હિરણ્યમયવપુ ભગવાન શું જવાબ આપે? એટલે સોનાએ ધરતી માતા પાસે જઈને કહ્યું: 'ભગવતિ વસુન્ધરે! દેહિ મે વિવરમ્' શું એવું કદાપિ બને ખરું કે માતા પોતાના બાળકને પોતાના હૃદયમાં જગા ન આપે? સોનાએ ગુફામાં પ્રવેશ કર્યો ત્યારથી લોભી માણસોએ પૃથ્વીના પેટમાં ગુફા ખોદીખોદીને ત્યાંથી સોનાને બહાર કાઢવાનો પ્રયાસ શરૂ કર્યો છે, એને એ સોનાની ખાણ કહે છે.

['મંગલ પ્રભાત']

